ગુજરાત યુનિવર્સિટી સ્વીકૃત પીએચ. ડી. ની પદવી
માટેનો મહાનિબંધ

# સ્વામીનારાયણ સંપ્રદાયના કવિ નિષ્કુળાનંદ~

## —એક અધ્યયન


: લેખક :
પ્રો. ડૉ. ચંદ્રકાન્ત ત્રિવેદી

: માર્ગદર્શક :
પ્રો. ડૉ. ધર્મેન્દ્ર માસ્તર (મધુરમ્)





: પ્રકાશક :
શ્રીમતી ગુણવંતી ત્રિવેદી
C/o. ડૉ. ચંન્દ્રકાન્ત ત્રિવેદી,
કુંવર અમરસિંહ રાજપૂતનો બંગલો,
તાંકયા ગુલાબ શા., તોપખડા,
અજમેર (રાજસ્થાન)

: મુદ્રક :
લોકભારતી પ્રિન્ટર્સ
૧૦ રામકુટિર, મોટા મહાદેવ,
નડીઆદ—૩૮૭૦૦૧
ફોન : ૪૫૪૭

પ્રત : ૭૫૦

કિંમત : રૂા. ૫૧-૦૦



ડિસેમ્બર, ૧૯૮૦

# ~ સમર્પણ ~

દયાળુ શ્રી ગુરુજી શ્રી નાથજીભાઇ શુક્લ

પ. ભ. મુક્તરાજ પૂ. ઇશ્વરભાઈ પંડયા (પૂ. મોટાભાઇ)

પ. ભ. મુક્તરાજ પૂ. રમેશચંદ્ર પંડયા



ગુજરાત સરકારની આર્થિક સહાયથી પ્રકાશિત મહાનિબંધ

# અ ભિ ષે ક

ગુજરાત યુનિવર્સિટીમાં પીએચ. ડી. ની પદવી માટે ઇ. સ. ૧૯૭૪માં સ્વીકારાયેલ આ મહાનિબંધના પ્રાકટ્ય ટાણે ગુજરાતી મધ્યકાલીન સાહિત્યની સેવા કરવાની મને જે તક મળી છે તે બદલ આનંદ અનુભવું છું.

સ્વામી સહજાનંદનાં મહાગુજરાતમાં થયેલાં સંસ્કાર કાર્યોનાં એક ફળરૂપે મધ્યકાલીન ગુજરાતી સાહિત્યને વૈષ્ણવ સંપ્રદાયના અષ્ટછાપી કવિઓની જેમ અષ્ટાનંદી કવિઓ મળી આવ્યા છે. આ કવિવૃંદમાં મુકતાનંદ જ્ઞાની કવિ છે. પ્રેમસખી પ્રેમાનંદ કે ઊર્મિકવિ બ્રહ્માનંદ મુખ્યત્વે પ્રેમલક્ષણા પંથના પ્રવાસી કવિઓ છે અને દેવાનંદ, મંજુકેશાનંદ કે યોગાનંદ જેવા અન્ય કવિઓએ પ્રણાલી અનુસાર ઉપદેશાત્મક પદો લખ્યાં છે. આ સર્વેમાં નિષ્કુળાનંદનાં જ્ઞાન અને વૈરાગ્યનાં પદો તરફ આકર્ષણ જાગતાં મારા મન ઉપર કવિની ભકિત કવિતાના જે સંસ્કાર ઝિલાયા હતા તેનાં મૂર્ત સ્વરૂપે પ્રસ્તુત મહાનિબંધ છે.

પ્રસ્તુત અધ્યયનકાર્ય પરત્વે સ્વામીનારાયણ સંપ્રદાયના વડતાલ મંદિરના વર્તમાન આચાર્ય નરેન્દ્રપ્રસાદ મહારાજ પાસેના ગ્રંથભંડારમાંથી તેમજ અમદાવાદ તથા ધોલેરાના મંદિરના ગ્રંથાલયમાંથી મને જે વિષયસામગ્રી ઉપલબ્ધ થયેલી તેને આધારે મેં કવિની સમગ્ર પ્રગટ–અપ્રગટ પદ રચનાની સાહિત્યિક અને દાર્શનિક દષ્ટિએ છણાવટ કરી, એમાં વ્યકત થતાં કવિશ્રીની અક્ષરસાધનાનાં વિભિન્ન પાસાંઓની પર્યેષણા કરી તેમનાં ક્ષર અને અક્ષરજીવન વિષેનું સમગ્રદર્શી મૂલ્યાંકન કરવાં અત્રે પ્રથમવાર પ્રયત્ન કર્યો છે.

પ્રસ્તુત મહાનિબંધમાં મારું મૌલિક પ્રદાન નીચે પ્રમાણે છે.

કવિની સમગ્ર કૃતિઓની તેના કર્તૃત્વ અંગેની ચકાસણી કર્યા બાદ સમય, સ્વરૂપ, વિષય અને ભાવની દષ્ટિએ વર્ગીકરણ કરી તે જ ક્રમે કૃતિપરિચય કરાવ્યો છે. અદ્યાપિ પર્યંત આ દિશામાં કોઈએ પ્રયાસ કરેલો નથી. કૃતિ પરિચય કરાવતી વખતે તેમની કેટલીક કૃતિઓ સાથે અન્ય ભકત કવિઓની સામ્ય ધરાવતી રચનાઓનો તુલનાત્મક અભ્યાસ કરી કવિની કૃતિઓને સાહિત્યિક દષ્ટિએ મૂલવી છે.

*

નિષ્કુળાનંદની અપ્રકટ કૃતિઓમાં રાધાકૃષ્ણની હેલીનાં તેજને ઝાંખાં ન પાડતી શૃંગારવિષયક ચોવીસ ચાતુરીઓ અને સંયોગશૃંગારની ઉદ્દીપન ભાવનાઓને ઘટ્ટ બનાવનારા અપ્રકટ વસંતનાં પદો પ્રસ્તુત સંશોધન કાર્યમાં ઉપકારક થઈ પડયાં છે, કારણ કે

આ વિરલપદરાશિ તેમજ ઈ. સ. ૧૯૧૨માં "નિષ્કુળાનંદ કાવ્ય" નામના પ્રકાશિત થયેલા પદસંગ્રહમાં રહેલાં અપ્રાપ્ય અને અપ્રચલિત એવાં ભક્તિશૃંગારનાં પદોને આધારે મેં સિદ્ધ કરવા પ્રયત્નો કર્યા છે કે નિષ્કુળાનંદ માત્ર વૈરાગી કવિ નથી. પરંતુ પ્રેમલક્ષણા ભક્તિ પંથનાં પ્રવાસી પણ છે. વૈરાગ્યની ભાવનાની જેમ તેમની વિરહવિભાવનામાં ક્રમિક વિકાસ નજરે ચઢે છે.

સ્વકીય અને પરકીય ભાવે સંયોગ અને વિયોગ શૃંગારનાં વિભિન્ન ભાવાવસ્થાનાં ઊર્મિસભર ચિત્રો તેમની કવિતાએ ખડાં કર્યાં છે. આ રસાલેખન કવિએ પોતાના ઈષ્ટદેવ સહજાનંદ અને શ્રીકૃષ્ણચંદ્રને ઉદ્દેશીને દ્વિમુખી પદ્ધતિએ કર્યું છે. નિષ્કુળાનંદ માત્ર વૈરાગી કવિ નહિ, પરંતુ પ્રેમલક્ષણા ભક્તિના શૃંગારવિષયક કવિ પણ છે તે દર્શાવવામાં મારું મૌલિક દૃષ્ટિબિન્દુ છે. નિષ્કુળાનંદ માત્ર ભક્તકવિ જ નથી, પરંતુ એક કુશળ દાર્શનિક પણ છે. તેની વિસ્તૃત ચર્ચા પ્રસ્તુત ગ્રંથના ત્રીજા ખંડના ત્રીજા પ્રકરણમાં કરી કવિના દાર્શનિક નિરૂપણની વિશિષ્ટતાઓ દર્શાવી છે.

સામાન્ય રીતે મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં નિષ્કુળાનંદ જ્ઞાનભક્તિ શાખાના વૈરાગી કવિ તરીકે પરિચિત છે. પરંતુ અન્ય જ્ઞાનીવૈરાગી કવિઓથી નિષ્કુળાનંદ સ્વકીય પ્રતિભાથી જ નિરાળા તરી આવે છે તેની પ્રતીતિ કરાવવાનો અહીં પ્રથમવાર જ પ્રયાસ થયેલો છે. કવિનાં જ્ઞાન અને વૈરાગ્યનાં પદો સાથે અન્ય મુખ્ય ભક્તકવિઓએ રચેલાં પદોની તુલના કરીને નિષ્કુળાનંદની વૈરાગ્યભાવનાનાં વિશિષ્ટ લક્ષણો પ્રસ્તુત મહા-નિબંધમાં મેં તારવી આપ્યાં છે. એક ઉત્તમ વૈરાગી ભક્ત કવિ તરીકેની પ્રગટતી પ્રતિભા-શક્તિને સિદ્ધ કરવાનો અહીં પ્રથમવાર જ યત્ન થયેલો છે.

કવિશ્રીની અપ્રસિદ્ધ રચનાઓમાં સૌથી મહત્ત્વનું સંશોધન મેં જે કર્યું છે તે કવિએ લખેલો 'શ્રીકષ્ણ જન્મ ખંડ' નામનો ગદ્યખંડ છે. સં. ૧૮૭૦માં નિષ્કુળા-નંદજીએ સ્વહસ્તે લખેલા પ્રસ્તુત અપ્રકટ ગ્રંથની ભાષાનો અભ્યાસ કરી તત્કાલીન ભાષાનાં લક્ષણો કૃતિચર્ચામાં તારવી આપ્યાં છે અને તેમની ગદ્ય શૈલીની ચર્ચા કરી છે. તેમાંથી વ્યક્ત થતાં ઊઘાડાં શૃંગારનાં વર્ણનોની નોંધ લીધી છે. પ્રસ્તુત ગ્રંથ 'બ્રહ્મવૈવર્ત' પુરાણના કેટલાક અધ્યાયોના ગદ્યાનુવાદ સારરૂપે છે. તેની એકમાત્ર પ્રત વડતાલ મંદિરના આચાર્ય નરેન્દ્રપ્રસાદ મહારાજની પાસે સુરક્ષિત છે. કવિશ્રીના સ્વહસ્તે લખાયેલો મધ્ય-કાલીન ગુજરાતી ગદ્યસાહિત્યમાં એક આભરણ સમાન પ્રસ્તુત અપ્રસિદ્ધ ગ્રંથ મને અ. નિ. શ્રી. શુકલ નાથજીભાઈ ઈચ્છારામ સાર્વજનિક ટ્રસ્ટના એક ટ્રસ્ટી પ. ભ. મુક્તરાજ શ્રી. રમેશભાઈ પંડ્યાએ મેળવી આપેલો તે બદલ હું તેઓશ્રીનો ઋણી છું. વઢવાણ શહેરના સ્વામીનારાયણ મંદિરના આચાર્ય પૂજ્ય રાજેન્દ્ર પ્રસાદજી મહારાજની ભલામણથી પ્રસ્તુત ગ્રંથનો અભ્યાસ કરવા વડતાલ દેશના સ્વામીનારાયણ સંપ્રદાયના આચાર્ય પૂજ્ય નરેન્દ્રપ્રસાદજી મહારાજે મને પોતાના મહેમાન તરીકે ત્રણ અઠવાડિયા પોતાની પાસે

રાખ્યો તે મારું સદ્ભાગ્ય છે. મહાપ્રભુના પુત્ર ધર્મકુળ આચાર્ય મહારાજ તથા લક્ષ્મી-નારાયણદેવના સાન્નિધ્યમાં રહીને પ્રસ્તુત ગ્રંથ માટેના મારા અભ્યાસના એ અમૂલ્ય દિવસો મારી જિંદગીનું દિવ્ય સંભારણું છે. આ સુયોગ માટે પ. ભ. પૂ. રમેશભાઈ પંડ્યા, પૂજ્ય નરેન્દ્રપ્રસાદજી મહારાજ અને પૂ. રાજેન્દ્રપ્રસાદજી મહારાજનો હું અત્યંત આભારી છું. પ્રસ્તુત ગ્રંથનો ચોથો અને પંદરમો અધ્યાય મહાનિબંધના પરિશિષ્ટમાં ઉતારી તે કૃતિના અંતિમ પાનની છબી મૂકી છે. આ મારું નવીન અર્પણ છે. જેના મંગલવચન અને શુભ આશીર્વાદ થકી આ સંસ્કાર કાર્યમાં મને સફળતા મળી છે તેવા શ્રીહરિના લાડીલા મુક્તરાજ જટાશંકર બાપાના પરમશિષ્ય પૂ. સોમભાઈ ભગતને હું નમસ્કાર કરું છું.

મધ્યકાલીન પરંપરામાં પર્યવસાન પામતી નિષ્કુળાનંદની કવિતામાં અન્ય ભક્ત કવિઓની અસર બતાવી તેમની કવિતામાં જે હીર રચવાયેલું છે તેને ભાવપક્ષ અને કલાપક્ષમાં વ્યક્ત કરી નિષ્કુળાનંદમાં રહેલા કવિના વ્યક્તિત્વને મૂલવવાનો મેં પ્રયત્ન કરેલો છે. પ્રકૃતિપ્રેમી નિષ્કુળાનંદનાં પ્રકૃતિનાં સોહામણાં દૃશ્યો મધ્યકાલીન ગુજરાતી કવિતામાં એક મહત્વનું ઉમેરણ છે. આમ વૈરાગીકવિ નિષ્કુળાનંદમાં એક સફળ ઊર્મિ-કવિ તેમજ પ્રકૃતિપ્રેમી તરીકેનાં છુપાયેલાં વ્યક્તિત્વને પ્રકટ કરવામાં મારી મૌલિક સૂઝ છે.

પ્રસ્તુત મહાનિબંધ તૈયાર કરાવનારા મારા માર્ગદર્શક નડિયાદની સી. બી. પટેલ આર્ટ્સ કોલેજના ગુજરાતી વિભાગના અધ્યક્ષ અને પ્રોફેસર ડૉ. ધર્મેન્દ્ર માસ્તર (મધુરમ્) જેઓ સ્વાતંત્ર્ય સેનાની અને ગુજરાતી સાહિત્યકાર છે તેટલું જ નહીં એક ઉત્તમ પ્રકારના ભગવદીય પણ છે તેઓ તથા તેમના પત્ની સૌ. ઈંદુબહેને મને પોતાના કુટુંબનો એક આત્મીય સભ્ય ગણીને પ્રસ્તુત મહાનિબંધ માત્ર તૈયાર કરાવવામાં જ નહીં પરંતુ પોતાના માર્ગદર્શન નીચે પ્રકાશિત કરાવવામાં પણ જે સદ્ભાવ દાખવી અમૂલ્ય ફાળો આપ્યો છે તે માટે આ દમ્પતીનો કયા શબ્દોમાં આભાર પ્રદર્શિત કરવો તેની સૂઝ પડતી નથી.

કવિશ્રીની આ વિશિષ્ટ સાહિત્યસેવાઓને વિશ્વવિદ્યાલયોના દરવાજા સુધી પહોંચાડવામાં અમૂલ્ય માર્ગદર્શન તથા આશીર્વાદ આપનારા અન્ય વિદ્વાનોમાં પ્રો. કેશવરામ કા. શાસ્ત્રી, પ્રો. અનંતરાય રાવળ, પ્રો. ડૉ. ભોગીલાલ સાંડેસરા, ગુજરાત વિશ્વવિદ્યાલયના ગુજરાતી ભાષાના અધ્યક્ષ પ્રો. ડૉ. રમણલાલ જોષી, દર્શક, પ્રો. ડૉ. હરિપ્રસાદ ઠક્કર, ડેસરની હાયરસેંકડરી સ્કૂલના વિદ્વાન આચાર્ય આર. એ. સિંહ વગેરે વિદ્વાનોએ જે મને અમૂલ્ય સહકાર આપ્યો છે તે બદલ હું આ સર્વે મહાનુભાવોનો અંતઃકરણપૂર્વક આભારી છું.

કવિશ્રીની જીવન વિષયક માહિતી પૂરી પાડનાર ડેસરગામના ડૉ. હિંમતલાલ જોષી, લુણાવાડાના સ્વ. રમણલાલ ભટ્ટ, રાજકવિશ્રી માવદાનજી રત્નુ, વગેરે મહાનુભાવોનો પણ આભારી છું.

મહાનિબંધની ગુણવત્તા પારખીને ગુજરાત વિશ્વવિદ્યાલયે પ્રસ્તુત મહાનિબંધને પ્રકાશિત કરવાની જે મંજૂરી આપી છે તેમજ ગુજરાત સરકારે ગ્રંથના પ્રકાશન માટે બે હજારની જે આર્થિક સહાયતા આપી છે તે બદલ તે બંને પ્રત્યે આભાર વ્યક્ત કરું છું.

ગુજરાત સરકારે જે બે હજાર રૂપિયાની આર્થિક મદદ કરી છે તેને બાદ કરતાં બાકીની બધી જ રકમ ગ્રંથના પ્રકાશન માટે સ્વામીનારાયણ ભગવાનના કૃપાપાત્ર ઉમરેઠના સંત દયાળુ ગુરુ નાથજીભાઈ શુકલના માનસપુત્ર અને મુખ્યશિષ્ય નડિયાદના પ. ભ. વકીલ પૂ. ઈશ્વરભાઈ પંડયા [પૂજ્ય મોટાભાઈ] તથા પ. ભ. પૂ. રમેશભાઈ પંડયાએ આવા આધ્યાત્મિક, સાહિત્યિક અને સમૃદ્ધ સાહિત્યને પ્રકાશિત કરાવવા માટે પોતાના અ. નિ. શ્રી શુકલનાથજીભાઈ ઈચ્છારામ સાર્વજનિક ટ્રસ્ટ મારફત ઉદારભાવે અપાવી છે તે બદલ હું આ બન્ને મુકતરાજો તથા ટ્રસ્ટનો અત્યંત ઋણી અને આભારી છું. ગ્રંથ પ્રકાશનમાં તેઓશ્રીએ અમૂલ્ય માર્ગદર્શન પણ આપ્યું છે. તે ઉપરાંત વડતાલ સ્વામી નારાયણ વિભાગના ટ્રસ્ટ મારફત ગ્રંથના પ્રકાશન માટે પંદરસો રૂપિયાની રકમ પણ મને અપાવી છે તે બદલ વડતાલ સ્વામીનારાયણ વિભાગના ટ્રસ્ટીઓનો હું આભારી છું.

સ્વામીનારાયણસંપ્રદાયના કવિ નિષ્કુળાનંદની જેમ દયાળુગુરુ નાથજીભાઈ પણ સંપ્રદાયના એક સાચા સંત મુકતપુરુષ છે. અંગ્રેજી ભણેલા વિદ્યાર્થીઓને આત્યંતિક કલ્યાણના માર્ગે દોરવાની આજ્ઞા સં. ૧૯૫૧ના ભાદરવા સુદ ૧૧ના દિવસે વડતાલના આચાર્ય પૂજ્ય વિહારીલાલજી મહારાજે તેઓશ્રીને આપેલી. આ આજ્ઞામાં ગોપીનાથજી ભગવાનના આશીર્વાદ ભળ્યા. પશ્ચિમની કેળવણી ભણેલાઓને સન્માર્ગે દોરી જઈ શિક્ષણ અને આધ્યાત્મિક સાહિત્યના વિકાસ માટે પૂજ્ય દયાળુ ગુરુજી નાથજીભાઈએ આજીવન અભયદાનનો જ્ઞાનયજ્ઞ ચલાવ્યો. અને આ મંડળનું સુકાન તેઓશ્રીના અંતેવાસી માનસપુત્ર અને આધ્યાત્મિક વારસ પૂજ્ય ઈશ્વરભાઈ પંડયા (પૂ. મોટાભાઈ) ને સોંપ્યું. પૂજ્ય દયાળુ ગુરુજીના અભયદાનના સ્તુત્ય પગલે પગલે ચાલીને પૂજ્ય ઈશ્વરભાઈ પંડયાએ કેળવણીના આ અભયદાનને ચાલુ રાખ્યો છે તેની નોંધ અત્રે લેતા હું આનંદ અનુભવું છું.

પ્રસ્તુત મહાનિબંધના ટાઈપિસ્ટ શ્રી મહેન્દ્રભાઈ દેસાઈ તથા પ્રસ્તુત પુસ્તકના મુદ્રક લોકભારતી પ્રિન્ટર્સના માલિક પ્રો. વિનુભાઈ પટેલ તથા અ. સૌ. ભાનુબહેન પટેલનો પણ હું આભારી છું. સદ્‌ભાવથી સમયસર અને ઝડપી રીતે અને સુઘડતાથી મુદ્રણકામ કરી આપવા બદલ આ દમ્પતીનો તથા મેનેજર શ્રી છોટાભાઈ પટેલ અને કારીગર ભાઈઓનો આભાર ન માનું તો તે અયોગ્ય જ લેખાય. જગતમાં એક માત્ર પરમાત્મા જ પૂર્ણ હોય છે, એટલે આ ગ્રંથ પ્રકાશનમાં કંઈ ભૂલ થઈ હોય અથવા સૂચન કરવાનું જણાય તો તે ભવિષ્યમાં સુધારી શકાય તે દષ્ટિએ ઉદાર ભાવે સૂચનો જણાવવા વિનંતી છે.

— ચંદ્રકાન્ત ત્રિવેદી

કુંવર અમરસિંહ રાજપૂતનો બંગલો,
તકિયા ગુલાબ શા, તોપધડા,
અજમેર (રાજસ્થાન)
ડિસેમ્બર, ૧૯૮૦

# અભિપ્રાયો

(૧)

'સ્વામીનારાયણ સંપ્રદાયના કવિ નિષ્કુળાનંદ–એક અધ્યયન' નામક મહાનિબંધના પ્રકાશનની વાત જાણી આનંદ થયો. આવાં સંશોધનોના પ્રકાશનો દ્વારા સંપ્રદાયનું અદ્વિતીય સાહિત્ય અને ગહન તત્ત્વજ્ઞાન સમાજ સમક્ષ રજૂ કરવામાં આવે તે ખૂબ ઇચ્છનીય છે.

આગામી દ્વિશતાબ્દી મહોત્સવના અનુસંધાનમાં આ પ્રકાશન લોકપ્રિય બને અને સત્સંગીઓ ઉપરાંત અન્ય મુમુક્ષુઓમાં પણ આવકારદાયક બને એવી પરમકૃપાળુ શ્રી નરનારાયણદેવને અમારી પ્રાર્થના છે.

—આચાર્યશ્રી તેજેન્દ્રપ્રસાદજી પાંડે

અમદાવાદ,<br>
તા. ૧૪ ઓગસ્ટ ૧૯૮૦



આશીર્વાદ સહ જયસ્વામીનારાયણ. વિશેષ એ કે સદ્ગુરુ નિષ્કુળ નંદજીની કૃતિઓ વિશે લખેલ મહાનિબંધ કાર્ય પૂરું થઈ ગયું જાણી આનંદ થયો. તમારા આ દીર્ઘસૂત્રી કાર્યમાં અમે પણ કં ઉપયોગી બન્યા તે વિશેષ આનંદની વાત છે. મનુષ્ય જે કંઇ કર્મ સદ્ ભાવનાથી કરે છે તેને પરમેશ્વર જરુર સાથ આપે છે. પરમકૃપાળુ પરમાત્મા ઇષ્ટદેવ ભગવાન સ્વામીનારાયણ તમોને સદાકાળ કાર્યસફળતા આપી સુખી કરે એવી શુભેચ્છા સાથે સંપ્રદાયના સાહિત્યમાં ગૌરવ વધારનારા તમારા આ ગ્રંથને આવકારું છું.

— આચાર્યશ્રી નરેન્દ્રપ્રસાદજી મહારાજ

વડતાલ
૧૧-૯-૧૯૮૦



તમે નિષ્કુળાનંદના વિષયમાં યાવત્પ્રાપ્ય સાધનોનો વિવેકપુરઃસર ઉપયોગ કરી તમારા મહાનિબંધને પ્રમાણપુષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો છે... આ મહાનિબંધના પ્રકાશનનો હું આદર કરું છું અને એ માટે મારા અભિનંદન સાથે આશીર્વાદ આપું છું.

— કે. કા. શાસ્ત્રી

અમદાવાદ,
તા. ૮-૯-૧૯૮૦



સ્વામી પાસે એમને એમ અપ્રગટ પડી રહ્યું.

ધોલેરાના ગ્રંથભંડારમાંથી પ. પૂ. ધ. ધુ. આચાર્યશ્રી નરેન્દ્રપ્રસાદજી મહારાજ એ રૂપાંતર પોતાની પાસે લઇ આવ્યા. અને એમની પાસેથી લઇને ભગવદીય ભાઇશ્રી રમેશચન્દ્રે ભાઇશ્રી ચંદ્રકાન્તને મહાનિબંધ લખવા માટે આપ્યું; અને એ રીતે આ રૂપાંતરનો પ્રથમ લાભ સંપ્રદાય બહાર ભાઇશ્રી ત્રિવેદીના માર્ગદર્શક અને પરીક્ષક અધ્યાપકોને મળ્યો. નિષ્કુળાનંદસ્વામીની આ અમૂલ્ય કૃતિના કારણે ભાઇશ્રી ત્રિવેદીનો મહાનિબંધ પ્રગટ કરવાનું અ. નિ. શ્રી શુકલ નાથજીભાઈ ઇચ્છારામ સાર્વજનિક ટ્રસ્ટના ટ્રસ્ટીઓએ નક્કી કર્યું. વડતાલ મંદિરના ટ્રસ્ટી મંડળે પણ થોડી આર્થિક સહાય કરી. થોડી આર્થિક સહાય સરકારે પણ કરી અને પરિણામે આ મહાનિબંધ સુજ્ઞજનોના કરકમળમાં રજૂ થાય છે.

વિવેકી વાચકો હંસવૃત્તિથી આ મહાનિબંધને વાંચશે અને આવકારશે એવી આશા છે.

નડીઆદ,
તા. ૧૨-૧૨-૮૦

— ઈશ્વરલાલ પંડ્યા
મૅનેજીંગ ટ્રસ્ટી, અ. નિ. શ્રી શુકલ
ના. ઇ. સાર્વજનિક ટ્રસ્ટ, નડિયાદ





પરબ્રહ્મ પુરુષોત્તમ ભગવાન શ્રી સ્વામીનારાયણ



પરબ્રહ્મનિષ્ઠ પૂજ્યપાદ ગુરુરાજ શ્રી નાથજીભાઈ ઈચ્છારામ શુકલ

# શુભેચ્છા

સંતવાણીએ આપણી પ્રજા પર અનંત ઉપકારો કર્યા છે. સંસારમાં સુખ થોડું અને દુઃખ ઝાઝું એમ કહેવાતું આવ્યું છે. આ થોડું સુખ છે તેને ઝાઝું કેમ કરવું, અને ઝાઝું દુઃખ છે તેને થોડું કેમ કરવું તે આ સંતોના હૃદયનો ખલવલાટ છે,

ઇશ્વરનું એકાગ્રભાવે શરણ અને સ્વચ્છ સંતોપી જીવનયાત્રા-તે તેમના અનુભવજન્ય ઉપાયો છે. આ અનુભવનો આનંદ-શાંત આનંદ-તેમનામાં ઊછળે છે. તેથી સહેજે કાવ્યોનાં ઝરણાં આ સંતોના મુખેથી વહ્યાં છે.

નિષ્કુળાનંદ આવા સંતમંડળની શોભા રહ્યા છે. શ્રીજી મહારાજની એ અદ્ભુત સિદ્ધિ હતી કે નીચલી વર્ણોનાં મનાતાં સ્ત્રીપુરુષોને તેમણે હેતે હેતે સંતલોકમાં આવકાર્યાં, જોતર્યાં અને ઊંચે ને ઊંચે લીધો; કણબી, કાઠી, સુથાર, ભાટ, વાઘરી સુદ્ધાં તે મંડળમાં શોભે છે.

નિષ્કુળાનંદ સુથાર હતા કવિતા કરતાં કરતાં તેમણે મંદિર બાંધ્યાં ને હિંડોળા રચ્યા. વૈરાગ્ય તો નિષ્કુળાનંદનો-જ તેમ કહેવાયું. આવા સંતની વાણી ઠેર ઠેરથી શોધી, સાફ કરી; તેના પર શ્રી. ડૉ. ચંદ્રકાન્તે આ મહાનિબંધ પોતાની પીએચ. ડી.ની ઉપાધિ માટે તૈયાર કર્યો. તેનો હું પરીક્ષક હતો.

પીએચ. ડી.ના આવા નિબંધોના પરીક્ષક થવાનું અવારનવાર બન્યું છે, પણ બીજી ઘણી બાબતોમાં આ દેશમાં બન્યું છે તેમ આ અતિપ્રતિષ્ઠિત ઉપાધિ માટેના મહાનિબંધોનું પણ આ વીશીમાં મેં અવમૂલ્યન થયેલું અનુભવ્યું છે.

વૈરાગ્યમણિ નિષ્કુળાનંદ વિશેનો આ મહાનિબંધ આમાં અપવાદરૂપે નિહાળ્યો. તેમાં ઐતિહાસિક, તાત્વિક, સામાજિક, ધાર્મિક અને રસવિષયક દૃષ્ટિએ ઘણી મહેનત લેવાઇ છે. અને

આ મહેનત દષ્ટિપૂર્વક લીધી છે. એથી આ ઘણી મોટી સામગ્રીમાં પણ સુસ્પષ્ટ આકાર અને સહજ ગતિ જળવાઇ રહે છે. વાંચનાર તેમનો અભ્યાસ અને દષ્ટિ હરેક પ્રકરણમાં જોશે અને તેમણે ઈતિહાસનો આ ગાળો સાહિત્ય દષ્ટિએ શુષ્ક અને રંક છે–એવા ગોવર્ધનરામ અને મુનશીજીનાં વિધાનને સાધાર બિનપાયાદાર કરાવ્યું છે તે વાંચીને આનંદ થશે.

તેમના આ પ્રયત્નને ધન્યવાદ. આવી હરિયાળી આપણા અભ્યાસીઓને હાથે વધતી રહો.

લોકભારતી,
સણોસરા (જિ. ભાવનગર)
(સૌરાષ્ટ્ર)
તા. ૨૮–૧–૮૧

—મનુભાઈ પંચોળી (દર્શક)



# અનુક્રમ


અભિષેક — ડૉ. ચંદ્રકાન્ત ત્રિવેદી

અભિપ્રાયો — વિવિધ વિદ્વાનો

મંગલવચન — પ. ભ. મુ. પૂજ્ય ઈશ્વરભાઈ પંડ્યા

| પ્રકરણ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| | **ખંડ-૧** | |
| ૧ | વિષય પ્રવેશ | ૧ |
| ૨ | સ્વામી સહજાનંદનાં સંસ્કારકાર્યોના ફળરૂપે નિષ્કુળાનંદ | ૧૪ |
| ૩ | સંપ્રદાયના સિદ્ધાંતો અને ઈતર પ્રવૃત્તિઓ | ૨૧ |
| | **ખંડ-૨** | |
| ૧ | નિષ્કુળાનંદનું અક્ષરજીવન | ૩૧ |
| | **ખંડ-૩** | |
| ૧ | નિષ્કુળાનંદની કૃતિઓ અને તેનું વર્ગીકરણ | ૬૮ |
| ૨ | કૃતિ પરિચય અને સર્વસામાન્ય લક્ષણો | ૭૪ |
| ૩ | નિષ્કુળાનંદનું દાર્શનિક નિરૂપણ | ૧૮૬ |
| ૪ | નિષ્કુળાનંદની વૈરાગ્યભાવના | ૨૧૬ |
| ૫ | નિષ્કુળાનંદની કાવ્યસૃષ્ટિ | ૨૨૦ |
| ૬ | ઉપસંહાર | ૩૪૨ |
| | **પરિશિષ્ટો** | |
| ૧ | નિષ્કુળાનંદનાં અપ્રકટ પદો | ૩૪૯ |
| | શ્રીકૃષ્ણજન્મ ચરિત્રખંડ | ૩૭૯ |
| ૨ | નિષ્કુળાનંદના જીવનની મહત્ત્વની આનુપૂર્વી | ૩૯૯ |
| ૩ | નિષ્કુળાનંદના નવીનતમ વિશિષ્ટ શબ્દો | ૪૦૦ |
| ૪ | સંદર્ભ ગ્રંથોની યાદી | ૪૦૧ |

"આપણને આપણા પોતાના ભક્તો-કવિઓના ઇતિહાસ વિષે કેટલું અજ્ઞાન હોય છે!"

૨૮-૨-૧૯૩૩ } —મહાદેવભાઈની ડાયરી, પુ. ૩ (૧૯૪૯) પૃ. ૧૬૫.

# પ્રકરણ ૧

# વિષય પ્રવેશ

વિશ્વસાહિત્ય પ્રતિ દષ્ટિપાત કરતાં જણાશે કે સાહિત્યના વિવિધ પ્રકારોની પાછળ કોઇ ને કોઈ પ્રેરકબળ સ્વરૂપે ભકિતભાવનાથી ભીંજાઇ જ્ઞાન–પરબોથી પોતાનાં સાહિત્યનું અભિભાવકોને સર્જકોએ આસ્વાદન કરાવ્યું છે. એ ભકિત પછી પ્રકૃતિની હોય, પ્રેમી કે પ્રેમિકાની હોય કે પોતાના ઇષ્ટદેવ પ્રત્યેની હોય. ભકિતનું વ્યાપક દષ્ટિએ પરિશીલન કરીએ તો જણાય છે કે એ ઈશ્વરમાં જ મર્યાદિત રહેતી નથી. જો વર્ડઝ્‌વર્થ કે કાલેલકર જેવા સર્જકો પ્રકૃતિપ્રેમમાં લીન બની કુદરતને ખોળે એ માણે છે તો ભામાશા કે સાવરકર જેવા દેશભકતો સ્વદેશાભિમાનની ભાવનાથી એને વ્યકત કરે છે. કોઇ વાર યમુના તીરે સંભળાતી બંસીમાં કે પગઘૂંઘરું બાંધી નાચતી પેલી ગોપીઓના નૃત્યમાં કે સ્વામી-ભકિત અદા કરતા થનગનતા ચેતકમાં ભકિત વ્યકત થાય છે, તો કોઈ વાર માનસરોવરે ચારો ચરતા હંસમાં, સારસની બેલડીમાં કે સંધ્યા સમયે આરતી ઉતારતા પેલા ભાવિક પૂજારીમાં એ જોવા મળે છે. ફકત સાહિત્યમાં જ શા માટે ? કલાના વિવિધ પ્રકારમાં ય ભકિત નજરે ચઢે છે. કાર્લાઇલ જેવો કોઈ સંગીતની સારિગમ પદાવલિના ગાનમાં એ વ્યકત કરે છે. પેલાં ઊંચાં ભવ્ય મંદિરો કે મહાલયોના શિલ્પ સ્થાપત્યમાં કે હમણાં હસું હસું થતી પેલા હીરાધર શિલ્પી જેવાની યક્ષકન્યાઓ પાછળની કલાભકિતમાં એ પ્રતિબિંબિત થાય છે. રાસલીલાના અપૂર્વ આનંદમાં મસ્ત બની નરસિંહ જેવા ભકતરાજો કે દયારામ જેવા ઊર્મિ કવિઓ ગોપી બની નાચે છે. જીવનમાં શું કે કવનમાં શું, કોઇ ને કોઇ રીતે ભકિતભાવના દષ્ટિગોચર થાય છે.

આ સર્વમાં બારમી સદીથી ભારતભરમાં વ્યાપી રહેલા વૈષ્ણવ સંપ્રદાયની અસર ઝીલતા મધ્યકાલીન ગુજરાતી અને હિન્દી કાવ્યપ્રવાહમાં સતત વહેતી ભકિતકવિતાનો તેમ જ તેમાં વિશિષ્ટ ભાત પાડતી સ્વામીનારાયણ ભકિત પ્રણાલીનો ફાળો ધ્યાન ખેંચે છે. વૈષ્ણવ સંપ્રદાયના અષ્ટછાપી કવિવૃંદોની જેમ સ્વામીનારાયણ સંપ્રદાયે અષ્ટાનંદી[૧] કવિઓ આપ્યા છે. આમાં પ્રેમસખી પ્રેમાનંદે સખીભાવે શૃંગારભકિતની રસિક કવિતા ગાઇ છે. બ્રહ્માનંદ સખા છે, મુકતાનંદ જ્ઞાની કવિ છે, તો નિષ્કુળાનંદ વૈરાગી કવિ

---

૧ મુકતાનંદ, નિષ્કુળાનંદ, પ્રેમસખી પ્રેમાનંદ, દેવાનંદ, મંજુકેશાનંદ, ભોમાનંદ અને કૃષ્ણાનંદ.

છે. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં જ્ઞાન અને વૈરાગ્યની જે સેર વહે છે તેમાં નિષ્કુળાનંદ પોતાની પ્રતિભાથી નિરાળું સ્થાન પ્રાપ્ત કરે છે. વૈરાગ્ય એ ભકિતનું અંગ છે. નિષ્કુળાનંદે પ્રણાલી અનુસાર ગોપી બની ભકિતશૃંગાર પણ ગાયો છે. ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભકિતમાં વિશેષે કરીને માહાત્મ્ય જ્ઞાનથી યુકત પ્રેમલક્ષણા ભકિત સ્વામી-નારાયણ સંપ્રદાયમાં મુમુક્ષુઓ માટે આત્યંતિક કલ્યાણના આધારસ્તંભ રૂપે છે. નિષ્કુળાનંદનું કવિતાધન સંપ્રદાયના ઉપરોકત ચારેય અંગોથી વિકસેલું છે, છતાં ભકિત-ધારાનો ઐતિહાસિક પ્રવાહ એમાં સ્પષ્ટ રીતે વહે છે.

ભકિતનું આદિમ સ્વરૂપ વેદની કેટલીક ઋચાઓમાં અને દેવોની સ્તુતિ કરતા ઋષિઓના કોમળ હૃદયભાવોમાં આકાર પામે છે.[૨] જ્ઞાન, કર્મ અને ઉપાસના એ વૈદિક ભકિતનાં ત્રણ અંગો છે.[૩] ભકિત આ ત્રિવેણીનો સંગમ છે. ઋગ્વેદ કહે છે :

न तं विदाथ य इमा जनान ?

(ઋ. ૧૦–૮૨–૭)

ઋગ્વેદમાં સખાભાવ જોવા મળે છે.

सखे वज्रिन् सखिनाम्

(ઋ. મં. ૧–૩૦–૧૧)

આ જ રીતે દામ્પત્યપ્રેમ ભાવના પણ વ્યકત થાય છે.

पतिं न पत्नी रुशतीं रुशनां स्पृशन्ति त्वा शवसावन् मनीषाः ।

(ઋ. મં. ૧–૫૭–૧૧)

સ્વામીસેવક ભાવ (ઋ. ૭–૨૫–૪) અને વાત્સલ્યભાવનાં ભાવસંવેદનો પ્રકટ થાય છે: બ્રાહ્મણગ્રંથોમાં ભકિતનું વિશદ નિરૂપણ જોવા મળતું નથી, છતાં...

यस्मै देवतायै पवि गृहित स्यात् ताम् ध्यायेत् ॥

(ઐતરેય. ૧૧–૧૮) જેવી ઉકિતમાં ભકિતના ધ્યાનરૂપી અવયવનું દર્શન થાય છે.

વૈદિક ભકિતધારા વિકાસ પામે છે ઉપનિષદ ભકિતમાં. ઉપનિષદ સાહિત્યમાં

रसं हि अयं लब्ध्वा आनंदी भवति

(त. ७–२) અર્થાત્ રસરૂપ પ્રભુને પ્રાપ્ત કરીને સાધક આનંદમય બની જાય છે. અહીં પ્રભુને રસરૂપ માનેલા છે. દેવને વિષે તેવી ગુરુને વિષે ભકિત રાખવાનું શ્વેતાશ્વતર ઉપનિષદમાં કથન છે કઠોપનિષદ તથા મુંડક ઉપનિષદના ઋષિઓ તો સ્પષ્ટ શબ્દોમાં ઈશ્વરકૃપા જે ભકિતનું પ્રધાન અંગ છે તેને પ્રાધાન્ય આપે છે.

---

૨ જુઓ "વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઈતિહાસ", પાન ૯ અને ૨૫. લેખક : દુર્ગાશંકર શાસ્ત્રી.

૩ "ભકિતકા વિકાસ" પાન, ૧૧૧, લેખક : ડૉ. મુન્શી.

"નારદભક્તિ સૂત્ર" એક એવો ગ્રંથ છે કે જેમાં ભક્તિનું પ્રથમ વાર સાંગોપાંગ વર્ણન કરેલું જોવા મળે છે. "શાંડિલ્ય સૂત્ર" તો "નારદ સૂત્ર" પહેલાંની કૃતિ છે. પરંતુ "શાંડિલ્ય સૂત્ર" માં ભક્તિનું વિવેચન ગંભીર અને સૂક્ષ્મ નથી જેટલું "નારદભક્તિ"-માં છે. નારદે ભક્તિના સૂત્રને સ્પષ્ટ કરીને ઈશ્વરની પ્રતિ "પરમપ્રેમરૂપા" કહી તેનું પ્રધાન લક્ષણ ઈશ્વરમાં પરાનુરક્તિ ગણી, શ્રીકૃષ્ણને મૂર્તિમાન માની જ્ઞાન અને કર્મ-ની તુલનાએ પ્રેમ અને શ્રદ્ધા ઉપર મહત્ત્વનો ભાર મૂક્યો છે. પાંચરાત્ર સંપ્રદાય ઘણો પ્રાચીન છે.[૪] ઈ. સ. ના આરંભની આસપાસ નારાણીય રચનાનું અનુમાન કરતાં દુર્ગાશંકર શાસ્ત્રી "પાંચરાત્રવિચારધારા" એ પર્વ પહેલાં અને ઈ. સ. પૂર્વે પાંચમા શતક પછીના સમયમાં પ્રચલિત હોવાનું માને છે.[૫]

એમાં ઉપાસ્યદેવ વાસુદેવ અર્થાત્ કૃષ્ણ કે બ્રહ્મને સગુણ અને નિર્ગુણ બંને સ્વરૂપે સ્વીકાર્યા છે. દુઃખમય સંસારમાંથી મુક્તિ મેળવવા માટે એમાં ભક્તિને એક માત્ર સાધન માનવામાં આવ્યું છે અને લોકધર્મનું રૂપ, ભક્તિનું પ્રધાન અંગ શરણાગતિ બતાવી છે. ભક્તિભાવનાનું પ્રારંભિક રૂપ આ ચાર ધર્મોમાં નારાયણ અથવા વાસુદેવની ઉપાસનાથી બતાવ્યું છે. ચાર ધર્મના પ્રવર્તક નારાયણ છે તો પ્રચારક નારદ છે. બીજી બાજુ "છાંદોગ્યઉપનિષદ" માં ભાગવત ધર્મના પ્રવર્તકનું શ્રેય ભગવાન શ્રી કૃષ્ણને મળે છે. કૃષ્ણ નારાયણનો અવતાર છે. તેથી મહાભારત અને છાંદોગ્યઉપનિષદના ઉલ્લેખોમાં કોઈ પણ પ્રકારનો વિરોધ જોવા મળતો નથી. ભક્તિમાર્ગને સ્થિરતા આપનાર શ્રીમદ્ ભગવદ્ગીતાનો સમય ઈ. સ. પૂર્વે ચોથા શતક પહેલાંનો ગણાય છે. આ રીતે જોતાં ભાગવત ધર્મ ઈ. સ પૂર્વે ચોથા સૈકા અગાઉ ભારતમાં વ્યાપક હોવો જોઈએ. મહાભારતમાં ગીતાની તુલનાએ ભક્તિનું પ્રાધાન્ય નથી. ભાગવત ધર્મ ભારતને ભક્તિ-વાદ અને અવતારવાદ ભેટ ધરે છે. ભક્તિનું નિરૂપણ સિદ્ધાંતપક્ષે જોવા મળે છે. તેનો વ્યાવહારિક વિકાસ પૌરાણિક સાહિત્યમાં થાય છે. અવતારવાદોની પ્રતિષ્ઠા પુરાણોએ કરી. વાસુદેવના બાલકૃષ્ણ તરીકેનાં બાળચિત્રોનો જે વિકાસ આભીર જાતિમાં દષ્ટિગોચર થાય છે તેની અસર "હરિવંશ", "બ્રહ્મપુરાણ", "વિષ્ણુપુરાણ" કે ભાગવત જેવા ગ્રંથોમાં જોવા મળે છે. ગુપ્તોની રાજપતાકામાં જે વિષ્ણુના વાહન ગરુડનું ચિહ્ન છે તે ભાગવત ધર્મનું પ્રતીક છે.

ભક્તિમાર્ગના ક્રમિક વિકાસમાં મધ્યયુગીન વૈષ્ણવસંપ્રદાયો અને તેના આચાર્યોનો ફાળો માતબર છે. ધર્મક્ષેત્રમાં અનેક વિકૃતિઓ પેસતી જોઈ શંકરાચાર્યે અદ્વૈતવાદનું પ્રતિપાદન કર્યું. આત્મા અને પરમાત્મા વચ્ચે ભેદ નથી તો ભક્તિની શી જરૂર છે?—એવા શંકરાચાર્યના વિધાનનો વિરોધ સૌ પ્રથમ વૈષ્ણવાચાર્ય નાથમુનિએ કર્યો.

---

૪ "વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઈતિહાસ" પાન, ૩૫.

૫ એજન પાન, ૯૪–૯૫.

તામિલનાડુમાં નવમી શતાબ્દિના ઉત્તરાર્ધમાં થયેલા નાથમુનિએ વિશિષ્ટાદ્વૈતનાં દાર્શનિક તત્ત્વોનું પ્રતિપાદન કરી આલ્વર ભક્તો માટે દાર્શનિક ભૂમિકા તૈયાર કરી ત્યારથી ભક્તિમાર્ગમાં વૈચકતા આવી. ૧૧મા શતક સુધી જે વૈદિક ભક્તિમાર્ગ પૌરાણિક હતો તે ત્યાર પછી સાંપ્રદાયિક સ્વરૂપે વિકસવા લાગ્યો. રામાનુજાચાર્યે (૧૦૧૭ થી ૧૧૩૭) પાંચરાત્રના સિદ્ધાંતો અને વિશેષ રીતે શરણાગતિના સિદ્ધાંતનું વિશદ રીતે વિવેચન કર્યું તથા શંકરના માયાવાદનું ખંડન કર્યું. એક માત્ર વિષ્ણુની ઉપાસના કરવાનું સૂચવી તેમણે શ્રીસંપ્રદાય અથવા વિશિષ્ટાદ્વૈતની સ્થાપના કરી. બારમા શતકના મધ્વાચાર્યે [૧૧૯૯ થી ૧૨૭૮] શંકરના અદ્વૈતવાદનો પ્રબળ રીતે વિરોધ કરી રામાનુજના અદ્વૈતવાદનો અસ્વીકાર કરી પોતાનો એક મત પ્રચલિત કરી બ્રહ્મસંપ્રદાયની સ્થાપના કરી. મધ્વાચાર્યે સૌ પ્રથમ કહયું છે કે ભક્ત અને ભગવાન વચ્ચે સ્થાયી અંતર છે. તેમણે સ્પષ્ટ કહ્યું કે છે કે ઈશ્વર અનંત ગુણોથી ભરપૂર છે. જગત સત્ય અને જીવ ઈશ્વરનો દાસ છે. મધ્વાચાર્ય પહેલાં નિમ્બકાચાર્યે દ્વૈતવાદ અથવા સનક સંપ્રદાયની સ્થાપના કરી કૃષ્ણ સાથે રાધાની પૂજા કરાવી. રામાનુજ અને મધ્વની ભક્તિપ્રણાલી ધ્યાન અને ઉપાસના છે તો વલ્લભાચાર્યની [૧૪૭૩ થી ૧૫૩૧] ભક્તિ પ્રેમલક્ષણા છે. શ્રી વલ્લભાચાર્યનો કૃષ્ણ એટલે બાલકૃષ્ણ. રસ અને આનંદના કૃષ્ણનું લોકરંજક સ્વરૂપ પુષ્ટિસંપ્રદાયની રસિકતાએ ગુજરાતને રંગીલું બનાવ્યું. સંગીત, શૃંગાર, ફૂલમંડળી અને હિંડોળા જેવાં આ સંપ્રદાયનાં તત્ત્વોએ અધિક વૈભવ છલકાવ્યો. ભોગવિલાસથી કથળાતા પ્રજાજીવનમાં સંયમ અને સદાચારની જરૂર જણાઈ. ભક્તિમાર્ગના ઈતિહાસમાં પુન: પરિવર્તન થયું. બુદ્ધના વિલાસી અનુયાયીઓને રોકી ચારિત્ર્યશુદ્ધિ કરવા શંકરનો વેદાંતમત આગળ આવેલો. એ મતનું ખંડન કરી પુન: લોકોને ભક્તિભાવનામાં ભીંજવવા વિવિધ આચાર્યોએ વિવિધ સંપ્રદાયોની સ્થાપના કરી. ભક્તિના હિલોળે ચઢેલા મુમુક્ષુઓ પુષ્ટિસંપ્રદાયનો મૂળ ઉદ્દેશ ભૂલી જઈ વિલાસી બન્યા. આવા સમયે આ વેગે વહેતા ગાંડાતુર પૂરને રોકી નૂતન પેઢીને વિનાશમાંથી બચાવવાની અનિવાર્યતા જણાઈ. અઢારમા શતકના અંધકારમય વાતાવરણ વચ્ચે એક સુપ્રભાતની જરૂર હતી. શક્તિસંપ્રદાય અને પાશુપત સંપ્રદાયમાં હિંસા વ્યાપક સ્વરૂપે પ્રવર્તતી હતી. વામપંથી અને કૂડાપંથીઓ પાખંડી લીલાઓ આચરી ભોળી પ્રજાનું સર્વસ્વ લૂંટતા હતા. બીજી બાજુ જૈન ધર્મનો અતિ સંયમ પ્રજાને મન શુષ્ક બની ગયો હતો. ત્રીજી બાજુ શુષ્ક વેદાંત થકી "અહં બ્રહ્માસ્મિ"નું સૂત્ર અપનાવી પાખંડી ધર્મગુરુઓ ઈશ્વર તરીકે પૂજાતા હતા. પ્રજાને સાચા રાહબરની જરૂર હતી. બરાબર આ સમયે સંયમ, સદાચાર અને બ્રહ્મચર્યના સિદ્ધાંતોને પુન: પ્રતિષ્ઠિત કરતો એક સંપ્રદાય ઉદ્‌ભવ પામ્યો. આ સંપ્રદાય તે સ્વામીનારાયણ સંપ્રદાય. સિદ્ધાંતોમાં રામાનુજાચાર્યના મતને અને ઉપાસનામાં વલ્લભ મતને અનુસરતો વૈષ્ણવસંપ્રદાયની છેલ્લી શાખારૂપ ગુજરાતનો ગણનાપાત્ર વૈષ્ણવભક્તિ સંપ્રદાય તે સ્વામીનારાયણ સંપ્રદાય.

ભકિતસંપ્રદાયના ઐતિહાસિક વિકાસમાં સ્વામીનારાયણ સંપ્રદાયનો ઉદ્‌ગમ આલેખ્યા બાદ હવે પ્રસ્તુત સંપ્રદાયની ભકિતની વિશિષ્ટતાઓ તરફ ડોકિયું કરીએ.

ભકિત સંપ્રદાયની વિવિધ ધારાઓમાં સ્વામીનારાયણ સંપ્રદાયની ભકિતની વિશિષ્ટતાઓનું અવલોકન કરીએ તો સ્વામીનારાયણ ભગવાને "શિક્ષાપત્રી"માં આપેલી નીચેની વ્યાખ્યા પર્યાપ્ત બની રહે છે:

"શ્રીકૃષ્ણ ભગવાનને વિષે માહાત્મ્યજ્ઞાને સહિત જે ઘણો સ્નેહ તે ભકિત જાણવી."[૬]

સંપ્રદાયની ભકિતની આ વ્યાખ્યા સર્વાંગ સંપૂર્ણ છે, કારણ કે પરાશરથી માંડીને વિવિધ વિદ્વાનોએ જે ભકિતની વ્યાખ્યા કરી છે તેમાં કોઈ ને કોઈ અંશ રહી જાય છે. પરાશરે ભકિતને "પૂજાદિમાં અનુરાગ" કહી. ગર્ગમુનિએ "હરિકથામાં અનુરાગ" કહી. નારદે "પરમાત્મામાં પરમ અમૃતમય પ્રેમ"ને ભકિત કહી છે. લિંગપુરાણમાં "મન, વચન અને કર્મે કરીને ઈશ્વરની સેવા"ને ભકિત કહી છે. શાંડિલ્યે "પરમાત્મામાં અત્યંત અનુરાગ"ને ભકિત કહી છે. સનતકુમાર સંહિતામાં "સર્વ પ્રકારનાં દુઃખો સહન" કરવાને ભકિત કહી છે. શ્રી રામાનુજાચાર્ય અને મધ્વાચાર્યે ભકિતમાં ધ્યાન અને ઉપાસનાને મહત્ત્વ આપ્યું તો નિમ્બકાચાર્ય અને શ્રી વલ્લભાચાર્યે પ્રેમલક્ષણાને પ્રાધાન્ય આપ્યું. ચૈતન્યે એમાં માધુર્યનું તત્ત્વ ઉમેર્યું. એમની અસરથી વિઠ્ઠલનાથજીએ ભકિતવિભાવનામાં માધુર્ય બક્ષ્યું.

ઉપરોકત ભકિતની વિવિધ વ્યાખ્યાઓ અને આવશ્યક અંગોમાં ઈશ્વર પ્રત્યે જે અનન્ય પ્રેમ જોવા મળે છે તે બરાબર છે, પરંતુ પરમાત્મા પ્રત્યે અનન્ય નિષ્ઠા જ પ્રેમને વિકસાવે છે. આ અનન્ય નિષ્ઠા ઉત્પન્ન કરવા માટે પરમાત્મા વિષે માહાત્મ્યજ્ઞાન હોવું મુમુક્ષુઓ માટે અત્યંત જરૂરી છે. ઈશ્વરનો પરમ મહિમા જાણ્યા વિના પ્રેમ અપૂર્ણ રહે છે. સ્વામીનારાયણ ભગવાને "માહાત્મ્યજ્ઞાનયુકત" શબ્દ ઉમેરીને પ્રેમલક્ષણા ભકિતમાં પ્રભુ પ્રત્યેનો મહિમા વધાર્યો છે. પરમાત્માના અલૌકિક દિવ્ય સાકાર સ્વરૂપનું માહાત્મ્ય જેમ જેમ વધતું જાય છે તેમ તેમ પ્રેમલક્ષણાભકિત ઉત્કૃષ્ટ બનતી જાય છે. પરમાત્માનો મહિમા જાણવો તે જ્ઞાન છે. જ્ઞાન પ્રેમને પોષે છે અને પ્રેમ જ્ઞાનને પોષે છે. પરિણામે જ્ઞાન અને ભકિતમાં શું શ્રેષ્ઠ છે તે વાત અસ્થાને છે. બન્ને પરસ્પર પૂરક છે.

સાયંકાળની આરતી પછી સ્વામીનારાયણ સંપ્રદાયના અનુયાયીઓ પ્રેમાનંદ સ્વામીએ લખેલી પ્રાર્થનાની નીચેની કડી બોલે છે, જેમાં ભકિત સ્પષ્ટ તરી આવે છે:

---

૬ શિક્ષાપત્રી—સંપાદક: રમેશચંદ્ર પંડયા, વડતાલ. ઈ. સ. ૧૯૬૬, આવૃત્તિ ૧, શ્લોક ૧૦૩, પાન—૩૧.

"નિર્વિકલ્પ ઉત્તમ અતિ, નિશ્ચય તવ ઘનશ્યામ,
માહાત્મ્યજ્ઞાને યુકત ભકિત, તવ એકાંતિક સુખધામ."[૭]

વચનામૃતોમાં સંપ્રદાયની ભકિતનો સિદ્ધાંત સ્વામીનારાયણ ભગવાને નીચે પ્રમાણે સમજાવ્યો છે :

"સ્નેહ તો હોય પણ જો માહાત્મ્યજ્ઞાને વિનાનો હોય, તો તે ભકિત ન કહેવાય."[૮]

"ભગવાનનું માહાત્મ્ય જાણીને જે હેત થાય છે, તે તો બીજી જ રીતનું છે એમ જાણવું."[૯]

આ સિવાય અન્ય વચનામૃતમાં પણ ભકિતનો સિદ્ધાંત વિશદ રીતે વ્યકત કર્યો છે.[૧૦] એમાં પરા અને અપરા બન્ને ભકિત માન્ય રાખી છે. પરમાત્મા પ્રત્યે ચિત્તનું અખંડ જોડાણ પરાભકિતમાં જોવા મળે છે. જ્યારે અપરા ભકિતમાં શ્રાવણ, કીર્તન જેવી નવધા ભકિતને સ્વીકારી છે. કેટલાક મુમુક્ષુઓ પરાભકિતની પરાકાષ્ઠાએ પહોંચી અપરાભકિતની ઉપેક્ષા કરે છે. તે પરમાત્મા સ્વામીનારાયણ ભગવાનને માન્ય નથી.[૧૧] કારણ કે ઇષ્ટ-દેવની દિવ્ય લીલાઓનું શ્રવણકીર્તન કર્યા વિના ભકિતમાર્ગ શકય નથી. આત્યંતિક કલ્યાણ માટે ધર્મ, ભકિત, જ્ઞાન અને વૈરાગ્ય એ ચારેને એક બીજાની અપેક્ષા છે.[૧૨]

આ ચારેયમાં ભકિત મુખ્ય છે. સ્વધર્મ, જ્ઞાન અને વૈરાગ્ય એ ત્રણેય ભકિતનાં સહાયરૂપ સાધન છે.[૧૩] ભકિતરહિત જ્ઞાન શોભતું નથી એમ ભાગવત પણ દર્શાવે છે.[૧૪]

સકામ અને નિષ્કામ ભકિતમાં નિષ્કામ ભકિતને પ્રાધાન્ય આપતા સ્વામીનારાયણ ભગવાન ભકિતના પ્રત્યક્ષ અને પરોક્ષ એવા બે પ્રકારો પાડીને પ્રત્યક્ષ પરમાત્માની ભકિત કરવાનું સૂચવે છે. પ્રત્યક્ષ ભકિત એટલે પરમાત્મા જ્યારે પૃથ્વી ઉપર મનુષ્યતન

---

૭ "શિક્ષાપત્રી", એજન, પાન–૧૩૩.
૮ "વચનામૃતો" — પ્રકાશક : સત્સંગ સાહિત્ય મંડળ પ્રચારક ફંડની વ્યવસ્થા સમિતિ, રાજકોટ, ઈ. સ. ૧૯૩૭, સારંગપુરનું ૫ મું.
૯ એજન ગઢડા પ્રથમનું ૨૭.
૧૦ એજન ગઢડા પ્રથમનું ૪૨ તથા ૫૦.
૧૧ એજન સાળંગપુરનું ૩ વચનામૃત.
૧૨ એજન લોયાનું ૬ ઠું વચનામૃત.
૧૩ એજન, ગઢડા મધ્ય ૩૨.
૧૪ પ્રથમ સ્કંધ, અધ્યાય ૫, શ્લોક ૧૨.

ધારણ કરીને પ્રકટ થાય છે, ત્યારે જીવને પ્રકટ ભકિત કરવાની તક મળે છે તે ભકિત. નિષ્કુળાનંદે ગાયું છે :

"મહારાજ થાય જ્યારે મનુષ્ય જેવા,
દેવા જીવોને અભયદાન,
ત્યારે પળ પાકે સૌ પ્રાણધારીની,
જ્યારે ભૂમિ આવે ભગવાન."[૧૫]

અહીં એક પ્રશ્ન જરૂર ઉપસ્થિત થાય છે કે સ્વામીનારાયણ ભગવાન જ્યારે પૃથ્વી ઉપર મનુષ્યતને વિચરતા હતા તે સમયે તેમની દિવ્ય લીલાઓનો આનંદ માણનાર મુમુક્ષુ જનોને પ્રત્યક્ષ ભકિત કરવાનો લ્હાવો મળ્યો તે તો બરાબર છે, પરંતુ વર્તમાન સ્થિતિએ સ્વામીનારાયણ ભગવાનની હયાતી નથી તો પ્રત્યક્ષ ભકિતનો લાભ કેવી રીતે સંભવી શકે? આ પ્રશ્નનું સમાધાન સ્વામીનારાયણ ભગવાને પોતાના ધામમાં જતા સમયે વિરહથી વ્યાકુળ બનેલા મુમુક્ષુ જનો સામે કરી તેમને આશ્વાસન આપતાં કહ્યું છે કે પોતે અમદાવાદ, ગઢડા કે વડતાલ જેવા સ્વામીનારાયણ મંદિરોની સ્વહસ્તે પધરાવેલ મૂર્તિઓમાં પ્રત્યક્ષપણે બિરાજેલ છે. સંપ્રદાયના આચાર્યોમાં, શિક્ષાપત્રી, વચનામૃત કે સત્સંગી જીવન જેવા સંપ્રદાયનાં શાસ્ત્રોમાં કે સાચા સંતમાં પ્રત્યક્ષ રીતે પોતે વસી રહ્યા છે.[૧૬] આ ચારેય આત્યંતિક કલ્યાણના આધાર સ્તંભ છે. પરસ્પર એકબીજાને આધારિત છે. સ્વામીનારાયણ ભગવાનનાં પ્રસ્તુત વચનો નિષ્કુળાનંદે "ભકતચિંતામણિ"ની પદ્યકૃતિમાં ગૂંથી લીધાં છે.[૧૭]

સંપ્રદાયની ભકિત વિષેની વિચારધારાને જોયા બાદ હવે મધ્યકાલીન ભકિતકવિતામાં સંપ્રદાયના કવિઓ અને તેમાં નિષ્કુળાનંદે આપેલી અમૂલ્ય સેવાનો અછડતો ઉલ્લેખ કરીએ.

મધ્યકાલીન ભકિતકવિતા મુખ્યત્વે ત્રણ ભાગમાં વહેંચાઈ જાય છે :–

(૧) પ્રેમલક્ષણાભકિત (૨) જ્ઞાન અને વૈરાગ્ય (૩) ભકતોનાં ચરિત્રો ગાતી પૌરાણિક ભકિત.

નરસિંહ આ ત્રણેય પ્રવાહોને શરૂ કરે છે. તેનો ક્રમિક વિકાસ દયારામ સુધી જળવાઈ રહે છે.

---

૧૫ નિષ્કુળાનંદ કાવ્યમ્, "ભકિતનિધિ" કડવું ૨.

૧૬ વચનામૃત, ગઢડા, પ્રથમ પ્રકરણ ૧૮, વડતાલનું ૬ ઠું અને દસમું.

૧૭ "ભકતચિંતામણિ"–સંપાદક : શાસ્ત્રી સ્વયંપ્રકાશદાસજી, સ્વામીનારાયણ મંદિર, અમદાવાદ. સં. ૨૦૧૮, આવૃત્તિ ૧, કડી ૪૪ થી ૪૮, પાન ૫૦૭.

પ્રેમલક્ષણા ભકિતના ઉન્મેષો નરસિંહ જરૂર પ્રકટાવે છે, પરંતુ તે પહેલાંના સાહિત્યમાં પ્રેમલક્ષણા ભકિત દષ્ટિગોચર થાય છે. રાધાકૃષ્ણની શૃંગારભકિત જયદેવ પહેલાં ગુજરાતમાં વ્યાપક હતી, એ તો કાવ્યાનુશાસનમાં આપેલા રાધાકૃષ્ણના શ્લોક ઉપરથી સમજાય છે. જયદેવકૃત ગીતગોવિંદે અનેક ભકતકવિઓને પ્રેરણાનાં પીયૂષ પાયાં છે. કૃષ્ણલીલાની શૃંગારક્રીડાના વિલાસગાનને જગદ્દેવે હરિસ્મરણના ઉત્તમ સાધનરૂપે જોયું છે.[૧૮] નરસિંહના સમય પૂર્વે ગુજરાતમાં વિષ્ણુભકિત અને કૃષ્ણભકિત પ્રચલિત હોવાનું શ્રી અંબાલાલ જાની માને છે.[૧૯] જૈન રાસાઓ અને ફાગુઓના કવિઓ મનોરમ કલ્પનાઓ, અલંકારો અને સંભોગ શૃંગારનાં વર્ણનો દ્વારા છેવટે તો કોઈ વૈરાગ્ય તરફ મોક્ષમાર્ગે પ્રેરી જાય છે. નરસિંહ, મીરાં કે દયારામની જેમ ગોપી-ભાવે આનંદમાં વિભોર બની સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓ નાચી ઊઠે છે. અઢારમા શતકના પૂર્વાર્ધથી જે સાહિત્યમાં અંધકારની જે અસર થઈ છે અને તેને કારણે શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી[૨૦] અને ક. મા. મુનશી[૨૧] જેવા વિદ્વાનો જેને નિર્માલ્ય સાહિત્ય યુગ કહેવા પ્રેરાયેલા તેવા અંધકારમય વાતાવરણ વચ્ચે સંપ્રદાયના ઊર્મિકવિ બ્રહ્માનંદ કે પ્રેમસખી પ્રેમાનંદ ટહુકે છે. યમુના તીરે કોઈ વડલો છાયા પાથરતો હોય, તે વડલાની કોઈ ડાળીએ બેસી કહાન બંસી બજાવતો હોય અને બંસીના મીઠા સૂરો સાંભળી અર્ધભાન ભૂલેલી ગોપીઓ દોડી આવતી હોય, તે ગોપીઓને નાચતી જોઈ "બંસીબોલ"નો કવિ દયારામ ગોપી બની "હવે સખી નહીં બોલું" કે "ઊભા રહો કહું એક વાતડી બિહારીલાલ" જેવાં સંવાદાત્મક પદો લલકારી ઊઠે અને કહાન ગોપી વચ્ચે રમઝટ બોલાવે તો સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓ પણ રમઝટ મચાવી શકે છે. પ્રેમલક્ષણા ભકિતનું ગાન ગાતી ગીતાનું સ્વરૂપ નિષ્કુળાનંદની "સ્નેહગીતા"માં ધબકે છે. પ્રેમલક્ષણા ભકિતની એક બાજુ સેર વહે છે તો બીજી બાજુ જ્ઞાન અને વૈરાગ્યમાર્ગી કવિતાનો પ્રવાહ સતત વહે છે. નરસિંહ જ્ઞાની છે તો મુકતાનંદ પણ જ્ઞાની કવિ છે. "પંચરત્ન" કે "મુકુંદબાવની" જેવી મુકતાનંદની પદ્યકૃતિઓ મુકતાનંદને જ્ઞાની કવિ ઠેરવી જાય છે. સુરદાસ, કબીર, નાનક કે જ્ઞાનેશ્વર જેવા ગુજરાત બહારના કવિઓની અસર મધ્યકાલીન જ્ઞાન અને વૈરાગ્યની કવિતામાં ઝિલાઈ છે. નરસિંહથી ખેડાયેલો આ જ્ઞાન–વૈરાગ્ય માર્ગ "પ્રબોધપ્રકાશ"ના રચનાર ભીમ, નરહરિ, ગોપાળ અને કબીરની અસર નીચે આવેલો તથા જ્ઞાની અને વેદાંતી કવિ અખો, ભાણદાસ,

---

૧૮ यदि हरि स्मरते सरसमनो यदि विलास कलासु कुतूहलम् ।
मधुर कोमलकान्त पदावली श्रणु तदा जयदेव सरस्वतीम् ॥

૧૯ જુઓ 'શ્રી હરિલીલાષોડશકલા' : ઉપોદ્ઘાત, પાન ૨૨, સંપાદક : અંબાલાલ જાની.

૨૦ 'Classical Poets of Gujarat', Page 65.

૨૧ "મધ્યકાળનો સાહિત્યપ્રવાહ" પાન ૩૮૨.

પ્રીતમ, ધીરો, નિરાંત અને ભોજો જેવા કવિઓથી વિકસેલો નજરે ચઢે છે. "રસિકવલ્લભ"નો દયારામ પણ સ્મરણે આવે છે સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓમાં મુખ્યત્વે નિષ્કુળાનંદ, મંજુકેશાનંદ, મુક્તાનંદ, દેવાનંદ જેવા કવિઓ આ પરંપરાના છે. આ સર્વેમાં "વૈરાગ્યમૂર્તિ" નિષ્કુળાનંદનું સ્થાન અનોખું છે.

ભક્તોનાં ચરિત્રો ગાતી પૌરાણિક ભક્તિનાં બીજ જે નરસિંહ "સુદામાચરિત્ર" જેવી કૃતિમાં રોપે છે તેનો ક્રમિક વિકાસ ભાલણ, નાકર, વિષ્ણુદાસ કે પ્રેમાનંદનાં સંખ્યાબંધ આખ્યાનો દ્વારા સધાય છે. આ પૌરાણિક પ્રવાહ નિષ્કુળાનંદની "ધીરજાખ્યાન" જેવી પદ્યકૃતિમાં વહે છે. દયારામના "અજામિલ આખ્યાન"ની જેમ "ધીરજાખ્યાન" સ્વરૂપની દષ્ટિએ આખ્યાન તો નથી, પરંતુ વિવિધ ભક્તોના મહિમાને ગાતી પદ્યકૃતિ છે.

સંપ્રદાયના કવિઓની લાક્ષણિકતાઓ ઊડતી નજરે જોઈએ તો સૌથી પ્રથમ ઊડીને આંખે વળગે છે તેમની પ્રત્યક્ષ પરમાત્માની ભક્તિ. તેમની કાવ્યસાધના પાછળ પોતાના ઇષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાનને પ્રસન્ન કરવા માટેની પ્રેરણા છે. નરસિંહ, મીરાં કે દયારામ જેવા કવિઓને પ્રત્યક્ષ પરમાત્માની અવારનવાર પ્રેરણા મળી નથી, સતત દિવ્ય લીલાના આનંદનો અનેરો લહાવો મળ્યો નથી, પરંતુ સંપ્રદાયના કવિઓએ પોતાના ઇષ્ટદેવ સાથે ફાગ કે વસંત જેવા ઉત્સવો માણ્યા છે, જળક્રીડાઓ કરી છે, સંભોગ શૃંગારમાં મિલનનો આનંદ માણ્યો છે અને વિપ્રલંભ શૃંગારમાં વિયોગની વેદના જે અનુભવી છે તે અંતરના ઊંડાણમાંથી વહે છે અને આથી જ વિજયરાય વૈદ્યે આ કવિઓનું મૂલ્યાંકન કરતાં કહ્યું છે :

"આમ અંતરની સાચી અનુભૂતિ અને તજ્જન્ય ભાવનાના સતત વહેતા પ્રવાહમાંથી પ્રેમલક્ષણાયુક્ત ભક્તિ કવિતા રેલાવતા આ સત્સંગી કવિઓને ગુજરાતી સાહિત્યમાં "ઉચ્ચ સ્થાન" આપવું પડે તેમ છે. એમને ઊભરાતા કવિત્વની કુદરતી જ બક્ષિસ હતી."[૨૨] તો બીજી બાજુ કિશોરલાલ મશરૂવાળાએ પણ સંપ્રદાયના કવિઓનું ઉચિત મૂલ્યાંકન કર્યું છે.[૨૩]

સંપ્રદાયના કવિઓની બીજી વિશિષ્ટતા એ છે કે તેમણે મધ્યકાલીન અન્ય કવિઓની જેમ મનુષ્ય દેહની ઉપેક્ષા કરી નથી. માનવદેહને આત્યંતિક કલ્યાણના એક સાધનરૂપ માનનારા આ કવિઓએ મનુષ્યજન્મની દુર્લભતા ગાઈ છે. નિષ્કુળાનંદ એક દષ્ટાંત દ્વારા માનવજીવનની દુર્લભતા આ રીતે ગાય છે :—

"જેમ કુંભ ભરી ઘણા ઘી તણો, કોઈ રાખમાં રેડે લઈ,
એ અકળમાં ઉઠયો અગની, જે ન કરવાનું કર્યું જઈ.

૨૨ "મધ્યકાળનો સાહિત્ય પ્રવાહ", પાન – ૩૫.
૨૩ એજન, પાન – ૨૨૨.

તેમ દુર્લભ આ દેહ તેહ, અર્પણ કર્યું અનર્થનાં,
કહો કમાણી શું કરી, ખોયો આવો વિગ્રહ વ્યર્થમાં.
માટે માહાત્મ્ય જાણી મનુષ્યતનનું, કરવું સમજી સવળું કામ,
વણ અર્થે ન વણસાડવો, આવો દેહ અતિ ઇનામ.[૨૪]

માનવજીવનની દુર્લભતા ગાતા આ કવિઓની કવિતા મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં જીવનના ઉલ્લાસનું કચ્ચરિયું થતું જૈનાગમોની માન્યતામાં પરિવર્તન લાવી શકે.

સંપ્રદાયના કવિઓને નાનાલાલે યોગ્ય રીતે બિરદાવ્યા છે. તેઓ કહે છે :–

"ફૂલ જેમ સુગંધથી પરખાય, સંપ્રદાય એમ એની કવિતાથી પરખાય. આ યુગના કોઈ પણ નવસંપ્રદાયમાં હજી નથી જન્મી એવી ને એટલી સ્વામીનારાયણ સંપ્રદાયની કવિતા છે. દયારામનાં તનમનાટ, તાલાવેલી, ઉજ્જાટ ને આવેગ એમાં તાદૃશ ખડાં છે. નરસિંહના ભરવેગ ભાવપૂર, મીરાંનું લાડસોહામણું લાવણ્ય, ભોજાના ચાબખા, અખાના હથોડા, ધીરાની કાફીઓ, રત્નાના મહિના, રાજેનો તલસાટ: કવિતાના એ સૌ રસ પ્રકારો સ્વામીનારાયણીય કવિતા ભંડારે ભરેલા છે."[૨૫]

આ અષ્ટાનંદી કવિઓમાં સમયક્રમે મુકતાનંદ પછી આવતા નિષ્કુળાનંદ સામાન્ય રીતે ગુજરાતી સાહિત્યમાં વૈરાગી કવિ તરીકે જાણીતા છે. પરંતુ તેમની વૈરાગ્યની ભાવના તેમની અનેરી વિશિષ્ટતાઓથી ઝળકી ઊઠે છે. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં નજરે ન પડતી વૈરાગ્ય ભાવનાને નિષ્કુળાનંદે ક્રમિક રીતે વિકસાવી છે. "પ્રથમ વૈરાગ્ય જેને પ્રગટે, તજે સકળ સંસાર જી" જેવી પંકિતથી વૈરાગ્યનું પ્રથમ ચરણ દર્શાવતા કવિ પદોમાં તેમ જ "સારસિદ્ધિ" જેવી સળંગ પદ્યરચનામાં વૈરાગ્યની ભાવનાનો ક્રમિક વિકાસ તેઓ સાધી શકયા છે. તેમને મન વૈરાગ્ય વ્રજમણિ જેવો છે. વિષયભાવ બૃહદ્વૈરાગ્ય વિના રુઝાઈ શકતા નથી, તો બીજી બાજુ રાસાઓ અને ફાગુઓમાં શરૂઆતમાં શૃંગારના ઉદ્દીપન ભાવો આપી છેવટે વૈરાગ્ય તરફ પ્રેરી જવાની પ્રક્રિયા જોવા મળે છે. એ પંચવિષયોને બહેકાવે છે અને તેનાં દુ:ખદાયક પરિણામો બતાવી છેવટે વૈરાગ્ય તરફ લઈ જતા જોવા મળે છે, પરંતુ નિષ્કુળાનંદે માયિક પંચવિષયોને પરમાત્માના પંચવિષયોમાં જોડી દેવાનું સૂચન પહેલેથી જ કર્યું છે. નિષ્કુળાનંદના વૈરાગ્યની વિશિષ્ટતા એ છે કે તેમણે જે સ્ત્રી અને પુરુષોનાં વર્ણનો કર્યાં છે તે વાંચતાં જ આપોઆપ વૈરાગ્ય સ્ફૂટ થાય છે. આથી જ તેમના વૈરાગ્યમાં અખાના હથોડા

૨૪ નિષ્કુળાનંદ કાવ્યમ્ "ભક્તનિધિ", કડવું–૩૨, પાન–૧૭૭, કડી ૭ થી ૯.
૨૫ શિક્ષાપત્રી, પ્રસ્તાવના – પાન–૨૪.

કે ભોજાના ચાબખા જોવા મળતા નથી. રાગ અને ત્યાગ કે સાંખ્ય અને યોગ જેવાં જોડકાંઓ વચ્ચે કોઇ સંસારી સંસારનો ત્યાગ કરે છે પરંતુ ત્યાગ કર્યા પછી તેની ચિત્તવૃત્તિઓનું જોડાણ કયાં અને કેવા માધ્યમ દ્વારા કરે છે તે મહત્ત્વનું છે. ઘણા વૈરાગીઓ સંસારને ભૂલવા ને મસ્ત બનવા સ્મશાનોના ઘાટે કે જંગલોની વાટે રખડે છે, ધૂણી ધખાવે છે અને ભાંગ કે ગાંજામાં ચકચૂર બને છે. તો બીજી બાજુ ગોપીચંદ કે ભર્તૃહરિ જેવા નિરાકારવાદીઓ નાથ સંપ્રદાયની અસર નીચે માનવજીવન તરફ નફરતભરી નજરે જુએ છે. તેમને જે ચિત્તવૃત્તિઓ જોડવાનું માધ્યમ મળેલું તેની તુલનામાં નિષ્કુળાનંદને ઉચ્ચ કક્ષાનું માધ્યમ મળેલું. નિષ્કુળાનંદે માયિક પંચવિષયોને પોતાને જે પ્રત્યક્ષ રૂપે સ્વામીનારાયણ ભગવાન મળેલા તેમાં લીન કરી દીધા છે. પરિણામે તેમણે માનવજીવનને અમૂલ્ય ગણી પ્રત્યક્ષ પરમાત્માને ઓળખી ભકિત કરવાનું સૂચવ્યું છે. નિષ્કુળાનંદના વૈરાગ્યની સૌથી મોટી વિશિષ્ટતા એ છે કે તેમણે વૈરાગ્યના સ્વરૂપને નિષેધાત્મક રીતે જોયું નથી પરંતુ વિધેયાત્મક બળ (Possitive Force) તરીકે જોયું છે. તેમને મન વૈરાગ્ય એટલે "શ્રી કૃષ્ણેતર: વસ્તુ માત્રમાં અપ્રીતિ" (શિક્ષાપત્રી શ્લોક–૧૦૪).

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં પ્રેમલક્ષણાભક્તિનાં શિખરો નરસિંહ, મીરાં, પ્રેમસખી કે દયારામ સર કરે છે. જ્ઞાનનું શિખર જ્ઞાની અને વેદાંતી કવિ અખો સર કરે છે તો વૈરાગ્યના ઉચ્ચતમ શિખરે નિષ્કુળાનંદ શોભી રહ્યા છે.

અખાને ઉપમા વહાલી છે તો નિષ્કુળાનંદને દષ્ટાંતો પ્યારાં છે. વેદાંતી અને જ્ઞાની અખો "આજ આનંદ મારા અંગમાં ઉપન્યો પરિબ્રહ્મની મુને ભાળ લાગી" કે "હરિકુ હેરતાં રે સખિ મેરે હેરાણી" કે "આલી સઘન કુંજયમેં ખેલ ન જાહે" જેવાં પદોમાં કવિત્વશકિત ઝળકાવી સાચો કવિ બને છે તો વૈરાગી નિષ્કુળાનંદને "આજ આવિયો આનંદ અંગ, ઉમંગે ઉર અતિ", "આવો અલબેલા વર આજે આલિંગન લીજીએ" કે "અમૃતના સિંધુ ઉલટયા રે, રંગરાની વાળી છે રેલ" જેવાં સંખ્યાબંધ અંતરની ઊર્મિથી છલકતાં પદો ઊર્મિકવિના અધિકારી બનાવે છે. નિષ્કુળાનંદ માત્ર વૈરાગી કવિ નથી, એક કુશળ દાર્શનિક પણ છે. તેમની ૨૩ સળંગ પદ્યરચનાઓ મધ્યકાલીન વિવિધ સ્વરૂપો ખીલવી એક તરફ નિષ્કુળાનંદનું દાર્શનિક પાસું વ્યકત કરે છે, તો બીજી બાજુએ કલાપક્ષ બક્ષે છે. આમાં "ભક્તિચિંતામણિ" સૌથી વિશેષ ધ્યાન ખેંચે તેવી સબળ સળંગ પદ્યરચના છે. ઈષ્ટદેવના જન્મથી આરંભીને અંતર્ધાન સુધીનાં ચરિત્રો વર્ણવતી પ્રસ્તુત કૃતિ સંપ્રદાયનું સ્વરૂપ સરળ ભાષામાં વ્યકત કરે છે તો બીજી બાજુ તત્કાલીન સમાજનાં ચિત્રો દર્શાવે છે. વૈરાગીની આંખે એમનાં પ્રકૃતિસૌંદર્યનાં ચિત્રો મઢાયાં છે. સંસ્કૃતની રમ્ય છોળવાળી તેમની બીજી કૃતિ "પુરુષોત્તમપ્રકાશ" ઈષ્ટદેવના મહિમાનું ગાન ગાઇ કૃતિને અંતે આપેલા પદરાગ ધોળમાં–"આનંદ આપ્યો

રે અતિ ઘણો રે, આ સમામાં અલબેલ પુરુષોત્તમ પ્રકટી રે" જેવી ધ્રુવપંકિતથી રચાયેલ પદ નિષ્કુળાનંદની એક ઊર્મિ કવિ તરીકેની પ્રતિભા છતી કરે છે. "મનગંજન" જેવી રૂપક પદ્યકૃતિમાં આધુનિક માનસશાસ્ત્રના સિદ્ધાંતને પરતક મન અને નિજમનના નિરૂપણ દ્વારા વ્યકત કરે છે. વૈરાગીના હાથે "સ્નેહગીતા" લખાઇ છે જેમાં પ્રેમલક્ષણાભકિતમાં કવિ ખીલે છે. તત્ત્વજ્ઞાન સંવાદાત્મક ગુરુશિષ્યસંવાદરૂપે આલેખાયેલી તેમની "હૃદયપ્રકાશ" રચના જ્ઞાની નિષ્કુળાનંદની પ્રતિભા ઉપજાવે છે. સં. ૧૮૬૦માં રચાયેલી "યમદંડ" સૌ પ્રથમ રચના છે. ગરુડપુરાણના આધારે લખાયેલી આ કૃતિમાં કવિએ કલ્પનાશકિતના ચમકારા વેર્યા છે. તેમાંની વર્ણનછટા દાદ માંગી લે છે. તેમની છેલ્લી રચના "ભકતનિધિ" (સં. ૧૯૦૪) ભકત નિષ્કુળાનંદનું દર્શન કરાવી ભકિતયોગ વિષેના કવિના સિદ્ધાંતો દર્શાવી જાય છે.

નિષ્કુળાનંદે પ્રણાલી અનુસાર ભકિતશૃંગાર ગાયો છે. તેમણે ગોપી બની ઇષ્ટદેવને મધરાત્રે નિમંત્રણ આપ્યું છે અને મિલનનો આનંદ અને વિરહની વેદના વ્યકત કરી છે. ઇષ્ટદેવનાં મનોહર શૃંગારવર્ણનો તેમણે આલેખ્યાં છે. તેમણે વસંતનાં પદો તથા હોળીનાં પદો લખ્યાં છે અને "બારમાસીઓ", વાર તથા તિથિ લખી વિપ્રલંભ શૃંગારમાં આંખો ભીની કરી છે.

નિષ્કુળાનંદની અપ્રકટ કૃતિઓમાં સૌથી વધુ ધ્યાન ખેંચે છે તેમનો "શ્રીકૃષ્ણજન્મચરિત્ર" ગ્રંથ. આ ગ્રંથની વિશિષ્ટતા એ છે કે નિષ્કુળાનંદે સ્વહસ્તે ગદ્યમાં લખ્યો છે. બ્રહ્મવૈવર્તપુરાણના આધારે લખાયેલ પ્રસ્તુત ગ્રંથમાં કવિએ દોરેલાં ઊઘાડા શૃંગાર ને કામક્રીડાનાં સાધનો ધ્યાન ખેંચે છે. મધ્યકાલીન ગુજરાતી ગદ્યમાં પ્રસ્તુત ગ્રંથ અનેરી ભાત પાડે છે.

નિષ્કુળાનંદના અપ્રકટ સાહિત્યમાં ૨૪ ચાતુરીઓ અને શ્રીજીવિરહનાં પદો ધ્યાન ખેંચે છે.

નિષ્કુળાનંદનું વૈરાગી કવિતાધન જેટલું ઊંચું છે તેટલું તેમનું જીવન પણ વૈરાગ્યમય જોવા મળે છે. વાણી અને વર્તનમાં એકરૂપતા દર્શાવનાર નિષ્કુળાનંદના જીવનની સૌથી મોટી વિશિષ્ટતા એ છે કે તેઓ અન્ય સંતકવિઓની જેમ શિષ્યો બનાવવાના પ્રલોભનમાં કે મોટાઈ પ્રાપ્ત કરવાના મોહમાં પડયા નથી. તેમનો જીવનસંદેશ વ્યાવહારિક છે. તેમણે પોતાના જીવનમાં સૌથી પ્રથમ અમલમાં મૂકયા પછી જ બીજાને ઉપદેશ આપ્યો છે.

નિષ્કુળાનંદનું ઐતિહાસિક મહત્ત્વ જોઈએ તો સ્વામીનારાયણ ભગવાને જ્યારે ગુજરાતની ભૂમિ ઉપર પગ પણ નહોતો મૂકયો તે પહેલાં તેમના ગુરુ રામાનંદસ્વામી

સાથે સૌરાષ્ટ્રના તીરે તીરે ફરી અઢારમા શતકના ઉત્તરાર્ધની ઘોર અંધકારમય પરિસ્થિતિમાં તેઓ પ્રકાશપગલી પાડી રહ્યા હતા. સ્વામી સહજાનંદના આગમનથી એ પ્રકાશપુંજમાં પરિવર્તિત થઈ ગઈ.

સ્વામીનારાયણ ભગવાનના વિરાટ વ્યકિતત્વના પ્રભાવથી લાલજીમાંથી નિષ્કુળાનંદ બની અમૂલ્ય કવિતાધન મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં અર્પનાર આ વૈરાગી કવિ નિષ્કુળાનંદના જીવનનું સૌથી મહાન પ્રેરકબળ સ્વામી સહજાનંદનું ગુજરાતમાં થયેલું સંસ્કારકાર્ય છે. તેથી સ્વામી સહજાનંદ અને તેમનાં સંસ્કારકાર્યો તરફ દષ્ટિપાત કરવો જરૂરી છે.



## પ્રકરણ ૨

# સ્વામી સહજાનંદનાં સંસ્કારકાર્યોના ફળરૂપે નિષ્કુળાનંદ

ઈતિહાસકારો જેમને સમાજસુધારક તરીકે ઈતિહાસમાં સ્થાન આપે છે, ધર્મશાસ્ત્રીઓ જેમને હિન્દના આચાર્ય તરીકે ઓળખે છે અને સંપ્રદાયના અનુયાયીઓ પરમાત્માભાવે જેમની ભક્તિ કરે છે એવા સ્વામી સહજાનંદના જીવનચરિત્રની ચર્ચા અહીં અસ્થાને છે. તેમણે ગુજરાતભરમાં જે સંસ્કારકાર્યો કર્યાં અને તેની વ્યાપક અસર સંપ્રદાયના અન્ય કવિઓની જેમ નિષ્કુળાનંદમાં જે ધબકે છે તેની નોંધ અહીં લેવી જરૂરી છે.

શ્રીકૃષ્ણની જન્મભૂમિ મથુરા અને કર્મભૂમિ ગુજરાત તેમ સ્વામી સહજાનંદની જન્મભૂમિ છપૈયા અને કર્મભૂમિ ગુજરાત હતી. સ્વામી સહજાનંદનાં કાર્યોનું મૂલ્યાંકન કરતાં પહેલાં તેમના વિષે જે ભ્રામક માન્યતાઓ ફેલાયેલી નજરે ચડે છે તેને તપાસી રદિયો આપવો જરૂરી છે.

બંગાળી લેખક બાબુ ક્ષિતિકુમાર સેને ઇ. સ. ૧૯૩૨માં કલકત્તા વિદ્યાપીઠના ઉપક્રમે અવર મુખરજી વ્યાખ્યાનમાળામાં "મધ્ય યુગનો ભક્તિપ્રવાહ"ના વિષય ઉપર વ્યાખ્યાન આપતાં વિધાન કર્યું છે કે "સહજાનંદ સ્વામીએ એક વ્યક્તિ પાસેથી ઉપદેશ પામીને સંપ્રદાય ફેલાવ્યો છે." આ કલ્પિત વિધાનનું ગુજરાતી ભાષાંતર "બુદ્ધિપ્રકાશ" પ્રકટ થયેલું જોવા મળે છે.[1] આજ રીતે બીજા એક બંગાળી લેખક શ્રી અક્ષયકુમાર દત્તે 'Religious Sects of India' (ભારતના સંપ્રદાયો) નામના પોતાના ગ્રંથમાં કહ્યું છે કે "સ્વામીનારાયણ સંપ્રદાય સ્વામી અને નારાયણ નામના બે જણે ફેલાવ્યો છે." [2]

આ વિધાન પણ પાયા વિનાનું છે, કારણ સ્વામી અને નારાયણ બન્ને જુદી જુદી વ્યક્તિઓ નથી. સ્વામીનારાયણ એક જ વ્યક્તિનું નામ છે. સ્વામી સહજાનંદને પરમાત્મા અને સ્વામીનારાયણ તરીકે મુમુક્ષુઓ ઓળખે છે. વ્યાકરણની દૃષ્ટિએ જોઈએ

---

૧ "બુદ્ધિપ્રકાશ" ઈ. સ. ૧૯૩૨, ત્રૈમાસિક; જુલાઇ–સપ્ટે. અંક.

૨ પ્રસ્તુતગ્રંથનું અવલોકન કલકત્તાથી પ્રસિદ્ધ થતા અંગ્રેજી માસિક 'મોડર્ન રિવ્યુ"ના ઇ. સ. ૧૯૨૪ના ફેબ્રુ. અંકમાં પ્રકટ થયેલું છે.

તો સ્વામી અને નારાયણ બન્ને શબ્દો જુદા પાડીએ તો દ્વિવચન બને છે. ગુજરાતી કે હિન્દીમાં દ્વિવચન નથી, પણ સંસ્કૃતમાં છે. એ રીતે 'સ્વામીશ્ચ નારાયણશ્ચ' એમ દ્વંદ્વ સમાસ કરવો પડે અને 'સ્વામીનારાયણૌ' શબ્દ વાપરવો પડે. નિષ્કુળાનંદે "ભકતચિંતામણિ" અને "પુરુષોત્તમપ્રકાશ" જેવી સળંગ પદ્યરચનાઓમાં સ્વામી સહજાનંદનાં સંસ્કારકાર્યો ગૂંથ્યાં છે. એમના જન્મથી આરંભીને અંતર્ધાન સુધીની દિવ્ય લીલાઓ એમાં અંકિત કરી છે. સંપ્રદાયના કોઈપણ કવિએ ન કલ્પેલું એવું સ્વામી સહજાનંદનું જન્મ સમયનું ચિત્ર નિષ્કુળાનંદે આ રીતે કર્યું છે :–

સુંદર દેશ સરવરમાં; છપૈયા છબીનું ધામ ।
તિયાં પ્રભુજી પ્રગટયા; પુરુષોત્તમ પુરણકામ ॥
સંવત અઢાર સાડત્રિશના, ચૈત્ર સુદિ નવમીને દિન ।
તે દિન જીવન જન્મ્યા, ભકત ભયહારિ ભગવાન ॥
વસંતઋતુ વિરોધી સંવત્સર, ઉત્તરાયણ અર્ક અનૂપ ।
શુકલ પક્ષ પુષ્પ નક્ષત્રે, સોમવારે તે સુખરૂપ ॥

### ચોપાઈ

વૃશ્ચિક લગનને કૌલવ કરણ રે, યોગ શુક્રમાં દુ:ખહરણ રે ।
દશઘડિરુડી સત્ય જાતાં રે, સુખસેજમાં સુતા'તા માતા રે ॥
તે સમે પ્રગટયા મહારાજ રે, કરવા અનેક જીવનાં કાજ રે ।
વ્યોમે વિબુધ વાજાં વજાવિરે, કરે દર્શન વિમાન લાવી રે ॥ [3]

સહજાનંદ સ્વામીના પિતાનું નામ દેવશર્મા ઉર્ફે હરિપ્રસાદ અને માતાનું નામ પ્રેમવતી દેવી ઉર્ફે બાળાદેવી હતું. ધાર્મિક સંસ્કારો અને સાધુ ચરિત્રથી ભકિતમાં ઓતપ્રોત આ દંપતીને લોકો અનુક્રમે ધર્મદેવ અને ભકિતદેવીના નામે યથાર્થ રીતે ઓળખતા હતા. સ્વામી સહજાનંદ જાતે સરવરીઆ બ્રાહ્મણ હતા. તેમની અટક પાંડે અને ગોત્ર સાવર્ણિ હતું. વેદ સામ અને શાખા કૌથુમી અને ભાર્ગવ હતી. તેમનું જન્મસ્થાન છપૈયા પરંતુ મૂળ વતન તો છપૈયાથી થોડે દૂર આવેલ ઈટાર ગામ હતું. બાળપણના 'ઘનશ્યામ' કાલિદત્ત જેવા અસુરોના સંહારણ કરી, કૃષ્ણનાં બાળચરિત્રોની હરોળમાં ઊભા રહી સં. ૧૮૪૯ના અષાડ સુદ દશમને શુક્રવારે મંગલપ્રભાતે ૧૧ વર્ષની નાની ઉંમરે મહાભિનિષ્ક્રમણ શરૂ કરે છે. આ ગૃહત્યાગ પાછળ કેવળ શુષ્ક વૈરાગ્યની ભાવના ન હતી. પરંતુ બુદ્ધની જેમ સર્વજીવહિતાવહ કરુણા હતી. સાત વર્ષ વર્ણિ વેષે તપસ્યા કરતા નીલકંઠ ઉત્તરે હિમાલયની તળેટી, પૂર્વે જગન્નાથપુરી, દક્ષિણે

---

૩ 'નિષ્કુળાનંદકાવ્યમ્' : "પુરુષોત્તમપ્રકાશ", પાન–૬.

રામેશ્વર આદિ તીર્થાટન બાદ સમાજ અને ધર્મસુધારણા કરતા પશ્ચિમે માંગરોળ બંદર અને ગોપનાથ વાટે સં. ૧૮૫૬ ના શ્રાવણ વદ છઠ ને બુધવારે કાઠિયાવાડમાં આવેલા લોજ ગામે નીલકંઠ નામથી આવે છે અને ત્યાંની વાવ ઉપર ઐતિહાસિક પ્રસંગ સર્જાય છે. રામાનંદનો શિષ્ય સુખાનંદ નીલકંઠના તપસ્વી વ્યક્તિત્વથી આકર્ષાય છે. નીલકંઠનો મુકતાનંદ સાથે મેળાપ કરાવી આપે છે. આ વખતે રામાનંદ સ્વામી ભૂજમાં હોય છે. નીલકંઠ રામાનંદ સ્વામીને પોતાની ઈશ્વરપ્રાપ્તિ માટેની વ્યાકુળતા તથા સાધના પત્રદ્વારા લખે છે. રામાનંદ નીલકંઠને કૃષ્ણના અવતાર માની સૌરાષ્ટ્રમાં આવેલા પીપલાણા ગામમાં મળે છે. સંવત ૧૮૫૭ ના કારતક સુદ ૧૧ મંગળવારે આ જ ગામે નીલકંઠને ભાગવતી દીક્ષા આપી "સહજાનંદસ્વામી" અને "નારાયણમુનિ" એવાં બે સાર્થક નામો પાડે છે. અને ત્યારબાદ બરાબર એક વર્ષે સં. ૧૮૫૮માં કારતક સુદ ૧૧ ને દિવસે સૌરાષ્ટ્રના જેતપુર ગામે સ્વામી સહજાનંદને આચાર્યપદે સ્થાપે છે.

આચાર્યપદ સંભાળ્યું ત્યારથી ગુજરાત અને સૌરાષ્ટ્રના તીરે તીરે લગભગ ૧૭ વર્ષની ઉંમરનો આ નમૂછિયો તરુણ સંસ્કારકાર્યો શરૂ કરે છે અને તેનું સાતત્ય જીવનની અંતિમ પળો સુધી એટલે કે સંવત ૧૮૮૬ ની જેઠ સુદ દસમને દિવસે દેહવિલય થયો ત્યાં સુધી જાળવી રાખે છે. આ રીતે અઠ્ઠાવીસ વર્ષની સેવા–સુધારણા બે ભાગમાં વહેંચાઈ જાય છે: (૧) ધર્મસુધારણા (૨) સમાજસુધારણા. તેમના સમકાલીન રાજા રામમોહનરાય જેવા સમાજસુધારકોના કાર્ય પાછળ આધ્યાત્મિક દષ્ટિ ન હતી, પણ કેવળ સામાજિક દષ્ટિ જ હતી. જ્યારે સ્વામી સહજાનંદની સમાજસુધારણા આધ્યાત્મિક રંગથી રંગાયેલી જોવા મળે છે. આચાર્યપદે આવતાં સૌથી પ્રથમ તેમણે જોઈ લીધું કે જ્યાં સુધી લોકોને અન્ન અને વસ્ત્રનું દુઃખ છે ત્યાં સુધી તેમનો સામાજિક કે આધ્યાત્મક ઉદ્ધાર અશકય છે. પ્રથમ તો દરેકને જીવનજરૂરિયાતના સાધન તરીકે પેટ-પૂરતું અન્ન અને શરીર ઢાંકવા વસ્ત્ર મળવાં જોઈએ. આ વિશાળ ભાવનાથી સ્વામી સહજાનંદે પોતાના ગુરુ રામાનંદસ્વામી પાસે નીચેનાં બે વચનો માગી લીધાં :–

"સ્વામી વર દેવા યોગ્ય જો હઉં રે, તો કર જોડી તમને કહું રે,
માગું પ્રથમ એ ગુરુરાય રે, કૃષ્ણચરણ કાજે પ્રીતિ થાય રે.
વળી હરિજનને હોય દુઃખ રે, થાય મને ભોગવે એ સુખ રે,
કૃષ્ણભક્તિ જો પૂર્વે ને કર્મે રે, અન્ન વસ્ત્ર પામે પરિશ્રમે રે.
એનું કષ્ટ આવે મુજમાંય રે, એહ સુખમાં રહે સદાય રે.[૪]

અન્નવસ્ત્રે સુખી કરતા સ્વામી સહજાનંદ તેમના અનુયાયીઓને બુદ્ધના પંચ-શીલની જેમ પાંચ વર્તમાનો આપે છે. સંપ્રદાયમાં પ્રવેશ મેળવવાના પ્રથમ ચરણ રૂપે આ પાંચ વર્તમાનો છે–દારુ ન પીવો, માંસ ન ખાવું, ચોરી ન કરવી, વ્યભિચાર ન

૪ ભકતચિંતામણિ, નિષ્કુળાનંદ. પાન–૧૪૭.

કરવો અને વટાળપ્રવૃત્તિનો ત્યાગ કરવો. સ્વામી સહજાનંદની સુધારણામાં ક્રમિક વિકાસ જોવા મળે છે. તેમણે ભૂખ્યાજનોની ભૂખ ભાંગવા અન્નક્ષેત્રોની પ્રવૃત્તિ શરૂ કરેલી તેનો ઉલ્લેખ નિષ્કુળાનંદે "પુરુષોત્તમપ્રકાશ"ના નવમા પ્રકારમાં–"એમ કૈં બંધાવ્યા અન્નક્ષેત્ર રે, જમે જન પવિત્ર રે" જેવી ધ્રુવપંકિતથી કર્યો છે. લોજ, માંગરોળ, ધોરાજી, માણાવદર, કોટડું અને ગઢડા જેવાં અનેક ગામડાંમાં અન્નક્ષેત્રો ખોલતાં સહજાનંદે હિંસા અટકાવવા અહિંસક યજ્ઞો શરૂ કરેલા. સ્વામી સહજાનંદે જોયું કે જ્યાં સુધી પોતાના સંતોમાં તપ, ત્યાગ કે વૈરાગ્ય નથી અને સદાચાર નથી ત્યાં સુધી લોકો ઉપર ઉપદેશની અસર પડવાની નથી. પરિણામે સુધારણાની યાત્રા શરૂ થાય તે પહેલાં સ્વામી સહજાનંદ પોતાના સાધુઓને જે સૌમ્ય ઉપદેશ આપે છે, તે નિષ્કુળાનંદે પદ્યમાં ગૂંથી લીધો છે :–

'રે જો પંચ વ્રત પ્રમાણ રે, ધારી વિચારી સહુ સુજાણ રે ।
પંચ વ્રત છે સૌને પાર રે, નથી એથી બીજું કાંઈ બાર રે ॥
અષ્ટ પ્રકારે તજવી નારી રે, તેમ ધન તજવું વિચારી રે ।
કોઈ દેશકાળ ક્રિયા સંગે રે, એથી અળગું રહેવું અષ્ટ અંગે રે ॥[૫]

લોકોની અંધશ્રદ્ધા, વહેમ અને અજ્ઞાન દૂર કરવા એક જ પરમાત્માનો રૂઢ આશરો રાખવાનું સૂચવી દોરા, ધાગા કે જંત્રમંત્રથી ભોળા જનોને બચાવવા નીચેનો સંદેશ તેઓ પત્ર દ્વારા આપે છે :–

"......બીજું જંત્ર મંત્ર કોઈ ઉપર કોઈનાં બલ ચાલતાં હોય તો ઘણાક શત્રુ જેની ઉપરે હોય એવા મોટા મોટા રાજાઓ તે જીવતા શી રીતે રહે? અને જંત્ર મંત્રે કરીને જ સિદ્ધિ થતી હોય તો લાખો રૂપિયા ખર્ચીને રાજાઓ લશ્કર રાખે છે તથા આયુધસામગ્રી રાખે એવડું શા સારુ કરે? એક ભાયે મંત્ર શાસ્ત્રી રાખે તે મંત્ર તંત્રની સિદ્ધિએ કરીને સર્વે પ્રતિપક્ષને મારી નખાવે ॥ પણ તેમ તો કોઈ ઠેકાણે દેખાતું નથી ॥ માટે નિર્ભય થકા નારાયણનું ભજન કરજો અને કેવલ ભગવાનનો જ દ્રઢ વિશ્વાસ રાખજો."[૬]

તેમણે રાજા રામમોહનરાયની જેમ બાળલગ્નો અટકાવ્યાં, સતી થવાનો રિવાજ બંધ કરાવવા નૂતન દષ્ટિકોણ અપનાવ્યો અને સતી થઈ આત્મહત્યાના કર્મને પાપ ગણી વિધવા સ્ત્રીઓને પોતાની ચિત્તવૃત્તિઓ પરમાત્મામાં જોડી દેવાનું સૂચવ્યું. આ ભાવના

૫ "પુરુષોત્તમપ્રકાશ", પ્રકાર ૮, કડી ૫ થી ૭, પાન ૧૦.

૬ "શ્રીજીની પ્રસાદીના પત્રો"–સંપાદક અને પ્રકાશક માધવલાલ કોઠારી, રાયપુર, વડની પોળ, અમદાવાદ. આવૃત્તિ ૧, સને ૧૯૨૨, પાન ૭.

મુક્તાનંદે "સતી ગીતા" પદ્યકૃતિમાં ઝીલી છે. સ્ત્રીઓને સમાજમાં ઉચ્ચ સ્થાન આપી સધવા અને વિધવા સ્ત્રીઓનાં કર્તવ્યો તેમણે "શિક્ષાપત્રી"માં સમજાવ્યાં.[૭]

સ્વામી સહજાનંદની સુધારણા જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં ઘૂમી વળી છે. ગૌરાંગ પ્રભુ ચૈતન્યની જેમ કે પુષ્ટિ સંપ્રદાયના વલ્લભાચાર્યની જેમ સ્વામી સહજાનંદે એક તરફ મુસલમાનોને પોતાના સંપ્રદાયમાં સ્વીકાર્યા છે તો બીજી બાજુ અંત્યજોને અપનાવી તેમનો ઉદ્ધાર કર્યો છે. ગાંધીજીએ શરૂ કરેલી નશાબંધીના ગણેશ સ્વામી સહજાનંદે આજથી દોઢસો વર્ષ પહેલાં કરેલા. સાહિત્યમાં વાઘરી પણ સમજી શકે તેવી સરળ ભાષામાં શાસ્ત્રોનાં ગહન રહસ્યો તેમણે "વચનામૃત"માં આપ્યાં. આમ, ગુજરાતી ગદ્યની સેવા "વચનામૃતો" દ્વારા કરી તો બીજી બાજુ તેમણે માનવજીવન વ્યવહાર અને પરમાર્થ બન્ને દષ્ટિએ સુધરે તે માટે "શિક્ષાપત્રી"ની રચના કરી. તેમને પ્રત્યક્ષ પરમાત્મા માની પ્રેરણાનાં પીયૂષ પીતાં સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓએ એક તરફ હિન્દી અને ગુજરાતી સાહિત્યની સેવા કરી તો બીજી બાજુ ગોપાલાનંદ, શતાનંદ, નિત્યાનંદ, દીનાનાથ જેવા શાસ્ત્રીઓએ સંસ્કૃતમાં અમૂલ્ય ગ્રંથો લખી સંસ્કૃત સાહિત્યની સેવા કરી. શિલ્પસ્થાપત્યમાં બ્રહ્માનંદ અને નિષ્કુળાનંદે પોતાની કલા દર્શાવી તો સંગીતમાં પ્રેમસખી પ્રેમાનંદે કે દેવાનંદે સિદ્ધિ બતાવી.

સ્વામી સહજાનંદની સંસ્કારકાર્યોમાં સૌથી મોટી વિશિષ્ટતા એ છે કે તેમણે બ્રહ્મજ્ઞાન ઉપર ભાર ન મૂકતાં જીવનની નૈતિક તાકાત અને આચારગત પવિત્રતા તરફ વધુ ઝોક આપ્યો. ફલતઃ શૌચ જઈને હાથ પણ ન ધોનાર સમાજની પછાત કોમ સ્નાન અને પૂજા કર્યા પછી જ મોંઢામાં કંઈ પણ લઈ શકાય તેવાં વ્રતનિયમ દઢપણે પાળતી થઈ ગઈ. તેમણે ગાળ, ખૂન, ચોરી કે ધાડ જેને સ્વભાવથી વરી ચૂક્યાં હતાં એવા સમાજના વર્ગને માલિકની રજા વગર તરણું પણ ન તોડવાની પ્રતિજ્ઞા લેતો અને હોળીનાં બીભત્સ ગીતો કે ફટાણાંની જગ્યાએ રાધાકૃષ્ણનાં ભકિતગીતો કે વિવાહગીતો ગાતો કરી દીધો. પ્રજાના કથળતા જતા ચારિત્ર્યની રક્ષા કરી. ફેલ, ફિતુર અને વ્યસનોમાં રાચતો વર્ગ સહજાનંદના વ્યકિતત્વથી પાંચ વર્તમાનો પાળી નિર્વ્યસની બની ગયો.

ધાર્મિક ક્ષેત્રે આચાર્યપદે આવતાં જ સ્ત્રી અને પુરુષોના સહવાસજન્ય દોષો દૂર કરવા બ્રહ્મચર્ય અને સંયમના સિદ્ધાંતને પુનઃ પ્રતિષ્ઠિત કર્યો. શુષ્ક વેદાંતી, કાપાલિક, ઢોંગી ધર્મગુરુઓના પાખંડ તેમણે ખુલ્લા કર્યા અને શિવજી અને નારાયણ વચ્ચેનું ઐક્ય સ્થાપી શૈવો અને વૈષ્ણવો વચ્ચેનો વિરોધ પણ દૂર કર્યો. આ ઉપરાંત મોક્ષનું સદાવ્રત ચાલુ રાખી શિખરબંધ મંદિરોની સ્થાપના કરી આચાર્યો નીમી તેમણે સદ્શાસ્ત્રો તથા સંપ્રદાયનું બંધારણ તૈયાર કરાવ્યું. કવિ નાનાલાલે સહજાનંદનાં લોકકલ્યાણ કાર્યોને નીચે પ્રમાણે બિરદાવેલ છે :—

---

૭ "શિક્ષાપત્રી" : શ્લોક ૧૬૧ થી શ્લોક ૧૭૪.

"ધર્મોપદેશમાં લોકભાષાનો સદુપયોગ, સંઘમાં સાક્ષરી કરતાં અન્યથા જનમોહિની નું બાહુલ્ય, મઠોમાંની પાઠશાળાઓમાં સરસ્વતી સ્થાપન, ઉગ્ર વૈરાગ્ય ને ભીષ્મવ્રતધારી સંન્યાસી મંડળો, સર્વથા જીવનશુદ્ધિના સદ્‌સિદ્ધાંતોનો પરમ ધર્મોપદેશ, સંતમંડળોની દેશભરમાં સાચી પરિવ્રાજકતા, ભવ્ય મંદિરો, સંઘના સામૈયા, વૃન્દપૂજા, વચનામૃત, શિક્ષાપત્રી, અહિંસાયજ્ઞો, વ્યવહારશુદ્ધિ: એ સહુ પ્રાચીન કાળે બૌદ્ધ ધર્મનાં કલ્યાણ લક્ષણો હતાં, વર્તમાન કાળે સ્વામીનારાયણ સંપ્રદાયનાં લક્ષણ છે."[૮]

આમ સ્વામી સહજાનંદ સદાચરણ દ્વારા લોકોની અંત:કરણની શુદ્ધિ કરી અમઉદ્ધારક બન્યા. લગભગ ત્રણ દાયકા સુધી સંસ્કાર કાર્યોનું સાતત્ય જાળવી રાખનાર સ્વામી સહજાનંદ અને તેમના અનુયાયીઓને બુદ્ધની જેમ સંઘર્ષનો સામનો કરવો પડયો હતો. વેષધારી વૈરાગીઓની લંપટ લીલા સામે લાલબત્તી ધરતા સહજાનંદ અને તેમના શિષ્યોને આ વૈરાગીઓએ અનેક પ્રકારના ત્રાસ આપ્યા. પહાડ જેવા અડીખમ આ સાધુઓ અહિંસાના મંત્રથી સામો ઘા કરતાં ચૂપ રહ્યા. આ પાખંડીઓની જાળ દેશી રાજા–મહારાજાઓ સુધી ફેલાયેલી હતી. ખાઓચિયાંના ખટપટના કીડા જેવા રાજાઓએ સ્વામી સહજાનંદને રાજ્યાશ્રય આપવો બંધ કર્યો. બીજી બાજુ સ્ત્રી-પુરુષોની સભા જુદી કરવાનું સૂચવેલું હોવાથી આંતરિક સંઘર્ષ જાગ્યો. રામાનંદના જૂના જોગી ગણાતા રઘુદાસ, હરબાઇ તથા વાલબાઈ આ સંપ્રદાયમાંથી છૂટાં થયાં અને સહજાનંદના કાર્યને ટીકાની દષ્ટિએ જોવા લાગ્યાં. આ બન્ને સંઘર્ષોને સમાવતા સહજાનંદની ઈચ્છા પશ્ચિમનાં વિકૃત હવા જે પૂરવેગે વહેતી હતી તેને પ્રજાના માનસમાં જતાં રોકવાની હતી. અને આ બધું થયું શસ્ત્રોની મદદથી નહીં પણ શાસ્ત્રોની મદદથી. ઈસ્લામની જેમ "એક હાથમાં કુરાન અને બીજા હાથમાં તલવાર" એ પ્રકારે નહીં, પણ સર્વધર્મ સહિષ્ણુતા અને વિશ્વબંધુત્વની ઉદાત્ત ભાવનાથી આ થયું. પ્રજાજીવનને સમૃદ્ધ બનાવવા સત્તાના કાયદાઓએ જે કામ ન કર્યું તે સહજાનંદના 'કાયદા'એ કર્યું.

સહજાનંદના વિરાટ વ્યક્તિત્વથી અંજાયેલા શ્રી. ક. મા. મુનશીએ યોગ્ય રીતે તેમનાં કાર્યોનું મૂલ્યાંકન નીચે પ્રમાણે કર્યું છે:

"અને ત્રીજી વ્યક્તિ તે સ્વામીસહજાનંદની વર્ણ અને ધર્મનો વિરોધ તેણે અટકાવ્યો, અસમાનતા દૂર કરી, જ્ઞાન અને નીતિનો પ્રચાર કર્યો, અનાચાર અને દુ:ખ અટકાવ્યાં; એને પ્રતાપે ગુજરાતનો અધમ વર્ગ ઉદ્ધાર પામ્યો. બ્રાહ્મણ, વિદ્વાન, અડગ વૈષ્ણવ અને આદર્શ સન્યાસી આ સુધારકે પોતાનાં જીવન અને કારકિર્દીથી ગુજરાતી સંસ્કૃતિનાં આકર્ષક લક્ષણો સબળ કર્યાં. ગત યુગની ભવ્યતાનો પ્રતિનિધિ એ નવા યુગના ઉંમર ઉપર ઊભો રહ્યો."[૯]

---

૮ શિક્ષાપત્રી સમશ્લોકી અનુવાદ–પ્રસ્તાવના પાન ૧૫. (ઇ.સ. ૧૯૩૧, આવૃત્તિ ૧.)

૯ "ગુજરાત એક સાંસ્કૃતિક વ્યક્તિ અને આદિવચનો" ભાગ ૧, આવૃત્તિ ૧, જુન ૧૯૬૬, પાન ૨૪.

સં. ૧૮૮૯માં મરાઠા સત્તા આથમી ગઈ. દેશી રજવાડાં અંગ્રેજી સત્તાના પ્રભાવ નીચે આવતાં ગયાં. હિન્દના નકશામાં બંગાળના એક ખૂણે પડેલો આ લાલ ડાઘ સમગ્ર નકશામાં ફેલાઈ ગયો. પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિના સંગમ સમયે પૂર્વની સંસ્કૃતિમાં પ્રવેશેલી જડતા, અંધશ્રદ્ધા પ્રજાના માનસપટેથી ખંખેરી નાખી તો પશ્ચિમની વિકૃત સંસ્કૃતિથી મોહાંધ બનતી પ્રજાને રોકી.

એમણે મહાગુજરાતના ચરણે ધરેલા આ અમૂલ્ય વારસાને યથાવત્ જાળવીને સંસ્કારકાર્યના આ પ્રવાહને વેગવંત ધપાવનારા તેમના સાચા વારસદારોમાં નિષ્કુળાનંદ પણ એક છે.



## પ્રકરણ ૩

# સંપ્રદાયના સિદ્ધાંતો અને ઈતર પ્રવૃત્તિઓ

તપ, ત્યાગ અને વૈરાગ્યને જીવનમાં સાંગોપાંગ ઉતારનાર ભકત કવિ નિષ્કુળાનંદના જીવનઘડતરમાં સ્વામીનારાયણ ભગવાને જેટલો મહત્ત્વપૂર્ણ પ્રભાવ પાડયો છે, તેટલો જ પ્રસ્તુત સંપ્રદાયના વિશિષ્ટ સિદ્ધાંતોએ પાડયો છે. તત્કાલીન અન્ય સંપ્રદાયોમાંથી નિષ્કુળાનંદે આ જ સંપ્રદાય શા માટે સ્વીકાર્યો ?–તે પ્રશ્નના સમાધાન રૂપે તત્કાલીન અન્ય સંપ્રદાયો કરતાં આ સંપ્રદાયની જે જે વિશિષ્ટતાઓ છે, તેનું અછડતું મૂલ્યાંકન કરવું જરૂરી છે. સાથે સાથે આ સંપ્રદાય વિષે ફેલાયેલી જે ભ્રામક માન્યતાઓ છે તેનું ખંડન કરવું પણ આવશ્યક છે.

આ ભ્રામક માન્યતાઓ સમાજમાં ફેલાવનારા બે વર્ગો જોવા મળે છે. એક તો જેને સંપ્રદાયનાં શાસ્ત્રો કે સિદ્ધાંતોનો અભ્યાસ નથી તેવો વર્ગ. બીજો વર્ગ તે તત્કાલીન ધાર્મિક પરિસ્થિતિને આભારી છે. તત્કાલીન સમાજમાં વામમાર્ગી અખાડાઓ, કાપાલિક મહંતો, હિંસામય યજ્ઞો, શુષ્ક વેદાંત, ભવાનીના ભયંકર સ્વરૂપે ચાલતા વહેમો, વૈષ્ણવ સંપ્રદાયમાં જોવામાં આવતો વિલાસનો અતિરેક અને તે દ્વારા કથળતું પ્રજાનું ચારિત્ર્ય, નિરાકાર ઉપાસના, જૈન સંપ્રદાયનો અતિરેક વગેરે તત્ત્વો આમજનતામાં એટલાં બધાં વ્યાપી ગયાં હતાં કે આ નવા સંપ્રદાયને તર્ક, વિતર્ક, શંકા કે કુશંકાથી લોકો જોવા લાગ્યા હતા. બ્રહ્મચર્ય અને સદાચાર જેવાં તત્ત્વોને ભસ્મીભૂત કરી શાસ્ત્રોનો કેવળ પોતપોતાના સ્વાર્થને પોષવા અવળા અર્થો ધરાવનાર શકિતપંથી, કુંડાપંથી અને કાચળીઆપંથીઓનાં પાખંડને સ્વામી સહજાનંદે પ્રજા સમક્ષ ઉઘાડાં પાડયાં. પરિણામે આ વર્ગના દંભી ગુરુઓએ વહેમી અને અંધશ્રદ્ધાળુ લોકોમાં પ્રસ્તુત સંપ્રદાય તરફ વિવિધ ભ્રમો ઉત્પન્ન કરી એક પ્રકારનો અણગમો ફેલાવ્યો હતો.

સામાન્ય રીતે આ સંપ્રદાય ઉપર ત્રણ આક્ષેપો મૂકાયેલા છે:

(૧) આ સંપ્રદાય પોતાના ઇષ્ટદેવને સર્વોપરી સમજી બીજા દેવદેવીઓને માનતો નથી.

(૨) આ સંપ્રદાય શકિતપૂજા સ્વીકારતો નથી.

(૩) સંપ્રદાયના અનુયાયીઓ એટલે કોરું કંકુ.

પ્રથમ વિધાનની ચકાસણી કરતાં જણાય છે કે ઈષ્ટદેવ પ્રત્યે સર્વોપરીપણાની ભાવના ધરાવનાર આ સંપ્રદાયના અનુયાયીઓમાં ઘમંડની ભાવના જોવા મળતી નથી, પરંતુ અનેક મંથનોમાંથી બચવા માટે તેમાં એક પ્રકારની દૃઢ ઉપાસના અને આત્મવિશ્વાસ છે. ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને ઉપદેશ આપ્યો કે "બધા ધર્મો તજીને કેવળ મારે શરણે આવ." આ જ પ્રમાણે બૌદ્ધ ધર્મમાં "બુદ્ધંશરણં ગચ્છામિ" કહ્યું છે તથા ઈસ્લામ ધર્મમાં "એક ખુદાનું શરણું" સ્વીકારવાનો આ આગ્રહ થયો છે. આ બધા ધર્મોએ એક રીતે દૃઢપણે એક જ ઈષ્ટદેવની ઉપાસના ફેલાવી છે. ભકિતસંપ્રદાયના આ એક મહત્ત્વના અંગને આ સંપ્રદાયે સ્વીકાર્યું છે.

સ્વામીનારાયણ સંપ્રદાયે અન્ય ધર્મોની કે સંપ્રદાયોની ઉપેક્ષા કરી નથી. પરંતુ એ સંપ્રદાયોમાં ફેલાયેલ અંધશ્રદ્ધા અને વહેમોની અવગણના કરી પ્રજાને યોગ્ય માર્ગદર્શન આપ્યું છે. ભગવાન સ્વામીનારાયણે "શિક્ષાપત્રી"માં "મતસહિષ્ણુતા" અને "ધર્મ-સહિષ્ણુતા"નું દર્શન કરાવ્યું છે.

"નારાયણ અને શિવજી એ બેનું એકાત્મપણું જ જાણવું કે કેમ જે વેદને વિષે અને બેયનું બ્રહ્મરુપે કરીને પ્રતિપાદન કર્યું છે."[૧]

* * *

"અને જે બ્રાહ્મણાદિકને ત્રિપુંડ જે આડું તિલક કરવું તથા રુદ્રાક્ષની માળા ધારવી, એ બે વાનાં પોતાની કુળપરંપરાએ કરીને ચાલ્યાં આવ્યાં હોય તે તે બ્રાહ્મણાદિક અમારા આશ્રિત થયા હોય તો પણ તેમણે તે ત્રિપુંડ ને રુદ્રાક્ષનો કયારેય ત્યાગ ન કરવો."[૨] "અને શ્રાવણ માસને વિષે શ્રી મહાદેવનું પૂજન, જે તે બિલ્વપત્રાદિક કરીને પ્રીતિપૂર્વક સર્વ પ્રકારે પોતે કરવું અથવા બીજા પાસે કરાવવું."[૩]

ઉપરનાં ત્રણ કથનો એ દર્શાવે છે કે આ સંપ્રદાયને શૈવ સંપ્રદાય જોડે વિરોધ નથી, પરંતુ શૈવ સંપ્રદાયમાં પ્રવેશેલા પાશુપત, કાપાલિક અને શુષ્ક વેદાંતીઓ કે જે ભોળી પ્રજાને ચારિત્ર્યભ્રષ્ટ કરતા હતા, તેમની સામે અણગમો છે.

આ રીતે પ્રસ્તુત સંપ્રદાયને વૈષ્ણવ સંપ્રદાય સામે પણ વિરોધ નથી. વૈષ્ણવ સંપ્રદાયમાં પ્રવેશેલાં વિલાસનાં તત્ત્વોનો બ્રહ્મચર્ય અને સંયમથી તેણે સામનો કર્યો છે.

---

૧ શિક્ષાપત્રી—સંપાદક રમેશચંદ્ર પંડયા, સ્વામીનારાયણ મંદિર, વડનાલ, આવૃત્તિ ૧. ઈ. સ. ૧૯૬૬ શ્લોક ૪૭, પાન ૧૫.

૨ એજન, શ્લોક ૪૬, પાન ૧૫.

૩ એજન, શ્લોક ૧૪૯, પાન ૪૩.

બાકી રામાનુજના વિશિષ્ટાદ્વૈતના સિદ્ધાંતને અનુસરીને ભગવાન સ્વામીનારાયણે ભકિતમાર્ગ પ્રસરાવ્યો છે. સેવાપૂજાની વિધિ તેમણે વલ્લભ સંપ્રદાયની સ્વીકારી છે. સંપ્રદાયનું પ્રમાણભૂત શાસ્ત્ર "શિક્ષાપત્રી" આ બાબતની સાક્ષી છે. તેમાં કથન છે—

"સર્વે વૈષ્ણવોના રાજા એવા જે વલ્લભાચાર્ય તેમના પુત્ર જે વિઠ્ઠલનાથજી, તે જે વ્રત અને ઉત્સવને કરતા હતા, તે વિઠ્ઠલનાથજીને કર્યો જે નિર્ણય, તેને જ અનુસરીને સર્વે વ્રત અને ઉત્સવ કરવાં અને તે વિઠ્ઠલનાથજીએ કહી જે શ્રીકૃષ્ણની સેવા રીતિ તેનું જ ગ્રહણ કરવું."[૪]

આ સંપ્રદાયે વિષ્ણુ, શિવ, ગણપતિ, પાર્વતી તથા સૂર્ય એમ પાંચ દેવો સ્વીકાર્યા છે.

આ રીતે પ્રસ્તુત સંપ્રદાય શૈવ અને વૈષ્ણવ સંપ્રદાયના સિદ્ધાંતોને સ્વીકારે છે, પરંતુ તેમાં પ્રવેશેલાં વિકૃત તત્ત્વોને નહીં. રામાનુજાચાર્યના સિદ્ધાંતોને સ્વીકારે છે છતાં, તેને વલ્લભ સંપ્રદાય સામે વિરોધ નથી.

બીજી ભ્રામક માન્યતા આ ધર્મ વિષે એ પ્રચલિત છે કે "સંપ્રદાય શકિત ઉપાસનાની ઉપેક્ષા કરે છે." આનો વિચાર કરીએ ત્યારે તત્કાલીન ધાર્મિક પરિસ્થિતિ આપણી સમક્ષ ખડી થાય છે. ત્યારે જગતજનની આદ્યશકિત લક્ષ્મી પાર્વતીનું વિકૃત સ્વરૂપ ફેલાયેલું હતું. પંચમકારોનું છડે ચોકે પાલન કરી ભોળી પ્રજાને ઠગનારો શકિતપંથ શકિતને નામે હિંસામય યજ્ઞો કરતો હતો. વિષયવાસનાને નિરંકુશપણે પોષી "લિંગપૂજા"નો અવળો અર્થ ઘટાવી જનસમાજમાં અનેક પ્રકારના ભ્રષ્ટાચારો ફેલાવનારા વામમાર્ગીઓને રોકનાર ત્યારે સ્વામી સહજાનંદ સિવાય કોઈ નહોતું. જનતામાં એક પ્રકારની અંધશ્રદ્ધા પ્રસરાવી પોતાના સ્વાર્થને સિદ્ધ કરવા આ પ્રકારના પાખંડી લોકોએ એક બીજું તૂત ઊભું કર્યું હતું. એ તૂતે ભૂવાનાં માદળિયાં અને ધાગા ઉત્પન્ન કર્યા હતાં. મંત્ર, જંત્ર, આદિ વહેમોનો ભોગ બનતી પ્રજા સામે લાલબત્તી ધરનાર યોગ્ય ધર્મગુરુઓ કે આચાર્યો ત્યારે નહોતા. પોતાના વિષયવિકારોને પોષવા કેટલાક સાધુઓ અને ગુરુઓએ આ પ્રવૃત્તિઓને પ્રોત્સાહન આપ્યું. કેટલાકે સમજ્યા વિના ભજન કૂટયાં તો કેટલાક વૈરાગીઓએ માનવદેહને નાશવંત કહી અમૂલ્ય માનવજીવનની કિંમત ન સમજાવતાં માનવજીવન પ્રત્યે ઉપેક્ષા સેવી. આ ઘોર અંધકારમય પરિસ્થિતિ વચ્ચે ગૂંગળાયેલા માનવ સમાજને શુદ્ધ પ્રાણવાયુ આપવા આ સંપ્રદાયના સંત કવિઓએ આદ્યશકિતનું સ્વરૂપ પ્રજા સમક્ષ જે વિકૃત રીતે ફેલાયેલું હતું તેની જગ્યાએ શુદ્ધ સ્વરૂપ ફેલાવવા શકિતને નામે થતા હિંસામય યજ્ઞો બંધ કરાવ્યા. "માતા કોપાયમાન થશે અને ખેદાનમેદાન કરી નાખશે" – એવી માન્યતાથી ભય વ્યાપક બનતો હતો અને

૪ એજન શ્લોક ૮૨–૮૩, પાન ૨૫

આદ્યશક્તિના નામે માતાના ભયંકર સ્વરૂપને દોરી જનસમાજની અંધશ્રદ્ધાનો લાભ લેનારા પાખંડીઓથી રક્ષા કરવા ઉક્ત સંપ્રદાયે શક્તિના મંગલ–ભદ્ર સ્વરૂપને પ્રજા સમક્ષ સમજાવતાં દર્શાવ્યું કે માતા કે શક્તિ તે આદ્યજનની છે ને તે કદાપિ ક્રોધ ન કરે તેમ જ ભક્તોનું અમંગલ વાંછે નહીં. આદ્યશક્તિ જગતજનનીના મંગલ સ્વરૂપના પ્રતીક તરીકે તેણે રાધા, લક્ષ્મી અને પાર્વતીને સ્વીકાર્યાં. જો તેમને શક્તિપૂજા સામે વિરોધ હોત તો સ્વામીનારાયણ ભગવાન પોતે બાંધેલાં મંદિરોમાં નારાયણ સાથે લક્ષ્મી અને કૃષ્ણ સાથે રાધાની મૂર્તિઓ પધરાવી યુગલ સ્વરૂપે ભક્તિ કરવાનું શા માટે સૂચવત ?

શુષ્ક વેદાંતીઓએ "અહંબ્રહ્માસ્મિ" સૂત્ર દ્વારા એક પ્રકારનું પાખંડ ફેલાવવા જીવને ઈશ્વર તરીકે માની લઈ તે દ્વારા અનેક અનીતિઓ ફેલાવી હતી. પરિણામે તત્કાલીન યુગમાં કેટલીક જગ્યાઓએ ધર્મગુરુઓ અને આચાર્યો પોતે જ ભગવાન તરીકે પૂજાવા લાગ્યા હતા. પરિણામે સમાજમાં એક ભયંકર ગેરવ્યવસ્થા ઉત્પન્ન થઈ હતી. વૈષ્ણવ સંપ્રદાયમાં જોયું તે મુજબ તે સંપ્રદાયના આચાર્યને ભગવાનનો પુત્ર ભગવાન સમજી નાથનો સંબંધ બાંધવા ઘણી વૈષ્ણવકન્યાઓ ચારિત્ર્યભ્રષ્ટ થઈ હતી. સંતાન પ્રાપ્તિની આશાએ કે બીજાં ભૌતિક સુખને પ્રાપ્ત કરવા લિંગપૂજાને નામે ચાલતા બખડજંતરમાં પછાત કોમની સ્ત્રીઓ તેમના મહંતને ઈશ્વર સ્વરૂપે જોઈ ભ્રષ્ટ થઈ હતી. આ પ્રકારના વહેમોમાંથી લોકોને મુક્ત કરાવવા સ્વામીનારાયણ ભગવાને "શિક્ષાપત્રી"માં આજ્ઞા કરી :

"અને શ્રીકૃષ્ણ ભગવાન તથા શ્રીકૃષ્ણ ભગવાનના જે અવતાર તે જે તે ધ્યાન કરવા જોગ્ય છે. તથા શ્રીકૃષ્ણ ભગવાનની જે પ્રતિમા તે ધ્યાન કરવા યોગ્ય છે. માટે એમનું ધ્યાન કરવું અને મનુષ્યને દેવાદિક જે જીવ તે તો શ્રીકૃષ્ણ ભગવાનનો ભક્ત હોય ને બ્રહ્મવેત્તા હોય તો પણ ધ્યાન કરવા યોગ્ય નથી. માટે તેમનું ધ્યાન ન કરવું."[૫]

"સંત એ મોક્ષનું દ્વાર" સાચું, "ભક્ત દ્વારા ભળાય ભગવાન" તે પણ બરાબર, પરંતુ સંત, ભક્ત કે આચાર્ય ભગવાન કદાપિ બની શકે નહીં, એ શાસ્ત્રનો સિદ્ધાંત સ્વામીનારાયણ ભગવાને પ્રજા સમક્ષ મૂકી અનેક લોકોનું કલ્યાણ કર્યું.

હવે રહી ત્રીજી વાત : "સ્વામીનારાયણીઓ એટલે કોરું કંકુ" કે "વાણિયા, કાણિયા, અને સ્વામીનારણીઆનો વિશ્વાસ નહીં." આવાં બાલિશ જોડકણાં રચી આ સંપ્રદાયના અનુયાયીઓને વગોવતા લોકોને એટલી જ ભલામણ કરવાની કે તેઓ સાંપ્રદાયિક અન્ય ગ્રંથો ભલે ન વાંચી જાય, પણ "શિક્ષાપત્રી"નો નીચેનો શ્લોક સાચી સમજણ મેળવવા અવશ્ય વાંચી જાય :

---

૫ એજન શ્લોક ૧૧૫, પાન ૩૪.

"અને પોતાની ઉપજનું જે દ્રવ્ય, તેને, અનુસારે નિરંતર ખરચ કરવો પણ તે ઉપરાંત ન કરવો. અને જે ઉપજ કરતાં વધારે ખર્ચ કરે છે તેને મોટું દુઃખ થાય છે, એમ સર્વે ગૃહસ્થે મનમાં જાણવું."[૬]

"શિક્ષાપત્રી"ના શ્લોક ૧૪૬માં સારા અક્ષરે નિત્ય નામું લખવાનું સૂચન કરતાં સ્વામીનારાયણ ભગવાન શ્લોક ૧૪૭માં દસમો કે વીસમો ભાગ ધર્માદા ખાતે કાઢવાની વાત કરે છે. પૈસાની લેવડદેવડ ઘણી વખત સાક્ષી કે લખાણ વિના થાય છે. પરિણામે પાછળથી પરસ્પર મનદુઃખ અને કલેશ થાય છે. આથી પહેલી જ સ્પષ્ટતા કરી લેવા "શિક્ષાપત્રી" શ્લોક ૧૪૩ અને શ્લોક ૧૪૪માં લેણદેણનો વ્યવહાર સાક્ષી કે લખાણના આધારે કરવાનું તેમણે સૂચવ્યું છે. તત્કાલીન યુગમાં બેન્ક કે એવાં બીજાં કોઈ સાધનો નહોતાં અને કોર્ટ કચેરીથી લોકો અજ્ઞાન હતા. પરિણામે ભોળા લોકોની થાપણ કે બચાવેલી સુરક્ષિત રકમને પચાવી જનારા શઠ લોકોથી ચેતવા સામે તેમણે આ લાલબત્તી ધરી છે.

સ્વામીનારાયણ સંપ્રદાયના સિદ્ધાંતો માનવજીવનને કેન્દ્રમાં રાખીને રચાયેલા જોવા મળે છે. કેવળ ભકિત, ધર્મ, જ્ઞાન કે વૈરાગ્ય જે મોક્ષપ્રાપ્તિનાં સાધનો છે તે તરફ જ ભાર ન મૂકતાં પરમાર્થ સાથે માનવ વ્યવહારે કરીને સુખી થાય તે તરફ પણ સ્વામીનારાયણ ભગવાનને ધ્યાન આપ્યું છે. કરકસર અને લોભ એ બન્ને ભિન્ન છે. આર્થિક સ્થિતિનું સમતોલન એ માનવજીવનના વ્યવહારને સુખી રાખે છે. "યોગ્ય બજેટ" એ અર્થવ્યવસ્થાનો પાયો છે. "યોગ્ય બજેટ" વિના ખર્ચ કરનાર મનુષ્યને આવકના બે છેડા મેળવવા કયારેક લાંચ લેવી પડે છે કે દેવાળું કાઢી આત્મઘાત પણ કરવો પડે છે. આ બધાં દુઃખોમાંથી બચવા સંપ્રદાયના સિદ્ધાંત પ્રમાણે સાદું અને કરકસરયુકત જીવન ગુજારનારા સંપ્રદાયના અનુયાયીઓને "કોરું કંકુ"નો ઇલકાબ આપવો તે જરા પણ ન્યાયયુકત નથી.

ત્રણેય ભ્રામક વિધાનોનું ખંડન કર્યા બાદ હવે આ સંપ્રદાયનું સ્વરૂપ અને તત્ત્વજ્ઞાન જોઈએ.

પ્રસ્તુત સંપ્રદાય હિન્દુઓના સામાન્ય ધર્મોથી અલગ પડતો નથી, પરંતુ એની સમાંતરે વહે છે. એના મૂળ સ્થાપક રામાનંદસ્વામી છે. ઉદ્ધવના અવતાર તરીકે ઓળખાતા રામાનંદસ્વામીએ ઉદ્ધવસંપ્રદાય સ્થાપ્યો હતો. સહજાનંદ સ્વામી આચાર્યપદે આવ્યા ત્યારથી સ્વામીનારાયણ સંપ્રદાય તરીકે પ્રચલિત બન્યો. ઉદ્ધવસંપ્રદાયમાં સ્ત્રી પુરુષોની મર્યાદા ન હતી.

---

૬ શિક્ષાપત્રી, એજન, શ્લોક : ૧૪૫, પાન–૪૨.

સંપ્રદાયના તત્ત્વજ્ઞાનનો અછડતો પરિચય મેળવીએ તો સ્વામીનારાયણ ભગવાને જીવ, ઈશ્વર, માયા, બ્રહ્મ અને પરબ્રહ્મ એ પાંચ ભેદ અનાદિ માનતાં કહ્યું છે:–

"..............પુરુષોત્તમભગવાન, અક્ષરબ્રહ્મ, માયા અને ઈશ્વર ને જીવ એ પાંચ ભેદ અનાદિ છે."૭

બ્રહ્મ અને પરબ્રહ્મ બન્ને જુદા જુદા માનતા પરમાત્મા સ્વામીનારાયણ ભગવાન બ્રહ્મ અને પરબ્રહ્મ વચ્ચેના સંબંધો આ રીતે સમજાવે છે :

બ્રહ્મ નિર્વિકાર છે, નિરંશ છે, માટે એ વિકારને પામે નહિ તે એના અંશ પણ થાય નહિ, અને એ બ્રહ્મને "સર્વરૂપે" કહે છે. તેમનું તો એમ છે જે એ બ્રહ્મ, પ્રકૃતિ, પુરુષ આદિ સર્વના કારણને આધારી છે ને સર્વને વિષે અંતર્યામી શકિતએ કરીને વ્યાપક છે, માટે જે કારણ આધારને વ્યાપક હોય તે કાર્ય થકી પૃથક હોય નહીં, એમ સમજણને લઈને એ બ્રહ્મને શાસ્ત્ર સ્વરૂપ કહે છે, પણ એ બ્રહ્મ જ વિકાર પામીને ચરાચર જીવરૂપે થઈ ગયા એમ ન સમજવું, અને એ બ્રહ્મ થકી પરબ્રહ્મ જે પુરુષોત્તમનારાયણ તે નોખા છે તે એ બ્રહ્મના પણ કારણ છે, આધારને પ્રેરક છે એમ સમજીને પોતાના જીવાત્માને એ બ્રહ્મ સંગાથે એકતા કરી પરબ્રહ્મની સ્વામી–સેવક ભાવે ઉપાસના કરવી. એવી રીતે સમજે ત્યારે બ્રહ્મજ્ઞાન છે તે પણ પરમપદને પામ્યાનો નિર્વિઘ્ન માર્ગ છે.૮

આત્યંતિક કલ્યાણ માટે ધર્મ, ભકિત, જ્ઞાન અને વૈરાગ્ય આ ચારે અંગોની તેમણે એક સાથે આવશ્યકતા માની છે. વચનામૃતમાં આ પ્રમાણે સમજાવતાં સ્વામીનારાયણ ભગવાન કહે છે :

"આ સત્સંગને વિષે પોતાના આત્યંતિક કલ્યાણને ઈચ્છતો એવો જે ભકતજન, તેને એકલી આત્મનિષ્ઠાએ કરીને જ પોતાનું આત્યંતિક કલ્યાણરૂપ કાર્ય સરતું નથી, તથા એકલી પ્રીતિ જે પ્રેમે સહિત નવ પ્રકારની ભકિત કરવી, તેથી પણ તે કાર્ય સરતું નથી. વળી આત્મનિષ્ઠા આદિક જે ચાર ગુણ તેમને એકબીજાની અપેક્ષા છે. તે કહીએ તે સાંભળો : આત્મનિષ્ઠા તો હોય પણ જો શ્રીહરિને વિષે પ્રીતિ ન હોય, તો તે પ્રીતિએ કરીને થઈ જે શ્રીહરિની પ્રસન્નતા તેણે કરીને જ પામવા યોગ્ય એવું મોટું સામર્થ્ય. તેને એ ભકત નથી પામતો, અને શ્રીહરિને વિષે પ્રીતિ, હોય, પણ જો આત્મનિષ્ઠા ન હોય તો તે દેહાભિમાનને યોગે કરીને તે પ્રીતિની સિદ્ધિ થતી નથી, અને શ્રીહરિને વિષે પ્રીતિને આત્મનિષ્ઠા એ બેય હોય પણ જો દૃઢ વૈરાગ્ય ન હોય, તો

૭ "વચનામૃત"–ગઢડા પ્રથમ, પ્રકરણ ૭મું વચનામૃત.
૮ વાચનામૃત ગઢડા મધ્યનું પ્રકરણ ૩.

માયિક પંચ વિષયને વિષે આસક્તિએ કરીને તે પ્રીતિ ને આત્મનિષ્ઠા તેની સિદ્ધિ થતી નથી, અને સ્વધર્મ હોય તો પણ જો પ્રીતિ, આત્મનિષ્ઠા ને વૈરાગ્ય એ ત્રણ ન હોય, તો ભૂલોક, ભૂવલોકે અને બ્રહ્માના ભુવન પર્યંત જે સ્વર્ગલોક તે થકિ બહારગતિ થતી નથી કહેતાં બ્રહ્માંડને ભેદીને માયાના તમ થકી પર એવું જે શ્રીહરિનું અક્ષરધામ તેની પ્રાપ્તિ થતી નથી, અને આત્મનિષ્ઠા, પ્રીતિ ને વૈરાગ્ય એ ત્રણ હોય તો પણ જો સ્વધર્મ ન હોય તો એ ત્રણેની સિદ્ધિ થતી નથી."[૯] જનતામાં આચરણ શુદ્ધિ દ્વારા ભાગવત ધર્મ – પ્રધાન ભક્તિમાર્ગનું પ્રવર્તન કરવું એ સંપ્રદાયનું મુખ્ય ધ્યેય છે. માનવજીવનમાં સદાચાર મહત્ત્વનો ગુણ છે. પરિણામે ધર્મની વ્યાખ્યા આપતી વખતે સદાચાર અને કર્તવ્ય બન્નેને પ્રધાનપણે સ્વીકારી "શિક્ષાપત્રી"માં ધર્મની આ પ્રમાણે વ્યાખ્યા આપી છે :–

"અને શ્રુતિ અને સ્મૃતિ તેણે પ્રતિપાદન કર્યો એવો જે સદાચાર તે ધર્મ જાણવો."[૧૦]

"શિક્ષાપત્રી"માં શ્લોક ૧૧ થી ૧૨૦માં વર્ણાશ્રમ, ગૃહસ્થ, સ્ત્રીઓ, આચાર્ય, સાધુઓ અને બ્રહ્મચારીના ધર્મો સમજાવ્યા છે અને તેમાં પણ પછીના શ્લોક ૧૨૩ થી ૨૦૨માં વિશેષ ધર્મો સમજાવ્યા છે. વળી આ ધર્મો પાળી સદાચાર દર્શાવનાર લોકો સાચું સુખ પામે છે તેમ પણ "શિક્ષાપત્રી"માં નિર્દેશ કરેલો જોવા મળે છે :–

"અને શ્રીમદ્ ભાગવત પુરાણ આદિક જે સત્ શાસ્ત્ર તેમને જીવના કલ્યાણના અર્થે પ્રતિપાદન કર્યા એવા જે અહિંસા આદિ સદાચાર, તેમને, જે મનુષ્ય પાળે છે, તે મનુષ્ય જે તે આ લોકને વિષે, તે પરલોકને વિષે મહાસુખિયા થાય છે. અને તે સદાચારનું ઉલ્લંઘન કરીને, જે મનુષ્ય પોતાના મનમાં આવે તેમ વરતે છે તે તો કુબુદ્ધિવાળા છે. ને આ લોકો પરલોકને વિષે નિશ્ચે મોટા કષ્ટને જ પામે છે."[૧૧]

ધર્મની જુદી જુદી વ્યાખ્યાઓ જે જોવા મળે છે તેમાં કોઈ "વેદમાં જેને ધર્મ તરીકે ઓળખાવ્યો હોય તેનું નામ ધર્મ" એ રીતે કરે છે. કોઈએ અહિંસાને તો કોઈએ આચારને ધર્મ કહ્યો છે. કોઈ કર્તવ્યને તો કોઈ ઉપકારને ધર્મ કહે છે. કોઈ બાહ્ય શુદ્ધિને તો કોઈ માનવતાને ધર્મ કહે છે. આ બધી વ્યાખ્યાઓમાં કોઈ ને કોઈ અંગ રહી જાય છે. સ્વામીનારાયણ ભગવાને આપેલી ધર્મની વ્યાખ્યા અર્થગંભીર અને સર્વ-ગ્રાહી છે.

માનવજીવનમાં સદાચાર અને કર્તવ્ય જેવાં અંગોનો ધર્મમાં સમાવેશ કરતાં સ્વામીનારાયણ ભગવાન એ ધર્મ બજાવવા માટે જેને આદર્શ પ્રત્યે પૂજ્યભાવ હોય

---

૯ વચનામૃત – ગઢડા પ્રકરણ ૧૯.

૧૦ શિક્ષાપત્રી – શ્લોક ૧૦૩, પાન–૩૧.

૧૧ "શિક્ષાપત્રી" શ્લોક ૮ અને ૯, પાન–૫.

તેને ભક્તિ કહે છે. ધર્મ તથા ભક્તિનું સેવન સમજપૂર્વક અને નિર્વિઘ્ને થાય, તે માટે સમગ્ર પરિસ્થિતિની યથાર્થ પિછાણ જોઈએ—તેનું નામ જ જ્ઞાન છે. તેમ જ એ આદર્શ તરફના પૂજ્યભાવ વચ્ચે કોઈ રાગ કે મોહ ન પેસે એવી વિતરાગી કે નિર્મોહી વૃત્તિ તે વૈરાગ્ય છે. મોક્ષમાર્ગમાં જો કેવળ ધર્મને જ સ્થાન આપવામાં આવે તો મનુષ્ય ક્રિયાજડ બની જાય છે. એકલી ભક્તિ, ધર્મ, જ્ઞાન કે વૈરાગ્ય વિના ભ્રષ્ટ થઈ જાય છે. કેવળ જ્ઞાન શુષ્ક બની જાય છે અને એકલો વૈરાગ્ય તામસી તથા અહંકાર પ્રધાન બની જાય છે. માટે આત્યંતિક કલ્યાણ માટે આ મંગલ ચતુષ્ટકોણની એક સાથે અપેક્ષા રહે છે. સ્વામી સહજાનંદે આ રીતે માનવજીવનને કેન્દ્રમાં રાખીને વ્યાવહારિક મોક્ષમાર્ગના સ્તંભો અપનાવ્યા છે, તો બીજી બાજુ સર્વધર્મનો સમન્વય પણ કર્યો છે. સ્વામીનારાયણ સંપ્રદાય એ પરમતસહિષ્ણુ હોવા છતાં તેમાં સનાતન ધર્મ પ્રત્યેની પવિત્ર ભવ્યતા, રામાનુજની વિશદ ઉપાસના, વૈષ્ણવ ધર્મની પ્રસન્ન સેવાવૃત્તિ, જૈન ધર્મનો વિરક્ત સંયમ, ખ્રિસ્તી ધર્મની હાર્દિક પ્રાર્થના, ઈસ્લામ ધર્મની એકનિષ્ઠ ઉપાસના અને સામાજિક ધર્મોની વ્યાવહારિક સમજણ વગેરેનો સુંદર સમન્વય દષ્ટિગોચર થાય છે.

આ સુંદર સમન્વય હોવા છતાં આ સંપ્રદાયની વિશિષ્ટતા એ છે કે તેમાં મૌલિકતા છે. સ્વામીનારાયણ સંપ્રદાય એ વૈષ્ણવ સંપ્રદાય કે રામાનુજ સંપ્રદાયનો ફાંટો નથી, પરંતુ એક સ્વતંત્ર ભક્તિસંપ્રદાય છે. સ્વામીનારાયણે રામાનુજની જેમ વિશિષ્ટાદ્વૈત[૧૨] મત સ્વીકાર્યો છે તેમ છતાં બન્ને સંપ્રદાયો જુદા છે. રામાનુજ સંપ્રદાયમાં જીવ, માયા અને પરબ્રહ્મ (ઈશ્વર) એ ત્રણ અનાદિ ભેદ મનાય છે, જ્યારે સ્વામીનારાયણ સંપ્રદાય જીવ, ઈશ્વર, માયા, બ્રહ્મ અને પરબ્રહ્મ એમ પાંચ ભેદ અનાદિ માને છે.[૧૩] રામાનુજ સંપ્રદાયમાં જગતની ઉત્પત્તિને પરમાત્માની લીલાનું પરિણામ ગણ્યું છે. માટે આ મત પરિણામવાદ તરીકે પણ ઓળખાય છે. જ્યારે સ્વામીનારાયણ સંપ્રદાયમાં જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય જીવોના કલ્યાણ માટે પરમાત્મા કરે છે. રામાનુજ સંપ્રદાયમાં પરમાત્માનું સ્વરૂપ ચતુર્ભુજ માનેલું હોઈ તેઓ ચતુર્ભુજ નારાયણની ઉપાસના કરે છે. વળી આ સંપ્રદાય મહાલક્ષ્મીએ પ્રવર્તાવેલો છે જ્યારે સ્વામીનારાયણ સંપ્રદાય સ્વામીનારાયણે પોતે જ પ્રવર્તાવેલો છે. આથી સંપ્રદાયના અનુયાયીઓ સ્વામીનારાયણ ભગવાનને પરબ્રહ્મ માની તેની ઉપાસના કરે છે. તેઓ દ્વિભુજ મૂર્તિની ઉપાસના કરે છે.

સ્વામીનારાયણ ભગવાનને નીચેનાં આઠ શાસ્ત્રો માન્ય હતાં–

"ચાર વેદ, વ્યાસસૂત્ર, શ્રીમદ્‌ભાગવદ્, વિષ્ણુસહસ્રનામ, ભગવદ્‌ગીતા, વિદુરનીતિ તથા સ્કંદપુરાણનો જે વિષ્ણુખંડ તેને વિષે રહ્યું એવું જે વાસુદેવમાહાત્મ્ય અને

૧૨ શિક્ષાપત્રી, શ્લોક ૧૨૧.
૧૩ વચનામૃત ગઢડા અંત્યનું ૧૦મું.

ધર્મશાસ્ત્રના મધ્યમાં રહી એવી જે યાજ્ઞવલ્કય ઋષિની સ્મૃતિ એ જે આઠ સત્શાસ્ત્રો તે અમને ઈષ્ટ છે."૧૪

ઉપરનાં શાસ્ત્રોને આધારે વ્યક્ત થતું તત્ત્વજ્ઞાન આમલોકો પણ સમજી શકે તેવા સરળ ગુજરાતી ગદ્યમાં લખાયેલાં "વચનામૃતો"માં ઝળકે છે તો સંપ્રદાયના કવિઓની પદ્યરચનાઓમાં પણ દૃષ્ટિગોચર થાય છે. નિષ્કુળાનંદ માર્મિક દાર્શનિક હતા. નિષ્કુળાનંદની વાણીમાં સંપ્રદાયનું તત્ત્વજ્ઞાન ધબકી નિષ્કુળાનંદને માત્ર કવિ નહીં, પરંતુ માર્મિક દાર્શનિક પણ દર્શાવી જાય છે.

## પ્રકરણ – ૧

# નિષ્કુળાનંદનું ક્ષર જીવન

## (સં. ૧૮૨૨ થી સં. ૧૯૦૪)

### (અ) તત્કાલીન સમાજ

નિષ્કુળાનંદના વ્યકિતત્વના પ્રેરક બળ તરીકે ઈતિહાસનાં પૃષ્ઠો ફેરવતાં એવાં પણ પૃષ્ઠો નજરે ચઢે છે કે જે માનવજીવન અને સંસ્કૃતિની સમસ્ત પરિસ્થિતિની નવ-જાગૃતિ દર્શાવે છે. ભારતીય ઈતિહાસની ઓગણીસમી શતાબ્દિની વિશિષ્ટતા જ નવોત્થાન છે. ઓગણીસમી શતાબ્દિના ઉત્તરાર્ધમાં ભારતીય જીવન વિવિધ ક્ષેત્રે નવજાગૃતિ પ્રાપ્ત કરે છે. જાગૃતિ વિના કોઈ પણ જાતની ધર્મસુધારણા સંભવિત નથી.

આ જાગૃતિ યુરોપની જાગૃતિથી અલગ તરી આવે છે. યુરોપની જાગૃતિના પાયામાં ધર્મસુધારણા છે. ભારતીય નવજાગૃતિ પ્રાચીન સંસ્કૃતિની ઉપેક્ષા કરતી નથી, પરંતુ એ ઉપેક્ષા કરનારાઓ સામે વિરોધ નોંધાવે છે. આ નવજાગૃતિએ ધર્મની પરંપરા અને શ્રદ્ધાનો ત્યાગ કર્યો નથી. એણે રાષ્ટ્રીય ચેતનાને જન્માવી છે અને આત્માની અભિ-વ્યકિત દ્વારા નૂતન સર્જનાત્મક અંતઃપ્રેરણાની શોધ કરવાની વૃત્તિને ય એણે પ્રગટ કરી છે. આ જાગૃતિમાં સ્વામીનારાયણ સંપ્રદાય અને તેના પ્રવર્તક સ્વામી સહજાનંદનો ફાળો નોંધપાત્ર છે.

જે સમયરંગે આ સંપ્રદાયના ઉદ્ભવ અને વિકાસમાં વિધાયક બળ તરીકે ભાગ ભજવ્યો તે સમય નિષ્કુળાનંદના વ્યકિતત્વના ઘડતર રૂપ છે. સ્વામીનારાયણ સંપ્રદાયના સિદ્ધાંતો અને સહજાનંદ સ્વામીનું તેજસ્વી જીવન નિષ્કુળાનંદના ઘડતરમાં મહાન પ્રભાવશાળી પ્રેરક બળ છે. સ્વામીનારાયણ ભગવાને ગુજરાતની ભૂમિ ઉપર પગ નહોતો મૂકયો તે પહેલાં નિષ્કુળાનંદ, મુકતાનંદ વગેરે વિભૂતિઓએ પોતાના ગુરુ રામાનંદ સ્વામીના નેજા નીચે કાઠિયાવાડના ખૂણે ખૂણે ફરી ધર્મસુધારણાના કાર્યનો મંગલ આરંભ કરી દીધો હતો.

નિષ્કુળાનંદ સ્વામીનારાયણ ભગવાન કરતાં ઉંમરમાં સોળ વર્ષ મોટા હતા. વળી બન્નેના ગુરુ રામાનંદ સ્વામી હતા. રામાનંદ સ્વામીએ સહજાનંદસ્વામીને કૃષ્ણચંદ્રના

અવતાર તરીકે પોતાના શિષ્યો પાસે ઓળખાવ્યા. પરિણામે મુકતાનંદની જેમ નિષ્કુળાનંદે પણ સ્વામી સહજાનંદ પાસે દીક્ષા લીધી અને તેમને ઈશ્વરના અવતાર તરીકે માન્યા.

આ રીતે સ્વામી સહજાનંદ, સ્વામી રામાનંદ, નિષ્કુળાનંદના પરસ્પર સંબંધોની સ્પષ્ટતા કર્યા બાદ હવે સ્વામીનારાયણ સંપ્રદાય અને તે સંપ્રદાયના પ્રભાવ નીચે આવેલા નિષ્કુળાનંદના વ્યકિતત્વના ઘડતરરૂપ સમયરંગની ચર્ચા કરીએ.

અઢારમી સદી ભારતીય ઈતિહાસમાં અંધકારમય હતી. સર્વતોમુખી પતન થઈ રહ્યું હતું. મરાઠા અને બ્રિટિશ એ બે મહાન સત્તાઓ ગુજરાતને કબજે કરવા પ્રયત્નો કરતી હતી. દક્ષિણમાં ટીપુ અને હૈદરની ગર્જનાઓથી અંગ્રેજો ગભરાતા હતા. પંજાબમાં રણજિતસિંહ પારણે ઝૂલતો હતો. ગુજરાતમાં કોઈ ધણીધોરી નહોતું. પેશ્વા અને ગાયકવાડ તક મળે ત્યારે ગુજરાત ઉપર સપાટો મારી જતા હતા. શ્રી વિજયરાય વૈદ્ય આ સમયનો ચિતાર આપતાં લખે છે :–

"લગભગ એક સૈકા જેવડો આ યુગ ગુજરાતી ઈતિહાસમાં સૌથી વધારે ઘોર અને દારૂણ અવસ્થાનો છે. તે એક છેડે સુરતની પહેલી અને પ્રખ્યાત લૂંટથી શરૂ થાય છે અને બીજે છેડે પ્લાસીના ક્રાંતિકારક યુધ્ધ સાથે ખતમ થાય છે. એ ત્રાણું વર્ષની ચાલુ અશાંતિનું વિભાજક વર્ષ સં. ૧૭૬૩ (ઈ. સ. ૧૭૦૭) બને છે. તેની આગળનાં વર્ષોમાં મરાઠાઓએ ગુજરાતમાં પગપેસારો કરવો આદરેલો, તે સં. ૧૭૬૩ માં સફળ થતાં એમણે પ્રાંતમાં રીતસર પ્રવેશ કર્યો. પછીનો અર્ધ સૈકો તે સત્તા જમાવવાના એમના જીવનતોડ પ્રયાસનો કાળ."[૧] ઈ. સ. ૧૮૧૮ સુધી ગુજરાતે અશાંતિ, યુદ્ધો અને રકતપાત જોયાં છે. તેની નોંધ શ્રી ક. મા. મુનશીએ ઉચિત રીતે કરી છે :

"The period between 1707 and 1818 was one of wretchedness, disorder and misery for unfortunate Gujarata...... Its wealth was destroyed. Its Agriculture and Commerce were crippled. Its Culture was arrested. Social life grew more stagnant and narrow."[૨]

ગુજરાત અને સૌરાષ્ટ્રમાં તો મારે તેની તલવાર જેવી સ્થિતિ હતી. અનેક રજવાડાં અંધેર અને અવ્યવસ્થા ત્યારે ફેલાવી રહયાં હતાં.

૧ "ગુજરાતી સાહિત્ય" – ખંડ ૫ મો – મધ્યકાલનું સાહિત્ય, વિભાગ ૨, પ્રકરણ ૪, પાન ૩૨.

૨ "ગુજરાત એન્ડ ઈટસ લિટરેચર" – પાન નં. ૨૦૪.

રાજકીય સંઘર્ષ જોયા પછી તત્કાલીન સામાજિક સ્થિતિ જોઈએ. જે સમયમાં "મારે તેની તલવાર", "જીતે તેનો દેશ" અને "વરે નહીં પણ હરે તેની સ્ત્રી" એવી સ્થિતિ હોય તેવા સંજોગોમાં સમાજજીવન ઉચ્ચ પ્રકારનું કયાંથી સંભવી શકે? તે સમયે બાળલગ્ન અને વૃદ્ધલગ્ન થતાં. ત્યારે સ્ત્રીઓને દૂધ પીતી કરવાનો રિવાજ હતો. ભૂત, મંત્ર, તંત્ર, છૂત, અછૂત જેવાં અનિષ્ટ તત્ત્વોનો પ્રજા શિકાર બની હતી. મુસલમાનોના સંસર્ગથી ગુજરાતી પ્રજા વિલાસી બની શકિત ખોઈ બેઠી હતી અને વર્ણાશ્રમ તૂટી પડયો હતો. સામાજિક સ્થિતિનો ચિતાર નિષ્કુળાનંદે પોતાની "ભકતચિંતામણિ" કૃતિમાં નીચે પ્રમાણે આપ્યો છે :—

"વળી વર્ણાશ્રમમાં રહી, અસુર કરે છે અસુરપણું,
શત્રુભાવ શ્રીકૃષ્ણ સાથે, વેર વાવરે છે અતિ ઘણું" ૩

વર્ણની અંદર જે ભ્રષ્ટાચાર ફેલાયેલો તેનું વિગતે વર્ણન કરતાં એ કવિ કહે છે—

"જેવા એ વર્ણ તેવા જ આશ્રમ, પાપીના પાપી ગુરુ,
અધમને મહાધર્મ માન્યો, વાત તેની હું શું કરું"

અહીં કવિ તત્કાલીન આશ્રમ—વ્યવસ્થામાં પ્રવેશેલા ભ્રષ્ટાચારનો ખ્યાલ આપે છે.

વિધવાવિવાહની છૂટ ન હોવાને કારણે વિધવા સ્ત્રીઓના ભ્રષ્ટાચારનું આલેખન નિષ્કુળાનંદે નીચે પ્રમાણે કર્યું છે :

"વિધવા નારી, અપાર કામી, નર વિના નવ રહી શકે,
વર્ષે વર્ષે ગર્ભ ગાળે, બીયે નહીં પાપ થકે." ૪

સમાજના પતનનું મુખ્ય કારણ તત્કાલીન ધાર્મિક પરિસ્થિતિ છે, વસ્તુત: આ સંપ્રદાયનો ઉદ્ભવ તે સમયની ભ્રષ્ટ ધર્મવ્યવસ્થાને કારણે થયેલો છે. સમાજને યોગ્ય રસ્તે દોરી જનારા સંતો, ધર્મગુરુઓ કે ભકતો અધોગતિના પંથે ધકેલાઈ ભોળી પ્રજાને અંધશ્રદ્ધા અને વહેમનાં જાળાંમાં ફસાવી ગુપ્ત પાપાચારો કરે છે, તે વખતે પ્રજા યોગ્ય માર્ગદર્શનથી વંચિત રહી જાય છે. તત્કાલીન ધર્મગુરુઓનાં દંભ અને પાપકર્મોને બ્રહ્માનંદે ઉઘાડાં પાડયાં છે. ખાખી બાવાઓ ઉપર વ્યંગ કરતાં બ્રહ્માનંદે કહ્યું છે—

૩ "ભકતચિંતામણિ" પ્રકાશક: સ્વામી સ્વયંપ્રકાશદાસજી, આવૃત્તિ ૨, સં. ૨૦૧૮, પ્રકરણ ૯, કડી ૧૯ થી ૩૭, પૃષ્ઠ સં. ૨૨—૨૩.

૪ એજન, પૃષ્ઠ ૨૪, કડી ૫૭.

૫ બ્રહ્મસંહિતા—સંપાદક અને પ્રકાશક રાજકવિ માવદાનજીરત્નુ, કાલાવાડ, આવૃત્તિ ૨, સં. ૨૦૨૨, પૃષ્ઠ ૨૦૧ થી ૨૦૨.

"રૂંડ મુંડ અતિરસિકે શીશ જટૂરિયાં, નિતપ્રત ખાખ લગાય કે કીની ભૂરિયાં,
અત્રે તબેકી બાત કુછ મુખ આવડી, હરહાં શ્રી–રંગ ચાલ્યા ચેતાવન લોક હાથ હો પાવડી."[૫]

વળી તે કહે છે –

"જ્ઞાન બિના તન મસ્ત બઢયા બલકામકા, ઘાટ રાતદિન ઘડન દામ અરૂ વામકા,
બેસે આશ્રમ બાંધકે નિંદે ફરણકું, હરહાં શ્રી રંગ–તતપર ભયો તૈયાર લુગાઈ."

અહીં તત્કાલીન ખાખી બાવાઓનાં કાળાં કૃત્યોને રમૂજ ફેલાવી નિંદ્યાં છે. નિષ્કુળાનંદને પણ આવા ઢોંગી ગુરુઓ અને પાખંડી બાવાઓ ઉપર ભારે અણગમો હતો. નિષ્કુળાનંદને પારણામાંથી જ તેમના ગુરુ રામાનંદ સ્વામીના સંસ્કારો મળ્યા હતા. આથી તેમને સાચા ગુરુની શોધ કરવા જવું પડયું નથી. જ્યારે સ્વામીનારાયણ સંપ્રદાયના મુક્તાનંદ (પૂર્વાશ્રમનો મુકુંદ), બ્રહ્માનંદ (લાડુ બારોટ), પ્રેમાનંદ ઈત્યાદિ સંત કવિઓને સદ્‌ગુરુની ખોજ કરવા ભ્રમણ કરવું પડયું હતું ત્યારે નિષ્કુળાનંદને માતા –પિતા તરફથી જ ધર્મનો વારસો અને સદ્‌ગુરુ મળ્યા હતા. બાળપણથી રામાનંદસ્વામી જેવા અત્યંત તેજસ્વી સાધુના સમાગમમાં આવનારને તત્કાલીન ધર્મગુરુઓનાં પાખંડો કયાંથી રુચે? પરિણામે "ભકતચિંતામણિ" જેવી કૃતિઓમાં નિષ્કુળાનંદે પાખંડી ગુરુઓને ઉઘાડા પાડયા છે –

"નામ વૈરાગી વૈરાગ્ય નહિ, વાટે ઘાટે વશ્યા જઈ
ગુરુ થઈ દંભ કુંક દઈ, એમ જીવ ઠગ્યા કઈ.
ડાહ્યા પ્રપંચ દંભમાં, માયા શિષ્યની લેવા સઈ,
આશા તૃષ્ણા અતિ ઘણી, કામ, ક્રોધ ઘટમાં કઈ." [૬]

ધર્મગુરુઓનાં પાખંડો ત્યારે જ ચાલી શકે કે જ્યારે તત્કાલીન વિવિધ સંપ્રદાયોમાં અધોગતિ વ્યાપી ગઈ હોય. તત્કાલીન સંપ્રદાયોમાં પ્રવેશેલા ભ્રષ્ટાચારોએ માઝા મૂકી દીધી હતી. શ્રી કિશોરલાલ મશરૂવાળાએ યોગ્ય લખ્યું છે તેમ ત્યારે "ધર્મને નામે અનીતિ ચાલતી અથવા અનીતિ જ ધર્મરૂપ થઈ ગઈ હતી."[૭]

ગુજરાતમાં અનેક સંપ્રદાયો, વાડાઓ અને પંથો અસ્તિત્વમાં આવ્યા હતા. વલ્લભાચાર્યના પુષ્ટિમાર્ગના ઊંડા સિદ્ધાંતોને પચાવી ન શકનાર તત્કાલીન આચાર્યોએ અનીતિ અને વ્યભિચારના અખાડાઓ ચલાવ્યા હતા. બ્રહ્મચર્ય કથળી ગયું હતું. વિલા-

૫ બ્રહ્મસંહિતા – સંપાદક અને પ્રકાશક : રાજકવિ માવદાનજીરત્નુ,
કાલાવાડ, આવૃત્તિ ૨, સં. ૨૦૨૨, પૃષ્ઠ ૨૦૧ થી ૨૦૨.

૬ ભકતચિંતામણિ. કડી ૪૯–૫૦, પૃષ્ઠ સંખ્યા–૨૪.

૭ સહજાનંદસ્વામી, કિશોરલાલ મશરૂવાળા, પાન ૬–૭.

સપ્રચુરતાએ વૈષ્ણવસંપ્રદાયને હલાવી નાખ્યો હતો. નિષ્કુળાનંદે પોતાના પ્રત્યાઘાતો નીચેની કડીમાં આપ્યા છે :–

પોતાના ઈષ્ટદેવ મંદિરમાં, દીપે પરત્રિય ઋતુદાન,
જો એ તુલ્ય કોઇ પુણ્ય નહીં, એહ મોટો ઉપકાર માનજંપો.[૮]

એ જ રીતે તેમણે લખ્યું છે:–

"પરભુ પણું પોતામાં પરઠી, કૃષ્ણસમ કીર્તિ ગમે,
રમણીને કહે રાધિકા, રસિયા થઈ પોતે રમે."[૯]

બીજી બાજુ શરાબ–માંસ અને સુંદરીમાં મસ્ત બનેલા કૂડાપંથી, શકિતપંથી, કૌલપંથી, કબીરપંથી, વામમાર્ગી અને શુષ્ક વેદાંતી પ્રત્યે સ્વામીનારાયણ સંપ્રદાયને ભારે અણગમો હતો. પંચમકારનું છડે ચોક પાલન કરી હિંસામય યજ્ઞો કરી તેમણે સમાજને નર્કાગાર બનાવી દીધો હતો. ખૂબીની વાત તો એ છે કે આ પ્રકારના પંથોની વ્યાપક અસર એટલી બધી પ્રભાવિત થયેલી કે રાજાઓ પણ તેઓને આશ્રય આપતા અને તેમના કહેવાથી સ્વામીનારાયણ સાધુઓને તેઓ હેરાન કરતા. નિષ્કુળાનંદે આ ભ્રષ્ટ અને પાખંડી લીલાઓ જોઈ. તેમનું મન ખિન્ન થઈ ગયું. આવા પાખંડીઓ પ્રત્યે નફરત થાય તે બાળપણથી જ વૈરાગ્યને વરેલા નિષ્કુળાનંદને મન સ્વાભાવિક હોય. પ્રસ્તુત પંથો સામે નિષ્કુળાનંદે આમજનતાને લાલબત્તી ધરી લખ્યું છે –

"મતિયાં પંથિયાં પરપંચી, બેઠા અભકત ભાગથી [ ]રચી,
પીરા કબીરા પ્રભુના દ્રોહી, એહ આધ્યે એવા બીજા કોહી.
તેનો રાખવો નહિ વિશ્વાસ, જેથી ટળી જાયે હરિદાસ."[૧૦]

બુદ્ધ અને તેમના સાધુસંગને અણસમજુ વર્ગ તરફથી અનેક પ્રકારનો ત્રાસ મળેલો તેમ આ સંપ્રદાયના સાધુઓને પણ મળેલો. કિશોરલાલ મશરૂવાળાએ લખ્યું છે:

"જ્યાં સ્વામીનારાયણ સાધુઓ દેખાય ત્યાં વૈરાગીઓ તેમના ઉપર તૂટી પડવા લાગ્યા. એમની કંઠી અને જનોઈ તોડે, મૂર્તિઓ ખેંચી જાય કે ખંડિત કરે. એમણે આણેલી ભિક્ષા લૂંટી લે અથવા ભિક્ષામાં મુએલા ઉંદર વગેરે નાખી ગોઝારી કરે, કોઈ વાર ઝેર પણ નાખે."[૧૧]

---

૮ ભકતચિંતામણિ, કડી ૧૮, પૃષ્ઠ ૨૨.
૯ એજન, કડી ૩૧, પૃ. ૨૩.
૧૦ નિષ્કુળાનંદકાવ્ય – "યમદંડ", કડવું ૧૭, ૪૬–૪૭ કડી, પા. ૪૪૭.
૧૧ સહજાનંદસ્વામી – કિશોરલાલ મશરૂવાળા, પાન–૪૧.

આ રીતે દેશભરમાં ચોમેર ફેલાયેલ અંધકારમય પરિસ્થિતિ વચ્ચે સ્વામીનારાયણ સંપ્રદાયનો ઉદ્‌ભવ અને વિકાસ ઉક્ત વિવિધ સંપ્રદાયોના પ્રત્યાઘાત રૂપે થયો. સંયમ, શીલ અને સદાચાર જેવા ઊંચા સિદ્ધાંતોની અસર નિષ્કુળાનંદના જીવન ઉપર પડી. સ્વામીનારાયણ ભગવાનના દિવ્ય વ્યક્તિત્વનો પ્રભાવ નિષ્કુળાનંદના વૈરાગ્યને પ્રભાવિત કરી ગયો. પારણામાં ઝૂલતા નિષ્કુળાનંદે સાધુચરિત માતા–પિતાના જન્મજાત ધાર્મિક સંસ્કારો મેળવ્યા. તેમનામાં ધાર્મિક સંસ્કારો રૂપી બીજનો ઉછેર રામાનંદ સ્વામીએ છોડરૂપે કર્યો. રામાનંદ સ્વામીની પ્રેરણાથી સ્વામીનારાયણને દઢનિષ્ઠા થકી પરમાત્મા માનનારા નિષ્કુળાનંદનો એ છોડ ઘટાદાર વૃક્ષ બની ગયો.

નવજાગૃતિના આ પરોઢે ધાર્મિક સુધારણા કરવામાં ગુજરાતે મૌન ધારણ ન કરતાં ઉત્સાહપૂર્વક ઝંપલાવ્યું. ગુજરાતના ખૂણે ખૂણે ધીરો, પ્રીતમ અને નિરાંત જેવા ભક્તકવિઓ ઘૂમવા લાગ્યા. સૌરાષ્ટ્રના તીરે તીરે રામાનંદ સ્વામી અને મુક્તાનંદ તથા નિષ્કુળાનંદ અને સુખાનંદ જેવા તેમના શિષ્યો ધર્મનું સાચું સ્વરૂપ સમજાવવા ફરવા લાગ્યા. આ રીતે સરયૂ નદીના પવિત્ર જળથી ગુજરાતની ભૂમિનું વિશુદ્ધ ધર્મ અને ઉચ્ચ સંસ્કારોથી સ્વામી સહજાનંદ સિંચન કરવા આવે એ પહેલાં નિષ્કુળાનંદે રામાનંદની છત્રછાયામાં ભૂમિનું ખેડાણ શરૂ કરી દીધું હતું. અષાઢી મેઘની વાદળી વરસતી જોઇ જેમ કોઇ કિસાનનું હૈયું હર્ષથી નાચી ઊઠે તેમ પરમાત્મા સ્વામીનારાયણ ભગવાનના રામાનંદ દ્વારા મિલનથી નિષ્કુળાનંદનું મન પ્રફુલ્લિત બની ગયું. કવિ નાનાલાલે સ્વામીનારાયણ ભગવાનનાં ગુજરાતમાં થયેલાં મંગલ કાર્યોને બિરદાવતાં લખ્યું છે–

"સખિ ! જેમ પૂર્વથી જઈ પશ્ચિમે પ્રભાકર ઢળે પ્રભા રે લોલ,
સખિ ! એમ સરયૂ નીર ગુજરાતે વહાવી વળ્યાં ઊભા રે લોલ."

* * * * *

સ્વામી સહજાનંદે વર્ષાવી ધર્મવાદળી
ભાંગી પાળો સમારી, ને છાંટી સંસાર નિર્મળી." ૧૨

આ વર્ષાનાં મોતી સમાન જળબિન્દુઓની વ્યાપક ઘેરી અસર નિષ્કુળાનંદના જીવન ઘડતરમાં પડી છે. આ અસર પણ જેમ જેમ શ્રદ્ધા બેસતી ગઈ, નિશ્ચય થતો ગયો તેમ તેમ ક્રમશઃ વધતી ગઇ. રામાનંદને ગુરુ તરીકે અને ઈશ્વરના અવતાર તરીકે સમજેલા નિષ્કુળાનંદે રામાનંદના આગ્રહથી સ્વામીનારાયણનું મંગલ દર્શન કર્યું. પહેલાં ગુરુ તરીકે, પછી કૃષ્ણચંદ્રના અવતાર તરીકે અને છેવટે સર્વોપરી પરમાત્મા તરીકે નિષ્કુળાનંદને સ્વામીનારાયણ ઉપર નિષ્ઠા થઇ. અને પોતાના જીવનને ધન્ય ધન્ય માનવા લાગ્યા.

૧૨ શિક્ષાપત્રી સમશ્લોકી મૂળ સાથે. કવિ નાનાલાલ, ઈ. સ. ૧૯૩૧, આવૃત્તિ ૧.

આમ, તત્કાલીન ધાર્મિક, સામાજિક, રાજકીય રંગ-દર્શન અને તેમાં સ્પષ્ટ રીતે તરી આવતા નિષ્કુળાનંદને જોયા બાદ હવે નિષ્કુળાનંદના પ્રાદુર્ભાવ તરફ ડોકિયું કરીએ.

## (બ) નિષ્કુળાનંદનો પ્રાદુર્ભાવ

નિષ્કુળાનંદ તો સ્વામીનારાયણ ભગવાન પાસે દીક્ષા લીધી તે પછી તેમને મળેલું નામ છે. તેમનું મૂળ નામ તો લાલજી હતું. તેઓ જ્ઞાતિએ ગુર્જર સુથાર હતા. મધ્યકાળના કેટલાક અન્ય સંત કવિઓની જેમ નિષ્કુળાનંદના જન્મસમય વિષે કોઈ દંતકથા કે લોકોક્તિ નથી. લાલજીનો જન્મ કાઠિયાવાડમાં આવેલા જામનગર જિલ્લાના શેખપાટ નામના ગામડામાં સં. ૧૮૨૨માં થયો હતો. સાકાર ઉપાસનામાં માનનારા તેમના પિતા રામભાઈ અને માતા અમૃતબાના લાલજી એકના એક લાડકવાયા પુત્ર હતા.

શેખપાટમાં જન્મેલા લાલજીનું મૂળ વતન શેખપાટથી થોડેક દૂર આવેલું લતીપુર નામનું ગામડું હતું. પરંતુ તે વખતના વામમાર્ગી પાખંડી બાવાઓએ સાધુચરિત રામભાઈ અને અમૃતબાને અનેક પ્રકારે દુઃખો આપ્યાં. રામભાઈના ગુરુ તે રામાનંદના ગુરુ આત્માનંદ હતા. આત્માનંદસ્વામી સાકાર ઉપાસનાને શિર સાટે રાખતા હતા. પરિણામે નિરાકારીઓ આત્માનંદની નિંદા કરી રામભાઈને ત્રાસ આપતા હતા. પોતાના ગુરુની નિંદા અસહ્ય બની જતાં તેમણે કાયમ માટે લતીપુરનો ત્યાગ કર્યો અને શેખપાટ જઈ વસ્યા.

આ પ્રસંગના પ્રમાણરુપે નીચેનું અવતરણ નિષ્કુળાનંદના સમય અને જન્મસ્થાન વિષે પણ યોગ્ય માહિતી આપે છે :

"લતિપુરમાં સ્વામી આત્માનંદજી તથા તેમના શિષ્યો ઉપર અજ્ઞાન માણસો વેર રાખતાં હતાં તેથી તેઓ લતિપુર છોડી ચાલી નિકળ્યા. ગામ બહાર નિકળતાં ગાય સામી મળી ત્યારે શિષ્યો બોલ્યા કે "ગુરુમહારાજ શુકન સારા થયા છે", ત્યારે સ્વામી બોલ્યા કે "આજ કાઠિયાવાડમાં મહામુક્તોનો જન્મ થયો છે"...... રામભાઈ સુતાર શેખપાટ રહ્યા, સુખદેવ તથા હરિભાઈ કાળાવડ ગયા અને નાનદાસ પટેલ ગુજરાતમાં ગયા. સ્વામીશ્રીએ આપેલા વર મુજબ આ બધા શિષ્યોના પુત્રાદિક પુરુષોત્તમ સહજાનંદ સ્વામીના આશ્રિત થયા........... રામભાઈ સુતારના પુત્ર લાલજી તે વૈરાગ્ય મૂર્તિ નિષ્કુળાનંદ સ્વામી થયા. તેમનો જન્મ સં. ૧૮૨૨માં થયો હતો. તેઓ સં. ૧૮૬૩માં સાધુ થયા હતા અને શ્રીજીનાં ચરિત્રોનું ગાન કરી સં. ૧૯૦૪માં અક્ષરધામમાં નિવાસી થયા."[૧]

---

૧ "ગુણાતિતાનંદ સ્વામીની વાતો", પ્રકાશક : સત્સંગ સાહિત્ય કાર્યાલય, રાજકોટ, આવૃત્તિ ૪, સં. ૨૦૦૬, પૃ. ૨ ને ૩.

ઉપર્યુક્ત અવતરણ લાલજીના જન્મસમય, જન્મસ્થાન, મૂળ વતન અને સંસ્કારમાં મળેલી માતાપિતાની સાકાર ઉપાસના વિશે સ્પષ્ટ માહિતી આપે છે. લાલજી તેમના પિતાની ગુરુભક્તિનું ફળ છે. આત્માનંદ સ્વામીના શિષ્ય રામાનંદ સ્વામી અને રામાનંદ સ્વામીના શિષ્ય નિષ્કુળાનંદ સ્વામી હતા. આત્માનંદે ગુરુભક્તિથી પ્રસન્ન થઈને લાલજી માટેનો જે વર રામભાઈને આપેલો તેનો ઉલ્લેખ નીચેના અવતરણમાં પણ સ્પષ્ટ થાય છે–

"તમારે ત્યાં એક સમયે ભગવદ્ભક્ત મુક્ત પુરુષ અવતાર લેશે અને ઘણાં મહાન કાર્યો કરી સદુપદેશામૃતથી ઘણા મુમુક્ષુઓને અજરામર અભય કરી મોટી કીર્તિ મેળવશે."[૨]

લાલજીના માતાપિતાએ શેખપાટને કાયમી નિવાસસ્થાન બનાવ્યું. શેખપાટ વિશે મિતાક્ષરી પરિચય મેળવીએ તો સૌરાષ્ટ્રમાં આવેલા જામનગરથી દસ માઈલ દૂર તે આવેલું છે. રાજા જામસાહેબે તે ગામ સોઢા (પરમાર) શાખાના ક્ષત્રિયોને આપેલું. અને ત્યાંના દરબારોએ તે ગામનો કારભાર વ્યવહારકુશળ રામભાઈને સોંપેલો. રામભાઈ પૈસે ટકે સુખી અને આબરૂદાર હતા. જ્ઞાતિએ સુથાર હોવાથી સુથારી કામ અને શિલ્પકામ કરતા હતા.

## (ક) ગૃહસ્થી નિષ્કુળાનંદ

માતાપિતા તરફથી લાલજીને વારસામાં ધર્મસંસ્કારો સાથે શેખપાટનો કારભાર મળ્યો હતો. લાલજીના અંતઃકરણમાં જન્મથી જ સ્વધર્મ પ્રત્યે અભિરુચિ અને વૈરાગ્યની તીવ્ર ભાવના હતી. પોતાની ઈચ્છા ન હોવા છતાં પિતાજીએ લાલજીનાં લગ્ન રિવાજ મુજબ બાલ્યાવસ્થામાં કંકુ નામની પતિવ્રતા સ્ત્રી સાથે કરી દીધાં હતાં. પિતાજીના મૃત્યુ બાદ ઘરસંસાર ચલાવવાની જવાબદારી સ્વીકારતા લાલજી શેખપાટ રાજ્યનો કારોબાર ચલાવવા લાગ્યા. આ કારભારના વળતર તરીકે લાલજીને શેખપાટમાં બે સાંતીની જમીન અને બે કોશી વાડી દરબારોએ આપી હતી. તેઓ પોતે સાથીઓ રાખીને ખેતી કરાવતા હતા. પશુધન પણ પુષ્કળ હતું. આ સિવાય કારીગરો રાખી લાકડાનું ફર્નિચર પણ બનાવતા હતા. પોતાના સુખી જીવનનો ઉલ્લેખ નિષ્કુળાનંદે "પાંચ મળીને પૂછતા મુને કરતો હું કારભાર રે, સંતો સાંભળો..." નામના આત્મલક્ષી પદમાં કર્યો છે. પોતે કારભારી હોવાથી તેઓ ગામલોકોની તકરાર ન્યાયથી પતાવી સલાહ અને સંપ કરાવતા. આથી ગામલોકોની ચાહના પણ તેમણે પ્રાપ્ત કરેલી. દર વર્ષે જામનગરના આણદા

---

૨ "નિષ્કુળાનંદ કાવ્યમ્" – સંપાદક હરજીવન શાસ્ત્રી (વડતાલ), પ્રકાશક–સ્વામીનારાયણ મંદિર, ભૂજ. સં. ૨૦૧૦, આવૃત્તિ ૧, પૃષ્ઠ ૧.

બાવાના સદાવ્રતમાં પોતે એક ગાડી ભરી દાણાનો ધર્માદો આપતા. લાલજીએ પોતાના આત્મલક્ષી પદમાં પોતાના સુખી ગૃહસ્થ જીવનનો આબેહૂબ ચિતાર આપ્યો છે :—

સંતો સાંભળો સાચી વારતા, નથી લીધો આ ભુખ્યે ભેખ રે,
જનનીનો જાયો કહું છું, અવશ્ય હતો હું એક રે, સંતો.
ગાડું બળદ ગાય ને ઘોડી, ડોઆં હતાં દશ બાર રે,
પાંચ મળીને પુછતા મુને, કરતો હું કારભાર રે, સંતો.
અન્ન ધન ગામ ધરણી, પરણી હતી વેર રે,
છોટાં મોટાં છોકરાં હતાં, હતી માતાજીની મેર રે.
ખાવા પીવાનું ખુબ જ હતું, વસ્ત્રનો નહિ પાર રે,
જોઈએ તેવા જોડા જડતા, તકે તકે તૈયાર રે.
ઓલુ મેલી અહીં આવ્યો છું, ઉરમાં કરી વિચાર રે,
ભુખે મરતાં ભેખ લીએ છે, ગણશો નહિ એવી હાર રે,
જ્ઞાન વૈરાગ્યે ગળે ઝાલ્યો, ચોંટયું નહિ કયાંય ચિત્ત રે,
નિષ્કુળાનંદ કે નહિં કહું તો, જોડશે મારું ગીત રે, સંતો.[1]

નિષ્કુળાનંદને ત્યાં સં. ૧૮૫૬માં પુત્રનો જન્મ થયો. તેનું નામ માધવજી હતું. તે સં. ૧૮૭૪માં સ્વામીનારાયણ ભગવાનનાં દર્શન કરવા ગયા. નિષ્કુળાનંદના વૈરાગ્યના વારસાને પચાવનાર માધવજી ઉપર સ્વામીનારાયણ ભગવાન પ્રસન્ન થયા અને નિષ્કુળાનંદના પુત્ર હોવાની જાણ થઈ ત્યારે પ્રસન્ન થઈને કહેલું કે "સિંહના તો સિંહ જ હોય." ગોપાળાનંદ સ્વામી તેમના વૈરાગ્યથી ખુશ થયા અને તેમને સાધુ બનાવી ગોવિંદાનંદ નામ પાડી સાળંગપુર હનુમાનની સેવા કરવા માટે પોતાની સાથે લઈ ગયા. ગોવિંદાનંદ નૈષ્ઠિક બ્રહ્મચારી હતા.

નિષ્કુળાનંદને ત્યાં સં. ૧૮૫૯માં બીજા પુત્રરત્નનો જન્મ થયો. તેમણે ગૃહસ્થાશ્રમ માંડયો હતો.

અત્યારે નિષ્કુળાનંદના કોઈ વંશજો નથી. નિષ્કુળાનંદને કોઈ ભાઈ કે બહેન ન હતાં. તેમનું મોસાળ જામનગર જિલ્લાના બારાડી પ્રદેશમાં હતું.

આજે શેખપાટમાં તેમનું મકાન ભગ્નાવસ્થામાં અવશેષરૂપે જીર્ણ છે. ત્યાં સ્વામીનારાયણ ભગવાનનું હરિમંદિર ખડું જોવા મળે છે. નિષ્કુળાનંદ જ્યાં સુતારી કામ કરતા હતા તે કોડ (દુકાન) હજુ ય છે. આ રીતે નિષ્કુળાનંદનું ગૃહસ્થજીવન ખૂબ સુખી અને પ્રતિષ્ઠિત હતું.

---

૧ "નિષ્કુળાનંદ કાવ્ય" પ્રકાશક શેઠ લક્ષ્મણદાસ માવજી; ઈ. સ. ૧૯૧૨, રાજકોટ. પૃષ્ઠ નં. ૪૯૬.

## (૯) નિષ્કુળાનંદની દીક્ષા-પ્રેરકબળો

દીક્ષાનું મુખ્ય પ્રેરકબળ લાલજીનો જન્મજાત વૈરાગ્ય હતો વંશપરંપરાગતથી તેમના ધાર્મિક સંસ્કારો જળકમળવત્ હતા. સામાન્ય રીતે ગૃહત્યાગનાં બે કારણો હોય છે : (૧) માતા, પિતા, પત્ની કે કુટુંબનો પ્રેમ ન હોય, અથવા તેમના તરફથી આઘાતજનક બનાવો બનવાથી તૂટેલા દિલે "સંસાર અસાર છે" એમ માની સંસારીઓ તરફ નફરત સેવી હોય અથવા આર્થિક દષ્ટિએ કંગાલ બની જવાથી આજીવિકાનું કોઇ સાધન ન રહેતાં ભગવાં કપડાં ધારણ કર્યાં હોય. (૨) વૈરાગ્યના સ્વતઃસિદ્ધ સંસ્કારોથી માનવજાતના કલ્યાણ માટે ગૃહત્યાગ કર્યો હોય.

ગૃહસ્થી નિષ્કુળાનંદને જોયા ત્યારે નિષ્કુળાનંદનો ભર્યોભાદર્યો સુખી સંસાર દષ્ટિ સમક્ષ ઘૂમી વળ્યો તે પરથી ફલિત થાય છે કે સંસાર ત્યાગ કરવાનું નિષ્કુળાનંદનું કારણ પ્રથમ દર્શાવ્યું તે તો નહોતું.

નરસિંહે ગૃહત્યાગ કર્યો તેની પાછળ ભાભીનાં અસહ્ય મહેણાં હતાં. આકરા સ્વભાવવાળી ભાભીનો જાકારો સાંભળી સ્વમાનનો ભંગ થવાથી ભાઈનું આંગણું તજી જાય અને શંકરના આશ્રયે આવી કૃષ્ણલીલાનાં દર્શન કરી ધન્ય ધન્ય બની જાય. પરંતુ ભાભીએ અસહ્ય અપમાનો ન કર્યાં હોત તો નરસિંહ કેવળ જૂનાગઢના અન્ય નાગરોની જેમ સામાન્ય જીવન વ્યતીત કરી ગયો હોત. લૂંટારા વાલિયાને ટોકી નારદે સાચું જ્ઞાન આપ્યું ન હોત તો આજે "રામાયણ"ના રચયિતા રામભક્ત વાલ્મીકિનું અસ્તિત્વ ન હોત. તે જ રીતે વૈરાગી ભર્તૃહરિએ પિંગળાનું બેવફાપણું ન જોયું હોત કે તુલસી અને બિલ્વમંગળને તેમની પ્રેમાળ સ્ત્રીઓએ મોહાંધમાંથી મુક્ત કરવા પ્રભુ પ્રત્યે પ્રેમ જન્માવવામાં પ્રેરણા ન આપી હોત તો એ કૃષ્ણભકિતના ઉપાસકોએ કૃષ્ણભકિતના હિંદી સાહિત્યમાં અપૂર્વ ફાળો ન આપ્યો હોત.

બીજી બાજુ બુદ્ધ, મહાવીર કે ઈસુ પાસે બધું સુખ હતું. મીરાં રાજરાણી હતી. સંસારનાં ભૌતિક સુખો તેમનાં ચરણોમાં આળોટતાં હતાં. છતાં તેમણે સંસાર ત્યાગ કર્યો. કેવળ પોતાના જ આત્મિક સુખ માટે નહીં, પરંતુ અન્યનાં દુઃખો દૂર કરવા માટે ! તેમની પાસે સંસારીજનોનાં દુઃખ દૂર કરવાની વિશાળ દષ્ટિ હતી. અસાર સંસારને સાચો જ સમજી તેમાં જ રચ્યાપચ્યા રહેનારા મૂઢ જીવોને તેમનું મૂળ સ્વરૂપ સમજાવી તેમને સંસારસાગરમાંથી ભવ પાર કરાવવાની તેમનામાં માનવતા અને કરુણતા હતી. સંસારની માયા ઉલેચવા તેઓને જે ઈશ્વરદત્ત દિવ્ય ચક્ષુઓ પ્રાપ્ત થયાં હતાં તે દિવ્ય જ્યોત અન્ય સંસારીઓને મળે તેવી ઉદાત્ત ભાવના આ વર્ગના સંતોના ગૃહત્યાગનું મૂળ પ્રેરકબળ બની હતી. નિષ્કુળાનંદ માટે સંસાર ત્યાગ કરવાનું પ્રભાવિત બળ આવા પ્રકારનું ઉચ્ચ કક્ષાનું હતું.

નિષ્કુળાનંદે પોતાના ગુરુભાઈ રઘુનાથને ગૃહત્યાગનાં કારણો કહેતાં જે કહ્યું છે તે તેમનો જીવનપ્રસંગ નોંધપાત્ર છે :

દીક્ષા લીધી પછી નિષ્કુળાનંદ કેટલાક સંતો સાથે અમદાવાદની દરિયાખાનની આંબલીઓ નીચે ધ્યાન અને ભજન કરતા હતા. તે વખતે સ્વામીનારાયણ ભગવાનથી વિમુખ થયેલો રઘુનાથ નામનો એક બાવો તેમના શિષ્યમંડળ સાથે ત્યાં આવી પહોંચ્યો. નિષ્કુળાનંદ અને રઘુનાથ રામાનંદ સ્વામીના શિષ્યો હોવાથી રઘુનાથે નિષ્કુળાનંદને પૂછ્યું : "કેમ લાલજી, તમે ગુરુ રામાનંદ પાસે સાધુ ન થયા અને સહજાનંદ પાસે સાધુ થયા. સહજાનંદજીએ તમને ભુરકી નાખીને સાધુ બનાવ્યા કે આવા કપરા કાળમાં ભૂખમરો વધતાં સાધુ થયા ?" રઘુનાથનો આ પ્રશ્ન સાંભળી સૌમ્યમૂર્તિ નિષ્કુળાનંદે ઉત્તર આપ્યો :

"રઘુનાથ, તમો વિમુખ થતાં હું તમારાથી વાતચીત ન કરી શકું, પણ જો તમારા પ્રશ્નનો ઉત્તર ન આપું તો તમારી શંકા સાચી પડે." આટલું કહી નિષ્કુળાનંદે તે જ વખતે "સંતો સાંભળો સાચી વારતા, નથી લીધો આ ભૂખે ભેખ રે" કડીથી શરૂ થતા આત્મલક્ષી પદની રચના કરી. પદની છેલ્લી કડી

"જ્ઞાન વૈરાગ્યે ગળે ઝાલ્યો, કાંઈ ન ચોંટયું ચિત્ત રે,
નિષ્કુળાનંદ કહે નહિ કહું તો, જોડશે મારું ગીત રે."

નિષ્કુળાનંદના ગૃહત્યાગનું પ્રેરકબળ દર્શાવી જાય છે.

નિષ્કુળાનંદના ઘડતરબળ તરીકે સમયરંગની ચર્ચા કરતી વખતે તે સમયની ભ્રષ્ટ ધાર્મિક સ્થિતિનો વિચાર કરેલો. ભોળી પ્રજાને વામપંથી, કૂડાપંથી અને શકિતપંથી એમ વિવિધ સંપ્રદાયો અને તેના આચાર્યો, ગુરુઓ અને ખાખી બાવાઓ પોતાના સ્વાર્થ માટે અનેક પાપલીલાઓ આચરી અધઃપતનના માર્ગે દોરી જતા હતા. આ સમયે પૂનમની ચાંદની જેવો સફેદ અને શીતલ સ્વામીનારાયણ સંપ્રદાય અસ્તિત્વમાં આવ્યો. ભગવાન સ્વામીનારાયણે ગુજરાત અને સૌરાષ્ટ્રના તીરે તીરે ફરી પ્રજાનું આત્યંતિક કલ્યાણ કરવાની મંગલયાત્રા રામાનંદ સ્વામીના સહયોગથી શરૂ કરી. કેવળ પોતાની જ મુકિત નહીં, પરંતુ સંસારની માયામાં ફસાયેલા મૂઢ સંસારીઓના આત્માનું કલ્યાણ કરવાનો વિશાળ દષ્ટિકોણ સેવી નિષ્કુળાનંદે આ મંગલ પ્રસ્થાનમાં જોડાવા ગૃહત્યાગ કર્યો. લાલજીના ગૃહત્યાગ પાછળનો હેતુ સંસારના જીવોનું શ્રેય સ્વામીનારાયણ ભગવાન દ્વારા થાય તે જ હતો. સ્વામીનારાયણ ભગવાન દ્વારા નિષ્કુળાનંદને જે દિવ્યચક્ષુ પ્રાપ્ત થયાં તેનો અમૂલ્ય લાભ અન્ય સંસારીઓને મળે એ પણ દષ્ટિ હતી. એ કરુણાભર્યાં લોચનમાં જન્મજાત વૈરાગ્ય અને તપત્યાગનો અપૂર્વ પ્રકાશ જોઈ શકાય છે.

## નિષ્કુળાનંદનો દીક્ષાયોગ :

નિષ્કુળાનંદના સંસાર ત્યાગનાં પ્રેરક બળો તપાસ્યા બાદ હવે તેમના દીક્ષાયોગને વિચારીએ. નિષ્કુળાનંદના પિતાજી રામભાઈના ગુરુ રામાનંદ સ્વામીના ગુરુ આત્માનંદ સ્વામી હતા. આત્માનંદ સ્વામીના આશીર્વાદ અને વચનનું ફળ નિષ્કુળાનંદ. નિષ્કુળાનંદે આ આત્માનંદ સ્વામીના ધામમાં પધાર્યા પછી તેમના શિષ્ય રામાનંદસ્વામી પાસે સં. ૧૮૪૩માં વર્તમાન[1] ધરાવ્યા. ત્યારથી તેઓ રામાનંદસ્વામીને ઈશ્વરાવતાર માની ગુરુ તરીકે સેવતા. ગૃહસ્થાશ્રમમાં પણ નિષ્કુળાનંદ આખો દિવસ વ્યાવહારિક કાર્યો પતાવી રાત્રે પોતાના ગુરુભાઈ મૂળજીભાઈ શર્મા (પાછળથી ગુણાતીતાનંદસ્વામી) પાસે શેખપાટથી દસેક માઈલ દૂર ભાદ્રા જતા અને આખી રાત્રી સત્સંગ કરી સૂર્યોદય પહેલાં શેખપાટ પાછા આવી જતા. નિષ્કુળાનંદસ્વામી પાસે દીક્ષા લેવાનો આગ્રહ રાખેલો, પરંતુ રામાનંદસ્વામીની ઈચ્છા પોતે જેને કૃષ્ણના અવતાર તરીકે સમજતા હતા તે પરમાત્મા સ્વામીનારાયણ પાસે નિષ્કુળાનંદ દીક્ષા લે તેવી હતી અને તે માટે યોગ્ય પળની રાહ જોવાતી હતી. અમારે ગુજરાત—સૌરાષ્ટ્રની એ ધન્ય પળ આવી પહોંચી. સ્વામીનારાયણ ભગવાન વર્ણિવેષે ભારતભ્રમણ કરતાં કરતાં સં. ૧૮૫૬ ના શ્રાવણ વદ ૬ ને દિવસે સૌરાષ્ટ્રમાં આવેલા માંગરોળ બંદરથી બે ત્રણ ગાઉ દૂર આવેલ લોજ નામના ગામમાં આવ્યા. આ વખતે લોજમાં સ્વામી રામાનંદનું મુખ્ય સ્થાનક હતું. રામાનંદ સ્વામી તથા નિષ્કુળાનંદ જેવા તેમના અન્ય શિષ્યો આ વખતે ભૂજમાં હતા અને મુક્તાનંદ તથા સુખાનંદ જેવા અન્ય શિષ્યો લોજમાં હતા. મુક્તાનંદે અને નીલકંઠે જ્યારે રામાનંદ સ્વામી ઉપર ભૂજ મુકામે પત્રો લખ્યા તે વાંચતાં રામાનંદ સ્વામી સભા વચ્ચે બોલી ઊઠયા: "જેની હું વાટ જોતો હતો તે આવી પહોંચ્યા." ત્યારે લાલજી સુતારે પૂછ્યું :

"એ નવા આવનાર આપણા સંપ્રદાયના સ્વામી રામદાસ જેવા છે?" રામાનંદ સ્વામીએ કહ્યું : "રામદાસ તે શું ? એથી પણ મોટા." ત્યારે નિષ્કુળાનંદે ફરીથી પૂછ્યું : "મુક્તાનંદ સ્વામી જેવા છે ?" ઉત્તર મળ્યો– "એથી પણ ઘણા મોટા." "તો પછી આપ જેવા હશે." લાલજીએ છેવટે પૂછ્યું ત્યારે રામાનંદ સ્વામીએ હસતાં હસતાં કહ્યું :

---

૧ વર્તમાન ધરાવવા—"વર્તમાન" એ આ સંપ્રદાયનો પારિભાષિક શબ્દ છે. તેમાં પ્રવેશ પામવાની પ્રથમ શરત તરીકે વર્તમાન અવશ્ય પાળવા પડે છે. ગૃહસ્થી સાધુઓના અલગ અલગ પાંચ વર્તમાનો હોય છે. સત્પુરુષ કે ગુરુ આગળ મુમુક્ષુ વર્તમાન ધરાવે છે તે વખતે હાથમાં જળ લેવડાવી "કાળ, માયા, પાપકર્મ તથા યમદૂતના ભય થકી મુક્ત થવા શ્રીકૃષ્ણ દેવને શરણે આવ્યો છું. તે ભગવાન મારું રક્ષણ કરો." એ મંત્ર ઉચ્ચાર કરાવી મુમુક્ષુઓને તેમના ગુરુ વર્તમાન આપે છે.

"અમે પણ શું એમની આગળ ? અમારાથી પણ ઘણા મોટા એ છે." આ રીતે રામાનંદ સ્વામીએ નિષ્કુળાનંદને સ્વામીનારાયણ ભગવાનનો ઈશ્વર તરીકેનો મહિમા સમજાવ્યો. પરંતુ લાલજીએ જ્યાં સુધી સ્વામીનારાયણ ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન કર્યાં ન હતાં ત્યાં સુધી રામાનંદ સ્વામીને કૃષ્ણનો અવતાર સમજેલા. છેવટે રામાનંદ સ્વામીના આગ્રહથી નિષ્કુળાનંદ લોજ ગયા અને ત્યાં સાક્ષાત્ પૂર્ણપુરુષોત્તમ સ્વામી-નારાયણ ભગવાનનાં દર્શન કર્યાં. તેમનું હૈયું ગદ્ગદ થઈ ગયું. ભગવાને લાલજીને આશીર્વાદ આપતાં કહ્યું : "વૈરાગ્યમાં તમે શુકજી સમાન થશો." આ રીતે રામાનંદ સ્વામીદ્વારા સ્વામીનારાયણ ભગવાનના સંપર્કમાં આવેલા લાલજીની દીક્ષા ઘડીના દિવસો નજીક આવતા ગયા.

સં. ૧૮૬૦ લાલજીના દીક્ષાયોગનું પુણ્ય વર્ષ છે. સં. ૧૮૬૦માં સ્વામીનારાયણ ભગવાન વિચરતા વિચરતા સોરઠમાં થઈ હાલાર પ્રાંતમાં આવેલા શેખપાટ મુકામે લાલજીના ઘેર આવ્યા. લાલજીએ અનન્ય ભાવથી ભગવાનનો સત્કાર કર્યો. વસંતપંચમીનો ઉત્સવ રંગેચંગે ઉજવી શ્રીહરિએ શેખપાટથી કચ્છ તરફ પાછા ફરવા એ માર્ગના ભોમિયા તરીકે પોતાની સાથે લાલજીને લીધા.

કચ્છ યાત્રા વિકટ હતી. પગપાળા મુસાફરી કરવાની હતી. ઉપયોગી ભાથું, પાણીની બતકો તથા વિષમ સમયે ભગવાનને કામ લાગશે તે માટે પગરખાંમાં સંતાડેલ બાર કોરી વગેરે લઈ લાલજી શ્રીહરિ સાથે કચ્છ યાત્રા ખેડવા લાગ્યા. શ્રીહરિનો સંકલ્પ લાલજીને નિષ્કંચન અને તે નિષ્કુળ બનાવવાનો હતો. આથી સામે મળેલા એક ભિખારીને લાલજીએ તૈયાર કરેલું ભાથું તેમણે અપાવી દીધું. રસ્તામાં મળેલા ચોરને લાલજીએ છૂપાવેલી બાર કોરીઓ પણ તેમણે અપાવી દીધી. એ રીતે તેમને નિષ્કંચન કર્યા. બતકમાં ભરેલું જળ તેમણે રસ્તે મળેલા સાધુને પાઈ દીધું. રસ્તામાં થાક લાગતાં બાવળના વૃક્ષ નીચે શ્રીહરિ વિશ્રામ કરવા લાગ્યા. શ્રીહરિનાં કોમળ ચરણોમાં લાગેલ કાંટાને કાઢતાં લાલજીએ એ ચરણકમળમાં રહેલાં સોળ ચિહ્નોનાં દર્શન કર્યાં.

આ રીતે અલકમલકની વાતો કરતાં કરતાં બન્ને આધોઈ ગામની ભાગોળે આવી પહોંચ્યા. આધોઈ ગામમાં લાલજીનું સાસરું હતું. તેમનાં પત્ની અને બાળકો તે સમયે ત્યાં હતાં. ભગવાને ભિક્ષા માંગી લાવવા માટે લાલજીને આધોઈ ગામમાં જવાનું કહ્યું. લાલજીએ સંકોચ અનુભવ્યો ત્યારે શ્રીજી મહારાજે હસતાં હસતાં કહ્યું : "આ ગામમાં તમને કોઈ ઓળખી ન શકે તેવું કરીએ." એમ કહી લાલજીની મૂછ અને ચોટલી કાતરી નાખી તથા વસ્ત્રો કઢાવીને એક કૌપીન અને અલફી પહેરાવીને દીક્ષા આપી લાલજીમાંથી તેમને નિષ્કુળાનંદ બનાવ્યા. સાધુ બની ભિક્ષા લેવા આધોઈ ગામમાં તેઓ પોતાના સાસરાના ઘરે ગયા. કવિનો આવો વૈરાગી વેશ જોઈ ચકિત થયેલાં તેમનાં

પત્ની તથા સાસરિયા પક્ષે આ ભગવો ઉતારવાનું ઘણું કહ્યું, પરંતુ એ ભગવાના રંગમાં સાક્ષાત પૂર્ણપુરુષોત્તમ નારાયણ ભળ્યા હતા. ભિક્ષા લઈને તેઓ પાછા ફર્યા. શ્રીહરિએ પ્રસન્ન થઈને નિષ્કુળાનંદની વાણી ઉપર કવિત્વશક્તિ મૂકી અને "યમદંડ" નામનો ગ્રંથ રચવાની આજ્ઞા કરી. ત્યાંથી શ્રીહરિ ભૂજ ગયા અને નિષ્કુળાનંદ શેખપાટ પાછા ફર્યા. આ રીતે સં. ૧૮૬૦માં નિષ્કુળાનંદે શ્રીહરિ પાસે દીક્ષા લીધી અને તેમની આજ્ઞાથી "યમદંડ" નામની કૃતિ પદ્યમાં લખી.

નિકુળાનંદના દીક્ષાયોગનો પ્રસ્તુત પ્રસંગ નિકુળાનંદે પોતે જ પોતાની સળંગ પદ્યકૃતિ "ભક્તિચિંતામણિ"માં પ્રકરણ ૫૪, ૫૫ અને ૧૩૪ માં આપ્યો છે, જે આંતર્સાક્ષ્ય પ્રમાણ બની રહે છે.

"હરિ કરી ઘણી મોટી મહેર, આવ્યા ભક્ત લાલજીના ઘેર."[૨]

આ રીતે ઉપરોક્ત પંક્તિમાં નિષ્કુળાનંદે શ્રીહરિના પોતાના ઘેર આગમનનો પ્રસંગ સ્પષ્ટ કરી પ્રકરણ ૫૫ માં ૭ થી ૧૭ કડીઓ સુધી શ્રીહરિ સાથેની કચ્છ યાત્રાનો પ્રસંગ વર્ણવ્યો છે:

"પછી ત્યાં થકી આધુઈ આવ્યા, ઘણું જનતણે મન ભાવ્યા,
દિન હોય પોને તિયાં વસ્યા, સંગે દાસ તેને જોઈ હસ્યા.
હવે પરમહંસ દશા ગ્રહો, શીદ દુ:ખના દરિયામાં વહો,
એમ કહી મુનિ દશા દીધી, પોતે કચ્છ જાવા ઈચ્છા કીધી."[૩]

ઉપરની ચાર પંક્તિઓમાં કવિએ પોતે જ અધોઈ ગામમાં સ્વામીનારાયણ ભગવાને પોતાને દીક્ષા આપી હોવાનો ઉલ્લેખ કર્યો છે. આ જ રીતે "ભક્તચિંતામણિ"ના ૧૩૪ મા પ્રકરણમાં નિષ્કુળાનંદે નીચે પ્રમાણે શ્રીહરિ સાથેની કચ્છ યાત્રા અને દીક્ષાના ઉલ્લેખ કર્યા છે :

એક પરચો કહું અનુપ, સારો સુકયા જેવો સુખરૂપ,
હરિ હતા તે હલાર દેશ, ત્યાંથી કર્યો તે કચ્છે પરવેશ.
એક સેવક સંગે લઈને, ચાલ્યા રણની વાટે થઈને,
મારગમાં ચાલતાં મહારાજ, કર્યાં કાંઈક જનનાં કાજ.[૪]

---

૨ "ભક્તચિંતામણી"–પ્રકાશક શાસ્ત્રી સ્વયંપ્રકાશદાસજી.
સ્વામીનારાયણ મંદિર, અમદાવાદ. સં. ૨૦૧૮, પ્રકરણ ૫૪, કડી ૩૪.

૩ એજન. પ્રકરણ ૫૫, કડી ૧૬–૧૭, પાન–૧૭૨.

૪ એજન. પ્રકરણ ૧૩૪, કડી ૫ અને ૬, પાન–૪૨૩.

"એક સેવક લઇને" એટલે કે કવિને જાતે લઈને ભગવાને જે કચ્છની મુસાફરી કરેલી, રસ્તાઓમાં નિષ્કુળાનંદને નિષ્કંચન કરવાની જે જે ઘટનાઓ થયેલી તેમ જ ખારા પાણીમાંથી ભગવાને મીઠા પાણીની જે વીરડી બનાવી નિષ્કુળાનંદને મીઠું જળપાન કરાવ્યું તેની વિગતો અહીં જોવા મળે છે:

એવી કહી અલૌકિક વિધ્ધ, કર્યું પાણી મીઠું પરસિદ્ધ
એમ આપી પરચો મહારાજ, કર્યું નિજ સેવકનું કાજ
જેની કરી શ્રીહરિએ સાર, તેનું નામ લાલજી સુતાર.[૫]

નિષ્કુળાનંદના દીક્ષાયોગની કડીબદ્ધ માહિતી સ્વામીનારાયણ સંપ્રદાયના "હરિલીલામૃત" નામના ગુજરાતી પદ્યમાં લખાયેલા દળદાર ગ્રંથમાં મળી આવે છે. સ્વામીનારાયણ સંપ્રદાયનું સ્વરૂપ અને તેના સિદ્ધાંતો, ભગવાન સ્વામીનારાયણનાં અવતારી કાર્યો તથા સ્વામીનારાયણ સંપ્રદાયના સંત કવિઓ વગેરે વિષેની વિસ્તૃત માહિતી પ્રસ્તુત ગ્રંથમાં મળી આવે છે. "હરિલીલામૃત" દલપતરામ કવિએ લખ્યું છે, પરંતુ ગ્રંથ કર્તૃત્વ વડતાલના સ્વામીનારાયણ મંદિરના આચાર્ય વિહારીલાલ મહારાજને દલપતરામે સુપ્રત કર્યું છે.

"હરિલીલામૃત"ના પ્રથમ ભાગમાં નિષ્કુળાનંદને કચ્છના ભોમિયા તરીકે સ્વામીનારાયણ ભગવાન પોતાની સાથે જે લઇ જાય છે અને રસ્તામાં લાલજીએ લીધેલું ભાથું, પાણીની બતક, કોરી વગેરે શ્રીહરિ લાલજીની પાસેથી અન્યને અપાવી દે છે અને છેવટે ખારા જળનું મીઠું જળ બનાવી લાલજીને જે પરચો પૂરો પાડે છે તે સર્વનું આલેખન નીચે પ્રમાણે દષ્ટિગોચર થાય છે—

"શેખપાટ ગયા સુખકાર, ત્યાં તો લાલજી નામે સુતાર,
થશે જે મુનિ નિષ્કુળાનંદ, તેને ઘેર રહ્યા સુખકંદ.
સાઠ સાલ્યની તે તો સુહાવી, માસ મહા શુદિ પંચમી આવી,
તેડાવ્યા હરિભક્તને સંત, કર્યો ઉત્સવ ત્યાં તો વસંત.
લાલજી પ્રતિ નાથ ઉચ્ચારે, જવું છે કચ્છ દેશ અમારે,
સાથે ભોમિયો જન તમ જેવો, કોઇ ભક્ત ભલો શોધી દેવો.
એવી સાંભળીને શુભ વાણી, જવા લાલજીએ રૂચિ આણી,
સાથે લેવા ભાતું ભલું કીધું, એક બતક ભરી જળ લીધું
સાથે કોરી લીધી દશ બાર, ઘાલી જોડામાં ગુપ્ત પ્રકાર.[૬]

---

૫ એજન–પ્રકરણ ૧૩૪, કડી ૨૩–૨૪, પાન–૪૨૪.

૬ "હરિલીલામૃત" ભાગ–૧, પ્રકાશક: નરેન્દ્રપ્રસાદ આચાર્ય, વડતાલ. ઈ. સ. ૧૯૬૧, આવૃત્તિ–૧, વિશ્રામ–૨૧, કળશ–૫મો, કડી ૪૬ થી ૫૯, પૃષ્ઠ ૩૬૫–૩૬૬.

લાલજીમાંથી નિષ્કુળાનંદ કેવી રીતે બન્યા તેનું આલેખન નીચેની કડીઓમાં જોવા મળે છે—

"પછી ત્યાં થકી ઉઠી સિધાવ્યા, ગામ આધોઈ આગળ આવ્યા,
કહે કૃષ્ણ આ પુરમાં સિધાવો, માગી ભિક્ષા તમે અન્ન લાવો.
સુણી લાલજી બોલ્યા વચન, મને ઓળખે છે ત્યાંના જન,
માટે ભિક્ષા મેં કેમ મંગાય, ઉપહાસ અતિ ઘણો થાય.
ત્યારે શ્રીજી કહે કરૂં એમ, તમને ઓળખે નહીં જેમ.
એમ કહી મુછ કાતરી નાખી, માથે ચોટલી પણ નહીં રાખી,
કાઢી વસ્ત્ર કોપીન ધરાવી, અંગ પર અલફી પહેરાવી,
ધાર્યું નામ તે નિષ્કુળાનંદ, ઉપજ્યો ઉર માંહિ આનંદ.
ઝોળી આપીને ભિક્ષા મંગાવી, જમ્યા બેય રસોઈ બનાવી,
ધન્ય ધન્ય તેનો વૈરાગ, તર્ત કીધો સંસારનો ત્યાગ.[૭]

આમ, કવિ–વૈરાગી નિષ્કુળાનંદનો દીક્ષાપ્રસંગ અંકિત થયેલ છે અને તેનું તેમના જીવનકવનમાં ઘણું જ મહત્ત્વ છે.

## (ઈ) તપ, ત્યાગ અને વૈરાગ્યની મૂર્તિ નિષ્કુળાનંદ :

સ્વામીનારાયણ સંપ્રદાયમાં જ નહીં, પરંતુ તત્કાલીન વિવિધ સંપ્રદાયોમાં અંતરના રંગે રંગાઈ વૈરાગી કામળો ધારણ કરનાર કોઈ હોય તો કેવળ નિષ્કુળાનંદ જ છે. પ્રેમાનંદ પ્રેમસખીએ સખી ભાવે સ્વામીનારાયણ ભગવાનને ભજીને આત્યંતિક કલ્યાણ સાધ્યું. બ્રહ્માનંદ સખા છે. મુકતાનંદ જ્ઞાની તો ગોપાળાનંદ અષ્ટાંગ યોગી છે. દેવાનંદ કવિતામાં સાચા વૈરાગી છે, પરંતુ જીવનમાં નિષ્કુળાનંદની તોલે તેઓ ન આવી શકે. સંપ્રદાય બહારના કવિઓ ભોજો, ધીરો, અખો, નરસિંહ કે મીરાંએ વૈરાગ્યનાં પદો જરૂર લખ્યાં છે, પરંતુ વૈરાગ્ય રૂપી કાળા કામળામાં દૂજો ડાઘ તો કેવળ નિષ્કુળાનંદે લાગવા દીધો નથી. વૈરાગ્યની બાબતમાં જેટલું કવિતાધન નિષ્કુળાનંદનું ઊંચું છે, તેવું જ તેમનું જીવન ઉચ્ચ છે. "કથન તેવી કરણી" ના સિદ્ધાંતને નિષ્કુળાનંદ વળગી રહ્યા છે.

ભગવાન સ્વામીનારાયણ પાસે દીક્ષા લઈને જ્યારે નિષ્કુળાનંદ શેખપાટ જાય છે ત્યારે જેવી રીતે કૃષ્ણલીલામાં ચકચૂર નરસિંહ દુનિયાની માયાજાળ ભૂલી જઈ કૃષ્ણભકિતમાં રાતામાતા બની જાય છે, તેવી રીતે નિષ્કુળાનંદ પોતાને જે પ્રગટ પુરુષોત્તમ સ્વામીનારાયણ ભગવાન મળ્યા છે તેનો કેફ સેવી મસ્ત બની પોતાનાં ઘર આંગણે ભિક્ષા માગવા ઊભા રહે છે. માતાનો એકનો એક વ્હાલસોયો પુત્ર આ રીતે જે

૭ એજન, વિશ્રામ–૨૨, કળશ–૫, કડી ૨૨ થી ૨૬, પાન–૩૬૭.

અહાલેક જગાવે છે તે માતાથી જોયું જાતું નથી અને માતા કલ્પાંત કરીને ગામના ચોરામાં ડાયરો જમાવીને કિલ્લોલ કરતા દરબારીઓને આજીજી કરતાં કહે છે :

"મારા લાલજીને તમો બધા સમજાવો. પોતે બાવો બની ગયો, પરંતુ તેના પુત્રને પણ બાવો બનાવવા લઇ જાય છે." દરબારીઓ નિષ્કુળાનંદને સમજાવે છે તે વખતે નિષ્કુળાનંદ પોતાની માતા પાસે ગોપીચંદનું ઉદાહરણ આપી "જનુની જીવો રે ગોપીચંદની, પુત્રને પ્રેર્યો વૈરાગ્યજી" જેવી ધ્રુવ પંકિતવાળું પદ રચે છે.[1] આસ-પાસ ઊભેલા દરબારીઓને સમજાવવા કવિ આ આત્મલક્ષી પદમાં કહે છે :

"મેં હું આદિ અનાદિ, આ તો સરવે ઉપાધી
સદ્ગુરુ મિલિયા અનાદિ, મીટ ગઈ સરવે ઉપાધી."[2]

પદની ધ્રુવ પંકિતમાં કવિએ સ્પષ્ટ કહ્યું છે : "હું (જીવ) તો આદિ અનાદિ છે. આ બધી માયાની ઉપાધિ છે તે સદ્‌ગુરુ મળતાં મટી ગઈ છે." બીજી કડીમાં તે કહે છે :

"કહાં કાષ્ટ ને કહાં કુહાડા, કહાં હૈ ઘડનર હારા ।
જબસે મોયે સદ્‌ગુરુ મિલિયા મીટ ગ્યા સરવે ચાળા ॥[3]

અહીં કવિ લાકડા ને કુહાડાદ્વારા પોતાના સુતારી કામનો ઉલ્લેખ કરી યોગ્ય કહે છે કે એ બધાં સંસારનાં કાર્યો સદ્‌ગુરુ મળવાથી મટી ગયાં છે.

ઉકત પદની નીચેની આત્મલક્ષી પંકિતમાં કવિ સ્પષ્ટ રીતે કહે છે :

"કોણ કુળ ને કોણ કુટુંબી, કોણ માત ને તાત ।
કોણ ભાઈ ને કોણ ભગીની, બ્રહ્મ હમારી જાત ॥

નહિ રહ્યા મેં નહિ ગયા મેં, નહિ સુધર્યા નહિ બિગડયા ।
હમે હમારા કુળ સંભાળ્યા, મત કરના કોઉ ઝગડા ॥[4]

અહીં અર્જુનના ઉપદેશક મહાભારતના કૃષ્ણ યાદ આવે છે. કુરુક્ષેત્ર પર શ્રીકૃષ્ણે અર્જુનને આ પ્રકારનો જ ઉપદેશ આપ્યો હતો કવિ તો બ્રહ્મ જાતિના છે. આત્માને કોઈ ઉપાધિ નથી. કવિએ તો પોતાનું અનાદિ કુળ સંભાળ્યું છે, માટે ઝગડવાનો કોઇ પ્રશ્ન નથી.

---

૧ નવયોગેશ્વરો : લેખક રાજકવિ માવદાનજી રત્નુ. જામનગર. આવૃત્તિ.–૧. સં. ૨૦૨૬. પાન–૮૫.

૨ એજન. પાન–૮૬.

૩ એજન. પાન–૮૬.

૪ એજન. પાન–૮૭.

"પાણીમેંસે પુરૂષ બનાયા, મળમુત્ર કી કયારી ।
મીલ્યા રામને સર્યા કામ અબ ન રહી કોઉસે યારી ॥[5]

કવિને પ્રત્યક્ષ ભગવાન મળ્યા છે, માટે જરા પણ વાસના તેમને રાખવી નથી.

"આગે તપસી તપથાં કરતા, રહિ ગઈ કિંચિત કામા ।
તે કારણ આ નરતન ધરિઓ, સૌ જાનત હે રામા ॥[6]

પદની છેલ્લી કડીમાં કવિએ મનુષ્યજીવનનો ઉદ્દેશ સમજાવ્યો છે:

"જે કારણ આ નરતન ધરીઉ તે સરીયું છે કામ ।
નિષ્કુળાનંદ કહે પ્રગટ મિલ્યામોય, ટળયું નામ ને ઠામ ॥[7]

સાક્ષાત્ ભગવાન સ્વામીનારાયણનો કવિને કેફ છે. આ કેફના અલૌકિક નશામાં કવિને માયાનો રંગ કયાંથી લાગી શકે?

નિષ્કુળાનંદ સ્પષ્ટ રીતે સમજી શકયા છે કે સંસારનો ત્યાગ વૈરાગ્ય વિના ટકી શકતો નથી.

"ત્યાગ ન ટકે વૈરાગ્ય વિના" જેવા કવિના ખૂબ જ પ્રચલિત પદમાં કવિએ ઉચિત રીતે ત્યાગ ટકાવવાના કારણમાં વૈરાગ્યને ગણ્યો છે. કવિને મન આ ત્યાગ એટલે કેવળ સંસારના ભૌતિક સુખનો ત્યાગ નહીં, કેવળ ગૃહત્યાગ નહીં, પરંતુ પંચવિષયોનો ત્યાગ છે. જ્યાં સુધી કામ, ક્રોધ, લોભ, મોહ કે મત્સરમાંથી મુક્તિ મળતી નથી ત્યાં સુધી સઘળું એકડા વગરના મીંડા સમાન હોવાનું તેઓ માને છે.

જડભરત નિષ્કુળાનંદના આદર્શ તરીકે હતા :

"અમે રે જડભરત જોગીઆ, ઈચ્છું નહિ વૈજોગજી ।
જગત પદારથ જીવને, રૂચે નહિ જેમ રોગજી ॥

વૈરાગ્યને ટકાવી રાખનારાં અંગોને કવિએ જીવનમાં ઉતાર્યાં છે :

"ખટરસ ખાવા નહિ ખોળીએ, જમશું જે મળશે અન્નજી ।
નિર્માનિ દિન નિર્ગમશું, રહેશું મનમાં મગનજી ॥

---

૫ એજન. પાન-૮૭.
૬ એજન. પાન-૮૭.
૭ એજન. પાન-૮૭.

આ જ રીતે કવિ આગળ કહે છે :

"જુનાં પુરાણાં પટ પહેરશું, નહિ ઈચ્છું નવિનજી ।
શીત ઉષ્ણ શિર સહી રેશું, રાખી કંથા કોપીનજી ॥

કવિ સમજે છે કે પૂર્વે ભરતજીને મૃગલામાં તૃષ્ણા રહી ગઈ હતી. આથી તેમના ત્યાગમાં ખામી આવવાથી બીજો જન્મ લેવો પડયો હતો.

પ્રીત સૌશું પરહરિ, કરશું કૃષ્ણ ભજનજી ।
મોરે અમારા મતમાં, મૃગે કર્યું તું વિઘનજી ॥

પદની છેલ્લી આત્મલક્ષી કડીમાં કવિએ પોતાના બ્રહ્મકુળને લાંછન ન લગાડવાનો દૃઢ સંકલ્પ કર્યો છે :

"હર્ષ શોક હાણ વૃદ્ધિને, સહેશું સુખ દુઃખ તનજી ।
નિષ્કુળાનંદ કહે નહિ દઈએ, નિજ કુળને લાંછનજી ॥[૮]

મૃત્યુની અંતિમ ક્ષણો સુધી પોતાના કુળનું લાંછન ન લગાડનાર નિકુળાનંદના તપ-ત્યાગ અને વૈરાગી જીવનમાં દષ્ટાંતો નીચે પ્રમાણે મળી આવે છે.

કવિશ્રી બ્રહ્માનંદ સ્વામીએ નિષ્કુળાનંદના વૈરાગી જીવનને અંજલિ આપવા નીચે પ્રમાણે પદ લખ્યું છે :-

વિત સારૂ વઢી મરે રાય રંક નારી નર,
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં જેહનો નિવાસ છે ॥
જોગી, જતી તપસી, સંન્યાસીઓ ન તજે ધન,
વાસના છે વિત્તની ને, તેના તે તો દાસ છે ॥
દ્રવ્ય પર મળ મુત્ર કરી તેનો ત્યાગ કરે,
એવા તો આ સમે સાધુ આપણી જ પાસ છે ॥
કહત હૈ બ્રહ્માનંદ, શ્રીમુખે શ્રીહરિ કહે-
નિષ્કુળાનંદજીને અધિક શાબાશ છે ॥[૯]

આ કીર્તનનો પ્રસંગ જોઈએ. એક વાર સ્વામીનારાયણ ભગવાન પોતાના સંતો સાથે હરિભકતોની રસોઈ પ્રેમપૂર્વક જમ્યા બાદ મુખવાસ માટે પાસે ઊભેલા નિષ્કુળાનંદને

૮ "નિષ્કુળાનંદ કાવ્યમ્"-પદ ૧૦ પાન-૬૧૫.
૯ બ્રહ્મસંહિતા-સંપાદક અને પ્રકાશક : રાજકવિ માવદાનજી ભીમજી રત્નુ, કાલાવડ, જિ. જામનગર. બીજી આવૃત્તિ, ઈ. સ. ૧૯૬૬, પૃ. નં. ૩૩૫.

કહ્યું :– "મોઢું ઉઘાડો મુખવાસ આપું." નિષ્કુળાનંદે કહ્યું કે "મહારાજ, મુઠ્ઠી ખોલો." પરંતુ ભગવાને મુઠ્ઠી ખોલી નહીં અને નિષ્કુળાનંદે ભગવાનની મુઠ્ઠી ખોલાવ્યા વિના મુખવાસ લેવાનો ઇન્કાર કર્યો. આખરે ભગવાને મુઠ્ઠી ખોલી તો તેમાં સોનામહોર હતી. તે જોઇને નિષ્કુળાનંદે સ્વામીનારાયણને લાકડીઆ ગામની વાત સંભારી આપીને કહ્યું : "તમે જ્યારે દ્રવ્યને ધૂળમાં દટાવી તેના માથે અમોને ઝાડે ફેરવ્યા, ત્યારે માયાએ આવીને હાથ જોડીને તમોને કહ્યું 'હે પ્રભુ, તમે તો મારા ઉપર બહુ કરી.' ત્યારે આપે માયાને કહેલું : 'તારો લાગ આવે ત્યારે તું સંતોના મુખમાં ઝાડો કરજે.' નિષ્કુળાનંદની આ વાત સાંભળી ભગવાન્ સ્વામીનારાયણ હર્ષથી બોલી ઊઠયા : "શાબાશ, નિષ્કુળાનંદ સ્વામી, શાબાશ, શાબાશ! જોગી શાબાશ, અમારા છેતર્યા પણ તમો છેતરાયા નહીં." આ સાંભળી નિષ્કુળાનંદે સ્વામીનારાયણ ભગવાનને કહ્યું :– "અમારું કોઈ પ્રારબ્ધ આવી નડે તો એ, બાકી હું દ્રવ્યમાં ક્યારેય છેતરાઉં નહીં." ત્યારે શ્રીજી મહારાજે[10] પ્રસન્ન થઇને નિષ્કુળાનંદને આશીર્વાદ આપત, કહ્યું :

"તમારૂં પ્રારબ્ધ પણ તમને નહીં છેતરી શકે. દ્રવ્ય આરૂ તો ત્રિલોકમાં મોટા મોટા દેવતાઓ, રાજા મહારાજાઓ અને જોગી જતિઓ પણ લડી મરે છે. તેનો ત્યાગ કરે એવા તો આપણી પાસે જ સાધુઓ છે."[11] ત્યારે પાસે ઊભેલા બ્રહ્માનંદ સ્વામીએ નિષ્કુળાનંદના વૈરાગ્યની પ્રશંસા કરતું ઉક્ત પદ તે જ વખતે રચ્યું હતું અને સભામાં સંભળાવ્યું હતું. એક સમયે નિષ્કુળાનંદને નિસ્પૃહ અને નિષ્પરિગ્રહ જાણીને શ્રીજીએ ગઢડા મંદિરમાં તેમને મહંત બનાવવાનો વિચાર કર્યો. આ વિચાર સ્વામીના જાણવામાં આવતાં વહેલા ઊઠીને ત્યાંથી તેઓ ગઢાળી ગામ ચાલ્યા ગયા. શ્રીજીએ તેમના વૈરાગ્યને જાણી લીધો અને તેમને મહંત બનાવવાની પોતાની યોજના તેમણે બંધ રાખી ત્યારે જ નિષ્કુળાનંદ પાછા આવ્યા.[12] આ પ્રસંગ પણ નિષ્કુળાનંદના વૈરાગનું દષ્ટાંત છે.

બીજો એક પ્રસંગ આ રીતે સંપ્રદાય ગ્રંથમાં નોંધાયો છે —

"એક સમયે સ્વામી બોટાદના પાદરેથી પોતાના સાધુઓ સાથે નીકળ્યા ને ભગો દોશી કૂવે સ્નાન કરવા આવતાં ખૂબ આગ્રહથી ગામમાં તેડી ગયા ને બ્રાહ્મણો બોલાવી રસોઇ કરાવી પંકિત કરી જમવા બેસાડયા. ઠાકોરજીનો બીરંજનો થાળ ધરાવી સ્વામી પાસે પ્રસાદ મેલીને પતરમાં લેવા આગ્રહ કર્યો. તે જોઇને સ્વામી મોટે સાદે કહેવા લાગ્યા :

૧૦ સ્વામીનારાયણ ભગવાનનું બીજું નામ.

૧૧ "બ્રહ્મસંહિતા"ના આધારે, પૃષ્ઠ નંબર ૩૫.

૧૨ "નિષ્કુળાનંદ કાવ્યમ્" પૃષ્ઠ નંબર ૮, હરજીવન શાસ્ત્રી.

"જમ્પ નિષ્કુળાનંદ જમ્પ, તું મોટાનો મોબતી છો તે મહોબત નહિ મેલાય. માટે જમ્પ નિષ્કુળાનંદ જમ્પ." આ સાંભળી શેઠે કહ્યું કે "સ્વામી, આપશ્રી રાજી હો તેમ જમો." એટલે પોતે સાધુ પાસે જારનો રોટલો ઘડાવેલો હતો તે મંગાવીને જમ્યા."[૧૩]

ઉપરનો પ્રસંગ નિષ્કુળાનંદનો સ્વાદેન્દ્રિય પરનો સંયમ દર્શાવે છે.

નિષ્કુળાનંદ ધોલેરાના સ્વામીનારાયણ મંદિરના શા માટે બન્યા ? તે વિષેના પ્રસંગમાં પણ સ્વામીના જીવનનો પ્રબળ વૈરાગ્ય જોવા મળે છે. નિષ્કુળાનંદને આ લોકની મોટાઈ ગમતી નહોતી. ધોલેરા જેવા નાના અને ખૂણામાં આવેલા નીરસ ગામડાની અંદર જઈ મંદિરની વ્યવસ્થા કરવા માટે કોઈ તૈયાર થતું નહોતું. ગઢડા જેવા સુંદર ગામડામાં મહંત નીમવાના છે એવું સાંભળતાં રિસાઈને ચાલ્યા ગયેલા નિષ્કુળાનંદ ધોલેરાના મહંત બને છે તેનું રહસ્ય પોતાની "પુરુષોત્તમ પ્રકાશ" કૃતિમાં કવિએ જાતે જ શ્રીજી મહારાજના મુખદ્વારા વણી લીધું છે.

"નાનો દેશ નિરસ અતિ, દેહાભિમાનીને દુઃખરુપ ।
તિયાં ત્યાગી હોય તે ટકે, બીજાને સંકટરુપ ॥
માટે એ મંદિર પર, ઘણું ઘણું રહે છે હેત ।
ધન્ય ધન્ય એ સંતને, જે ઈયા રહે કરી પ્રીત ॥[૧૪]

નિષ્કુળાનંદ તપ કરવા માટે જ આવા ધૂળિયા અને નીરસ ગામડામાં ગયા હતા.

"પણ એમ જાણશોમાં હોય રે, જેહ ત્યાગ વા'લો મને નોયરે ।
માટે સે'જ સે'જ તપ થાય રે, એવું છે જો એ મંદિર માંય રે ॥[૧૫]

તત્કાલીન સમય તરફ આપણે પાછા વળી જોઈએ તો મહંત અને આચાર્ય માટે જ્યારે આપસ આપસમાં અનેક પ્રકારની ખટપટ ને ખાનાખરાબી કરવામાં આવતી હતી તે સમયે આ સાધુએ કેવળ શાંતિથી તપ કરવા માટે જ ધોલેરા મંદિરની વ્યવસ્થા સંભાળી લીધી હતી. ત્યાં નિષ્કુળાનંદની સ્થિતિ કેવી હતી તેનો પરિચય નીચેનો પ્રસંગ આપે છે.

નિષ્કુળાનંદ ધોલેરામાં હતા તે વખતે એક અમલદાર ગામમાં આવ્યો. તેને "જનુની જીવો રે ગોપીચંદની" એ કીર્તનના રચનાર ધોલેરામાં છે તેવું સાંભળવા મળ્યું હતું. આથી નિષ્કુળાનંદનાં દર્શન કરવા એક હરિભકત સાથે તે મંદિરમાં ગયો

---

૧૩ અક્ષરાનંદ સ્વામીની વાતો. પ્રકાશક : બ્રહ્મચારી ગદાવટાનંદ, ગઢડા.
ઈ. સ. ૧૯૩૩, આવૃત્તિ ૧, પૃષ્ઠ–૬૩૯.

૧૪ પુરુષોત્તમપ્રકાશ – પ્રકાર ૩૬ મો, પૃષ્ઠ ૪૩, ૩ અને ૪ કડી.

૧૫ એજન. પ્રકાર ૩૬ મો, કડી ૬ અને ૭, પાન–૪૪.

ત્યારે નિષ્કુળાનંદ મંદિરની કમાન ઘડતા હતા તેથી આખું શરીર ધૂળથી છવાઈ ગયેલું. આ જોઈ અમલદારે કહ્યું કે "કીર્તનના રચનાર આ ન હોય." ત્યારે સ્વામીએ કહ્યું કે "મણિ તો સાચો છે, પરંતુ રજે ભીંજાણો છે." સ્વામીના ત્યાગમય જીવનના પ્રભાવથી તે જ વખતે પેલા અમલદારે સ્વામીના હાથથી વર્તમાન ભરાવ્યા.[૧૬] શ્રીહરિએ જેનાં ત્યાગ અને વૈરાગ્યને વખાણ્યાં છે તે તપ, ત્યાગ અને વૈરાગ્યની મૂર્તિ નિષ્કુળાનંદ જ એવા હતા કે જેમને શિષ્યો કરવા ગમતા નહીં. જ્યારે બ્રહ્માનંદ અને મુકતાનંદ જેવા સાધુઓ પણ પોતાનું શિષ્ય મંડળ સ્થાપતા ત્યારે નિષ્કુળાનંદને આ પ્રથા તરફ ઘૃણા હતી. સેવકો બનાવી પોતાની સેવા કરાવવાનું તેમને જરા પણ ગમતું નહીં. કોઈ હરિભકતના ઘેર તેઓ જમવા જતા નહીં, કારણ કે હરિભકતો તો સ્વાદિષ્ટ જમણ જમાડે, જે નિષ્કુળાનંદને પરવડે નહીં. આથી જરૂર હોય તેટલી ભિક્ષા માગી લાવતા અને એક પાત્રમાં બધું ભેગું કરીને, ખોબો ભરીને પાણી નાખીને તેઓ જમતા.

નિષ્કુળાનંદની વાણી અને વર્તનમાં એકરૂપતા હતી. તેઓ કેવળ ઉપદેશક કે તત્ત્વજ્ઞાની નહોતા. વ્યવહારમાં સાંગોપાંગ અશેષ ત્યાગ અને વૈરાગ્યના પાઠો મૂકી જનાર આ સાધુ અન્ય વિવિધ સંપ્રદાયના સાધુઓ કરતાં નિરાલા હતા. ભર્તૃહરિ કે ગોપીચંદ સાથે નિષ્કુળાનંદના વૈરાગી જીવનની તુલના કરવામાં આવે તો મારા મતે નિષ્કુળાનંદનું વૈરાગી જીવન વધારે ઊંચું છે. ભર્તૃહરિ કે ગોપીચંદ જેવા વૈરાગીઓ માનવજીવન તરફ ઘૃણા સેવી જંગલમાં કે સ્મશાનઘાટોમાં પડયા રહેતા હતા. સાંખ્ય અને યોગની વ્યાખ્યા પ્રમાણે સાંખ્ય એટલે ત્યાગ અને યોગ એટલે જોડાણ. ભર્તૃહરિએ જગતના પદાર્થો થકી સાંખ્ય જરૂર લીધો હતો, પરંતુ પંચવિષયો છોડયા બાદ તેના જોડાણનું કોઈ ઉચ્ચતમ માધ્યમ તેઓને મળી શકયું નહીં. પરિણામે નાથ સંપ્રદાયની અસર નીચે નિરાકાર બ્રહ્મમાં લીન બનવા રાતદિવસ ભાંગ, ચરસ કે ગાંજાના નશામાં મસ્ત બની માનવજીવનની તેમણે ઉપેક્ષા સેવી હતી. જ્યારે તેમની તુલનામાં નિષ્કુળાનંદે પંચવિષયનો ત્યાગ કરી તેનો યોગ પ્રત્યક્ષ પરમાત્મા સ્વામીનારાયણમાં કર્યો હતો. અને "ઈષ્ટ દેવ વિના જગતના તમામ પદાર્થોમાં અપ્રીતિ" એવી વૈરાગ્યની વ્યાખ્યાને જીવનમાં ઉતારી સ્વામીનારાયણ ભગવાનમાં જ પ્રીતિ રાખી દઢ ભકિતના રંગમાં એ વૈરાગ્યને રંગી નાખ્યો હતો. પરિણામે નિષ્કુળાનંદનું જીવન ભર્તૃહરિની જેમ નિષ્ક્રિય ન બનતાં સંસારમાં જળકમળવત્ બન્યું હતું. ભર્તૃહરિનો વૈરાગ્ય એટલે સૂર્યનો પ્રખર તાપ, જ્યારે નિષ્કુળાનંદનો વૈરાગ્ય એટલે ચંદ્રની શીતળ ચાંદની.

માનવજન્મનું મૂલ્ય પારખી નિષ્કુળાનંદે સંસાર છોડયો હતો. સંસારમાં રહી

૧૬ અક્ષરાનંદ સ્વામીની વાતો પા. નં. ૪૦

સમાજના લોકોને સમજાવ્યું કે સાચો ત્યાગ ને સાચી ભક્તિ વૈરાગ્ય વિના ટકતી નથી

અખાએ એરણ કે હથોડોના થપાટાથી તથા ભોજાએ ચાબખાથી સંસારના મૂઢ લોકોને જે તત્ત્વજ્ઞાન સમજાવ્યું તે નિષ્કુળાનંદે સૌથી પ્રથમ પોતાના જીવનમાં વણીને લોકોને સમજાવ્યું. એ એમની ખાસ વિશિષ્ટતા ગણાય. નિષ્કુળાનંદના વૈરાગી જીવનની ચરમસીમા તો એ છે કે પોતે અન્ય સાધુની પણ જરાકે કચાશ સહન કરી શકતા નહીં.

તે સમયે ધોરાજીની ધાબળી ખૂબ વખણાતી. સંપ્રદાયના મુકતાનંદ અને બ્રહ્માનંદ જેવા સાધુઓ પણ આ ધાબળીનો મોહ છોડતા નહીં, જ્યારે નિષ્કુળાનંદે તો તેનો સ્પર્શ પણ કરેલો નહીં. શ્રીજી મહારાજે જ્યારે પોતાના સાધુઓને ધોરાજીની ધાબળી તજી દેવાની આજ્ઞા આપી ત્યારે કેટલાક સાધુઓનું દિલ દુભાયું હતું. આ જોઈ નિષ્કુળાનંદે વ્યંગાત્મક રીતે આ સાધુઓને ધાબળીનો મોહ છોડાવવા રાગ પરજમાં "પાછિ આપો તમારો પાડ રે, મારી ધોરાજીની ધાબળી" જેવી પંક્તિથી શરૂ થતું પદ લખ્યું હતું.

કાળ, કર્મ અને માયા પણ જેમનો પરાભવ ન કરી શકે તેવા મધ્યકાલીન સંતોમાં અજોડ જોગી નિષ્કુળાનંદના પુત્રને ભગવાન સ્વામીનારાયણે જ્યારે દીક્ષા આપી ત્યારે નિષ્કુળાનંદને ફરીથી ગૃહસ્થાશ્રમમાં જવાનું ભગવાને કહ્યું હતું. ત્યારે આ જીવડાએ

"મુને સુપને ન ગમે રે સંસાર, કોને કેમ કીજીયે,
વમન થયું મન ઉતર્યું, એવો જાણ્યો રે સંસાર."

જેવી કડીથી આત્મલક્ષી પદમાં પોતાના વૈરાગ્યની ભાવના વ્યકત કરી તો બીજી બાજુ "મુને મળ્યા પુરુષોત્તમ રાય, રોકયો કેન્યો નહીં રહુ" જેવી પંક્તિમાં પોતાને જે સાક્ષાત્ શ્રીહરિનો અમૂલ્ય સમાગમ મળ્યો છે તે આનંદવિભોર થઈ વ્યકત કર્યો છે.

આ આનંદઝરણામાં નાચી રહેલા નિષ્કુળાનંદે તત્કાલીન સમાજનાં અનેક દુઃખો વેઠયાં, વામ અને કૂડાપંથીઓના ત્રાસ સહન કર્યો અને ચીપિયાથી મારતા પેલા ખાખી બાવાઓની પાશવી લીલાઓ સહન કરી હતી. કોને માટે તેમણે આ બધી યાતનાઓ વેઠી? કેવળ પોતાના જ જીવના કલ્યાણ માટે? સ્મશાનઘાટ કે જંગલના કોઈ ખૂણે ધૂણી ધખાવીને નિષ્કુળાનંદ પડાવ નાખી શકત, પરંતુ તેમને તો પોતાને જે પુરુષોત્તમનારાયણ પ્રત્યક્ષ મળેલા તેનો દિવ્યાનંદ અન્ય સંસારીજનોને આપી તે સર્વ જીવનું આત્યંતિક કલ્યાણ કરવું હતું. સંસારીઓ કે જે સંસારની માયામાં લપેટાઈ તેના જ ઝેરથી ખલાસ થઈ જાય છે તેમની આંખો ઉઘાડવી હતી. તે પણ કેવળ નર્યા ઉપદેશનાં પદો લખીને નહીં, પરંતુ મૂર્તિમંત વૈરાગ્યનું જીવંત ઉદાહરણ બનીને તેમણે કરી બતાવ્યું.

નિષ્કુળાનંદનો આ પ્રકારના ઊંચા જીવન બાબતમાં સાક્ષાત્ ભગવાન સ્વામીનારાયણે વિધાન કર્યું છે–

"જેમ મયારામ ભટ છે તથા મુળજી બ્રહ્મચારી છે તથા નિષ્કુળાનંદ સ્વામી છે. તેને સ્ત્રી ધનાદિક પદાર્થનો જોગ થાય તો પણ એ ડગે નહિ."[૧૭]

## (૫) નિષ્કુળાનંદની ઉપાસના અને ઇષ્ટદેવ પ્રત્યેની અનન્ય ભક્તિ

સ્વામીનારાયણ સંપ્રદાયના અનુયાયીઓ પોતાના ઈષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાનને સદા સાકાર, સર્વ અવતારના અવતારી, સર્વ કારણના કારણ, સદા દિવ્ય અને પ્રત્યક્ષ પરમાત્મા તરીકે સમજી તેમની ઉપાસના કરે છે. કારણ કે સ્વામીનારાયણ ભગવાને ડગલે ડગલે નિરાકારના સ્થાને સાકાર પરમાત્માની ઉપાસના કરવાની આજ્ઞા કરી છે.

સ્વામીનારાયણ ભગવાને ઉપાસનાનું સ્વરૂપ "વચનામૃત"માં નીચે પ્રમાણે સમજાવ્યું છે :–

"ભગવાનના સ્વરૂપ વિષે સદા સાકારપણાની દૃઢ નિષ્ઠા હોય, ને પોતે જે ભજનનો કરનારો તે બ્રહ્મરૂપ થાય તો પણ તે નિષ્ઠા જાય નહીં, અને ગમે તેવા નિરાકાર પ્રતિપાદનના ગ્રંથ સાંભળે તો પણ ભગવાનના સ્વરૂપને સદા સાકાર જ સમજે, અને શાસ્ત્રને વિષે ગમે તેવી વાત આવે પણ પોતે ભગવાનના સાકાર સ્વરૂપનું જ પ્રતિપાદન કરે અને પોતાની ઉપાસનાનું ખંડન થવા દે જ નહિ, એવી રીતે જેની દૃઢ સમજણ હોય તેને ઉપાસનાવાળો કહીએ.[૧]

પરમાત્માને નિરાકાર સમજનાર ઉપર ભગવાન સ્વામીનારાયણે ઠેર ઠેર અપ્રસન્નતા દર્શાવી છે :

"........ભગવાનને નિરાકાર કહેવા તે ભગવાનનો દ્રોહ કહેવાય."[૨] ભગવાનની સાકાર ઉપાસના કરવા માટેનો આગ્રહ સેવનાર સ્વામીનારાયણ ભગવાને વચનામૃત (ગઢડા) પ્રથમનું ૪૫, વચનામૃત વડતાલનું ૧૩મું, વચનામૃત વડતાલનું ૨ જું, વચનામૃત ગઢડા પ્રથમનું ૬૪ વગેરે "વચનામૃતો" લખ્યાં છે.

જેવી રીતે બીજ વારંવાર જુદી જુદી ભૂમિમાં નાખવાથી ફળતું નથી તેમ વાર-

---

૧૭ "વચનામૃત"–પ્રકાશક: સત્સંગ સાહિત્ય કાર્યાલય, રાજકોટ. સં. ૨૦૦૭, આવૃત્તિ ૧, ગઢડા છેલ્લાનું ૨૬મું વચનામૃત, પાન ૬૮૦.

૧ "વચનામૃત" ગઢડા પ્રથમ, પ્રકરણ ૪૦.

૨ ,, ગઢડા મધ્ય, પ્રકરણ ૯.

વાર જુદા જુદા ભગવાનની આરાધના કરવાથી દૃઢ શ્રદ્ધા સાથે ભક્તિ કરી શકાતી નથી. સાકાર ઈશ્વરની ઉપાસના સાથે એક જ ઈશ્વરના અનન્ય શરણે જઈ એકેશ્વરવાદની ઉપાસના કરવાનું સ્વામીનારાયણ ભગવાને સૂચવ્યું છે.

ઉપાસના વિષેની સ્વામીનારાયણ ભગવાન અને તે સંપ્રદાયની વિચારધારા જોયા બાદ નિષ્કુળાનંદની ઉપાસના તરફ દૃષ્ટિપાત કરીએ. નિષ્કુળાનંદને મન સ્વામીનારાયણ પ્રત્યક્ષ પરમાત્મા હતા. સૌથી પ્રથમ રામાનંદને કૃષ્ણના અવતાર સમજનાર નિષ્કુળાનંદે રામાનંદસ્વામીના આગ્રહથી સ્વામીનારાયણ ભગવાનનું પ્રત્યક્ષ દર્શન કર્યું હતું. કેવળ દર્શનથી જ નહીં પરંતુ પોતાના જીવનમાં એક એવી મહત્ત્વની ઘટના બની ગઈ કે જેથી સ્વામીનારાયણ ભગવાનને માત્ર ભગવાન જ નહીં, પરંતુ સર્વે અવતારના એવા સર્વોપરી ભગવાન તરીકે નિષ્કુળાનંદ દૃઢપણે સમજવા લાગ્યા હતા.

નિષ્કુળાનંદના જીવનને નવો વળાંક આપનારો આ અગત્યનો પ્રસંગ નોંધપાત્ર છે. "કોઈ સમયે શ્રીજી મહારાજે ગામ કારીઆણીમાં સમૈયો કર્યો તે સમૈયામાં સર્વે સાધુ હરિજન આવ્યા ને વડોદરાથી ગોપાળાનંદ સ્વામી આવે છે એ સાંભળી મહારાજે રાજી થઈને કહ્યું, હજી કેમ ન આવ્યા? તે સાંભળી નિષ્કુળાનંદ મુનિને એમ થયું કે મહારાજને સ્વામી ઉપર બહુ હેત છે. પછી ગોપાળાનંદ મુનિ આવીને મળ્યા. પછી મહારાજ કે ઉતારા કરી આવો. પછી ઉતારા કરી આવ્યા. મહારાજ ઉગમણે બારના ઓરડામાં પધાર્યા. ગોપાળાનંદ મુનિને સાથે લીધા. નિષ્કુળાનંદ મુનિ મહારાજને નાવા કૂવા પાસે કુંડીને ચોકડી કરાવી ચૂનો દેવરાવતા હતા તે મહારાજ પાસે ઓરડામાં ગયા તારે મહારાજ કે તમો ચૂનો ટીપો. તારે નિષ્કુળાનંદજી કે ચૂનો ટીપ્યો નથી. તારે મહારાજ કહે એ તો ઠર્યો. જાઓ. તો પણ ન ગયા, પછી મહારાજ કે સ્વામી કુશળ છો ને? તારે નિષ્કુળાનંદ કહે શહેરમાંથી આવે તે કુશળ તો એવા જ હશેને. મહારાજ કે એ કાંઈ તમારા જેવા નથી જે શહેર તેને બાધ કરે. પછી મહારાજ કે સ્વામી આપણે સહી આવવાનું કારણ જાણો છો તારે સ્વામી કે ના અને અક્ષરાધિપતિ પુરુષોત્તમ તમો આદી અક્ષર મુક્ત ને કહ્યું કે આ બ્રહ્માંડ ઘણા કાળથી સૃજાણું પણ કેમ કોઈ જીવ મુક્ત થઈ અક્ષરધામમાં આવતા નથી? એમ કહી અમે વૈકુંઠનાથને બ્રહ્માંડમાં અવતાર લઈ એકાંતીક ધર્મ પ્રવર્તાવી જીવોને મુક્ત કરી અક્ષરધામમાં મોકલવા કહ્યું, તારે તે દશ હજાર વર્ષનું આયુષ્ય પણ ત્રેતા જુગમાં અગીયાર હજાર વર્ષ પૃથ્વી પર રહયા, પણ એકાંતીક ધર્મ પ્રવર્તાવી શકયા નહી. તારે ગોલોક નાથને આજ્ઞા કરી, તારે તે સો વર્ષનું આયુષ્ય પણ કલીમાં સવાસો વર્ષ પૃથ્વી પર રહયા, પણ એકાંતીક ધર્મ સ્થાપી શકયા નહી. પછી તમે કહયું મહારાજ જે ધામના અધિપતી જાય છે તેની ઉપાસનાથી જીવો તેના ધામમાં જાય છે માટે અક્ષરાધિપતિ સ્વયં તમે પૃથ્વી પર પધારો. તારે જીવ તમને ભજી તમારી ઉપાસનાથી અક્ષરધામમાંથી આવે તારે અમે કહયું ઠીક તમે કરશો

તેમ કરીશું, પછે તમ જેવા અક્ષરમુકત લઈ અહીં આવ્યા, તારે નિષ્કુળાનંદ સ્વામી કે આ વાત આજ જાણી. તારે મહારાજ કે શું જાણી તારે તે કહે કે હું ભુજ રામાનંદ સ્વામીને દર્શને ગયો તારે રામાનંદ સ્વામીએ મને મર્મ કરીને કહ્યું–લાલજી અહીં શા સારૂં આવ્યો લોજ જઈએ નહી. તારે મેં કહ્યું આપ અહીં છો તો ત્યાં કોના દર્શને જાઉં ? ત્યારે સ્વામી કે ત્યાં મોટા યોગી આવ્યા છે. ત્યારે મેં કહ્યું કે કેવા મોટા ? રઘુનાથદાસજી, રામદાસજી કે મુકુંદદાસજી જેવા છે તારે સ્વામી કે તેની આગળ તે કે અમે કે બીજા શું ? એ તો બહુ ભારે છે. એ વાત આજે સમજાણી." ૩

નિર્ગુણદાસ સ્વામી સ્વામીનારાયણ ભગવાનના એક સાચા સંત હતા. તે નિષ્કુળાનંદના સમકાલીન હતા. ઉપરનો ફકરો તેમણે પોતે પોતાના જૂના ખરડામાં નોંધ્યો છે. સૌરાષ્ટ્રમાં આવેલા કારીઆણી ગામમાં ભગવાન સ્વામીનારાયણે ગોપાળાનંદ સ્વામીને બોલાવીને પોતાના પરમ ઐશ્વર્યની વાત કહી અને પૃથ્વી ઉપર અવતાર લેવાનું પ્રયોજન દર્શાવ્યું. તે ગોપાળાનંદ સ્વામી સાથેનો આ વાર્તાલાપ સાંભળી રહેતા નિષ્કુળાનંદને ભગવાન સ્વામીનારાયણ પ્રત્યે સર્વોપરી ભગવાનની ઉપાસના થઈ. તેમને શ્રદ્ધા હતી કે અનંત કોટી જીવોનું આત્યંતિક કલ્યાણ કરવા જ સ્વામીનારાયણ ભગવાને આ પૃથ્વી ઉપર દેહ ધારણ કર્યો.

નિષ્કુળાનંદે પોતાની "પુરુષોત્તમપ્રકાશ" નામની સળંગ પદ્યકૃતિમાં સ્વામીનારાયણ ભગવાનને બીજા અવતારોથી, સબળ કારણો આપી, શ્રેષ્ઠ કહ્યા છે :—

"સર્વે અવતારનો જે સંકોચ રે, ભાંગ્યો ભકતનો ન રાખી પોચ રે,
મત્સ્ય, કચ્છ, વરાહ, નરસિંગ રે, તે તો મનુષ્યથી વિજાતિ અંગ રે.
સજાતિ વિના સુખ ન આવે રે, માટે નર પ્રભુ ભકતને ભાવે રે,
ધરે નરરતન નરેશ રે, તોયે બહુને ન હોય ઉપદેશ રે.
વિપ્ર, ક્ષત્રિ ન સાંભળે વાત રે, વૈશ્ય, શૂદ્ર કરે વાતવાત રે,
માટે આજે લીધો અવતાર રે, શોધી સાર તણું ઘણું સાર રે.
સૌને સુગમ અગમ નહિ અણું રે, સર્વે આગમે નિગમે ઘણું રે,
થયા એવા પોતે પૂર્ણ કામ રે, પૂરી સર્વે જીવની હામ રે."૪

મધ્યકાલીન અન્ય ભકત કવિઓની ઉપાસના અને નિષ્કુળાનંદની ઉપાસનામાં મુખ્ય તફાવત એ છે કે અન્ય કવિઓના ઈષ્ટદેવ રામ, કૃષ્ણાદિ પરોક્ષ છે, જ્યારે

૩ "નિર્ગુણદાસ સ્વામીની વાતો" વાત નં. ૯૫. પ્રકાશક : સત્સંગ વિજય ઓફિસ, વજુ કંદોઈના ડેલામાં, જામનગર. તા. ૨૨-૯–૧૯૧૮ આવૃત્તિ ૧, પાન ૩૭–૩૮.

૪ "પુરુષોત્તમપ્રકાશ" પ્રકાર ૧૧, ૧૬–૧૭–૧૮મી કડી.

નિષ્કુળાનંદને પ્રત્યક્ષ સ્વામીનારાયણ ભગવાનનો સમાગમ કરવાનો અમૂલ્ય લાભ મળ્યો છે. પ્રત્યક્ષ ભગવાન સાથેની માણેલી લીલાઓથી કવિનું હૃદય નાચી ઊઠે છે. આનંદમાં મસ્ત બની નિજ ઈષ્ટદેવ પ્રત્યેની દૃઢ ઉપાસના તથા અનન્ય નિષ્ઠા નીચેના આત્મલક્ષી પદોથી શરૂ થતી પંકિતઓમાં તેમણે પ્રગટ કરી છે—

સહુ ઉપર એ શ્રીહરિ, એની ઉપર નહિ કોઈ એક ।
પુરણ બ્રહ્મ પુરુષોત્તમ પોતે, એના આધારે બીજા અનેક ॥[5]

પદરાગ ધોળમાં તે કહે છે :

"આજ આનંદ મારા ઉરમાં, મળી મને મહામોંઘી વાત રે ।
કોટી કષ્ટ કરે હરિ નવ મળે, તે તો મને મળ્યા સાક્ષાત્ રે ॥[6]
"લેરય આવે છે આનંદની, પ્રગટ પરિબ્રહ્મ ને પરસિ રે ।
અગોચર તે ગોચર થયા, અમુરતિ મુરતિ દરશી રે ॥[7]

કવિ સ્પષ્ટ રીતે અદ્વૈતને માને છે :

અદ્વૈતનું દ્વૈત થાય નહિ, જાય તો કલ્પાંત કોટ રે ।
ભૂમિનો ભાર તે ભાગશે, વાગશે આકાશે કેમ ચોટ રે ॥[8]

એક જ પરમાત્મામાં દૃઢ શ્રદ્ધા ધરાવ્યા વિના લોકો જે જુદા જુદા દેવોની ઉપાસના કરે છે અને પરસ્પર એકબીજાના દેવોની નિંદા કરે છે તે કવિને પસંદ નથી. આ બાબતમાં કવિ સ્પષ્ટ કહે છે :

કોઈ રામ ભરોસે રહે છે, કોઈ કૃષ્ણ કૃષ્ણ કહે છે રે ।
કોઈ બુધજીનું બળ લઈ રે, કંઈક કલિકિ કઈ રે ॥
એહ આદિ દશ અવતાર રે, એ તો સર્વે સુખના દાતાર રે ।
તેને ભજે છે ભિન્ન ભિન્ન ભાવે રે, મને અતિ અચંબો એ આવે રે ॥
જે જે જનના જે ઈષ્ટદેવ રે, તે તે જન કરે તેની સેવ રે ।
તે વિના નથી બીજું સેવાતું રે, બોલે બીજા દેવનું ઘસાતું રે ॥[9]

---

૫ સારસિદ્ધિ—કડવું ૪૪, કડી ૯, પાન–૧૫૩.
૬ ધીરજાખ્યાન—પાન—૨૭૪.
૭ નિષ્કુળાનંદકાવ્યમ્ પૃષ્ઠ ૧૩.
૮ એજન. પદ ૩, પૃ. ૧૪.
૯ નિષ્કુલાનંદકાવ્યમ્—"કલ્યાણનિર્ણય" કડી ૧૦–૧૧, પાન–૩૫૮.

કવિ ઉપાસનાની બાબતમાં એટલા બધા દઢ એકેશ્વરવાદી છે કે તેમને એક જ વ્યકિત કૃષ્ણનાં અલગ અલગ સ્વરૂપોની ઉપાસના કરે તે પણ રુચતું નથી.

"નોખાં નોખાં વપુને વંદે છે રે, પરસ્પર નંદે છે રે ।
કોઈક પૂજે છે બાલમુકુંદ રે, કોઈ ભજે છે શ્રી વ્રજચંદ રે ॥
કોઈ કહે રૂકમણીરાય રે, કોઈ રૂમાપતિ ગુણ ગાય રે ।
એમ ભેદ પાડીને ભજે છે, તેહ વિના બીજાને તજે છે રે ॥[૧૦]

પ્રકટ પરમાત્મા કે તેના અનન્ય સંત સિવાય છેવટનું કલ્યાણ થતું નથી, એવો કવિને અડગ વિશ્વાસ છે :

જેમ રવિ વિનાની રાત રે, ન જાય ન થાય પ્રભાત રે ।
તેમ પ્રગટ પ્રભુ મળ્યા પખી રે, નોય કલ્યાણ લેવું એ લખી રે ॥[૧૧]

પ્રકટ પરમાત્માની સર્વોપરી નિષ્ઠા સ્વામીનારાયણ સંપ્રદાયના સર્વે સત્સંગી કવિઓમાં દષ્ટિગોચર થાય છે. પ્રેમસખી પ્રેમાનંદે ગાયું છે :

"હમ તો એક સહજાનંદ સહજાનંદ ગાવે,
હમારે મન સ્વામીનારાયણ દૂસરો ન ભાવે."
(પ્રેમાનંદ કાવ્ય, પૃ. ૯૩.)

એ જ રીતે મુકતાનંદે પણ જણાવ્યું છે :

"છાંડી કે શ્રીકૃષ્ણદેવ, ઔરકી જો કરું સેવ,
કાટી ડારો કર મેરો, તીખી તલવાર સે–"
(કીર્તનસારસંગ્રહ–ભાગ ૧, પૃ. ૫.)

આમ, તેમણે સર્વોપરી ઉપાસના વ્યકત કરી છે. બ્રહ્માનંદ સ્વામીએ પણ પોતાના ઇષ્ટદેવ પ્રત્યેની દઢ ઉપાસના ગાઈ છે :

"ઘનશ્યામ બિના ઈષ્ટજન, શિર મેરો કોઈકું નાં નમે,
દેવી, દેવ અનેક ઔર ઠૌર મન મેરો કબહુનાં ભમે."
(બ્રહ્મસંહિતા, પૃ. ૫૧૮)

નિષ્કુળાનંદજીએ પ્રત્યક્ષ પરમાત્મા મળ્યાની ખુમારી આત્મલક્ષી પંક્તિઓમાં વણી લીધી છે –

---

૧૦ એજન, નિષ્કુલાનંદકાવ્યમ્–"કલ્યાણનિર્ણય" કડી ૨૦–૨૧, પાન–૩૫૯.
૧૧ એજન – કડી ૧૯, પૃષ્ઠ–૩૬૦.

"હાલે હુકમ એ નામતણો રે, આજ અમલ એહનો ઘણો રે,
શકકો સર્વે પ્રકારે છે એનો રે, નથી અમલ આજ બિજા કેનો રે
કોઈમાં લિયો બિજાની ઓટ રે, જેમાં જાયે જાણો જનખોટ રે"[૧૨]

હવે તેમની પોતાના પ્રાણ પ્યારા પરમાત્મા પ્રત્યેની અનન્ય ભકિત તરફ ડોકિયું કરીએ.

નરસિંહની જેમ નિષ્કુળાનંદ પણ અનન્ય ભકત છે. નરસિંહના ઉપાસ્ય કૃષ્ણ છે જ્યારે નિષ્કુળાનંદનો સહજાનંદ છે.

નિષ્કુળાનંદનો પ્રત્યક્ષ ભગવાનની ભકિત તરફ વધારે ઝોક છે–

"પ્રકટની ભકિત સારમાં સારજી, એમાં શંશય મા કરશો લગારજી
પ્રગટને ભજી પામ્યા કંઈ ભવ પારજી, ખગ મૃગ જાતિ નર ને નારજી ॥[૧૩]

નિષ્કુળાનંદને પોતાના ઈષ્ટદેવ પ્રત્યે જે અનન્ય ભકિત હતી અને સર્વોપરી ઉપાસના હતી તેનો ખ્યાલ તેમની "પુરુષોત્તમપ્રકાશ", "સ્નેહગીતા", "ભકિતનિધિ" કે "સારસિદ્ધિ" જેવી સળંગ પદ્યરચનાઓ વાંચતાં સ્પષ્ટ રીતે આવે છે.

નિષ્કુળાનંદે નિરાકારીઓ, શુષ્ક વેદાંતીઓ અને નાસ્તિકોને પોતાને મળેલા પરમાત્માનું સ્વરૂપ સમજાવતાં લખ્યું છે:

પ્રકટ પરમાત્માના દર્શન કર્યા વિના લોકો ઈશ્વર માટેની જુદી જુદી અટકળો બાંધી તેનું સ્વરૂપ નકકી કરવાના પ્રયાસો કરે છે. કોઈ કહે છે હરિને હજાર હાથ છે, કોઈ આઠ હાથ કે કોઈ ચાર હાથ કહે છે. કોઈ ઈશ્વરને નિરાકાર ગણે છે તો કોઈ તેજોમય શરીરવાળા કહે છે. કોઈ કહે છે ઈશ્વરને પરછાયો નથી. પરંતુ કવિએ ગાયું છે:

"પણ જાણો હરિને બે હાથ છે, બે પાવલિયા છે પુનિત,
શ્રવણ, નયન, નાસિકા, મુખે બોલે છે રૂડી રીત.
જમે રમે નિજ જન મેળા, લિયે દિયે પૂજા જે દાસ,
હસે, વસે સેવક સંગે, અલબેલો આપે અવિનાશ.
સાકાર સુંદર મૂરતિ, સુખદાયી સહજાનંદ,
તે જાણ્યા વિના જડમતિ, નિરાકાર કહે નરમંદ."[૧૪]

---

૧૨ નિષ્કુળાનંદકાવ્યમ્ – "પુરુષોતમપ્રકાશ" પ્રકાર ૨૨, કડી ૨૦, પાન–૨૮.
૧૩ નિષ્કુળાનંદકાવ્યમ્ – ભકતનિધિ, કડવું ૧૫, કડી ૧, પાન–૧૬૩.
૧૪ નિષ્કુળાનંદકાવ્યમ્ – સારસિદ્ધિ–કડવું ૪૬.

અહીં કવિએ પરમાત્માનું સાકાર સ્વરૂપ સ્પષ્ટ કર્યું છે. તેઓ પ્રકટ ભકિતનો મહિમા ગાતાં કહે છે :

"સર્વે સિદ્ધાંતનો સિદ્ધાંત એહ જ, રે'વું પ્રકટ પ્રભુ પરાયણ,
મનવચન કર્મ કરી ભજવા સ્વામિનારાયણ."[૧૫]

નિષ્કુળાનંદ સાચા ભકત હતા. તેમણે નિષ્કામભકિત જીવનમાં ઉતારેલી. પોતાના ઈષ્ટદેવ પ્રત્યેના પ્રેમ સિવાય તેમને જીવનમાં બીજું કાંઈ મહત્ત્વનું નહોતું.

"પ્રભુ મોરે ચિત અવગુણ ન ધરો" જેવી નમ્ર ભકિતભાવના કવિએ પોતાના આત્મલક્ષી પદમાં દર્શાવી છે :

નાથજી નિવારો રે દોષ નિજ દાસના રે, જોશો મા અવગુણ મારા જીવનના ।
પ્રભુજી સંભારી રે બિરૂદ પોતાતણું રે, કરીએ પતિતને રે પાવન ।।[૧૬]

પોતાના ઈષ્ટદેવની અનન્ય ભકિત સિવાય અન્યત્ર કવિનું ચિત્ત ચોંટતું નથી :—

"મન બીજે નથી માનતું, રે'છે તમારા ચરણમાં ચિત્ત ।
દૈહિક દુ:ખે નથી દાઝતા, નથી પંચ વિષયમાં પ્રીત ।।
સૂતાં બેઠાં જાગતાં, ગાય છે જો તમારા ગુણ ।
મિટ થકી નથી મુકતા, સુંદર મૂર્તિ સગુણ." ।।[૧૭]

કવિને પોતાના પ્યારા પરમાત્માની અનન્ય ભકિત અને દૃઢ ઉપાસના સમક્ષ મોક્ષની ય લાલચ નથી. નરસિંહ અને મીરાં જેમ જન્મોજન્મ અવતાર માંગી કૃષ્ણની ભકિત કરવા માટે તલસે છે તેમ નિષ્કુળાનંદ તલસતા નથી. તેમને તો જે પ્રત્યક્ષ પરમાત્માનો યોગ થયો છે તે દિવ્યાનંદની છોળોમાં બ્રહ્માનંદની અનેરી મસ્તી માણવી છે. સૂકી ધરતી પર વરસતી વર્ષાની હેલીમાં દિલ મૂકીને નાચતા કોઈ મસ્ત જીવડાની જેમ આ જીવડો પરમાત્મા સ્વામીનારાયણ ભગવાનની ભકિતમાં ચકચૂર બની પ્રકટ પ્રભુની દિવ્યલીલામાં નાચી ઊઠયો છે.

નિષ્કુળાનંદની ભકિતનો ઉદ્દેશ મોક્ષપ્રાપ્તિ નથી, કારણ કે પ્રકટ પરમાત્માના પુનિત દર્શનથી તેમનું આત્યંતિક કલ્યાણ થઈ ચૂકયું હતું.

---

૧૫ એજન, કડવું ૪૭.
૧૬ નિષ્કુળાનંદકાવ્યમ્ – "હરિબળગીતા" પૃષ્ઠ ૨૦૬, કડવું ૪૨.
૧૭ નિષ્કુળાનંદકાવ્યમ્—એજન, કડવું ૪૩, પાન–૨૦૭.

ભકિત વિષે ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ વ્યાખ્યા આપતાં લખ્યું છે:— "શ્રીકૃષ્ણ ભગવાનને વિષે માહાત્મ્ય–જ્ઞાન સહિત જે ઘણો સ્નેહ તે ભકિત જાણવી."[૧૮]

નિષ્કુળાનંદની ભકિત, આ વ્યાખ્યા પ્રમાણે, જીવનમાં ઊતરી ગઈ હતી. પોતાને જે પરમ ઈષ્ટદેવ પ્રત્યક્ષ સાકાર સ્વામીનારાયણ ભગવાન મળ્યા હતા તેનો અપાર મહિમા નિષ્કુળાનંદના જીવનમાં હતો. "પુરુષોત્તમપ્રકાશ"માં નિષ્કુળાનંદે ડગલે ડગલે આ અપાર મહિમાને વ્યકત કર્યો છે. એ જ રીતે ઈષ્ટદેવ પ્રત્યેનો અગાધ સ્નેહ પોતાની "સ્નેહગીતા"માં વ્યકત કરનાર આ કવિભકતે "હરિબળગીતા" અને "સારસિદ્ધિ" કે "કલ્યાણ નિર્ણય" જેવી સળંગ પદ્યકૃતિમાં ભકિતના સ્વરૂપને સમજાવ્યું છે.

## (ત) નિષ્કુળાનંદની શિલ્પકળા

ભકતકવિ નિષ્કુળાનંદ એક કુશળ શિલ્પી પણ હતા. પ્રેમાનંદ અને દેવાનંદ સંગીતની રાગરાગિણીઓ છેડી ઉત્તમ ગવૈયાઓ બન્યા હતા. બ્રહ્માનંદે મૂળી, વડતાલ અને જૂનાગઢનાં સ્વામીનારાયણ મંદિરોની રચનામાં અગન્યનો ભાગ લીધો હતો. નિષ્કુળાનંદનું શિલ્પકામ અજોડ હતું.

વડતાલના સામૈયામાં પોતાના પ્રાણપ્યારા ઈષ્ટદેવને ઝુલાવવા નિષ્કુળાનંદે એક સુંદર કલાકારીગરી ને બાર બારણાવાળો હિંડોળો જાતે ઘડીને જ્ઞાન બાગમાં બે આંબા વચ્ચે બાંધ્યો, ત્યારે ભગવાન સ્વામીનારાયણ માથે મુકુટ ધારણ કરી તે હિંડોળા ઉપર આવીને ઝૂલ્યા ને બારે બારણે બાર સ્વરૂપ ધારી ચારે બાજુએ સૌને દર્શન આપ્યાં.

આ હિંડોળો આજે પણ વડતાલમાં રામપ્રતાપભાઈ[૧]ના બંગલામાં છે. નિષ્કુળાનંદે પોતે જ પોતાની પદ્યકૃતિ "ભકતચિંતામણી"માં આ લખ્યું છે:

"પછી લખે કર્યો તો હિંડોળો, સારો શોભિત સુંદર પહોળો,
બાર બારણે ઓપે અનૂપ, જોયા જેવું છે જાળીનું રૂપ.
પાંચ શિખરે શોભે નિદાન, જાણિયે વૈકુંઠનું વિમાન,
કાજુ કનકનાં કોટિમાં લેકે, બહુ ફુલને હાર તે બેકે."[૨]

ધોલેરા મંદિરમાં નિષ્કુળાનંદ મહંત થયા ત્યારે મંદિરના દ્વારની એક કમાન એક જ પથ્થરમાં પોતે કોતરેલી ને ત્યાં ચોડાવેલી, જેની અદ્‌ભુત કારીગરીથી પ્રભાવિત

---

૧૮ શિક્ષાપત્રી--શ્લોક ૧૦૩.

૧ સહજાનંદસ્વામીના મોટાભાઈ.

૨ ભકતચિંતામણિ. પ્રકરણ ૭૩, કડી ૧૭–૧૮. પાન–૨૨૦.

થયેલા બ્રહ્માનંદ સ્વામીએ તે કમાનને નમૂના તરીકે રાખી મૂળીના સ્વામીનારાયણ મંદિરમાં કોતરાવી હતી. જૂનાગઢ અને ગઢડાનાં સ્વામીનારાયણનાં મંદિરોના શિલ્પ-કામમાં નિષ્કુળાનંદનો મહત્ત્વનો ફાળો છે. શેખપાટ ગામનો ચોરો પોતાની દેખરેખ નીચે ચણાવી તેમાં કોતરણીવાળી થાંભલીઓ તથા તેનાં કમાડોમાં પોતે કારીગરી કરી હતી. આજે તે અવશેષરૂપે દષ્ટિગોચર થાય છે.

નિષ્કુળાનંદ જાતે સુતાર હતા એટલે સુતારી કામમાં તેમની દક્ષતા હોય તે સ્વાભાવિક છે. પરંતુ, તેમણે રચેલો બાર બારણાંવાળો હિંડોળો અને મંદિરના શિલ્પ-કામમાં બતાવેલી કારીગરી તેમને એક ઊંચા શિલ્પી ઠરાવે છે.

## (૬) કવિ દલપતરામની નિષ્કુળાનંદ સાથેની મુલાકાત :

કવિ નિષ્કુળાનંદના જીવન અને કવન વિષે સૌથી વધુ શ્રદ્ધેય માહિતી દલપતરામે લીધેલી નિષ્કુળાનંદ સાથેની રૂબરૂ મુલાકાત ઉપરથી પ્રાપ્ત થાય છે. દલપતરામે પોતાના જ શબ્દોમાં પ્રસ્તુત મુલાકાત વિષયક લેખ ઈ. સ. ૧૮૬૨ના નવેમ્બરના "બુદ્ધિપ્રકાશ" અંકમાં આપ્યો છે, જે નિષ્કુળાનંદનું ગ્રંથકર્તૃત્વ, તપસ્વી જીવન, અંગ્રેજ શાસન વિષેના વિચારો તથા તેમનું વ્યક્તિત્વ ઈત્યાદિ મુદ્દાઓ ઉપર સારો પ્રકાશ પાથરે છે.

દલપતરામે નિષ્કુળાનંદની કૃતિઓનો ઉલ્લેખ કરી લખ્યું છે :

"તેણે 'ભક્તચિંતામણિ' નામનો ગ્રંથ સંવત ૧૮૮૭માં કાઠિયાવાડ પ્રાંતમાં ગઢડામાં રહીને પૂરો કરેલો છે. એ ગ્રંથ તુલસીદાસની રામકથા જેવડો છે. તેમાં ઘણું કરીને ત્રણતાલની ચોપાઈઓ અને પૂર્વછાપો છે. તેની કલ્પનાશક્તિ સારી ગણાય છે. પણ તેણે પિંગળનો અભ્યાસ કરેલો જણાતો નથી. જમદંડ નામનો ગ્રંથ, વચનવિધિ, પુરુષોત્તમપ્રકાશ, ભક્તનિધિ, અરજીવિનય, ચિહ્નચિંતામણિ, મનગંજન, ચાતુરિયું, સ્નેહગીતા, ચોસઠપદી, ગુણગ્રાહક, કલ્યાણનિર્ણય, હરિવિચરણ, સારસિદ્ધિ, ધીરજાખ્યાન, શિક્ષાપત્રી, હૃદયપ્રકાશ, હરિબળગીતા ઈત્યાદિ ગુજરાતી ભાષામાં તેણે ગ્રંથ રચ્યા છે. અને છૂટક પદ પણ ઘણાં કરેલાં છે. તેનો અડસટો મને માલમ નથી. પણ એ કવિને ચોમાસામાં એવો નિયમ હંમેશાં હતો કે દરરોજ ચાર ગરબીઓ અથવા કોઈ રાગનાં ચાર પદ નવાં રચ્યા પછી અન્ન જમવું."

નિષ્કુળાનંદની કૃતિઓનો ઉલ્લેખ કર્યા પછી દલપતરામે પ્રસ્તુત લેખમાં નિષ્કુળા-નંદની કવિતાના વર્ણ્યવિષયની બાબતમાં નિર્દેશ કરી લખ્યું છે :

"બીજા કવિઓએ રાધાકૃષ્ણના વિરહની કવિતા કરેલી છે, પણ નિષ્કુળાનંદે એવી કવિતા મુદ્દલ કરી જણાતી નથી. ઘણું કરીને વૈરાગ્ય વિષે તથા પોતાના ગુરુના ચરિત્ર વિષે જ તેણે કવિતા કરેલી છે."

ઉપરોક્ત વિધાન દલપતરામના નિષ્કુળાનંદની કવિતા વિષેના અધૂરા અને અપરિપકવ અભ્યાસના પરિણામરૂપે છે, કારણ કે નિષ્કુળાનંદે રાધાકૃષ્ણના વિયોગ તેમજ સંયોગશૃંગારના સ્વકીય અને પરકીય એમ ઉભય ભાવે રસાલેખન કર્યું છે. એ જ રીતે નિષ્કુળાનંદે માત્ર વૈરાગ્ય કે ગુરુના ચરિત્રને લગતી જ કવિતા રચી નથી. તેમની અક્ષરસાધનામાં દાર્શનિક નિરૂપણ તેમ જ લીલાસંકીર્તન પણ છે.

નિષ્કુળાનંદના તપસ્વી અને સાધુચરિત જીવન વિષે પ્રસ્તુત લેખમાં નિષ્કુળાનંદના જ શબ્દો દલપતરામે ગૂંથી લીધા છે :

"એ કવિએ મને વાત કરી હતી કે મારા ગુરુએ અમને સર્વ પરમહંસોને એવી આજ્ઞા કરી હતી કે તમારે વગડામાં જ રાત અને દહાડો રહેવું, ફક્ત ભિક્ષા માગવા ગામમાં જવું અને ભિક્ષામાં રાંધેલું કાચું અન્ન જે જે લોકો આપે તે બધું એકઠું કરી લેવું. પછી પાણીના ઘાટ ઉપર જઈને તેમાં પાણી છાંટીને તેના ગોળા વાળીને જમવા. પણ કોઈ એક ગૃહસ્થના ઘેર આવીને જમવું નહીં અને ઉઘાડા માથે ફક્ત નાનું પોતિયું પહેરવું."

પંચવર્તમાનો સંપૂર્ણતઃ જીવનમાં અપનાવી જનાર આ સંતકવિની સાધુતા જોઈને તત્કાલીન વામપંથી જેવા ભ્રષ્ટ અને દંભી ગુરુઓ આવા પરમહંસોને પાશવી માર મારીને જે દુઃખો આપતા હતા તે જુલમો સામે દેશી રજવાડાં ધ્યાન નહોતાં આપતાં. તેમના વહીવટની તુલનામાં અંગ્રેજ શાસન નિષ્કુળાનંદને મન ચડિયાતું હતું, કારણ કે અંગ્રેજો આવા પાખંડી બાવાઓની ખબર લઈ નાખતા. દલપતરામે નિષ્કુળાનંદનાં અંગ્રેજ શાસન પરત્વેનાં પ્રશંસામૂલક વચનો પોતાના લેખમાં કાઢયાં છે:

"વૈરાગીઓએ અમારામાંના કેટલાક પરમહંસોને મારી નાખ્યા હતા. અને કેટલાકને અધમૂઆ કર્યા હતા પછી ગુજરાતમાં જયારે અંગ્રેજ સરકારનું રાજ્ય થયું ત્યારથી થોડે થોડે અમને સુખ થતું ગયું. પછી અમારા ગુરુએ વસ્તીમાં રહેવાનું તથા રાંધેલું જમવાની અમને આજ્ઞા આપી. અમે ખરા દિલથી પરમેશ્વર પાસે એવું માગીએ છીએ કે અંગ્રેજ સરકારનું રાજ ભરતખંડમાં હંમેશાં રહેજો. અને અમે જાણીએ છીએ કે અમારા રક્ષણ વાસ્તે જ અંગ્રેજનું રાજ્ય ગુજરાતમાં મોકલ્યું છે."

નિષ્કુળાનંદના શાંત અને સૌમ્ય સ્વભાવનો ઉલ્લેખ કરતાં દલપતરામે તેમના વ્યકિતત્વનો અછડતો નિર્દેશ પોતાના પ્રસ્તુત લેખમાં કર્યો છે :-

"તેનો સ્વભાવ શાંત હતો. તેના મોઢાનું ભાષણ સાંભળીને લોકોના મનમાં ઘણી અસર થતી હતી. નિર્માની અને ગંભીર સ્વભાવ હતો."

આ રીતે નિષ્કુળાનંદનાં જીવન અને કવન વિષેની આ મહત્ત્વની માહિતી ઉપકારક બની જાય છે.

તેઓ અહિંસક હતા. ઢોંગી–પાખંડી બાવાઓ માર મારે તો તેને તેઓ સામેથી મારતા નહીં.

આ રીતે નિષ્કુળાનંદના જીવન–કવન વિષે અગત્યનો પ્રકાશ પાડતો ઉક્ત લેખ તત્કાલીન સમાજ વિષેના નિષ્કુળાનંદના પ્રત્યાઘાતો પણ રજૂ કરે છે.

## (ફ) નિષ્કુળાનંદના જીવનનું સમગ્રતયા મૂલ્યાંકન

નિષ્કુળાનંદ શરીરે પાતળા, ઊંચા, સુંદર બાંધાના, ગૌરવર્ણ, વિશાળ ચક્ષુઓ અને સુંદર આકર્ષક ચહેરાના હતા. કૃશ હોવા છતાં તેઓ અતિ તેજસ્વી અને સૌમ્ય હતા. પોશાકમાં પાસાબંધ કેડીઉં, ચોરણો, તેના માથે સોનેરી તારના છેડાવાળી પછેડીની ભેટ, માથે જામનગરી વાંકડી પાઘડી અને ખભે ખેશ તેઓ રાખતા. નિષ્કુળાનંદ સાધુતાના ગુણોમાં અશેષ હતા તો લોકવ્યવહારમાં વિચક્ષણતા ધરાવતા હતા. તેઓ શેખપાટનું કારભારું કુશળતાથી ચલાવતા હતા. આમજનતાને પણ નિષ્કુળાનંદ પ્રત્યે માન હતું. લોકો "લાલજી ભગત" કહીને નિષ્કુળાનંદનું સન્માન કરતા હતા.

નિષ્કુળાનંદમાં કવિત્વશકિત અને પ્રૌઢ અનુભવાત્મક જ્ઞાન પણ અપાર હતાં. મહાભારત, પુરાણ, ઉપનિષદ, વેદ, શાસ્ત્રો ઇત્યાદિનું વિશાળ જ્ઞાન તેમની કૃતિઓ વાંચતાં સ્પષ્ટ થાય છે.

નિષ્કુળાનંદમાં દીર્ઘ દષ્ટિ હતી. શ્રીજી મહારાજ ધામમાં ગયા બાદ દિવસે દિવસે કથળતી જતી સંપ્રદાયની સ્થિતિ અને સંપ્રદાયના સાધુઓમાં ધીમે ધીમે પ્રવેશતા ભ્રષ્ટાચાર વિષે આજથી લગભગ સવાસો વર્ષ પહેલાંનું તેમનું કીર્તન ભવિષ્યનું સૂચન કરી જાય છે. આજે જે સ્વામીનારાયણ સંપ્રદાય અને તેના સાધુઓમાં અંદરોઅંદર ઝઘડા, રાગદ્વેષ અને વિલાસિતા નજરે ચઢે છે તેનું ભવિષ્યકથન નિષ્કુળાનંદ સ્વામીએ પોતાની દીર્ઘદષ્ટિથી તે વખતે પદમાં આલેખ્યું છે, જેની પ્રારંભની કડી છે:

"શ્રીજી પધાર્યા સ્વધામમાં રે, મેલી પોતાના મળેલ,
તે પણ તન ત્યાગશે રે, રખે પડતી જો ભેળ.[૧]

નિષ્કુળાનંદમાં અજોડ સંગ્રાહક શકિત હતી, જે તેમની સળંગ પદ્યકૃતિ 'ભકત-ચિંતામણિ'ના પ્રકરણ ૧૧૩ થી પ્રકરણ ૧૨૭ સુધીમાં તે વખતના હરિભકતોની જે દેશવાર, ગ્રામવાર, જાતિવાર અને તેના ગુણવાર નામાવલી આપી છે તેના ઉપરથી સ્પષ્ટ થાય છે. સંપ્રદાયની દષ્ટિએ તેમનું આ સંગ્રહકાર્ય અમૂલ્ય છે, કારણ કે બીજા કોઈ સત્સંગી કવિઓએ આ પ્રકારનું સંપાદન કાર્ય કર્યું નથી. સોરઠ, વાલાક, કાઠિયાવાડ,

---

૧. નિષ્કુળાનંદ કાવ્યમ્, પાન–૧૬૩.

ભાલ, દઢાળ, મારવાડ, ચરોતર, કાનમ, નિમાડ, બુંદેલખંડ વગેરે સ્થળોમાં રહેતા હરિભકતોના સ્વભાવનાં લક્ષણો પ્રથમ બે પંકિતમાં રજૂ કરનાર નિષ્કુળાનંદ મનુષ્ય સ્વભાવના પારખુ તરીકે પણ દષ્ટિગોચર થાય છે.

નિષ્કુળાનંદના જીવનની સૌથી મોટી વિશેષતા એ છે કે તેમની વાણી અને વર્તન એક હતાં. તેમણે જે સંદેશ આપ્યો તે તેમણે સૌથી પ્રથમ પોતાના જીવનમાં મૂર્તિમંત કરી બતાવ્યો હતો.

નિષ્કુળાનંદના જીવનનું સર્વસ્વ તે તેમને મળેલા ભગવાન સ્વામીનારાયણ હતા. પોતાને જે પ્રત્યક્ષ સર્વોપરી પરમાત્મા મળ્યા હતા તેનો દિવ્યાનંદ અહર્નિશ માણવો એ નિષ્કુળાનંદના જીવનનું પરમ ધ્યેય હતું અને આ દિવ્યાનંદની છોળો અન્ય જણ માણી શકે અને જીવનને ધન્ય બનાવી શકે એમ કરવું તે તેમના જીવનનું બીજું ધ્યેય હતું. સ્વમાંથી સર્વત્ર તરફ જીવી જનાર નિષ્કુળાનંદનું જીવન એક સાચા પરમહંસને શોભે તેવું હતું.

તપ, ત્યાગ, ભકિત અને વૈરાગ્ય મધ્યકાલીન અન્ય સંતોના જીવનમાં નજરે ચઢે છે તેની ના નહીં, પરંતુ આ ચારે બાબતમાં અશેષતા તો નિષ્કુળાનંદે જ તેમના જીવનમાં સાંગોપાંગ ઉતારી હતી, તે તેમના જીવનની અન્ય સંતોની તુલનામાં વિશિષ્ટતા દર્શાવે છે. તે પણ બરાબર સમજીને જ તેમણે ગ્રહણ કરી હતી, કારણ કે તેઓ બરાબર સમજતા હતા કે પરમાત્મામાં અખંડ વૃત્તિ રાખવા પંચમાયિક વિષયોને પરમાત્મામાં જોડી દેવા અતિ આવશ્યક છે.

ભકત નિષ્કુળાનંદનું ભકિતમય જીવન નિષ્કામ હતું. કેવળ શુષ્ક ભકિત જીવનની ફૂલવાડીને મ્હેકાવતી નથી. ભકિત પાછળ પરમાત્મા પ્રત્યે અગાધ નિસ્વાર્થ સ્નેહ જરૂરી છે. પોતાને જે પ્રત્યક્ષ પરમાત્મા મળ્યા તેના પ્રત્યે પ્રેમઝરણાં રેલાવનાર નિષ્કુળાનંદ સમજતા હતા કે જ્યાં સુધી પરમાત્મા પ્રત્યે અડગ ઉપાસના ન કેળવાય ત્યાં સુધી સ્નેહ ટકતો નથી અને આ દઢ ઉપાસના પરમાત્માના અગાધ માહાત્મ્યને જાણ્યા થકી જ કેળવી શકાય છે, માટે જ નિષ્કુળાનંદે પોતાના ઈષ્ટદેવનું માહાત્મ્ય સહૃદયતાથી ગાયું છે.

આ ગાનમાં નિષ્કુળાનંદે વિવેકબુદ્ધિ જાળવી છે. "પુરુષોત્તમપ્રકાશ" કે "ભકતચિંતામણિ" જેવી સળંગ પદ્યકૃતિઓમાં પોતાના ઈષ્ટદેવને સર્વોપરી સમજાવવા અવતારવાદની મીમાંસા કરતાં નિષ્કુળાનંદે બીજા દેવોને ઉતારી પાડયા નથી. તેમણે "ગુણગ્રાહક" કૃતિમાં ગણેશની સ્તુતિ કરી રચનાનો મંગલ આરંભ કર્યો છે, જે નિષ્કુળાનંદના જીવનની સર્વધર્મસહિષ્ણુતા દર્શાવી જાય છે. ઈષ્ટદેવ પ્રત્યેની ભકિતમાં

તેમની જેટલી ખુમારી છે તેટલી જ તેમની નમ્રતા છે —

આજ મારાજ મળી; જોડ જોયા સરખી
હરે પતિત પતિત પાવન તમે.
તમે ગુણવંત ગુણભંડાર છો,
તો અનેક અવગુણે પૂરણ અમે."

આ આત્મલક્ષી પદમાં કવિની નમ્રતાની ભાવના વ્યકત થાય છે. ઉકત પદની છેલ્લી કડી પણ આ બાબતમાં નોંધપાત્ર છે :

"નિષ્કુળાનંદના અવગૂણ અપાર છે,
તેમ તમારો ગુણ કેમ જાયે કયો."[૨]

જેમ મોર પીંછાંથી શોભે છે તેમ આ ભકતકવિ ધર્મ, ભકિત, જ્ઞાન અને ત્યાગ વગેરે બૃહદ્ વૈરાગ્યથી શોભે છે. વૈરાગ્ય એટલે અંતરથી લીધેલો વૈરાગ્ય. આ પ્રકારના ઊંચા વૈરાગી બન્યા સિવાય ભકિત, ત્યાગ અને ધર્મ ટકી શકતાં નથી. આ પ્રકારની યથાર્થ સમજણ નિષ્કુળાનંદના જીવનમાં હતી.

નિષ્કુળાનંદ સાચા સંત હતા તે જેટલું સાચું છે તેટલું જ સાચા સંતો પ્રત્યે તેમને અનહદ માન અને પ્રેમ હતાં તે પણ સાચું છે. "સંત તે સ્વયં શ્રીહરિ" કહીને સાચા સંતોને નિષ્કુળાનંદે બિરદાવ્યા છે.

સં. ૧૯૦૪ અષાડ વદ ચોથને દિવસે નિષ્કુળાનંદે ધોલેરામાં પોતાના દેહનો ત્યાગ કર્યો. મૃત્યુના અંતિમ દિવસ સુધી તેઓ સ્વસ્થ હતા અને મંદિરમાં આરસનું કામ કરાવતા હતા. મૃત્યુની આગલી રાત્રીએ રામાનંદ સ્વામીએ દિવ્ય દર્શન દઈને તેમને ધામમાં તેડી જવાનું કહ્યું હતું, પરંતુ નિષ્કુળાનંદને સ્વામીનારાયણ ભગવાન પ્રત્યે અચળ નિષ્ઠા હતી, એટલે તેમની મનીષા બીજે દિવસે રાજભોગનાં દર્શન કરી, સાધુ–સંતોને જમાડી બરાબર બાર વાગે ભગવાન સ્વામીનારાયણની સાથે તેઓ અક્ષરધામમાં ગયા. આજે નિષ્કુળાનંદના સ્મારકનો ઓટલો ધોલેરામાં મોજૂદ છે.

નિષ્કુળાનંદને શિષ્યો કરવાં ગમતા નહીં, એટલે બીજા સ્વામીનારાયણ સાધુઓની જેમ તેમના શિષ્યો આજે નથી. વળી નિષ્કુળાનંદને કોઈ ભાઈ કે બહેન ન હતાં. તેમનું મોસાળ જામનગર જિલ્લામાં આવેલા બારાડી ગામમાં છે. તેમના વંશજો હાલમાં નથી. નિષ્કુળાનંદની વંશાવળી અપ્રાપ્ય છે.

---

૨ નિષ્કુળાનંદકાવ્યમ્, પાન–૬૩૨–૬૩૩.

## પ્રકરણ – ૧

# નિષ્કુળાનંદની કૃતિઓ અને તેનું વર્ગીકરણ

નિષ્કુળાનંદની અક્ષરસાધનાનું મૂલ્યાંકન કરતાં પહેલાં તેમની કૃતિઓનું વર્ગીકરણ કરી તેનો પરિચય મેળવવો આવશ્યક છે. તેમની કૃતિઓના બે ભાગ પાડી શકાય :–

(અ) કવિની પ્રકટ કૃતિઓ (બ) કવિની અપ્રકટ કૃતિઓ

## (અ) કવિની પ્રકટ કૃતિઓ

તેમની પ્રકટ કૃતિઓ ત્રણ ભાગમાં વહેંચાઈ જાય છે : (૧) સળંગ પદ્યરચનાઓ (૨) પદો (૩) પદમાળાઓ. "નિષ્કુળાનંદ કાવ્યમ્"[૧] નામના દળદાર ગ્રંથમાં નિષ્કુળાનંદની બાવીસ સળંગ પદ્યરચનાઓનું સંપાદન થયેલું નજરે ચઢે છે. આમાંની "ચોસઠપદી" એ મારી દષ્ટિએ સળંગ પદ્યરચના કે પદમાળા નથી, પણ ભકિત, જ્ઞાન, વૈરાગ્ય અને સંતમાહાત્મ્ય ગાતાં એ ચોસઠ છુટકળ પદો આઠ આઠ પદોના ગુચ્છમાં લખાયેલાં છે. માટે આ "ચોસઠપદી"નો સમાવેશ મેં નિષ્કુળાનંદની સળંગ પદ્યરચનાઓમાં ન કરતાં પદોમાં કર્યો છે. આ સિવાય નિષ્કુળાનંદની સૌથી મોટી તેમ જ શિરમોર જેવી લગભગ કુલ ૫૨૨ પાનમાં વિસ્તરાયેલી "ભકતચિંતામણિ"[૨] જેવી સળંગ પદ્યકૃતિનું અલગ રીતે સંપાદન થયેલું છે.

---

૧ "નિષ્કુળાનંદ કાવ્યમ્"–સંપાદક સ્વામીશ્રી વલ્લભદાસજી. સ્વામીનારાયણ મંદિર, ભૂજ ઈ. સ. ૧૯૫૩ આવૃત્તિ ૧. આ સિવાય અમદાવાદ સ્વામીનારાયણ મંદિર તરફથી શાસ્ત્રી સ્વયંપ્રકાશદાસજીએ "નિષ્કુળાનંદકાવ્યમ્" નામે ગ્રંથ પ્રકાશિત કર્યો છે. સૌથી પહેલાં સં. ૧૮૮૪માં હરજીવનદાસ શાસ્ત્રીએ નિષ્કુળાનંદની સળંગ પદ્યકૃતિઓનું સંપાદન વડતાલ સ્વામીનારાયણ મંદિર તરફથી કરેલું. મુંબઈના નિર્ણયસાગર પ્રેસમાં છપાઈ આ "નિષ્કુળાનંદકાવ્યમ્" પ્રકાશિત થયેલો. આ ગ્રંથમાં નિષ્કુળાનંદની "શિક્ષાપત્રીભાષા" અને "વૃત્તિવિવાહ"નો સમાવેશ કરેલો નહીં. સંપ્રદાયમાં વીશી તરીકે પ્રખ્યાત છે.

૨ "ભકતચિંતામણિ"–સંપાદક : શાસ્ત્રી સ્વયંપ્રકાશદાસજી. સ્વામીનારાયણ મંદિર, અમદાવાદ, સં. ૨૦૧૮, આવૃત્તિ–૨.

પ્રસ્તુત સળંગ પદ્યરચનાઓનું મૂળ શોધવા મેં જે પ્રયાસો કરેલા તેમાં નિષ્કુળાનંદના હસ્તાક્ષરોમાં લખાયેલી હસ્તપ્રતો મને સાંપડી નથી. આ માટે હું સ્વામીનારાયણ સંપ્રદાયના પ્રખર વિદ્વાન અને સંપ્રદાયના અષ્ટાનંદી કવિઓની રચનાઓના સંશોધક વડતાલ નિવાસી હરજીવનદાસ શાસ્રીને બે વખત મળેલો.[3] નિષ્કુળાનંદ સં. ૧૯૦૪માં અક્ષરવાસી થયા, ત્યારબાદ સં. ૧૯૧૩માં તેમના સમકાલીન સાધુ પરમશ્રિદ્ધાનંદ સ્વામીએ નિષ્કુળાનંદની અઢાર સળંગ પદ્યરચનાઓનું એક મોટા ચોપડામાં[4] જે સંપાદન કરેલું તે જોવા મળે છે. પ્રસ્તુત ચોપડો પર૯ પાનાંમાં વિસ્તરાયેલો છે. કાળી શાહીથી મોટા અક્ષરોમાં, બાલબોધ લિપિમાં લખાયેલા આ ચોપડાના છેલ્લા પાન ઉપર નીચે પ્રમાણે લખાણ લખાયેલું છે:

ચોપાઈ "શ્રી કૃષ્ણના સેવક સાર રે ॥ સ્વામી નિષ્કુળાનંદ ઉદાર રે ॥
તેનાં કિર્તન ગ્રંથ કરેલ રે હરિલીલા રસથી ભરેલ રે ॥ ૧ ॥

નિષ્કુળાનંદનો ચરણ સેવક રે ॥ લખ્યા અષ્ટાદશ એ ગ્રંથ જોય રે"
અઢિહજાર કિર્તન સોય રે ॥ ૨ ॥

તેથી રાજી થાઓ જોગિયાર રે સ્વામી નિષ્કુળાનંદ સદાય રે ॥
કરો કામાદિક શત્રુ દૂર રે ॥ રાખો આપ સેવામાં હજુર રે ॥ ૩ ॥

આ ચોપડો શ્રીમદનમોહનજી મહારાજનો છે તે જાણજો ચુડાસમા પૂજમા તથા સાધુ પરમશ્રિધ્ધાનંદ સ્વામી લીખાવા છે ॥

દોહા : સં. ૧૯૧૩ ના ॥ બાર માસ ચૈતર શુદ એકમ ॥ વાર ગુરૂવાર જાણજો ॥
॥ લિખ્યા ગ્રંથ અતિ પરમ ॥

પ્રસ્તુત ચોપડામાં "ભકતચિંતામણિ"નું સંપાદન કરેલું નથી. "નિષ્કુળાનંદકાવ્યમ્"

---

૩ જૂન ૧૯૬૮ તથા મે ૧૯૬૯માં હરજીવન શાસ્ત્રીની વડતાલ રૂબરૂ મેં મુલાકાત લીધેલી, ત્યારે હરજીવન શાસ્ત્રીએ કહેલું કે સંપ્રદાયના કવિઓની સ્વહસ્તે લખાયેલી પ્રતોને એક કે અમુક જગ્યાએ સંગ્રહ કરી સુરક્ષિત રાખવાની કાળજી કોઈએ લીધેલી નહીં. પરિણામે નિષ્કુળાનંદ કે સંપ્રદાયના અન્ય કવિઓના હસ્તાક્ષરોમાં લખાયેલી પ્રતો અપ્રાપ્ય છે. વળી તે તે કવિઓના શિષ્યો કે નજીકના ત્યાગી-સાધુ વર્ગોમાં કે ગૃહસ્થોમાં આમ તેમ એ વિખરાયેલી. પરિણામે વર્તમાન સ્થિતિમાં જુદા જુદા લહિયાઓના લખાયેલા ચોપડાઓ સ્વામીનારાયણ મંદિરનાં જુદાં જુદાં મંદિરોમાં જોવા મળે છે.

૪ પ્રસ્તુત ચોપડો વડતાલના વર્તમાન આચાર્ય નરેન્દ્રપ્રસાદના અંગત પુસ્તકાલયનાં છે. તેમના સૌજન્યથી મને એ ચોપડાનો અભ્યાસ કરવાની તક મળેલી.

ના સંપાદકોએ અલગ અલગ લહિયાઓના ખરડાઓના આધારે "નિષ્કુળાનંદ કાવ્યમ્" નું સંપાદન કરેલું હોવાથી અત્ર તત્ર જોડણીભેદ દેખાય છે. બાકી આ ચોપડામાં રહેલી અઢાર સળંગ પદ્યરચનાઓને "નિષ્કુળાનંદકાવ્યમ્" પ્રકાશિત થયેલા ગ્રંથ સાથે સરખાવતાં કોઈ પણ જગ્યાએ પાઠાંતર જોવા મળતું નથી. ભાષાની દૃષ્ટિએ કોઈ ફેરફાર કરેલો નથી.

કોઈ પણ સર્જકની કૃતિઓનો અભ્યાસ કરતાં પહેલાં તે કૃતિઓના કર્તૃત્વ વિષે વિચાર કરવો અત્યંત જરૂરી છે. આ સાથે નિષ્કુળાનંદના ગ્રંથકર્તૃત્વ વિષે વિચાર કરતાં જણાય છે કે "નિષ્કુળાનંદકાવ્યમ્"માં સંપાદિત થયેલી ત્રેવીસ સળંગ પદ્યરચનાઓ નિષ્કુળાનંદે જ સર્જી છે. કવિ દલપતરામ નિષ્કુળાનંદના સમકાલીન હતા. તેમણે ધોલેરામાં નિષ્કુળાનંદની રૂબરૂ મુલાકાત લીધેલી. તેને આધારે "બુદ્ધિપ્રકાશ"[૫] માં તેમની મુલાકાત છપાયેલી છે. એમાં દલપતરામે આ બધી કૃતિઓની નોંધ લીધી છે.

નિષ્કુળાનંદના સર્જનકાળનો વિચાર કરીએ તો તેમની સૌથી પ્રથમ રચના "યમદંડ" સં. ૧૮૬૦ ની છે અને તેમની છેલ્લી રચના સં. ૧૯૦૪ ની "ભક્તનિધિ" છે. સં. ૧૯૦૪ માં કવિનો દેહવિલય થયેલો. આ રીતે મૃત્યુનાં અંતિમ બે વર્ષ બાદ કરતાં કવિની કલમ સતત ૪૨ વર્ષ પર્યંત ચાલેલી નજરે ચઢે છે.

કવિની સળંગ પદ્યકૃતિઓનો આટલો વિચાર કર્યા બાદ હવે વર્ગીકરણ કરીએ. આજ સુધી બીજી કોઈ જગ્યાએ આ સિવાય બીજા કોઈએ એનું વર્ગીકરણ કર્યું નથી.

વિષય, સ્વરૂપ, ભાવ અને સમયની દૃષ્ટિએ નિષ્કુળાનંદની સળંગ પદ્યકૃતિઓનું વર્ગીકરણ :

### (૧) જ્ઞાનપ્રધાન કૃતિઓ :-

૧. યમદંડ – (સં. ૧૮૬૦) સૌથી પ્રથમ રચના; હિતશિક્ષા.
૨. મનગંજન – (સં. ૧૮૭૧) રૂપક.
૩. હૃદયપ્રકાશ – (સં. ૧૮૯૬) તત્ત્વપ્રધાન સંવાદકાવ્ય.
૪. ધીરજાખ્યાન – (સં. ૧૮૯૯) હિતશિક્ષા.
૫. વૃત્તિવિવાહ – (રચના સાલ અપ્રાપ્ય) હિતશિક્ષા.
૬. કલ્યાણનિર્ણય (રચના સાલ અપ્રાપ્ય) હિતશિક્ષા.
૭. સારસિદ્ધિ – (રચના સાલ અપ્રાપ્ય) હિતશિક્ષા.
૮. વચનવિધિ – (રચના સાલ અપ્રાપ્ય) હિતશિક્ષા.
૯. શિક્ષાપત્રી ભાષા – (સં. ૧૮૮૨) સંસ્કૃતનો ગુજરાતી પદ્યાનુવાદ.

---

૫ બુદ્ધિપ્રકાશ – નવેમ્બર ૧૯૬૨.

## (૨) લીલાપ્રધાન કૃતિઓ :

૧. હરિવિચરણ – (સં. ૧૮૮૬ પહેલાંની) લીલાચરિત્ર.
૨. હરિસ્મૃતિ – (રચના સાલ કૃતિમાં લખી નથી, પરંતુ કવિના ઈષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાન સં. ૧૮૮૬માં ધામમાં ગયા બાદ તે પહેલાંની હોવી જોઈએ.)
૩. ભકતચિંતામણિ – (સં. ૧૮૮૭) ચરિત્ર.
૪. પુરુષોત્તમપ્રકાશ – (સં. ૧૮૮૭ પછીની રચના.)

## (૩) ભકિતપ્રધાન કૃતિઓ :

૧. સ્નેહગીતા – (સં. ૧૮૭૨) પ્રેમલક્ષણા ગીતા.
૨. લગ્નશકુનાવલી – (સં. ૧૮૮૩) હિન્દી દોહા.
૩. હરિબળગીતા (સં. ૧૮૯૮) તત્ત્વજ્ઞાનની ગીતા.
૪. અવતારચિંતામણિ – (રચના સાલ અપ્રાપ્ય)
૫. પુષ્પચિંતામણિ – (રચના સાલ અપ્રાપ્ય) વ્રજભાષામાં દોહા.
૬. ચિહ્નચિંતામણિ – (રચના સાલ અપ્રાપ્ય) હિન્દી દોહા.
૭. ગુણગ્રાહક – (રચના સાલ અપ્રાપ્ય) હિન્દી દોહા.
૮. અરજીવિનય – (રચના સાલ અપ્રાપ્ય)
૯. ચોસઠપદી – (રચના સાલ અપ્રાપ્ય)
૧૦. ભકતનિધિ (સં. ૧૯૦૨) – કવિની અંતિમ રચના.

## નિષ્કુળાનંદનાં પ્રકટ પદોનું વર્ગીકરણ :

અત્યાર સુધીમાં કવિનાં વિવિધ વિષયોનાં પદોને પ્રકટ કરતો "નિષ્કુળાનંદકાવ્યમ્"[૬] નામનો મુખ્ય કાવ્યસંગ્રહ જોવા મળે છે. પ્રસ્તુત કાવ્યસંગ્રહમાં કવિનાં ૧૦૩૧ પદો જોવા મળે છે. આ સિવાય સ્વામીનારાયણ સંપ્રદાયના મુખ્ય કીર્તનસંગ્રહોમાં[૭] નિષ્કુળાનંદ-નાં પદોને સ્થાન મળ્યું છે. "નિષ્કુળાનંદની વાણી" નામની પુસ્તિકા "સસ્તું

---

૬ "નિષ્કુળાનંદકાવ્ય" – પ્રકાશક શેઠ લક્ષ્મણદાસ માવજી. શ્રી જૈન હિતેચ્છુ પ્રેસ, રાજકોટ. ઈ. સ. ૧૯૧૨, આવૃત્તિ–૧.

૭ "હજારીકીર્તનસંગ્રહ" – પ્રકાશક – શામજી ડુંગરભાઈ તથા સાધુ ઈશ્વરચરણદાસજી, મુકામ બગડ, સં. ૨૦૨૩, આવૃત્તિ–૧. કીર્તનસારસંગ્રહ ભાગ ૧. સં. શાસ્ત્રી હરજીવનદાસ, ઈ. સ. ૧૯૫૧. કીર્તનસારસંગ્રહ ભાગ ૨. સં. શાસ્ત્રી હરજીવનદાસ ઈ.સ. ૧૯૫૨, આવૃત્તિ–૧.

સાહિત્યવર્ધક કાર્યાલય" અમદાવાદ તરફથી પ્રકાશિત થયેલ છે. તદુપરાંત નિષ્કુળાનંદે પોતાની સળંગ પદ્યરચનાઓમાં વચ્ચે વચ્ચે તેમ જ કૃતિના અંતમાં પદો આપ્યાં છે. "બૃહત્ કાવ્યદોહન" (સંપાદક: ઇચ્છારામ દેસાઈ)ના ભાગોમાં નિષ્કુળાનંદનાં પદો નજરે ચઢે છે. પરંતુ નિષ્કુળાનંદનાં મોટા ભાગનાં અત્રતત્ર પ્રકાશિત થયેલાં પદો "નિષ્કુળાનંદકાવ્ય" સંગ્રહમાં પ્રકાશિત થઈ ગયાં છે. આ રીતે નિષ્કુળાનંદનાં ૧૦૩૧ પદો છે. આ સિવાય ૬૪ પદી, અપ્રકટ ૨૪ ચાતુરીઓ તેમ જ વસંત, હોળી વગેરેનાં અપ્રકટ પદો મળીને નિષ્કુળાનંદનાં બે હજાર જેટલાં પદો ઉપલબ્ધ છે. નિષ્કુળાનંદની પદસંખ્યાનો જથ્થો બતાવતાં હરજીવન શાસ્ત્રીએ નિષ્કુળાનંદનાં બે હજાર પદોની સંખ્યાનો ઉલ્લેખ કરતાં લખ્યું છે :– "આ ગ્રંથો સિવાય બીજાં ઘણાં કીર્તનો ત્યાગ, વૈરાગ્ય, જ્ઞાનનાં, મૂર્તિનાં, લીલાચરિત્રનાં તથા સર્વદેશી શિખામણનાં કર્યાં છે, જેની સંખ્યા લગભગ બે હજાર જેટલી છે."[૮] નિષ્કુળાનંદની અઢાર રચનાઓનું સંપાદન કરતાં પરમશ્રિદ્ધાનંદસ્વામીએ જે ચોપડો લખ્યો છે તેમાં "અઢિ હજાર કિર્તન સોય રે"નો નિર્દેશ કરી નિષ્કુળાનંદનાં અઢી હજાર પદોની સંખ્યાનો ઉલ્લેખ કર્યો છે. અનંતરાય રાવળે પણ નિષ્કુળાનંદનાં આશરે ત્રણ હજાર પદોનો નિર્દેશ કર્યો છે. [૯]

મારી દષ્ટિએ સં. ૧૯૧૩માં પરમશ્રિધ્ધાનંદસ્વામીએ "ચોપડા"માં અઢી હજાર પદનો જે ઉલ્લેખ કર્યો છે તે યોગ્ય છે. નિષ્કુળાનંદના અવસાન બાદ નવ વર્ષે લખાયેલો "ચોપડો" વધુ શ્રદ્ધેય છે.

નિષ્કુળાનંદે સંપ્રદાયના અન્ય કવિઓની જેમ આત્યંતિક કલ્યાણના આધારભૂત સ્તંભો જેવાં ભકિત, જ્ઞાન, ધર્મ અને વૈરાગ્ય ઉપર પદો લખ્યાં છે. આ સિવાય ઉત્સવગીતોમાં વસંત અને હોળીનાં પદો નોંધપાત્ર છે. શિયળની નવવાડ, પંચ આહાર, સંતમાહાત્મ્ય, ઈષ્ટદેવના સૌન્દર્યનું નખશિખ વર્ણન, ઈષ્ટદેવની લીલા, સ્વાભાવિક ચેષ્ટાઓ ઈત્યાદિ વિષયો ઉપર પદો લખનાર નિષ્કુળાનંદે નરસિંહ, મીરાં, દયારામ કે સંપ્રદાયના પ્રેમસખી પ્રેમાનંદ કે ઊર્મિકવિ બ્રહ્માનંદની જેમ પ્રણાલી અનુસાર ગોપી બની ભકિતશૃંગાર માણ્યો છે. આત્મલક્ષી પદોમાં ગોપીભાવે મિલનનો આનંદ અને વિરહની વ્યથા કવિએ વ્યકત કરી છે. નિષ્કુળાનંદે મહિના, વાર અને તિથિમાં વિપ્રલંભશૃંગાર દ્વારા આંખડી ભીની કરી છે. પોતાને જે ઈષ્ટદેવ પ્રત્યક્ષ મળ્યા છે તેનો દિવ્યાનંદ વ્યકત કરી ઈષ્ટદેવનો અપાર મહિમા ગાતાં તેમનાં પદો નોંધપાત્ર છે.

વિષય અને ભાવનાની દૃષ્ટિએ પદોનું વર્ગીકરણ કર્યા બાદ સ્વરૂપની દષ્ટિએ જોઈએ તો કવિએ પ્રભાતિયાં, ગરબી, તિથિ, વાર, બારમાસી, થાળ વગેરે પ્રકારો ખેડ્યા

૮ જુઓ "નિષ્કુળાનંદકાવ્યમ્"ની પ્રસ્તાવના – પાન–૪૫.

૯ ગુજરાતી (મધ્યકાલીન) સાહિત્ય, ત્રીજી આવૃત્તિ, પૃ. ૨૨૫.

છે. સામાન્ય રીતે ભોજાના ચાબખા, ધીરાની કાફી, અખાના છપ્પા કે દયારામની ગરબીઓ લોકજીભે ચઢેલી છે તો નિષ્કુળાનંદનાં રાગ પરજમાં લખાયેલ પરજિયાં સંપ્રદાયના અનુયાયીઓને હૈયે વસી ગયાં છે. ગરબા કે રાસ નિષ્કુળાનંદની કાવ્યસંપત્તિમાં દૃષ્ટિગોચર થતા નથી.

## નિષ્કુળાનંદની પદમાળાઓ :

કવિએ દાણલીલાની એક સુંદર પદમાળા લખી છે. આ સિવાય સંવાદાત્મક સંયોગશૃંગાર ગાતી કૃષ્ણલીલાની તેમની બે પદમાળાઓ જોવા મળે છે. નિષ્કુળાનંદના મહિનામાં પણ બારમાસીની પદમાળા છે. પ્રેમસખી પ્રેમાનંદની જેમ વિપુલ સંખ્યામાં નિષ્કુળાનંદે પદમાળાઓ સર્જી નથી, એ જેટલું સાચું છે તેટલું, પ્રેમસખીએ વિપુલ સંખ્યામાં સળંગ પદ્યકૃતિઓની રચના કરી નથી તે ય સાચું છે.

## (બ) નિષ્કુળાનંદની અપ્રકટ કૃતિઓનું વર્ગીકરણ :

કવિની ગદ્યપદ્ય અપ્રકટ કૃતિઓમાં (૧) નિષ્કુળાનંદનાં પદો (૨) નિષ્કુળાનંદનો ગદ્યમાં લખાયેલ "શ્રીકૃષ્ણજન્મચરિત્ર ગ્રંથ" ને ગણી શકાય.

નિષ્કુળાનંદનાં અપ્રકટ પદો માટે તેમનાં સર્જનસ્થાન વડતાલ, ગઢડા અને ધોલેરાનાં સ્વામીનારાયણ મંદિરોના પટારાઓમાંથી જે કીર્તનના ચોપડાઓ મળી આવ્યા તેમાં લખાયેલાં પદો તેમ જ "સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓ" ડૉ. મહેન્દ્ર પંડયાના અપ્રકટ મહાનિબંધ (સરદાર પટેલ યુનિ., વલ્લભવિદ્યાનગર, ઓક્ટોબર ૧૯૬૫) ના પરિશિષ્ટમાં આપેલાં પદોને પ્રકાશિત થયેલાં પદો સાથે ચકાસતાં તેમાં રહેલાં મોટાં ભાગનાં પદો "નિષ્કુળાનંદકાવ્યમ્"માં પ્રકાશિત થઈ ગયાં છે. જે હજુ સુધી અપ્રકટ છે તેમાં હોળી અને વસંતનાં પદો, કૃષ્ણલીલાનાં પદો તથા શૃંગારવિષયક ૨૪ ચાતુરીઓ જ દષ્ટિગોચર થાય છે.

બ્રહ્મવૈવર્ત પુરાણને આધારે ગદ્યમાં લખાયેલ "શ્રીકૃષ્ણજન્મચરિત્રખંડ"ની કેવળ એક જ પ્રત છે. નિષ્કુળાનંદના હસ્તાક્ષરોમાં લખાયેલો આ ગ્રંથ વડતાલ સ્વામીનારાયણ મંદિરના વર્તમાન આચાર્ય નરેન્દ્રપ્રસાદ મહારાજના અંગત પુસ્તકાલયમાં છે.

આ રીતે નિષ્કુળાનંદની પ્રકટ અને અપ્રકટ કૃતિઓનું વર્ગીકરણ કર્યા બાદ કૃતિઓનો આ જ ક્રમે પરિચય કરાવી તેમાંથી વ્યક્ત થતાં સર્વસામાન્ય લક્ષણોની નોંધ લઈએ.

## પ્રકરણ ૨

# કૃતિ-પરિચય અને સર્વસામાન્ય લક્ષણો

### (૧) નિષ્કુળાનંદની સળંગ પદ્યરચનાઓનો પરિચય :—

### (અ) જ્ઞાનપ્રધાન કૃતિઓ

### ૧. યમદંડ (જ્ઞાનપ્રધાન : સં. ૧૮૬૦)

નિષ્કુળાનંદની સૌથી પ્રથમ રચાયેલી કૃતિ છે. સૌરાષ્ટ્રમાં આવેલા અધોઈ ગામે જ્યારે કવિને સ્વામીનારાયણ ભગવાને દીક્ષા આપી તે સમયે તેમણે જે આજ્ઞા કરેલી તેના અનુસંધાનમાં પ્રસ્તુત કૃતિ સર્જાયેલી. કવિએ કૃતિના આરંભમાં આ મુદ્દાનો રાગ સામેરીમાં ઉલ્લેખ કર્યો છે :

"માટે આજ્ઞા મને કરી, એહ વાત વિસ્તારવા કાજ
કૃપા કરી કહ્યું હરિ, શ્રીમુખે શ્રી મહારાજ
કહ્યું પૂર્વે મને પૂછ્યું હતું, પન્નગારિયે કરી પ્રીત
યથારથ યમદંડની મેં કહી છે તેહને રીત.[૧]

પોતાના ઈષ્ટદેવની પ્રેરણાથી રચાયેલી આ પદ્યકૃતિ જ્યારે કવિની પાસેથી સ્વામીનારાયણ ભગવાને સાંભળી હતી ત્યારે તેમણે કવિની કવિત્વશકિત જોઈને તેમને બીજા વીસ ગ્રંથો રચવાની આજ્ઞા કરેલી.

"યમદંડ"માં વીસ કડવાં છે. કવિએ શરૂઆત દોહા અને સોરઠાથી કરી કૃતિનું સમાપન પદરાગ ધોળમાં કર્યું છે. પ્રથમ કડવાને બાદ કરતાં બાકીનાં બધાં કડવાંમાં કવિએ પૂર્વછાયાનો ઉપયોગ કર્યો છે.

કવિએ આ કૃતિ ખાસ ઉદ્દેશથી રચી છે. ભરતખંડમાં મનુષ્ય જન્મ જે મળ્યો છે એ દુર્લભ છે. માનવનું અંતિમ લક્ષ્ય આત્યંતિક કલ્યાણ છે જે પ્રકટ ભગવાન કે ભગવાનના અનન્ય સંતના શરણ વિના પ્રાપ્ત થતું નથી. ગર્ભવાસમાં મનુષ્યને અનેક દુઃખો પડે છે, તેમાંથી મુકિત મેળવવા ઈશ્વરને કરગરતો માનવ જન્મતાંની સાથે ઈશ્વરે

---

૧ કડવું ૧, કડી ૧૪ અને ૧૫, પાન-૩૯૯.

બક્ષેલી અપાર કરુણાને વિસરી જાય છે. માયાના રંગમાં રંગાતો અને સ્વાર્થમાં રાચતો માનવ પોતાના કુટુંબ માટે અનેક પ્રકારનાં પાપકર્મો કરે છે. આ પાપકર્મોનું મૂળ કારણ કવિને મન વિવિધ પ્રકારના કુસંગ છે. સામાન્ય રીતે મનુષ્ય વિચારે છે કે ઈશ્વરને ભજવા માટે વૃદ્ધાવસ્થા અનુકૂળ સમય છે. બચપણ રમતમાં ગાળે છે અને યુવાવસ્થા મદથી માણે છે. પરંતુ કવિએ આવી માન્યતા ધરાવનારા લોકો સામે લાલબત્તી ધરી "કહ્યું બાલયુવા વૃદ્ધ આદે, પણ રહેશોમાં એ વાયદે" જેવી પાંચમા કડવાની ૪૯ અને ૫૦ મી કડીઓમાં સ્પષ્ટતા કરી છે કે મૃત્યુનો કોઈ ભરોસો નથી અને કાળને કોઈ બંધન નથી. માનવજીવન તો કમળના પાન ઉપર રહેલ વર્ષાબિંદુ સમાન છે. માટે ઈશ્વરને ભજવા માટે વૃદ્ધાવસ્થાને ભરોસે ન બેસી રહેવાય. આ સમજાવવાનો કવિનો ઉદ્દેશ છે.

કવિએ "ગરુડપુરાણ"ના આધારે આ કૃતિની રચના કરી છે, પરંતુ નૂતન કલ્પનાઓ, અદ્‌ભુત વર્ણનછટા, વિવિધ રસો અને સુંદર અલંકારોથી પ્રસ્તુત કૃતિ "ગરુડપુરાણ"ની તુલનામાં ઝળકી ઊઠે છે. બન્ને વચ્ચે મુખ્ય તાત્ત્વિક ભેદ એ છે કે "ગરુડપુરાણ"માં મનુષ્યના મૃત્યુ બાદ મનુષ્યને વિવિધ પાપોનાં ફળ યમ ચખાડે છે, જ્યારે "યમદંડ"માં કવિએ ભારપૂર્વક એ દર્શાવ્યું છે કે માનવીને પોતાનાં પાપી કૃત્યોનું ફળ અહીં જ ભોગવવું પડે છે. વળી જેને માટે માનવીએ પાપો કર્યાં છે તે લોકો જ તેને તેનાં પાપનાં ફળ ચખાડે છે. યુવાવસ્થાના નશામાં છકી ગયેલો મનુષ્ય પોતાની પત્ની અને બાળકો માટે વિવિધ પ્રકારનાં પાપ કૃત્યો કરી ઈશ્વરને ભૂલી જાય છે. તેનાં વિવિધ ચિત્રો આપતાં કવિ દર્શાવે છે કે બીજી બાજુ યુવાન જ્યારે વૃદ્ધ થાય છે ત્યારે તેની પત્ની અને બાળકો તેનું અસહ્ય અપમાન કરી વિવિધ પ્રકારનાં દુઃખો આપી તેનાં પાપોનું ફળ ચખાડે છે. આટલેથી જ અટકી ન જતાં એ વૃદ્ધ અંતકાળે પોતાનાં અનેક પ્રકારનાં પાપો એક ચલચિત્રની જેમ નિહાળે છે. આપ્તજનો તેની સાથે શ્વાન કરતાં પણ બદતર વ્યવહાર કરે છે.

"ગરુડપુરાણ"માં મનુષ્ય જે વિવિધ પ્રકારનાં પાપકૃત્યો કરે છે તેની ચર્ચા માનસશાસ્ત્રની ઢબે કરી નથી. નિષ્કુળાનંદે "યમદંડ"માં સત્તરમા કડવામાં "કુસંગ"ની વિસ્તૃત ચર્ચા કરી "યમદંડ"માંથી મુક્તિ પ્રાપ્ત કરવાના પ્રથમ સાધન તરીકે સત્સંગને ગણાવ્યો છે. સત્તરમા કડવાની નીચેની ચોપાઈ દ્વારા સૂત્રાત્મક શૈલીનો અને કુસંગના વિવિધ પ્રકારોનો પરિચય થાય છે :

"મોટો કુસંગ નિજ દેહ, તેમાં જીવે બાંધ્યો છે સનેહ
એહ અર્થે કરતાં અનર્થ, જીવ ખુવે છે જનમ વ્યર્થ."[૨]

દેહ માટે મનુષ્ય વિવિધ પ્રકારનાં પાપો કરે છે. દેહાભિમાન પછી અનેકેશ્વરવાદની

---

૨ ૧૭મું કડવું, ૯મી કડી, પાન–૪૪૫.

ઉપાસના કવિને મન બીજો કુસંગ છે. કાળી, ભૈરવ, ભવાની અને પીર જેવાં ક્ષુદ્ર દેવ દેવીઓને શરણે ન જવાનું સૂચવી કવિ એક જ પરમાત્માનો દઢ આશરો લેવાની ભલામણ કરે છે. કેવળ કર્મમાં શ્રદ્ધા ધરાવનાર વ્યકિત કવિને મન નાસ્તિક છે. અઢારમા કડવામાં યમદંડની મુકિતના મુખ્ય સાધન તરીકે સત્સંગના સ્વરૂપનો પરિચય કવિ કરાવે છે. સાચા સંત અને પ્રત્યક્ષ પરમાત્માની શરણાગતિ જ યમદંડની મુકિતનાં સાધનો છે.

પ્રસ્તુત કૃતિ છે તો કવિનું પ્રથમ સર્જન, પરંતુ તેની વસ્તુગૂંથણી તથા વિકાસ-પ્રદતા કવિની કવિત્વશકિતની પ્રતિભાનું દર્શન કરાવે છે. વર્ણ્ય વિષયોની ગૂંથણી એક કુશળ માળી જે રીતે ફૂલમાળા સર્જે તે રીતે થઇ છે. ૫૦ કડવાં અને ૧૧૧૪ કડીઓમાં વિસ્તરાયેલી આ સળંગ પદ્યરચનાનું મંગલાચરણ સોરઠાથી થયું છે. પ્રેમાનંદ કે નાકરની જેમ વિષયાંતર ન કરતાં કવિ મંગલાચરણ પતાવી, ઈષ્ટદેવના મહિમાનો ખ્યાલ કરાવી, કૃતિની પ્રેરણા અને તેનો ઉદ્દેશ સ્પષ્ટ કરી, સીધા મુખ્ય વિષય તરફ વળે છે. ગર્ભ, યોનિ, જન્મ વગેરે અવસ્થાનાં દુ:ખો વર્ણવી ઈશ્વરે મનુષ્યજીવન ઉપર જે ઉપકારો કરેલા છે તે જન્મતાં જ મનુષ્ય વિસરી જાય છે, એ કહી બીજા કડવામાં ગર્ભાશયમાં ખદબદતા બાળકનું દુ:ખ સચોટ રીતે વર્ણવી કવિએ જે જન્મતા બાળકનું ચિત્ર ખડું કર્યું છે તે વર્ણનની દષ્ટિએ એક સારી સિદ્ધિ છે. શૈશવ અવસ્થાનાં લક્ષણો દર્શાવતા કવિ ત્રીજા કડવામાં મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં કવચિત્ નજરે પડતા મદભરી યુવાવસ્થાનાં ચિત્રો સર્જે છે.[3]

વિવિધ આભૂષણો સજી મૂછ મરડતો, પાઘડી સંભાળતો, દર્પણમાં જોઈ વારંવાર હરખાતો, જોબનમાં ધમધમ ચાલતો યુવાન ભાંગ–ભાંડ અને ભવાઈમાં રાચે છે. પત્ની બાળકોમાં મોહાંધ બનેલો આ યુવાન વૃદ્ધાવસ્થાનાં વિવિધ પ્રકારનાં દુ:ખોથી ભાંગી પડે છે. આ વૃદ્ધે જેને માટે પાપો કર્યાં છે તે જ પત્ની અને બાળકો તેનું અસહ્ય અપમાન કરે છે. કવિ અહીં સફળ રીતે કરુણરસ જમાવી શકયા છે. પછી તો પાંચમા કડવામાં યમરાજની સવારી આવી પહોંચે છે. "અતિ કાળો ને બોલે છે ક્રૂર, નયણાં દિસે ઉગમતો સૂર" જેવી પંકિતથી આરંભાતા યમવર્ણનમાં કવિની મિતાક્ષરી અસાધારણ વર્ણનછટા પ્રગટ થાય છે. શબ્દાનુપ્રાસ અલંકારોમાં યમની વિવિધ નામાવલિ આપતા કવિ ગર્જના કરતા મેઘની સાથે પડકારતી યમસેનાને સરખાવે છે. જીવ ખોળિયામાંથી એકદમ જતો નથી. છઠ્ઠા કડવામાં મૃત્યુ વખતે રિબાતા જીવની સ્થિતિ વર્ણવી, સાતમા કડવામાં કવિ દાર્શનિક બની, જીવાત્મા અને ઈશ્વરના સ્વરૂપની ચર્ચા કરે છે. આઠમા કડવાથી સોળમા કડવા સુધી યમદૂતોએ માર્ગમાં આપેલાં વિવિધ પ્રકારનાં અસહ્ય દુ:ખો, સોળ પુરનું નામ સાથે વર્ણન, યમપુરીનું વર્ણન, અઠ્ઠાવીસ નર્કોનાં નામ તથા તેમાં પડતાં દુ:ખનું વર્ણન, નરકનાં દુ:ખો ભોગવ્યા પછી જીવને લખચોરાશીમાં ભટકવું વગેરે વિષયોની ચર્ચા કરતા કવિ

૩ જુઓ કડવું ૩, ૭મી કડીથી ૨૫મી કડી સુધી, પાન ૪૦૫–૪૦૬.

સત્તરમા કડવામાં આ બધાં પાપકર્મોનું મૂળરૂપ કુસંગના સ્વરૂપની ચર્ચા કરે છે. કુસંગને દૂર કરવા અઢારમા અને ઓગણીસમા કડવામાં કવિ સત્સંગમહિમાનું નિરૂપણ કરે છે. વીસમા કડવામાં કવિ સ્પષ્ટતા કરતાં કહે છે કે યમદંડની મુકિત માટે પ્રત્યક્ષ પરમાત્મા અને સાચા સંતના અનન્ય શરણની અનિવાર્ય જરૂર છે. કૃતિના અંતે આપેલા પદરાગ ધોળમાં આત્મલક્ષી ભાવે કવિ પોતાને જે પ્રત્યક્ષ પરમાત્મા મળ્યા તેનો અપૂર્વ આનંદ વ્યકત કરી, ધોળની અંતિમ પંકિતઓમાં કૃતિના વિસ્તાર અને સમયનો નિર્દેશ કરે છે.

"યમદંડ"માં નિષ્કુળાનંદનો એક તરફ તો દાર્શનિક પક્ષ સચવાયેલો છે તો બીજી બાજુ "પુરુષોતમપ્રકાશ"ની જેમ કલાપક્ષ પણ ઝગમગ થાય છે. સામાન્ય રીતે શાંત રસમાં વહેતી પ્રસ્તુત કૃતિમાં કવિએ પ્રસંગોપાત કરુણ અને ભયાનક રસ નિષ્પન્ન કરવાની તક જતી કરી નથી. કવિમાં પ્રેમાનંદની જેમ એક રસમાંથી બીજા રસમાં સરકી જવાની કુશળતા તો દેખાતી નથી, પરંતુ રસસ્થાનો પારખી કવિ તેની જમાવટ કરી શકયા છે. બીજી બાજુ વર્ણનકલામાં કવિની નૂતન કલ્પનાશકિત નોંધપાત્ર છે. મૂંછો મરડતો, દર્પણમાં જોતો, પતંગિયાની જેમ નારીની પાછળ દિવાનો થયેલો યુવાન, ટરપરિયાં મારતો કંગાલ વૃદ્ધ, તરત જ જન્મેલું બાળક, ભયંકર યમ, ચૂડી ફોડી લોક લાજે આક્રંદ કરતી વિધવા – આ સર્વ શબ્દચિત્રો કવિની નોંધપાત્ર સિદ્ધિ છે. સંસ્કારી ભાષા, સંસ્કૃત શબ્દોના પ્રયોગથી આવતી મધુરતા તથા શૈલીની પ્રાસાદિકતા વગેરે લક્ષણો ધ્યાનપાત્ર છે.

## ૨. મનગંજન (સં. ૧૮૭૧)–રૂપક :–

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં રૂપક દ્વારા ભકતકવિઓએ પોતાનો સંદેશ વ્યકત કર્યો છે. પ્રસ્તુત કૃતિમાં શરીરને નગરનું, તેનાં રહેલા જીવને રાજાનું, નિજમન (જીવને અનુકૂળ વર્તનારા) અને પરતકમન (જીવને પ્રતિકૂળ વર્તનારા)ને રાજાના બે પ્રધાનનું રૂપક આપ્યું છે. નિજમન અને પરતકમન એવી વૃત્તિભેદથી જે રૂપક ઘટાવ્યું છે તે આધુનિક જીવનમાં બહુ પ્રકારે વિકાસ પામેલા મનોવિજ્ઞાન શાસ્ત્રની દષ્ટિએ બરાબર બંધ બેસે છે. મનુષ્યમાં બે વૃત્તિઓ રહેલી છે: એક સદ્‌વૃત્તિ અને બીજી અસદ્‌વૃત્તિ. એ બન્ને વચ્ચે હંમેશાં સંઘર્ષ રહે છે. કવિને મન 'નિજમન' એટલે કે જીવને અનુકૂળ વર્તનાર મનને પક્ષે ક્ષમા, દયા, પ્રેમ, શીલ અને સંતોષ ઈત્યાદિ સદ્‌ગુણો છે, તો બીજી બાજુ "પરતકમન" અર્થાત્‌ જીવને પ્રતિકૂળ વર્તનારને પક્ષે શબ્દાદિ પંચ વિષયો અને તેમાંથી ઉત્પન્ન થતા કામક્રોધાદિ દોષો છે. આ બન્ને યોદ્ધાઓ પરસ્પર યુદ્ધે ચડી એક બીજા ઉપર વિજય પ્રાપ્ત કરવા મથે છે. પરતકમન વિષયરૂપી અશ્વ ઉપર ચઢીને પોતાના શબ્દાદિ અને કામક્રોધાદિ રૂપબાણો નિજમનને

મારે છે. નિજમન ભગવત્ સંકલ્પરૂપ અશ્વે ચઢીને શીલસંતોષાદિ યોદ્ધાઓની સહાયતાથી સામનો કરે છે. આખરે ગુરુ અને ઈશ્વરની કૃપાથી પરતકમન ઉપર નિજમન વિજય પ્રાપ્ત કરે છે અને પરતકમન નિજમનને શરણે આવે છે, પરંતુ પરતકમન ઉપર વિશ્વાસ કરવો યોગ્ય નથી, કારણ કે તે ચંચળ છે એમ સમજી નિજમન તેને ક્ષમા આપતું નથી. આખરે ખૂબ જ કરગરતા પરતકમન ઉપર દયા લાવી તેને ગુલામની જેમ રહેવાની છૂટ આપે છે. પરતકમનનો પરાજય થતાં પ્રજા આનંદ પામે છે. નિજમનને પ્રધાનપદે સ્થાપી જીવરૂપી રાજા નીતિ અને પ્રામાણિકતારૂપી વહીવટી પાંખોથી રાજ્ય ચલાવે છે. કવિના આ વર્ણ્યવિષયને સંપ્રદાયના આધારભૂત ગ્રંથ વચનામૃતનો[૪] ટેકો છે, તો કઠોપનિષદમાં પ્રકારાન્તરથી આ પ્રમાણે જ રૂપક વર્ણવ્યું છે. મોક્ષમાર્ગમાં ઈન્દ્રિયો ઉપર વિજય પ્રાપ્ત કરવો જરૂરી છે. શ્રુતિમાં આત્માને રથી કહ્યો છે, શરીરને રથ કહ્યો છે, બુદ્ધિને સારથી કહી છે, ઈન્દ્રિયોને અશ્વ તરીકે તેમજ વિષયોને જવાના માર્ગો કહ્યા છે.

૧૮૭ દોહામાં વિસ્તરાયેલી પ્રસ્તુત સળંગ પદ્યકૃતિની શરૂઆતમાં કવિ પોતાના ઈષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાનને આદ્યપુરુષ અવિનાશ કહીને તેમની સ્તુતિ કરે છે. તેઓ માનવદેહે પ્રત્યક્ષ પુરુષોત્તમ ભગવાન પોતે જ વિચરે છે એમ દર્શાવી તેના નામનો મહિમા કવિએ ગાયો છે. ત્યારબાદ કવિ "દેહનગર દિવાન હોય, નિજપરતક મન નામ" જેવા સાતમા દોહાથી નિજમન અને પરતકમનનાં લક્ષણો દર્શાવે છે. એ બન્ને પરસ્પર પ્રભુત્વ જમાવવાના પ્રયત્નો કરે છે. નિજમન પરતકમનને સમજાવે છે કે માનવજન્મ મહાન અને અમૂલ્ય છે, માટે હરિશરણે જવાને યોગ્ય છે. માટે વિષયોનાં બાણ મારી મનુષ્યને હરિભજન કરવામાં અંતરાય ન નાખ. તેના જવાબમાં પરતકમન કહે છે કે માયિક પાંચ વિષયો થકી કોઈ બચી શકયું નથી. છેવટે બન્ને વચ્ચે યુદ્ધનાં નગારાં વાગે છે. કવિએ યુદ્ધવર્ણન કરી વીરરસની જમાવટ કરી છે :—

"ટણણણ ટંકારવ હવા, ચલણણ ચલે ચૂક બાણ
તણણણ ત્રાંસાં ત્રસસે, ધણણણ બજે ધુંટાણ"

જેવા ૧૧૨ મા દોહાથી આરંભી ૧૧૮ મા દોહા સુધી શબ્દાનુપ્રાસ અલંકારો દ્વારા વિસ્તરાયેલાં યુદ્ધચિત્રો કવિની વર્ણનછટાની કુશળતા દર્શાવે છે અને તે દ્વારા વીરરસની તક કવિ જતી કરતા નથી. ચંચળ મન ઉપર સંયમ રાખવા ઈન્દ્રિયો ઉપર કાબૂ મેળવવાની જરૂર છે. ઋષિ-મુનિઓ પણ પરતકમનને વશ થઈ કામબાણથી મોહાંધ બની તપોભ્રષ્ટ બન્યા છે. આ માટે સદ્ગુરુ અને હરિની કૃપાની જરૂર છે. આ અંગે

૪ જુઓ વચનામૃત. ગઢડા પ્રથમનું ૭૦ અને ગઢડા મધ્યનું ૧૨ મું.

૧૮૧ મો દોહો નોંધપાત્ર છે. તેમાં કવિએ પોતાને નિષ્કુળ થયાની બીનાનો નિર્દેશ કર્યો છે–

"પ્રભુ તણા પ્રતાપથી, મનનું કાઢ્યું મૂળ,
સહેજાનંદની સહાયથી, નિજે કર્યો નિષ્કુળ."

અંતિમ દોહામાં કવિએ કૃતિની રચનાસાલ અને કૃતિના કુલ ૧૮૭ દોહાની સંખ્યાનો ઉલ્લેખ કર્યો છે. પ્રસ્તુત દોહાઓ કેટલાક હિન્દીમાં લખાયેલા છે. નિજમન પરતક મનનું ગંજન કરે છે એ ન્યાયે કૃતિનું શીર્ષક યથાર્થ છે. સ્વામીનારાયણ સંપ્રદાયના અન્ય કવિઓમાં આ પ્રકારની રૂપક પદ્યકૃતિ મળતી નથી. એમાંના કોઈ કવિએ નિજમન અને પરતકમનના રૂપક દ્વારા સદ્ અને અસદ્ ચિત્તવૃત્તિઓના સંઘર્ષને વ્યકત કરતી સળંગ પદ્યરૂપક રચના કે એવાં પદો રચ્યાં નથી. એ રીતે આ કૃતિને નિષ્કુળાનંદની વિશિષ્ટતા ગણવી હોય તો ગણી શકાય.

## ૩. હૃદયપ્રકાશ (સં. ૧૮૯૬)

અખાએ "ગુરુ શિષ્ય સંવાદ" દ્વારા તેમજ ૧૦૯ પદમાં "રસિકવલ્લભ" દ્વારા ગુરુ શિષ્ય સંવાદ રૂપે દયારામે તત્ત્વજ્ઞાનના ગહન વિષયને કવ્યો છે. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં ગુરુશિષ્યસંવાદ દ્વારા વ્યકત કરાયેલા દાર્શનિક નિરૂપણમાં નિષ્કુળાનંદે "હૃદયપ્રકાશ" સળંગ પદ્યરચના લખી મહત્ત્વનો ફાળો નોંધાવ્યો છે.

કવિએ "હૃદયપ્રકાશ"માં મોક્ષમાર્ગનાં અગત્યનાં સાધનોની ચર્ચા કરી છે. મન એ મુકિત અને બંધનનું કારણ છે. મોક્ષમાર્ગમાં મનની શુદ્ધિ અતિ જરૂરી બની રહે છે. જ્યાં સુધી મનમંદિર મલિન છે, ત્યાં સુધી હરિનો વાસ અશકય છે. પ્રકાશનાં કિરણો ઘનઘોર વાદળોમાં છૂપાયેલાં રહે છે ત્યાં સુધી અંધકાર છે. માયાનાં આવરણો વચ્ચે ઘેરાયેલા આત્માના તેજને પ્રકાશિત કરવા અંતઃકરણના વિકાસને ભેદવો જરૂરી છે. અંતઃકરણના વિકારો ઈન્દ્રિયોના વિકારોથી ઉત્પન્ન થાય છે. માયિક પંચવિષયોના વિકારથી ઘેરાયેલા હૃદયને પ્રકાશની જરૂર છે. પ્રસ્તુત કૃતિમાં આત્માનાં અજવાળાં કેવી રીતે પ્રાપ્ત થાય છે તે ગુરુશિષ્યના સંવાદ રૂપે કવિએ કવિત્વશકિતથી વિશદ રીતે દર્શાવ્યું છે.

સોરઠા અને દોહામાં રચાયેલી પ્રસ્તુત્ત સળંગ પદ્યરચનામાં પંદર પ્રસંગો છે. કૃતિનો રચનાસમય અને સ્થાન વડતાલ કૃતિના અંતમાં દર્શાવ્યાં છે. કૃતિનું મંગલાચરણ પોતાના ઈષ્ટદેવનું મંગલસ્મરણ કરી સોરઠાથી કવિ કરે છે. ત્યારબાદ ત્રીજા દોહાથી ગુરુ–શિષ્યનો સંવાદ શરૂ થાય છે. શિષ્ય ગુરુને વિનયથી પૂછે છે કે હરિદર્શન કેમ થતાં નથી. ઘણા ઉપાયો કર્યા પણ નિષ્ફળતા મળી. ગુરુ તેનો જવાબ આપે છે કે

જ્યાં સુધી મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ ચાર કુસંગી મનમાં પ્રવર્તે છે ત્યાં સુધી મનમંદિર મલિન રહે છે અને ત્યાં સુધી ઈશ્વરનાં દર્શન અશક્ય છે. ત્યારબાદ શિષ્ય અંતઃકરણના શત્રુઓને ઓળખવાનાં લક્ષણો પૂછે છે. કવિ ગુરુના જવાબ દ્વારા સમાધાન કરાવતાં સ્પષ્ટ કહે છે કે વિષયોને માયામાં મસ્ત બનાવી ઈન્દ્રિયોને લાડ લડાવીએ તો કામ, ક્રોધાદિ શત્રુઓ ઉત્પન્ન થાય છે. અંતઃકરણ શત્રુઓમાં કવિને મન અનેકેશ્વરવાદની ઉપાસના પણ છે. કવિ આ પ્રમાણે પ્રહાર કરે છે :

"મંત્ર જંત્ર મૂઠય ટોનો, નાટક ચેટક ચોટ ।
ભૈરવ ભૂત ભવાની ભય, કૈં દેવ અદેવ કોટ ॥
જે જે જાણ્યા જગતમાં, તે તેં નિશ્ચે કર્યા ઉર ।
કહો શિષ્ય હરિ કયાં રહે, ભર્યું ભીંતર ભરપુર[5]

ચોથા પ્રસંગમાં અહંતા અને મમતામાં રાચતા લોકો ઉપર કવિ કટાક્ષ કરે છે. સ્વમાં વ્યાપેલો મનુષ્ય સર્વત્ર તરફ જઈ શકતો નથી. પરિણામે પરમાત્માના વિશાળ સ્વરૂપને ઓળખવાની તેનામાં બુદ્ધિ આવતી નથી. નખશિખ પર્યંત તેને અહંકાર વ્યાપી ગયો છે. અહંભાવી યુવાનનું શબ્દચિત્ર–

"હું રુપાળો રુડો ઘણું, હું ગોરો અંગ અપાર ।
શોભા કલમાં કાતરા, મુછ મારી વળદાર ॥[6]

જેવી કડીઓથી અંકિત કરી પ્રશસ્ય ચિત્રાત્મક શકિતનો પરિચય કરાવે છે.

કવિ સ્પષ્ટ કહે છે કે જ્યાં સુધી અહંતા અને મમતાથી અંતઃકરણ અશુદ્ધ છે ત્યાં સુધી ત્યાં હરિનો પ્રવેશ ન થઈ શકે. આમાં પણ કવિ સ્પષ્ટ કહે છે :–

"હરિને દોષ દઈશ માં, શ્રીહરિ છે જો તૈયાર ।
આવિ વસે અંતરે, જો હોય નવરું નિરધાર ॥
ગોબર વાડે ઘર ભર્યું, ઉકરડો અતિ ગંધ્ય ।
એવું અંતર તાહેરું, કેમ રહે હરિ તે મધ્ય ॥"[7]

પંચ વિષયોને માયિક પણ બનાવી શકાય તો દૈવી પણ બનાવી શકાય છે. પાંચમા અને છઠ્ઠા પ્રસંગમાં ગુરુ શિષ્યને સમજાવે છે કે વિશ્વમાં દ્વન્દ્વ છે. આ

---

૫ હૃદયપ્રકાશ (નિષ્કુળાનંદકાવ્યમ્) – પ્રસંગ–૨, ૨૬ અને ૨૭મો દોહો, પાન–૨૧૨.
૬ હૃદયપ્રકાશ (નિષ્કુળાનંદકાવ્યમ્) – પ્રસંગ ૪, ૧૮–૧૯–૨૦ દોહા, પાન–૨૧૪.
૭ –એજન– પ્રસંગ ૪, ૩૧ અને ૨૦ દોહા, પાન–૨૧૪.

જોડકામાં મંગલ તત્ત્વો છે, તો અમંગલ પણ છે. શુભ અને અશુભ તત્ત્વો વચ્ચે જેની જેવી બુદ્ધિ હોય તે ગ્રહણ કરે છે. ઉદાહરણ આપતાં કવિ કહે છે કે શુક્ર, બપૈયા કે મેનાનો અવાજ મીઠો હોય છે તો ચીબરી કે કાગડાનો અવાજ કર્કશ છે. સ્પર્શમાં શીતળતા છે તો ઉષ્ણતા પણ છે. સુગંધી તેલ, અત્તર, ગાલીચાની સેજ કે શીતળ પવન સુખદેણ છે તો વીંછી, અગ્નિ કે પથ્થરનો સ્પર્શ પીડા ઉત્પન્ન કરે છે. ઈન્દ્રિયોનો વિકાર પંચમાયિક વિષયોને બહેકાવે છે. આ જ પાંચ ઈન્દ્રિયોને હરિના અનુરાગમાં લીન કરવાથી દિવ્ય સુખ મળે છે. વસ્તુતઃ હરિનાં દર્શન માટે અંતઃકરણનો ઝાઝો વાંક નથી. પરંતુ અંતઃકરણમાં વ્યાપેલા માયિક પંચવિષયો દોષને પાત્ર છે. મનુષ્ય આત્મા નામને જાણતો જ નથી તો આત્મપ્રકાશની વાત જ કયાં રહી? દશમા પ્રસંગથી કવિ આત્માનાં અજવાળાં પ્રાપ્ત કરવાનાં સાધનોની ચર્ચા કરતાં પ્રથમ વૈરાગ્યને મહત્ત્વ આપે છે. પંચમાયિક વિષયોને બાળી નાખનાર ઔષધિ કવિને મન બૃહદ્ વૈરાગ્ય છે. કવિ ત્યારબાદ ઈશ્વર પ્રત્યે અગાધ પ્રેમ રાખવાની વાત કરે છે. કારણ કે વૈરાગ્ય વિના મોહ કે માયા દૂર થતાં નથી અને જ્યાં સુધી મોહ, માયા કે મમતા દૂર ન થાય ત્યાં સુધી હરિરટણ કેવળ તોતા સમાન બની રહે ને! પરિણામે ઈશ્વર પ્રત્યે પ્રેમ સંભવી શકતો નથી. પંચવિષયોને માયિક પદાર્થોમાં ન ભોગવતાં, ઈષ્ટદેવના પરમ સૌંદર્યમાં જોડી તેની પ્રસન્નતા પ્રાપ્ત કરવાના ઉપયોગમાં લેવા જોઈએ. કવિને પંચવિષયો કે મનુષ્ય જન્મ પ્રત્યે ધૃણા નથી, પરંતુ તેનો ઉપયોગ અંતરશત્રુ ઉપર વિજય પ્રાપ્ત કરવા માટે કરવો જોઈએ એમ તે માને છે. સૃષ્ટિના જડ કે ચૈતન્ય પદાર્થ નિરર્થક નથી, કારણ કે જો તે વ્યર્થ હોય તો સૃષ્ટિના સંચાલક પરમાત્મા શા માટે સર્જે? પરંતુ આ બધાં તત્ત્વોને સ્વમાં ન વ્યાપ્ત કરતાં પરમાત્મામાં જડી દેવાં જોઈએ. હરિસંબંધ વિના આ સઘળા પદાર્થો કવિને મન નકામા છે. આ દષ્ટિએ નિષ્કુળાનંદ મધ્યકાલના અન્ય કવિઓ કરતાં અનોખું દર્શન કરાવે છે. આ કવિને પંચવિષયો કે પંચેન્દ્રિયો પ્રત્યે ધૃણા નથી, સંસાર કે મનુષ્ય પ્રત્યે નફરત અને સૃષ્ટિના કોઈ પણ તત્ત્વ પ્રત્યે અનાદર નથી. તેમની દષ્ટિ નિષેધાત્મક નથી. કવિ સકળ પદાર્થોનો હરિ પ્રસન્નતાને અર્થે ઉપયોગ કરવાનું સૂચવી હરિમાં રાતામાતા બનવાનું કહે છે.

શાંત રસમાં વહેતી કૃતિમાં કવિએ કલ્પના શકિત પણ ઠીક દર્શાવી છે. વર્ણનછટામાં ચોથા પ્રસંગના ૧૯મા દોહામાં મૂછના થોભા આમળતા યુવાનનું શબ્દચિત્ર નોંધપાત્ર છે. સંગીતનાં વિવિધ સાધનો ગણાવવામાં કવિનું સંગીત પ્રત્યેનું જ્ઞાન વ્યકત થાય છે. શબ્દાલંકારો તો કૃતિને શોભાવે છે પરંતુ દષ્ટાંત તથા રૂપક જેવા અર્થ અલંકારો ધ્યાન ખેંચે છે. કવિએ સૃષ્ટિની વિવિધ વસ્તુઓની કેવળ શુષ્ક નામાવલી આપી નથી, પરંતુ વર્ણસગાઈથી તેને પ્રિય બનાવી છે. એકંદરે આ કૃતિ નિષ્કુળાનંદનું દર્શન રજૂ કરી તેમની કલાત્મકતા પણ વ્યકત કરી જાય છે.

## ૪ ધીરજાખ્યાન – (સં. ૧૮૯૯)

દયારામનું "અજામિલ આખ્યાન" સ્વરૂપની દૃષ્ટિએ આખ્યાન નથી તેમ નિષ્કુળાનંદનું "ધીરજાખ્યાન" સ્વરૂપની દૃષ્ટિએ આખ્યાન નથી. તે વિવિધ ભકતોનાં ઉદાહરણો આપી ભકિતમાર્ગમાં ધીરજ ધારણ કરવાનું સૂચવતી પદ્યકૃતિ છે. મીરાંનું લોકજીભે ચઢેલું પદ "ભકિત કરવી હોય તો ડરવું નહીં દુરિજન લોગથી" અહીં સ્મરણે ચઢે છે.

ભકિતમાર્ગમાં અનેક વિઘ્નો દુર્જનો તરફથી આવે છે. પરંતુ આ સંઘર્ષમાં જ ભકતજન કાંચનની જેમ શુદ્ધ થઈ બહાર નીકળે છે. ભગવાન ભકતને કસોટીએ ચઢાવી તેની રક્ષા કરે છે. આ દુષ્ટજનો પ્રત્યેના સંઘર્ષમાં ભકતોએ ધીરજ રાખવી જોઈએ. આ વિધાનને પુષ્ટિ આપવા માટે કવિએ ભકતરાજ પ્રહ્‌લાદ, દૃઢ ટેકધારી ધ્રુવ, સત્યવાદી હરિશ્ચન્દ્ર, પરોપકારી રંતિદેવ, દાનશૂર મયૂરધ્વજ, તપોમૂર્તિ ઋભુ, શરણાગતપાલક શિબિ, જનકવિદેહી, ધૈર્યશીલ નળરાજા, અજાતશત્રુ અંબરીષ રાજા, શરણાગતભકત વિભીષણ, જડભરત, શુકદેવ જ્ઞાની, ભકત નારદ, બાળબ્રહ્મચારી સનકાદિક, ધ્યાનનિષ્ઠ દયાળુ જાજલી, ગુરુભકત ઉપમન્યુ, ક્ષમાનિધિ જયદેવ વગેરે ભકતરાજોએ જે જે દુઃખો સહન કરેલાં તેનું વૃત્તાંત અહીં આલેખ્યું છે. આ ભકતરાજો પોતાના ભકિતમાર્ગમાં અનેક પ્રકારની મુશ્કેલીઓ સામે ઝઝૂમી, છેવટ સુધી પરમાત્મા ઉપર શ્રદ્ધા રાખી, ધીરજ ધારી, અંતે પરમાત્માને પામ્યા હતા. ભકતને પ્રેરક આ કથાઓ આપી નિષ્કુળાનંદ એક તરફ પોતાનો ભકતો પ્રત્યેનો અગાધ પ્રેમ—આદર તથા મહિમા વ્યકત કરે છે તો બીજી બાજુ અન્ય ભકતજનોને પ્રેરણા આપી ભકિતમાં ધીરજ રાખવાનો અનુરોધ કરે છે.

અખાએ "અખેગીતા"માં કડવાંની વચ્ચે વચ્ચે પદોનો ઉપયોગ કર્યો છે તેમ નિષ્કુળાનંદનું "ધીરજાખ્યાન" ૬૪ કડવાં અને સત્તાર પદોમાં વિસ્તરાયેલું છે. કૃતિના અંતે કવિ દોહામાં કૃતિનો વિસ્તાર, સમય અને સ્થાનનો નિર્દેશ આ રીતે કરે છે :–

"ચોસઠય કડવાં સાત એક સિંધુ, છે રચણ વળી પદ સોળ ।
તેની ઉપર એક છે, વધામણાનું ધોળ ॥ ૧ ॥
સંવત્ અઢાર નવાણું વો, ચૈત્ર વદ દશમ દન ।
રચ્યો ગ્રંથ ગઢપુરમાં, સુણી સમરો શ્રી ભગવાન ॥

કવિત્વની દૃષ્ટિએ કૃતિ બહુ નોંધપાત્ર નથી. કૃતિના અંતે પદરાગ ધોળમાં "આજ આનંદ મારા ઉરમાં; મળી મને મહામોંઘી વાત રે" જેવી પંકિતથી ઇષ્ટદેવના મિલનમાં આનંદ વ્યકત કરે છે.

## ૫. વૃત્તિવિવાહ–(આધ્યાત્મિક રૂપક વિવાહકાવ્ય–રચનાસાલ–અપ્રાપ્ય)

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યને વિવાહ, વેલિ, વેલ, સ્વયંવર, મંગલ, વિવાહલુ જેવાં શીર્ષકવાળી જૈન અને જૈનેતર કવિઓની અનેક રચનાઓ સાંપડી છે. "વિવાહલુ" કાવ્યપ્રકાર જૈન સાધુ કવિઓને હાથે ખેડાયેલો છે.

સાધુઓની દીક્ષા પ્રસંગે "વિવાહલઉ" નામે ચરિત્રાત્મક અને વર્ણનાત્મક ગેય–રૂપકો જૈન કવિઓએ સર્જેલાં છે. દીક્ષા લેનાર સાધક અને સંયમસુંદરી વચ્ચે આ પ્રકારનાં લગ્નો કલ્પી સંસારીઓને સમજાવવા માટે રચાયેલાં. "વિવાહલઉ"માં "શ્રી જિનેશ્વરસૂરિવિવાહલઉ," ૪૪ કડીમાં લખાયેલ "શ્રી જિનોદયસૂરી વિવાહલઉ" અને ઈ. સ. ૧૬૧૮માં રચાયેલ "શ્રી મહાવરવિવાહલઉ" નોંધપાત્ર છે. જૈનેતર કવિઓમાં કવિ વજિયાકૃત "સીતાવેલ" તથા કવિ પ્રેમાનંદકૃત "વ્રજવેલ" ઉલ્લેખનીય છે. વિવાહકાવ્યો તો ઢગલાબંધ મળે છે. એમાં દીવાળીબાઈનો "રામવિવાહ", ભાલણનો 'સીતાવિવાહ' ગિરધરનો "તુલસીવિવાહ", નાકર અને હરિદાસનો "શિવવિવાહ" અને મુરારીનો "ઈશ્વરવિવાહ" નોંધપાત્ર છે. સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓમાં મુકતાનંદનો "રૂકિમણીવિવાહ", બ્રહ્માનંદનો "રાધાવિવાહ" અને પ્રેમસખી પ્રેમાનંદનો "તુલસીવિવાહ" ધ્યાન ખેંચે છે.

ઉકત જૈનેતર "વિવાહકાવ્યો"માં રૂપક નથી, જ્યારે નિષ્કુળાનંદનું "વૃત્તિવિવાહ" આધ્યાત્મિક રૂપક કાવ્ય છે. માટે પ્રસ્તુત કૃતિની તુલના આધ્યાત્મિક વિવાહરૂપક સાથે કરવી જરૂરી છે. આમાં ધીરાનો "સુરતીબાઈનો વિવાહ" તથા સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓમાંના વૈષ્ણવાનંદ સ્વામીનો "પુરુષોતમવિવાહ" આધ્યાત્મિક રૂપકથી યુકત છે. આ બન્ને કૃતિઓ સાથે નિષ્કુળાનંદના "વૃત્તિવિવાહ"ની અહીં તુલના કરી છે.

વીસ પદોમાં રચાયેલી પ્રસ્તુત કૃતિનું મંગલાચરણ કવિ પદરાગ ધોળમાં કરે છે. પરબ્રહ્મને વંદના કરી ત્રીજી અને ચોથી કડીમાં કવિ રૂપકનો નિર્દેશ નીચે પ્રમાણે કરે છે:

"વિવા'તે નામે વધામણું, માંહી વરકન્યાની વાત ।
વૃત્તિ તે નામ વનિતા, વર શ્રીહરિ સાક્ષાત ॥
વરે વર્યાની ઈચ્છા કરી, સોંપ્યું શ્રીફળ બૃહદ વૈરાગ્ય ।
ઓઢી છે અવળ વાટડી, મારા સ્વામી તણે જે સુવાગ ॥

જાનૈયાંઓ તરીકે શીલ, સંતોષ, ક્ષમા, દયા, ભકિત, જ્ઞાન, વિવેક અને ધર્મ વગેરેને કવિએ ગણ્યા છે. મનોવૃત્તિરૂપી વનિતા પ્રેમ અને નિયમરૂપી ઝાંઝરથી ઝમકે છે. તેણે નાકે નિર્મળતારૂપી મોતી અને માથે નિઃશંકતારૂપી મોડ ધારણ કરેલ છે. અખંડ વરરૂપ હાથમાં ચૂડો શોભે છે. ચોરીના અગ્નિમાં કામ, ક્રોધ, લોભાદિરૂપ જવતલ બાળીને ભસ્મ કર્યાં છે. પ્રેમ, નેમ, ભકિત અને ભાવરૂપી ચાર સખીઓએ વરવધૂને વધાવેલ છે.

અહં અને મમતારૂપી ગાંઠવાળા દોરડાને છોડવા માટે કન્યા વૃત્તિએ હરિ કે જે સ્વામી છે, તેની પાસે પ્રાર્થના કરી છે. આ રીતે વિવાહ કરાવી કવિ કૃતિના અંતિમ પદમાં પોતાને તથા સૃષ્ટિની સ્થાવર જંગમ વસ્તુઓને પ્રત્યક્ષ પરમાત્મા જે મળ્યા છે તેનો અહોભાવ અનેરા આનંદથી વ્યકત કરી કૃતિનો વિસ્તાર નીચે પ્રમાણે કહે છે :–

"કહ્યું નથી જાતું રે સુખ મુખથી રે, જેવું આપ્યું છે અલબેલ આજ રે ।
મારા અંતરમાં બેસીને બોલિયા રે, હતું કે'વાનું જેટલું કાજ રે ॥
વિવા' વરણવ્યો પદ છંદ વિશમાં રે, કહ્યું છે સખી ને સર્વેનું રૂપ રે ।
વર નર તો એક નારાયણ છે રે, બિજા સર્વે છે સખીને સ્વરૂપ રે ॥
એવું નિશ્ચે જાણી રે જન સર્વને રે, રેવું સખી સ્વરૂપે અંગ રે ।
વર નિષ્કુળાનંદનો નાથ છે રે, રાખો હેત પ્રીત સ્વામિને સંગ રે ॥

ભકતકવિ ધીરાએ અગીઆર ધોળમાં "સુરતીબાઈનો વિવાહ"[૮] નામક આધ્યાત્મિક રૂપક કાવ્ય લખ્યું છે. આ કાવ્ય માટે પ્રો મંજુલાલ મજમુદાર કહે છે : "કન્યાના વિવાહ–પ્રસંગને અંગે જે જે અનેક લોકાચાર અને કુલાચાર કરવામાં આવે છે તેને આંખ આગળ રાખી, કવિએ 'મનની સુરતાને' આત્મા સાથે લયલીન થવારુપ જે એકતા પ્રાપ્ત થાય છે તેને 'વિવાહ'રૂપે વર્ણવી છે. અત્યાર સુધી ગણાવવામાં આવતાં મધ્યકાલીન રૂપક કાવ્યમાં આનું સ્થાન માનભર્યું છે. દયાળદાસનો 'સુરતીવિવાહ' આટલો રસિક નથી."[૯]

પ્રો. મંજુલાલ મજમુદારને નિષ્કુળાનંદની "વૃત્તિવિવાહ" આધ્યાત્મિક રૂપક પદ્યકૃતિનો ખ્યાલ નહીં હોય. પરિણામે ધીરાના "સુરતીબાઈના વિવાહ" થી પણ ચઢી જાય તેવી પ્રસ્તુત કૃતિનો ઉલ્લેખ તેમણે કર્યો નથી. કવિ ધીરો કૃતિની શરૂઆત ધોળમાં આ પ્રમાણે કરે છે.[૧૦]

ધન્ય ધન્ય આજ રે, આત્મા કેરાં રાજ રે,
તેણે તો કઈનાં કારજ સરી ગયાં રે.
એક સુરતી તે બાઈએ, તેની કરવા ચાલ્યાં સગાઈ રે.
એક અખંડ બ્રહ્માંડ વર ખોળિયા રે.

---

૮ પ્રાચીન કાવ્ય ત્રૈમાસિકમાં (સં. ૧૮૮૬) પ્રથમ પ્રકટ થયેલું.

૯ "ગુજરાતી સાહિત્યનાં પદ્ય સ્વરૂપો": આચાર્ય બુક ડેપો, વડોદરા, ઇ. સ. ૧૯૫૪ પાન–૩૮૧.

૧૦ ધીરાનો "સુરતીબાઈનો વિવાહ" પ્રોફેસર મંજુલાલ મજમુદારે "ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો"માં પ્રકટ કર્યો છે. પાન ૩૮૧ થી ૩૮૪,

સુરતીબાઈનાં લગ્ન કરવા માટે અખંડ બ્રહ્માંડના વર પરમાત્માને શોધી કાઢ્યા અને કન્યાના પિતા વિવેક બને છે. બીજા ધોળમાં આલેખાયા મુજબ લગ્નનો મંડપ પુણ્યરૂપી સ્તંભથી રચાય છે. મંડપમાં ધીરજરૂપી ઢોલ વાગે છે, રવિ ચન્દ્ર દીવીરૂપે પ્રકાશે છે. બ્રહ્મા વેદ ભણાવે છે. ત્રીજા ધોળમાં ધર્મ ગુજરડાં લેવા જાય છે. કુંભારણ મતિ બને છે. સોપારી શાંતિ બને છે. ત્યાં અજ્ઞાનરૂપી બળતણ છે. તેમાં જ્ઞાનરૂપી ઘી હોમાય છે. ચતુરાઈરૂપી ચોખા છે. આમ, આલેખી કવિએ નીચે પ્રમાણે રૂપક ગોઠવ્યું છે:-

"અજ્ઞાનરૂપી ઈંધણાં લાગે રે, ત્યારે આતમ માંહીથી જાગે રે.
તેણે કૃતારથ થાય કન્યા બાઈ રે–૪
માંહી જ્ઞાનમાં ઘી હોમાય રે, ચતુરાઈના ચોખા વેરાય રે.
બ્રહ્મદેવ ગૃહશાંતિ ભણ્યા રે."

ચોથા ધોળમાં વરધ ભરવાની વિધિ બતાવતાં ધીરો રૂપકને આગળ વધારે છે. તર્ક–લગનિયો વધાઈ લાવે છે. સામૈયાની તૈયારી ચાલે છે. જાનૈયાને જમણ જમાડાય છે અને મનોરથરૂપી થાળ ધરાય છે. સાતમા ધોળમાં મન પવનરૂપે ઘોડે ચઢી લગ્ન કરવા આવી પહોંચે છે. આમ, લગ્નવિધિના ઝીણામાં ઝીણા રીતરિવાજોની ગૂંથણી પ્રસ્તુત કાવ્યમાં ધીરાએ કરી છે.

વરકન્યાનાં લગ્ન અધ્યાત્મ ગુરુજી કરાવી આપે છે. સુરતાકુંવરી સાસરે જાય છે. પતિ પરમેશ્વર સાથે બ્રહ્માનંદમાં સુખ માણી પિયર આવે છે ત્યારે સખીઓ ટોળે મળીને પૂછે છે :—

"બાઈ! સુખ કહો તમતણું રે, કયમ રહયાં પતિને ખોળે ?
તે સુણી કહેતાં સુરતી રે, સખી! સુણો ચિત્ત લગાડી.
આ રીતે પિયુને રીઝવી રે, તમો મનાવી લેજો અગાડી.
મૂળ મનમાં આવું ધારજો રે, જે જે કહિયે અમો સખી શાણી,
તો તો તરશો ભવાબ્ધિને રે, થશો નિર્ગુણ–નાથની રાણી."

વિષય અને ભાવમાં સમાન રીતે વિકસતી જતી પ્રસ્તુત બન્ને કૃતિઓ છે. નિષ્કુળાનંદે જાનમાં તૈયાર થવા ઉત્સુક બનેલા જાનૈયાઓ, વિવિધ આભૂષણોથી શોભતા ઘોડે બેઠેલા વરરાજા, કન્યાનો શણગાર, સખીભાવે મિલનનો આનંદ જે ઊર્મિભર્યો ગાયો છે તે સર્વ ધીરાની પ્રસ્તુત કૃતિમાં નથી. ધીરાએ રૂપકો આપ્યાં છે, પરંતુ કવિત્વશક્તિના રંગોથી એ રૂપકોને લાડ લડાવ્યાં નથી. વરરાજાનો શૃંગાર નિષ્કુળાનંદે આ પ્રમાણે અંકિત કર્યો છે —

"વરે પેર્યો છે સુંદર સુરવાળ, અંગે જામા ચાલ કંઠે મોતી માળા.
દિસે છે વિશાળ કે ભલેરા ભાવની રે ॥
વરે પેર્યો છે જામો જરકસી, કમર લઈ કસી મુખે રહ્યા હસી ॥
જનમન વસી- કે મુરતી માવની રે ॥

વિવિધ આભૂપણોથી શોભતા વરરાજા ઘોડા પર બેસી જાનૈયાઓ સાથે બેસી ઠાઠમાઠથી લગ્ન કરવા જાય છે એ વખતનું ચિત્ર :—

વરે કરમાં લીધી છે લાલ છડી, પાયે જે મોજડી મોતીએ તે જડી ।
વર ઘોડે ચડી કે સંગે સખા સાથ છે રે ॥

માયરામાં કન્યા શણગાર સજી પધારે છે. આ શૃંગારના આધ્યાત્મિક રૂપકની કવિએ સુંદર રીતે કલ્પના કરી છે :—

માથે રે બેઠા છે દેવ મોરાર રે, સુંદરીએ સજ્યો છે શણગાર રે ।
પહેર્યા છે આનંદના અણવટ રે, અજિત અણ ને અમર રે ।
ઝાંઝર પ્રેમનાં નેમનાં કાવે રે, ઉત્તારી ઉર હરિ એક ભાવે રે ।
માળા માદળિયા સાંકળી હાર રે, શમદમ આદિ વિવેક વિચાર રે ॥
પેર્યો છે અખંડ વરનો ચુડો રે, સુંદરી સુંદર વર પામી રુડો રે ॥
નાકે તે પેર્યાં નિર્મળાં મોતી રે, સજજ થઈ પિયુને મળવા પનોતી રે ॥
ચાંદલિયો અવિચળ વરનો ચોડયો રે, સંશય તે સર્વે અવર બીજો તોડયો રે ।
મેલો છે નિ શકનો શિર મોડ રે, દેખી વાલો રાજી થયા રણછોડ રે ॥
વાટડી વૈરાગ્યની ઘણી સારી રે, સખી એવે સણગારે સણગારી રે ।[11]

ધીરાએ વર અને કન્યાના શણગારનાં વર્ણનો આપ્યાં નથી તો સખીભાવે વર-કન્યાના મિલનનો આનંદ પણ અનેરા ઉમંગથી ગાયો નથી. માયિક પંચવિષયોને તજીને વૈરાગ્યરૂપી ચૂંદડી ધારણ કરેલી મનોવૃત્તિરૂપી કન્યાને પરમાત્મા પત્ની તરીકે સ્વીકારે છે ત્યારે પોતાની સખી પાસે મિલનનો આનંદ નિષ્કુળાનંદ અઢારમા પદમાં "સખી આન આનંદ વધામણાં, મારે હૈડે રે સખી હરખ ન માય કો દીન દયાળે દયા કરી, બળવંતે રે મારી ગ્રહી છે રે બાંય કે" જેવી ધ્રુવ પંકિતથી વ્યકત કરે છે.

સ્વામીનારાયણ સંપ્રદાયના કવિ વૈષ્ણવાનંદે ચોવીસ પદોમાં "પુરુષોત્તમવિવાહ"[12] નામક આધ્યાત્મિક રૂપક પદ્યકૃતિ રચી છે. પ્રસ્તુત કૃતિ સાંપ્રદાયિક છે. પોતાના ઇષ્ટદેવ

---

૧૧ વૃત્તિવિવાહ—દશમા પદની પ્રથમ પાંચ કડી પાન નં. ૪૬૧–૪૬૨.

૧૨ "પુરુષોત્તમવિવાહ"—પ્રકાશક મહેતા પ્રાણજીવન લવજી માથકવાળા, વિજય પ્રિન્ટિંગ પ્રેસ. સ્વામીનારાયણ મંદિર, અમદાવાદ, ઈ. સ. ૧૯૬૨, આવૃત્તિ—૧.

સ્વામીનારાયણ ભગવાનને સર્વોપરી માની તેમની સાથે સમાગમ કરી જિંદગી સાર્થક કરવાનું તેમાં કવિએ સૂચવ્યું છે. કૃતિની શરૂઆત પદરાગ ધોળમાં

"પુરૂષોત્તમ વિવાહ થશે શુભ ભરત ખંડમાં આજ,
જીવ અબળા જાનકીને, વરવા તે શ્રી મહારાજ"

જેવી કડીથી કવિ કરે છે. સ્વામીનારાયણ સંપ્રદાયનો પાયો ઉધ્ધવના અવતારરૂપ રામાનંદસ્વામીએ નાખેલો. કવિ અહીં લગ્નનો મંડપ રચવા રામાનંદસ્વામીને મોકલે છે. જાન અક્ષરધામમાંથી આવે છે. જાનૈયા તરીકે અક્ષરધામના મુકતો છે. જાનૈયાઓએ વૈરાગ્ય રૂપી વસ્ત્રો પહેર્યાં છે. તેઓ જ્ઞાનરૂપી આભૂષણોથી શોભે છે. ધીરજરૂપી રથમાં જાન બેઠી છે. જીવરૂપી જાનકીને વરવા અનેક વિઘ્નો અસુરો ઉત્પન્ન કરે છે ત્યારે હરિ એ અસુરોનો નાશ કરે છે. ચાર વ્રતની ચોરી રચી છે. નિષ્કુળાનંદની જેમ વૈષ્ણવાનંદે પણ વરકન્યાનો શણગાર વિવિધ આભૂષણો અને વસ્ત્રોથી વર્ણવ્યો છે. પાંચમા પદમાં–

"ચુડો પેર્યો દાસ ઘેરે રે, વરવા લેરખડો વર લેશે રે
પેર્યા કંકણ બાજુને પુંચી રે, ચડવું દિન દિન પદવી ઉંચી રે
હૈયે હાર ને નવસેર નીતી રે, પેર્યા કોટ આભુષણ પ્રીતિ રે"

જેવી નોંધપાત્ર પંકિતઓ છે. શીલ અને સંતોષરૂપી ઝાંઝર છે. નાકમાં લાજરૂપી વાળી છે. સત્યરૂપી ચોખા ભાલે શોભે છે. જ્ઞાનરૂપી આંજણ આંજ્યું છે. આવું કન્યાવર્ણન છે. પણ આ કન્યાના શણગારનું વર્ણન નિષ્કુળાનંદના કન્યાવર્ણન સાથે સરખાવતાં ઝાંખું પડે છે. પ્રસ્તુત કૃતિ "વૃત્તિવિવાહ"ની તુલનામાં સાંપ્રદાયિક રંગોથી ઘેરી બની છે. આમ, એકંદરે મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં આધ્યાત્મિક વિવાહ રૂપક કાવ્યોમાં નિષ્કુળાનંદની "વૃત્તિવિવાહ" કૃતિ માનવંતું સ્થાન પ્રાપ્ત કરે છે.

## ૬. કલ્યાણનિર્ણય – (રચનાસાલ–અપ્રાપ્ય)

સોરઠા, દોહા અને ચોપાઈઓથી અઢાર નિર્ણયમાં વિસ્તરતી કવિની પ્રસ્તુત કૃતિ મુમુક્ષુ અને મુકતના સંવાદરૂપે આત્યંતિક કલ્યાણ અને અન્ય કલ્યાણ વચ્ચેના ભેદ દર્શાવી આત્યંતિક કલ્યાણનું સ્વરૂપ તથા તેની પ્રાપ્તિ માટેનાં મુખ્ય સાધનોની ચર્ચા કરે છે. કૃતિનો આરંભ સોરઠાથી કરી ઈષ્ટદેવનો મહિમા તથા તેના અક્ષરધામના મહિમાનો સંકેત કરતા કવિ

"સહુ સહુના મનને મતે રે, માન્યું કલ્યાણ મન ગમે તે રે ।
કોઈ કે અમે મત્સ્ય ઉપાસી, કોઇ કહે કર્મ સુખ રાશી રે ॥

જેવી સાતમી કડીથી ચોપાઈ દ્વારા પ્રથમ નિર્ણયમાં કલ્યાણ માર્ગનાં જુદાં જુદાં

સાધનનોની ચર્ચા કરી તત્કાલીન વિવિધ મત – પંથો કે સંપ્રદાયોનો ઉલ્લેખ કરે છે. જેમ સંસારમાં લોકો મારા-તારાની હોંસાતોંસી વચ્ચે એક બીજાને ઉતારી પાડવાના પ્રયત્નો કરે છે તેમ મોહમાર્ગમાં અજ્ઞાન લોકો પોતાના ઈષ્ટદેવને સર્વોપરી માની બીજા દેવ દેવીઓને નિંદે છે. બીજા દેવોનું નામ લેવામાં પણ પાપ સમજનારા આવા જડ લોકો પ્રત્યે કવિને દુઃખ છે. કવિ આવા સંકુચિત લોકો પ્રત્યે કટાક્ષ કરે છે. આત્યંતિક કલ્યાણ આપનારાઓનો તો જાણે રાફડો ફાટ્યો છે. મોક્ષ આપવાની લાલચમાં અજ્ઞાની જીવને ફસાવનાર અનેક તત્કાલીન ઠગો પ્રત્યે કવિએ ઈશારો કર્યો છે –

કોઈ કોઈ ભેળા નવ ભળે રે, માન્યું સત્ય પોતાનું સઘળે રે ।
કોઈ કાન ફડાવી કહે છે રે, કોઈ કાપાંગરને કરે છે રે ॥
કોઈ દંડી મુંડી ડામદાઈ રે, કોઈ મગન નીરમાં નાહી રે ।
કોઈ જટી કાટી ખાલ ખરી રે, કોઈ માળા તિલક રહ્યા ધરી રે ॥
કોઈ કંથા ગોદડી કોપીન રે, વનફળ ટાટાંબર મૃગાજીન રે ।
કોઈક થયા પંડિત પુરાણી રે, કોઈ એક બ્રહ્મ બોલે વાણી રે ॥[૧૩]

સમાજમાં કેટલાક અજ્ઞાની મુમુક્ષુઓ, ઉપર દર્શાવેલા ઠગોની જાળમાં ફસાઈ પોતાનું કલ્યાણ બગાડે છે તો કેટલાક

"નોખાં નોખાં વપુને વંદે છે રે, પરસ્પરને નંદે છે રે ।
કોઈક પૂજે છે બાળમુકુંદ રે, કોઈ ભજે છે શ્રીવ્રજચંદ રે ॥
કોઈ કહે રુકિમણી રાય રે, કોઈ રમાપતી ગુણ ગાય રે ।
એમ ભેદ પાડીને ભજે છે રે, તેહ વિના બીજાને તજે છે રે ॥[૧૪]

એ રીતે એક જ પરમાત્માની ઉપાસનામાં ભેદ પાડી પોતાના આત્માનું અહિત કરે છે. અનેકેશ્વર ઉપર ઉપાસના રાખનારાઓ પ્રત્યે પ્રહાર કરતાં કવિ કલ્યાણના વિવિધ માર્ગો –

"કલ્યાણ છે કૈંક ભાત્યના, તેની જુજવી જાત ।
સર્વે કલ્યાણ સરખાં નહિ, તેની સાંભળી લો હવે વાત ॥

બીજા નિર્ણયની બીજી કડીથી સૂચવી ૧૪મી કડી સુધી વર્ણવે છે. ભૂખ્યાંને ભોજન, નાગાંને વસ્ત્ર, વ્રત, જપ, તીર્થ, કમળપૂજા, કાશીનું કરવત, ધર્મ અને નિયમ આદિ માર્ગોને કલ્યાણ સમજનારા વાસ્તવમાં સાચું કલ્યાણ કવિના મત મુજબ પ્રાપ્ત કરી

૧૩ નિષ્કુળાનંદકાવ્યમ્ – "કલ્યાણનિર્ણય" : નિર્ણય ૧, પાન નં. ૩૫૮,
૧૪ નિષ્કુળાનંદકાવ્યમ્ – "કલયયાણનિર્ણય" : નિર્ણય ૧, પાન નં. ૩૫૯.

શકતા નથી. કારણ કે આ બધા માર્ગોને કાળ, માયા અને પ્રારબ્ધનાં બંધનો નડે છે. વળી તેનાથી મેળવેલી સુખપ્રાપ્તિ પણ લાંબી ટકતી નથી. અહીં "રસિકવલ્લભ"ના કવિ દયારામ યાદ આવે છે. ગુરુશિષ્ય સંવાદ દ્વારા આત્યંતિક કલ્યાણની ચર્ચા કરતા દયારામે આત્યંતિક કલ્યાણ વિષે તત્ત્વજ્ઞાન રજૂ કરતાં કહે છે કે તૃષ્ણા તજીને એક જ પરમેશ્વરને પૂજે તેને આત્યંતિક કલ્યાણ પ્રાપ્ત થાય છે. :

"કહો કયમ આત્યંતિક કલ્યાણજી, નિગમાગમમાં જે પ્રમાણજી"

શિષ્યે પૂછેલા પ્રશ્નનું દયારામ ગુરુના ઉત્તરદ્વારા નીચે પ્રમાણે સમાધાન કરાવે છે :—

"સુણી એવું બોલ્યા શ્રીગુરુ, તે સુંદર પૂછયું પ્રશ્ન,
તે સકળ સિદ્ધ થાય પૂજે, પરમેશ્વર તજી તૃષ્ણ."[૧૫]

કૃષ્ણને સર્વોપરી માનતા દયારામ ચર્ચાનો દોર આગળ લંબાવતાં પરમેશ્વર વિષે સ્પષ્ટતા આ પ્રમાણે કરે છે :—

"એવું સુણી બોલ્યો શિષ્ય, કો પ્રભુ પરમેશ્વર તે કાણ,
નિજ મત કહે સહુ જૂજવા, કયમ લહીએ આ પ્રમાણ.
કો વિષ્ણુ કે શિવભકિત, કો ગણપતિ કોઈ દિનેશ,
ઈત્યાદિ બહુ ઋષિમત સુણ્યા, કહો કેટલા પરમેશ.
હે બાળ! તું ગોજાળ ભ્રમમાં, પરમેશ્વર તો એક,
પણ સમજ વણ સંશય રહે, તુને નથી પકવ વિવેક.
એક યુકિતથી સમજાવું બહુ, પરમેશ કહે જડ એમ,
પણ દયા પ્રીતમ કૃષ્ણ છે, સર્વેશ તજ મન વેમ."[૧૬]

અહીં નિષ્કુળાનંદ દયારામ કરતાં આત્યંતિક કલ્યાણની બાબતમાં વધુ સ્પષ્ટ છે. દયારામે આત્યંતિક કલ્યાણ કે જે છેવટનું કલ્યાણ—"જે મળ્યા પછી ફરી જન્મ ન લેવો તે કલ્યાણ" તેવી સ્પષ્ટ વ્યાખ્યા આપી નથી. વળી આત્યંતિક કલ્યાણનાં ભયસ્થાનોની ય ચર્ચા કરી નથી. જ્યારે નિષ્કુળાનંદે આત્યંતિક કલ્યાણના સ્વરૂપને નીચે પ્રમાણે સ્પષ્ટ રીતે સમજાવ્યું છે :—

---

૧૫ દયારામકૃત "રસિકવલ્લભ"— પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ ૨, સંશોધક અને પ્રકાશક હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા, નાથાશંકર શાસ્ત્રી, વડોદરા. ઈ. સ. ૧૮૯૦, આવૃત્તિ ૧, પાન–૧૬.

૧૬ એજન, પાન–૧૬.

"જેને ફરી ન પડે ફરવું રે, તેને આત્યંતિક શ્રેય કરવું રે ।
તેહ વિના તો કલ્યાણ કાચું રે, પામી પડવું પડે છે પાચું રે ॥[17]

આમ જેની પ્રાપ્તિ થયા પછી કશું જ પ્રાપ્ત કરવાનું રહે નહીં તે આત્યંતિક કલ્યાણ. દયારામના મતે શ્રીકૃષ્ણનાં ચરણોમાં શરણાગતિ પામનાર આત્યંતિક કલ્યાણને પામે છે. જ્યારે નિષ્કુળાનંદે એક જ પરમાત્માનો દૃઢ આશરો લેવાનું કહ્યું જ છે, પરંતુ સાથે સાથે સાચા સંત અને સદ્શાસ્ત્રોને પણ આત્યંતિક કલ્યાણના માર્ગસૂચક સ્તંભો કવિએ માન્યા છે. પ્રકટ પરમાત્માને મળેલા હરિભક્તો કે સંતો પણ આત્યંતિક કલ્યાણ પ્રાપ્ત કરાવવાના અધિકારી છે. આ રીતે શાસ્ત્રો અને સંતનું માહાત્મ્ય નિષ્કુળાનંદે દર્શાવ્યું છે :–

"પણ આત્યંતિક જે કલ્યાણ રે, તેની રીતભાત જુદી જાણ રે ॥
તે તો હરિ હરિજનથી થાય રે, સાચું કલ્યાણ જેને કેવાય રે ।
સમજી રૈ જપે તું એટલું સાર રે, નથી બીજો નિશ્ચે નિરધાર રે ॥
મળે પ્રભુ પ્રગટ પ્રમાણ રે, કાં તો તેના મળે લે કલ્યાણ રે ॥
તેહ વિના તો કોટિ ઉપાયે રે, આત્યંતિક કલ્યાણ ન થાયે રે ॥[18]

* * * * * *

શાસ્ત્ર શ્રદ્ધાએ કરી સાંભળે રે, તેનાં સર્વે સંકટ ટળે રે ।
સંત શાસ્ત્રથી કૈંક સુધર્યા રે, ભણ્યા સહુ કહે છે ભવ તર્યા રે ॥
એવું સાંભળીને સંશય ટળ્યો રે, જાણું મોક્ષનો મારગ મળ્યો રે ॥
સંત સેવીને કૈંક સુખ પામ્યા રે, શાસ્ત્ર સુણી કૈંક દુઃખ પામ્યા રે ॥

આમ, ૯મી કડીથી ૩૧મી કડી સુધી ત્રીજા નિર્ણયમાં સંત અને શાસ્ત્રને આત્યંતિક કલ્યાણના માર્ગો માની કવિએ તેની વિશદ ચર્ચા કરી છે. પરંતુ ત્રીજા અને ચોથા નિર્ણયમાં કવિએ સ્પષ્ટતા કરી છે કે દરેક શાસ્ત્ર અને કહેવાના સંત મોક્ષમાર્ગના માર્ગદર્શક નથી. સર્વે શાસ્ત્રો કે સંતો એક માળાના મણકા નથી. પ્રકટ ભગવાનના સાચા સંતો અને હરિના મુખેથી સરેલ શબ્દોને જ કવિએ શાસ્ત્ર તરીકે સ્વીકારેલ છે. કવિએ વામ સંપ્રદાયનાં અને વેદાંતીઓનાં શાસ્ત્રોને નાસ્તિક ઘટાવી અનર્થ ઉપજાવનારાં કહયાં છે. પાંચમા નિર્ણયમાં કહેવાતા ભક્તોને અવતારરૂપે ઠોકી બેસાડી એવાં જ ખળશાસ્ત્રો તૈયાર કરાવી સમાજને કલ્યાણના નામે ઠગતા, ભ્રષ્ટાચાર ફેલાવતા નાસ્તિકો અને ઠગોને કવિએ ઉઘાડા પાડયા છે. તેમના મતે આવા પાખંડી લોકો વાસ્તવમાં પરમાત્માના ખૂની છે. આઠમા નિર્ણયમાં પ્ર ટ પરમાત્માના અંતર્ધાન થયા પછી એમનું કુળ કે કુળના વંશજો કલ્યાણદાતા કહેવાય કે નહીં ?—મુમુક્ષુએ મુક્તને પૂછેલા આ પ્રશ્નનું સમાધાન

૧૭ નિષ્કુળાનંદકાવ્યમ્ – "કલ્યાણનિર્ણય" – નિર્ણય બીજો, પૃ. ૩૬૧.
૧૮ એજન, પાન–૩૬૦.

કરતાં કવિ કહે છે કે જ્યાં સુધી પ્રકટ પ્રભુનો દૃઢ આશરો રાખી પ્રભુએ બાંધેલી મર્યાદામાં રહી વર્તશે ત્યાં સુધી પ્રત્યક્ષ પરમાત્માના કુળના વંશજો કલ્યાણના અધિકારી બની શકે છે. એકલા કુળનું નહીં, કુળના ગુણનું મહત્ત્વ છે. જો કુળનું મહત્ત્વ હોય તો મત્સ્યાવતારના કુળનાં માછલાં, કૂર્માવતારના કુળમાં જન્મેલા કાચબાઓ કે પરશુરામના વંશજો પણ કલ્યાણ આપી શકે. વસ્તુતઃ પ્રત્યક્ષ પ્રભુની આજ્ઞામાં રહી તેના દૃઢ આશરે રહેનાર આત્યંતિક કલ્યાણ પ્રાપ્ત કરી શકે છે. કવિની અન્ય કૃતિઓ "પુરુષોત્તમપ્રકાશ" કે "અવતારચિંતામણિ"માં તેમની અવતારવાદની મીમાંસા વ્યકત થાય છે તેમ અહીં પણ આઠમા નિર્ણયની "મત્સ્ય પ્રભુના મત્સ્યજ કહિએ રે, તેથી કલ્યાણ કહો કેમ લહિયે રે" જેવી બાવીસમી કડીની પંકિતથી શરૂ કરી છવ્વીસમી કડી સુધી વિસ્તરાગેલ મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામવંશી સૂર્યકુળ કે કૃષ્ણવંશી યદુકુળ, બુદ્ધ કે કલકી કુળ કવિને મન કલ્યાણદાતાના અધિકારી ઠરતા નથી. તેમને મન તો આ બધાથી સર્વોપરી તેમના ઇષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાન કે તેમની ભકિતમાં રંગાયેલ ભકતો કે સંતો કે તેમના મુખેથી સરેલાં શાસ્ત્રો જ છે.

આત્યંતિક કલ્યાણનાં ભયસ્થાનોમાં કવિને મન સૌથી પ્રથમ છે પાખંડી ગુરુ. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના જ્ઞાનના ગરવા વડલા સમા અનોખા અખાએ છપ્પામાં દાંભિક ગુરુઓના દંભોને કટાક્ષયુકત તમતમતી વાણીમાં ઉઘાડા પાડયા છે. તે રીતે આ પણ કવિએ અહીં નવમા નિર્ણયમાં—

ગુરુ વેષ ભજવવા કાજ રે, રાખે શોભતો સમાજ રે ।
સારાં વસ્ત્રો ઘરેણાં વાહન રે, કહું તેની રીત સુણો જન રે ॥"

જેવી પાંચમી કડીથી બાવીસમી કડી સુધી ગુરુઓની પાખંડ લીલાઓની સંક્ષેપમાં ચર્ચા કરી છે. ભૌતિક વિલાસમાં વિહરતા ગુરુઓ "ગુરુ વિના જ્ઞાન નહીં" જેવી ઉકિતઓ દ્વારા અજ્ઞાની લોકોને ફસાવે છે. ઘેર ઘેર ફેલાયેલા કલ્યાણના આ તૂતને જોઈ ધર્મદેવ પણ ઘડીભર વિચારમાં પડી જાય છે, કે હવે પૃથ્વીલોકમાં ગુરુઓના રાફડાઓથી મોક્ષનું સદાવ્રત કૂદકે ને ભૂસકે આગળ ધપ્યે જાય છે તો પછી યમપુરીની શી જરૂર છે? કવિએ આ રીતે અહીં રમૂજ ફેલાવી છે. ધર્મદેવ પરમાત્મા પાસે જઈને આ સમસ્યાનું સમાધાન પૂછે છે. દશમા નિર્ણયમાં પરમાત્મા નિર્ણય આપતાં કહે છે—

"શ્રી હરિ કહે ધર્મ સાંભળો, ગુરુ ન હોય ઘરો ઘેર ।
ગુરુ તો એક ગોવિંદ છે, બીજી માયા બની બહુ પેર ॥

આમ, બીજા દોહામાં ગુરુનો સાચો અર્થ કવિ સમજાવે છે. ત્રીજા દોહામાં

"જેમ નર્તકી નૃત્ય કરી હરિ લિયે હેવાનનું ધન ।
વેષ લઈ વિધવિધના, કરે પામરને પ્રસન્ન ॥

જેવા રમણીય દૃષ્ટાંતદ્વારા માયામાં રાચતા બહુરૂપી ગુરુઓને કવિએ ઉઘાડા પાડ્યા છે. અહીં અખાના એરણ હથોડા જેવા મળતા નથી. ગુરુઓના પાખંડને ટાઢા ડામ માર્યા છે. અખાએ તો છપ્પામાં દંભી ગુરુઓ ઉપર કટાક્ષ કરી તેમની પાખંડ લીલાઓને ઉઘાડી પાડીને સંતોષ માન્યો છે. આવા પાખંડી ગુરુઓની માયાજાળમાં ફસાયેલા નિર્દોષ શિષ્યો કે જે કેવળ અંધશ્રદ્ધા અને અજ્ઞાનથી ભોળા ભાવે દંભી ગુરુઓના શિકાર બન્યા છે. તો આવા નિર્દોષ શિષ્યોનો શો અપરાધ ? આવા શિષ્યો જાણી જોઈને ગુરુઓની પાશવલીલામાં ભળ્યા નથી, માટે તેઓ કલ્યાણના અધિકારી ખરા કે નહીં ? આ પ્રકારના પ્રશ્નનું સમાધાન દંભી ગુરુઓને ઉઘાડા પાડતાં અખાએ કર્યું નથી. નિષ્કુળાનંદે અગિયારમા નિર્ણયની શરૂઆતમાં આ પ્રકારનો પ્રશ્ન ઉપસ્થિત કરી તેનું સમાધાન મુક્ત દ્વારા કરાવતાં કહ્યું છે : "જેમ પ્રત્યેક વસ્તુને બે બાજુ છે, એક સારી અને બીજી ખરાબ, બક અને હંસ, કોયલ અને કાગડો, રવિ અને રાકેશ વગેરે જોડકાંમાં કોનો પરિચય રાખવો તે આપણી વિવેકબુદ્ધિ ઉપર આધારિત છે. સર્પલાળને અમૃત સમજી તેનું પાન કરનાર મૃત્યુને નિશ્ચિતરૂપે પામે છે. વેદ, શાસ્ત્ર અને પુરાણ આદિ ગ્રંથોમાં સદ્ અને અસદ્ વસ્તુઓનો પરિચય કરાવ્યો છે. વળી સાચા સંતો પણ વિચરે છે અને ઉપદેશ આપે છે. આ બધાનું ઉલ્લંઘન કરીને અસત્યને વળગી રહે તો તેમાં કોનો દોષ ? માટે એવા શિષ્યો પણ ગુરુની જેમ યમપુરીના ભાગીદાર બને છે." (પાન–૩૭૫–૩૭૬)

બારમા નિર્ણયમાં કવિનું કથન છે કે પ્રકટ પ્રભુ પૃથ્વી ઉપર વિચરતા હોય ત્યારે સૃષ્ટિની જડ અને ચૈતન પ્રત્યેક વસ્તુનું આત્યંતિક કલ્યાણ થાય છે. એમ પ્રકટ પરમાત્માના મહિમાનું ગાન ગાતાં કવિ તેરમા નિર્ણયમાં

"મેલી ગમતું નિજમનનું, રહે હરિ આજ્ઞા અનુસાર"

જેવી પંક્તિમાં નિષ્કામભાવે નવધા ભક્તિ કરવાનું સૂચવે છે. કવિનો આત્યંતિક કલ્યાણનો માપદંડ સ્વામીનારાયણ સંપ્રદાયના તેમ જ અન્ય સદ્શાસ્ત્રોને આધારે ઘડાયેલો છે. કલ્યાણ અને આત્યંતિક કલ્યાણ વચ્ચેનો ભેદ દર્શાવતા કવિ રખેને નિર્દોષ અને ભોળી પ્રજા તત્કાલીન વિવિધ પંથો–વાડાઓ કે પંચમાયિક વિષયોના અખાડામાં ફસાઈ જઈ પોતાનું કલ્યાણ બગાડી મોંઘા માનવજન્મને વેડફી નાખે તેની સતત ચિંતા પણ દર્શાવે છે :

"જટા, શ્વેત વાળ કટા રે, કંથ ભર્થર ને કાન કૂટા રે"

જેવી સોળમા નિર્ણયની વીસથી બાવીસ કડીઓમાં ઝડઝમકદ્વારા કવિએ તત્કાલીન ભ્રષ્ટાચારી પંથોને બ્રહ્માનંદની જેમ ઉઘાડા પાડ્યા છે. આવા વર્ગોને કવિએ "બકાલી"

અને નપુંસક ગણ્યા છે. સત્તરમા નિર્ણયમાં આત્મજ્ઞાની અને દેહાભિમાનીનાં સુંદર ચિત્રો દોરી તેનાં લક્ષણો ગણાવતાં કવિ અઢારમા અર્થાત્ અંતિમ નિર્ણયમાં સાચા ગુરુનો સમાગમ કરવાની ભલામણ કરે છે.

૫૪૨ કડીઓમાં વિસ્તરાયેલી, સોરઠા, દોહા, ચોપાઈ અને પદરાગ ઘોળમાં ગવાયેલી પ્રસ્તુત સળંગ પદ્યરચનાની વસ્તુગૂંથણીમાં કવિએ કુશળતા દર્શાવી છે. આત્યંતિક કલ્યાણની ચર્ચામાં કવિના વિચારનો ક્રમિક વિકાસ નોંધપાત્ર છે. મંગલાચરણ પતાવી કવિ સીધા મુખ્ય વિષય ઉપર આવી મુમુક્ષુ અને મુકતના સંવાદદ્વારા એક એક નિર્ણયમાં શાંત વહેતા જળના પ્રવાહીની જેમ સ્વસ્થ શૈલીમાં કૃતિનાં હાર્દને સ્પષ્ટ કરે છે. ક્રમિક રીતે વિકસતી જતી કૃતિ કલ્યાણ અને આત્યંતિક કલ્યાણ વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરી, આત્યંતિક કલ્યાણના સ્વરૂપની ચર્ચા કરી, તેના અવરોધક માર્ગો અને છેવટે આધારભૂત સ્તંભોની ચર્ચા કરે છે. રચનામાં ઉપમા, રૂપક જેવા અલંકારો કવચિત નજરે પડે છે, પરંતુ અખાની જેમ નિષ્કુળાનંદે કુશળતાથી દૃષ્ટાંત અલંકારોનો બહુધા ઉપયોગ કર્યો છે. "નૃત્ય કરતી વેશ્યા" અને "રવિ વિનાની રજની"નું દૃષ્ટાંત પ્રયોજતા કવિ દંભી ગુરુઓને "ધતુરાના બીજ" તથા "મસાણ વચ્ચેના લાડુ" સાથે સરખાવી ઘરગથ્થુ ઉપમા આપે છે. "અહં બ્રહ્માસ્મિ" થઈ પૂજનારા દેહાભિમાની ઠગોની વાણીને કવિએ હડકાયા શ્વાનની લાળ સાથે સરખાવી છે. "જટા શ્વેત પટા બાળકટા રે, કંથર, ભર્થર ને કાન કટા રે" જેવી પંકિતઓની માળા સર્જતા કવિ વર્ણસગાઈદ્વારા પદાવલીને રમ્ય બનાવી શકયા છે. ભાષા સંસ્કારી અને કયાંક તળપદી બની છે. સંસ્કૃત કરતાં તદ્ભવ શબ્દોનો પ્રયોગ વિશેષ છે. "ભડવો" શબ્દ કઠે છે. "ઉજળું તેટલું દૂધ" રૂઢ પ્રયોગ ને "બકાલી" જેવો કાઠિયાવાડી શબ્દપ્રયોગ ધ્યાન ખેંચે છે.

સમગ્રતયા પ્રસ્તુત કૃતિનું મૂલ્યાંકન કરીએ તો ભોજો, ધીરો કે દયારામ જેવા કવિઓ કરતાં વધુ સ્પષ્ટ અને વિશદતાથી કવિએ અહીં આત્યંતિક કલ્યાણની ચર્ચા કરી છે. સ્વામીનારાયણ સંપ્રદાયના અન્ય કવિઓની તુલનામાં, આ દૃષ્ટિએ, નિષ્કુળાનંદની પ્રસ્તુત કૃતિ ચઢિયાતી છે. કારણ કે અહીં કવિએ આત્યંતિક કલ્યાણનાં વિવિધ પાસાંની ક્રમિક રીતે છણાવટ કરી છે.

કવિત્વની દૃષ્ટિએ કવિની અન્ય કૃતિ "ભકતચિંતામણિ", "સ્નેહગીતા" કે "પુરુષોત્તમપ્રકાશ"ની તુલનામાં આ રચના ઝાંખી પડે છે, તો બીજી બાજુ "હરિવિચરણ" કે "અરજીવિનય" જેવી નીરસ પણ નથી. સામાન્ય રીતે શાંત રસમાં વહેતી પ્રસ્તુત કૃતિમાં કવિને રસસ્થાનોને પારખીને જમાવટ કરવાની તક મળી નથી.

## ૭. સારસિદ્ધિ – (રચનાસાલ અપ્રાપ્ય)

"કલ્યાણનિર્ણય"માં સળંગ પદ્યરચનામાં નિષ્કુળાનંદે આત્યંતિક કલ્યાણના સ્વરૂપની ચર્ચા કરી તેને પ્રાપ્ત કરવાનાં સાધનોની છણાવટ કરી છે. પણ આત્યંતિક કલ્યાણ પ્રાપ્તિમાં પ્રભુની પ્રસન્નતા પ્રાપ્ત કરવાની રહે છે. એનું નિરૂપણ 'સારસિદ્ધિ'માં થયું છે. પરમેશ્વરને પ્રસન્ન કરવાના ચતુષ્ટય સાધનો ને સદ્દશાસ્ત્રોને આધારે કવિએ પ્રસ્તુત કૃતિમાં ૪૮ કડવાંમાં નિરૂપણ કર્યું છે. એમાં વચ્ચે વચ્ચે સંયોજેલાં એવાં બાર પદો ગૂંથી લીધાં છે. એક રીતે જોઈએ તો સદ્દશાસ્ત્રોના સારની સિદ્ધિ અત્રે દર્શાવવાના પ્રયત્નો કર્યા છે. પરિણામે કૃતિનું શીર્ષક યથાર્થ છે. કવિને મન સારમાં સાર પ્રકટ ભગવાનની મૂર્તિ છે. ઝળોમય દિવ્ય મૂર્તિનો આનંદ અનેરો છે. આ આનંદ પ્રાપ્ત કરવા માટે માયિક પંચવિષયોમાં રમતી ઈન્દ્રિયોને પાછી વાળી ઈષ્ટ દેવની મનોરમ મૂર્તિમાં જડી દેવી જોઈએ. ઈશ્વરને પ્રસન્ન કરવાનાં સારરૂપ સાધનોમાં પ્રથમ ધર્મ છે. કવિને મન ધર્મ એટલે પ્રકટ ભગવાનનાં વચનોનું દઢ રીતે પાલન. ત્યાર બાદ માહાત્મ્યજ્ઞાને યુકત નિષ્કામ પ્રેમલક્ષણા પતિવ્રતાની સારતમ પ્રકટ ભગવાનની ભકિત, તે ભકિતના રંગને સ્થાયી ટકાવી રાખનાર બૃહદ્ વૈરાગ્ય અને એવા વૈરાગ્યના રંગે રંગાયેલા સાચા સંતોનો સમાગમ ઈત્યાદિનું સરળ પ્રાસાદિક શૈલીમાં કવિએ વિવિધ દષ્ટાંતો દ્વારા નિરૂપણ કર્યું છે. ધન્યાશ્રી, રામગ્રી અને ધોળ ઈત્યાદિ રાગોનો ઉપયોગ કરી કવિએ વિવિધ રાગોનુ જ્ઞાન દર્શાવ્યું છે.

રાગ ધન્યાશ્રીથી કૃતિનું મંગલાચરણ કરતા, રચનાનો ઉદ્દેશ સ્પષ્ટ કરતા–

"શ્રી પુરુષોત્તમ પ્રસન્ન કરવા કાજ જી, શું શું જોઈએ આ જીવને સમાજ જી ।
જેણે કરી રીઝે શ્રીમહારાજ જી, એવું શોધી સાર હો લેવું આજ જી ॥

જેવી કડી સર્જતા કવિ વિવિધ રમણીય દષ્ટાંતોદ્વારા પોતાના કથનને પુષ્ટ કરે છે. જેમ આકાશે અનંત તારલાઓ તો ઝબૂકે છે પરંતુ સૂર્યના પ્રકાશ વિના અંધકાર છે અને જેમ સેંકડો શૂન્ય આગળ અંક ન મૂકાય તો વ્યર્થ છે તેમ કરોડો કામમાં ચતુરાઈ વાપરી પોતાના સાંસારિક કામને સુધારતો મનુષ્ય મોક્ષ બગાડે તો સઘળું વ્યર્થ છે. બીજા કડવામાં પ્રભુને પ્રસન્ન કરવા કોઈ હિમાળે હાડ ગાળે છે, કોઈ દાવાનળે દેહ બાળે છે, કોઈ કેશ વધારી વેશ કાઢે છે, કોઈ સ્ત્રી ધનનો ત્યાગ કરી વનવાસ સેવે છે, કોઈ મૌનવ્રત લે છે તો કોઈ દિગંબર બને છે, કોઈ કમળપૂજા કરે છે– આ બધા ઉપાયો કવિને મન પરમાત્માને રાજી કરવાનાં સાધનો નથી, કારણ કે તે નિષ્કામ નથી. નિષ્કામી બન્યા સિવાય વિષયના ઘા રૂઝાતા નથી. ત્રીજા કડવામાં સકામ ભકિત તરફ દોડી રહેલા ઘેલા ભકતો તરફ વ્યંગ કરી પાંચમાથી એકવીસમા કડવા સુધી કવિ વૈરાગ્યની

વિશદ ચર્ચા કરે છે. કવિ વૈરાગી નિષ્કુળાનંદના વ્યકિતત્વની અહીં પ્રતીતિ મળે છે. શુદ્ધ બૃહદ્ વૈરાગ્યના બળ વિના નારદ, પરાશર, ઈન્દ્ર, બ્રહ્મા અને ચિત્રકેતુ ઈત્યાદિ દેવઋષિઓ ભ્રષ્ટ થયા તેનું આલેખન કરતા કવિ સાતમાં કડવામાં વૈરાગ્યને શરણે જનાર ગોપીચંદ, ભર્તૃહરિ અને શુકજી વગેરેનો મહિમા દર્શાવી પૌરાણિક પાત્રોના પરિચય કરાવે છે. સંસારની આસકિતમાંથી મુકત કરવા મીરાંએ મુમુક્ષુઓને શુદ્ધ પ્રેમની ગોળી આપી, અખાએ જ્ઞાનની ગોળી આપી, નરસિંહે જ્ઞાન અને ભકિતની મિશ્રણયુકત ગોળી પાઈ, ભોજાએ ચામડી ઉતારી નાખે તેવા તમતમતા ઉપદેશોની ગોળી ખવડાવી તો નિષ્કુળાનંદે સૌમ્ય વૈરાગ્યની ગોળી ચૌદમા કડવાની છઠ્ઠી કડીમાં આ પ્રમાણે પીરસી –

"જેમ સુરાખારને અરધે કરી, ગોળી ગળિને નિસરે બાર ।
તેમ તીવ્ર વૈરાગ્યના વેગથી, રહે નહિ વિષય વિહાર ॥

અને આ તીવ્ર વૈરાગ્યની પ્રાપ્તિ તો હરિ કે હરિના સાચા જન જ કરાવી શકે છે. સત્તરમા કડવામાં કવિ સ્પષ્ટ કહે છે –

"તીવ્ર વૈરાગ્ય ઉપજે, જો કૃપા કરે જગદીશ ॥
કાં તો તેના જન મળે, વૈરાગ્યવાન મુનીશ ॥

બાવીસમા કડવાથી પચીસમા કડવા સુધી ભકત નિષ્કુળાનંદ ભકિત વિષેના વિચારો દર્શાવે છે. "ભકતચિંતામણિ" કે "ભકતનિધિ" જેવી સળંગ પદ્યરચનાઓમાં ભકિતનું સાંગોપાંગ વિવેચન કરતા નિષ્કુળાનંદે અહીં તો અછડતા ઉલ્લેખો કર્યા છે. શિર સાટેની ભકિત કરવાનું સૂચવતા કવિ પ્રત્યક્ષ પરમાત્માની ભકિતને પ્રાધાન્ય આપે છે. સ્વામીનારાયણ સંપ્રદાયના અન્ય કવિઓની માફક પ્રણાલિ અનુસાર ભકિત મહિમા ગાતા પચીસમા કડવાના ઉત્તરાર્ધથી કવિ ધર્મના સ્વરૂપની વિશદ ચર્ચા કરે છે :–

"ધર્મ તે ધર્મસુતનાં વચન, તે પાળવાં પ્રીતે કરી ।
જેને જેમ કરી આગન્યા, તે ફેરવવી નહિ ફરી ॥
આગન્યાથી અધિક બીજો, નથી આવતો ધાર્યામાંય ધર્મ ।
તોળી તપાસી જોયું તને મને, એ જ ધર્મ છે વળી પર્મ ॥

જેવી સત્તાવીસમા કડવાની ત્રીજી અને ચોથી કડી વાંચતાં કવિના ધર્મ વિષેના વિચારોનો ખ્યાલ આવે છે. પરમાત્માની દિવ્યવાણી અને આજ્ઞાવચનોને દઢપણે પાળવાં તે કવિને મન ધર્મ છે. "વચનવિધિ" જેવી સળંગ પદ્યકૃતિમાં કવિએ આ મુદ્દાનું વિગતે આલેખન કર્યું છે. કવિની કવિત્વશકિત નીચેની કડીઓમાં પ્રગટ થાય છે–

"જેમ મોરપત્ની બિંદુ આવતાં, સત્યે લિયે છે રસે ભરેલડાં ।
તેનો મયૂર થાય તદ્રુત, થાય પડતાં બિંદુનાં ઢેલડાં ॥
તેમ આવતાં વસન વા'લાતણાં, ગ્રહી લિયે નર ગરજું થઈ ।
તે પૂરણ પામે પ્રાપતિ, ફરી ફેરવણી રહે નઈ ॥"[૧૯]

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં સંતમાહાત્મ્ય ઠેર ઠેર ગવાયેલું જોવા મળે છે. સંત એ મોક્ષનું દ્વાર છે. બત્રીસથી એકતાલીસમા કડવા સુધી સંતનો મહિમા કવિએ પુલકિત મને ગાયો છે :–

"સંત સમાન તે શું કહિયે, જેને અખંડ મૂર્તિ છે ઉપર"

જેવી બત્રીસમા કડવાની પંકિતમાં સંતમાહાત્મ્ય ગાતાં કવિએ સાચા સંત અને ઈશ્વર વચ્ચેનો સંબંધ લોહચુંબકદ્વારા દર્શાવ્યો છે :–

જેમ ચમક ઉત્તાર મુખનો, રહે ઉત્તાર દિશ પર મુખ ।
તેમ હરિ હરિજન સામા રહે, સદાયે આપવા સુખ ॥

તેતાલીસમા કડવામાં વિવિધ અવતારોમાં પોતાના ઈષ્ટદેવ સર્વોપરી હોવાનું કવિ દલીલો સાથે સૂચવે છે :

"સહુ ઉપર એ શ્રીહરિ, એની ઉપર નહિ કોઈ એક ।
પૂરણબ્રહ્મ પુરુષોત્તમ પોતે, એને આધારે બીજા અનેક ॥

કવિ આ કડીદ્વારા ઈષ્ટદેવ પ્રત્યેની અચળ નિષ્ઠા વ્યકત કરે છે. પ્રત્યક્ષ પરમાત્મા સ્વામીનારાયણ ભગવાનનું સ્વરૂપ છેતાલીસમા કડવાની છઠ્ઠી કડીમાં કવિ વર્ણવે છે :–

"પણ જાણો હરિને બે હાથ છે, બે પાવલિયા છે પુનિત ।
શ્રવણ નયન નાસિકા, મુખે બોલે છે રુડી રીત ॥

પ્રત્યક્ષ પરમાત્મા પોતાના ભકતો સાથે લીલાઓ કરે છે અને દિવ્યાનંદની છોળોમાં મહાલે છે. આ અનુપમ અનેરો આનંદ કવિને પણ પ્રત્યક્ષ પરમાત્માના સમાગમથી જે પ્રાપ્ત થયો છે તેનું આલેખન–

આજ આનંદ વધામણાં, હૈયે હરખ ન માય ।
અમળતી વાત તે આવી મળી, શી કહું સુખની સીમા ય ॥

જેવી કડીઓમાં આત્મલક્ષી ભાવે કૃતિના અંતે પદરાગ ધોળમાં કર્યું છે.

વૈરાગી ભકત કવિ નિષ્કુળાનંદને પ્રગટ કરતી પ્રસ્તુત કૃતિ કવિના તત્ત્વજ્ઞાનને સરળ વેગવતી ભાષા, વિવિધ દૃષ્ટાંતો અને ઘરગથ્થુ અલંકારોદ્વારા પ્રગટ કરે છે.

૧૯ "સારસિદ્ધિ"–કડવું–૨૯ કડી ૮ અને ૯, પાન–૧૪૪.

## ૮ વચનવિધિ – (રચનાસાલ અપ્રાપ્ય)

"સારસિદ્ધિ" સળંગ પદ્યરચનામાં ઈશ્વરને પ્રસન્ન કરવાનાં મહત્ત્વનાં સાધનોમાં કવિએ ધર્મને પણ ગણાવેલો ધર્મ એટલે કવિને મન પરમેશ્વરની વાણીનું દૃઢ પાલન. "વચનવિધિ" કૃતિમાં એની સવિસ્તર પર્યેષણા કરી છે. જ્યાં સુધી મનુષ્ય ઈશ્વરની વાણીને અમલમાં મૂકી ચાલતો નથી અને પરમાત્માની આજ્ઞાઓને માનતો નથી ત્યાં સુધી ઈશ્વરની પ્રસન્નતાથી વંચિત રહી જાય છે. શ્રુતિ અને સ્મૃતિનાં જે વચનો છે તે જ ભગવાનનાં વચનો છે અને તે જ ધર્મ છે.

પ્રસ્તુત કૃતિ બાવન કડવાં અને કડવાંની વચ્ચે વચ્ચે પ્રયોજેલાં તેર પદોમાં પથરાયેલી છે. પ્રત્યેક કડવામાં આઠ કડી છે. રાગ ધન્યાશ્રીમાં કૃતિનો આરંભ કરતાં કવિ ઈષ્ટદેવનું સ્મરણ કરી–

"મોટું થાવાનું હોય મનમાં, તો હરિ વચનમાં હંમેશ રૈયે ।
નિષ્કુળાનંદ કહે ન લોપિયે, વાલમનું વચન કૈયે ॥

જેવી પ્રથમ કડવાની આઠમી કડીમાં રચનાનો ઉદ્દેશ સ્પષ્ટ કરી બીજા કડવામાં વચન પાળતા ઈંદુ, સિંધુ અને શેષ વગેરેના ઉલ્લેખો કરી વચનમહત્તા સમજાવે છે. ઈંદ્ર વરસાદ વરસાવે છે, સૂર્ય ધરતી ઉજાળે છે, ચંદ્ર ચાંદની ચમકાવે છે, સમુદ્ર લહેરો લહેરાવે છે, કમળા કૃષ્ણને રીઝવે છે, વ્રજવનિતા વહાલાના વચનમાં વિહરી આનંદ માણે છે અને પાંચાલી પરમાત્માને ચીર ચીરી પ્રસન્ન કરે છે.–આમ, વિવિધ રમણીય દૃષ્ટાંતો દ્વારા કવિ વચન પાળવાથી પરમ સુખની પ્રાપ્તિ થતી હોવાનું સમજાવે છે, તો બીજી બાજુ હરિની આજ્ઞાનો લોપ કરવાથી અનેક પ્રકારનાં દુ:ખો આવતાં હોવાનું જણાવે છે :

"વચન વાલાનું લોપશો માં લેશ જી, એટલો તો માની લેજો ઉપદેશ જી ।
લોપતાં વચન આવશે કલેશ જી, હેરાનગતિ પછી રહેશે હમેશ જી ॥

–એમ સૂચવી કવિ છઠ્ઠાથી પંદરમા સુધીનાં કડવાંમાં વચનભંગ થઈ સ્થાનભ્રષ્ટ થયેલાનાં ઉદાહરણો આપે છે. આ વચનલોપથી જેમ બ્રહ્મા સ્વતનયાથી ભ્રષ્ટ થયા તેમ ઈંદ્ર ગૌતમ ઋષિની પત્ની અહલ્યાને ભોગવીને પુરંદર બન્યો. એ જ રીતે નારદ, પર્વત અને નહુષ વગેરે પૌરાણિક દૃષ્ટાંતો આપતાં કવિએ વચનવિમુખ થનારાઓની દુ:ખદ સ્થિતિનો ખ્યાલ આપ્યો છે. "વચનવિધિ"નાં અવરોધક તત્ત્વોમાં કવિને મન સૌથી મોટું કુસંગ છે. કુસંગની જાળમાં જ્યાં સુધી હરિભક્ત ફસાતો નથી ત્યાં સુધી તે શોભે છે. કોઢરૂપી કુસંગીની સોબત થતાં તે કુરૂપ બને છે. એક ઘરગથ્થુ દૃષ્ટાંત આપી કવિએ આ સ્પષ્ટ કર્યું છે :–

"વાગ્યો મોલ સારો ત્યાં લગી, જ્યાં લગી નથી ખવાણો ખડજમાં ।
તેમ ભકતની ભલાઇ ત્યાં લગી, જ્યાં લગી ના'વ્યો વિમુખની વડજમાં ॥"[20]

વળી કવિએ એક સુંદર કલ્પના પણ કરી છે :

જેમ રાહુ સંગે રાકેશ રવિનું, અતિ તમે થાય તેજ લીન ।
તેમ હરિ વિમુખના સંગથી, થાય મતિ અતિ મલિન ॥[21]

કુસંગને દૂર કરવા સત્સંગની જરૂર છે, અને આ સત્સંગ માટે સાચો સંતસમાગમ અનિવાર્ય છે. પરંતુ સાચા સંતની પ્રાપ્તિ દુર્લભ છે. કવિ કહે છે—

"સાચા સંત જાણો જગતમાં થોડા જી, બીજા બહુ ઘરોઘર ફરે માથા ફોડા જી ।
જ્યાં ત્યાં ખાય છે જગતના જોડા જી, તોય નથી લાજતા પ્રજાપતિ ઘર ઘોડા જી ॥

—આમ સત્તાવીસમા કડવાની પ્રથમ કડીથી દંભી સંતોનાં લક્ષણો કવિ વર્ણવે છે અને ૨૮મા કડવામાં સાચા સંતનાં લક્ષણો દર્શાવે છે. અહીં નરસિંહ મહેતાએ કહેલાં વૈષ્ણવ-જનનાં લક્ષણો યાદ આવી જાય છે. નરસિંહની જેમ નિષ્કુળાનંદે પણ સાચા સંતનાં લક્ષણો નીચે પ્રમાણે ગાયાં છે :—

"તે સંત સાચા શુભ ગુણે, જેમાં અશુભ ગુણ નહિ એક ।
પર ઉપકારી સગા સહુના, ધર્મ નિયમવાળા વિવેક ॥
કામ ક્રોધ લોભે કરી, જેને અંતરે નથી ઉત્તાપ ।
નિર્માની નિઃસ્પૃહી નિઃસ્વાદી, નિર્મોહી વળી નિષ્પાપ ॥"[22]

—આવા જ સંતો કલ્યાણના દાતા બની શકે છે. કારણ કવિના જ શબ્દોમાં કહીએ તો—

"ભકતદ્રોહ જેના જીવમાં, વળી અડયો નથી અણુભાર ।
એવા સંત શુદ્ધ શિરોમણિ, ત્રિલોકના તારનાર ॥
વચન ન લોપે વાલાતણું, હોય પંડયમાં જ્યાં લગી પ્રાણ ।
નિષ્કુળાનંદ એવા સંતનાં, શ્રી હરિ કરે છે વખાણ ॥"[23]

કૃતિના અંતમાં આપેલો દોહો રૂપકની દૃષ્ટિએ નોંધપાત્ર છે :—

"આ ગ્રંથ અતિ અનુપમ છે, મુખ દેખાડવા દરપણ ।
પણ હબશી મુખ જોઈ હૈયે, લિયે નહિ લગારે ગુણ ॥

---

૨૦ "વચનવિધિ"—કડવું ૧૭, કડી છઠ્ઠી, પાન—૧૦૫.

૨૧ એજન—કડવું ૧૮, કડી ત્રીજી, પાન—૧૦૬.

૨૨ "વચનવિધિ"—કડવું ૨૮, કડી પાંચ—છ, પાન—૧૧૧.

૨૩ એજન—કડવું ૨૮, કડી સાત—આઠ, પાન ૧૧૧.

દેખી મુખ દુઃખિયો થઈ, કરે ગ્રંથ મુકુર પર રોષ ।
જેમ છે તેમ દેખાડિયું, ગ્રંથ દર્પણનો શો દોષ ॥"[24]

—આમ સુંદર રૂપક દ્વારા કૃતિની સમાપ્તિ થાય છે.

શાંત રસમાં વહેતી પ્રસ્તુત કૃતિમાં પુરાણોનાં વિવિધ રમણીય દૃષ્ટાંતો આપી કવિ કથનને સ્પષ્ટ કરે છે ત્યારે કવિના પૌરાણિક જ્ઞાનનો પરિચય થાય છે. અલંકારોમાં ઉપમા અને રૂપક પ્રયોજેલ છે પરંતુ વિશેષ રીતે દૃષ્ટાંત અલંકારો કૃતિને મઢી લે છે.

વચન લોપનારને સુખ મળતું નથી તે સમજાવતાં કવિએ યોજેલ દૃષ્ટાંત અલંકાર કલ્પનાશકિતની દૃષ્ટિએ નોંધપાત્ર છે—

"જયારે પશ્ચિમે પ્રકટશે રવિ રે, થાશે બીજરહિત પૃથિવી રે ।
તોયે નહિ થાયે રીતે એ નવી રે, વચન ॥
જયારે શૂન્યં સુમનની સ્રજ થાશે રે, ઝાઝું જળપાને જન ધાશે રે ।
તોયે એ વાત કાંઇ મનાશે રે વચન ॥
સુત પંઢથી પામશે નારી રે, મળશે માખણ વલોવતાં વારી રે ।
તોયે વિમુખ સુખ રે'શે હારી રે વચન ॥[25]

અહીં ભાષા સરળ છે અને સંસ્કૃત ભાષાના યોજાયેલ શબ્દો પદાવલિને રમ્ય બનાવે છે. જેમ કે—

વ્રજવનિતા વચને રહી, વળી વા'લા કર્યા વ્રજરાજ ।
તેણે કરીને તોલે તેને, ના'વે શિવ, બ્રહ્મા, સુરતાજ ॥
સ્થાનભ્રષ્ટનો સર્વે ઠેકાણે, અતિ અનાદર થાય છે ।
દંત ને નખ કેશ નરા, ખરા નકારા કેવાય છે ॥

જેવી ૩૮મા કડવાની છઠ્ઠી કડી સંસ્કૃત સુભાષિતોની યાદ આપી જાય છે. એકંદરે ભગવાનનાં વચનોમાં અતિ શ્રદ્ધા ધરાવનાર ભાવિક ભકત નિષ્કુળાનંદના વ્યકિતત્વનું દર્શન કરાવતી પ્રસ્તુત રચના કાવ્યત્વની દષ્ટિએ કવિની "પુરુષોત્તમપ્રકાશ", "ભકતચિંતામણિ" કે "સ્નેહગીતા" જેવી અન્ય કૃતિઓની તુલનામાં ટકી શકતી તો નથી, પરંતુ કંઈક નોંધપાત્ર તો અવશ્ય બને છે.

---

૨૪ "વચનવિધિ" – પાન–૧૨૫.
૨૫ એજન – કડવું ૮, પાન–૧૦૧.

## ૯. શિક્ષાપત્રીભાષા—(સં. ૧૮૮૨, ગુજરાતી પદ્યાનુવાદ)

સ્વામીનારાયણ ભગવાને મુમુક્ષુઓના આત્યંતિક કલ્યાણ માટે સર્વે સદ્શાસ્ત્રોનું દોહન કરી ૨૧૨ સંસ્કૃત શ્લોકોમાં સં. ૧૮૮૨માં વસંતપંચમીને દિવસે 'શિક્ષાપત્રી' આપી. આ શિક્ષાપત્રી રચાયા પછી તરત જ નિષ્કુળાનંદ મુનિએ ટીકા સહિત એનું ગુજરાતી ગદ્યમાં ભાષાંતર કરેલું. સામાન્ય વર્ગ સંસ્કૃત ન સમજી શકે તે હેતુથી સ્વામીનારાયણ સંપ્રદાયના મુક્તાનંદ, પ્રેમસખી પ્રેમાનંદ અને બ્રહ્માનંદ કવિઓએ પણ નિષ્કુળાનંદની જેમ શિક્ષાપત્રીનો પદ્યાનુવાદ આપ્યો છે. આમાં પ્રેમસખીએ હિન્દીમાં પદ્યાનુવાદ આપ્યો છે. મુક્તાનંદ અને પ્રેમાનંદ હિન્દી અને ગુજરાતી બંનેમાં તો નિષ્કુળાનંદે કેવળ ગુર્જર વાણીમાં મૂળ શ્લોકોને ગૂંથી લીધા છે.

આમાં ૨૬૦ ચોપાઈઓ છે અને કવિ મૂળ કૃતિને વફાદાર રહ્યા છે. એક તરફ કોઈ પણ જગ્યાએ કવિએ મૂળમાં જરા પણ ફેરફાર કર્યો નથી, તો બીજી તરફ મૂળના ભાવને કે અર્થને સમજ્યા વિના તેમણે વિકૃત સ્વરૂપ પણ આપ્યું નથી. કવિ કુશળતાથી મૂળ કૃતિને ગુર્જર ભાષામાં ઉતારી શક્યા છે.

"મંગળકારી મૂરતિ, શ્રીસહજાનંદ સુખધામ ।
ભકિત ધર્મ સુત ભાવશું, રહ્યા અંતરમાં ઘનશ્યામ ॥

જેવી કડીથી મંગલાચરણ કરતા કવિ વિષયક્રમને ક્રમિક રીતે નિરૂપે છે. ૧ થી ૧૬ કડી સુધી મંગલાચરણાદિ ઉપોદ્‌ઘાત છે. ૧૭ થી ૧૫૦ સુધી ચારે વર્ણાશ્રમના ધર્મોનું કથન છે. ૧૫૧માં સામાન્ય ધર્મનો ઉપસંહાર છે. ૧૫૨ થી ૧૬૩ કડી સુધી આચાર્યના વિશેષ ધર્મોનું આલેખન છે. ૧૬૪ થી ૧૬૬ કડી સુધી તેમની પત્નીઓના વિશેષ ધર્મો આલેખ્યા છે. ૧૬૭ થી ૧૯૪ કડી સુધી ગૃહસ્થના વિશેષ ધર્મોનું નિરૂપણ છે. ૧૯૫ થી ૧૯૮ કડી સુધી રાજાના વિશેષ ધર્મનું ગાન છે. ૧૯૯ થી ૨૦૫ કડી સુધી સધવાના વિશેષ ધર્મોનું કથન છે. ૨૦૬ થી ૨૧૮ કડી સુધી વિધવા સ્ત્રીઓના વિશેષ ધર્મોનું નિરૂપણ છે. ૨૧૯ થી ૨૨૨ કડી સુધી સધવા અને વિધવાના સામાન્ય ધર્મોનું આલેખન છે. ૨૨૩ થી ૨૩૪ કડી સુધી બ્રહ્મચારીના વિશેષ ધર્મોનું કથન છે. ૨૩૫ થી ૨૪૩ કડી સુધી સાધુઓના વિશેષ ધર્મોનું જ્ઞાન છે. ૨૪૪ થી ૨૪૯ કડી સુધી વર્ણસાધુના સામાન્ય ધર્મોનું કથન છે અને ૨૫૦ થી ૨૬૦ કડી સુધી ગ્રંથનો ઉપસંહાર છે.—આ રીતે ક્રમભંગ કર્યા વિના મૂળ શ્લોકો કવિએ ૨૬૦ ચોપાઈઓમાં ગૂંથી લીધા છે.

### (ખ) લીલાપ્રધાન કૃતિઓ

## ૧. હરિવિચરણ–(સં. ૧૮૮૬ પહેલાંની) લીલાચરિત્ર

ત્રણસો બેંતાલીસ કડીઓ અને આઠ વિશ્રામમાં વિસ્તરાયેલ પ્રસ્તુત સળંગ પદ્યકૃતિ

હિંદીમાં લખાયેલી છે. એમાં ઈષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાનનું વિચરણ દર્શાવ્યું છે. મોક્ષમાર્ગમાં લીલાચરિત્રોનું શ્રવણ એક અગત્યનું સાધન મનાય છે. સૌરાષ્ટ્ર, કચ્છ અને ગુજરાતના તીરે તીરે વિચરી ત્યાંના મુમુક્ષુઓ સાથે શ્રીહરિએ જે લીલાઓ કરી, હોળી અને ફાગના ઉત્સવો ઉજવ્યા, યજ્ઞો કરાવ્યા, મંદિરો કર્યાં, સદાવ્રતો શરૂ કર્યાં અને જળક્રીડાઓ કરી તે સર્વનું અછડતું આલેખન અહીં કર્યું છે. આમાં વર્ણનો નથી પણ કેવળ માહિતી છે.

કૃતિની શરૂઆત સોરઠાથી કરી મંગલરૂપ ઈષ્ટદેવનું સ્મરણ કરી તેમનું ઐશ્વર્ય અહીં દર્શાવ્યું છે. દોહાથી ઈષ્ટદેવનું જન્મસ્થાન છપૈયા સમેત તેમની માતૃભકિત અને પિતૃધર્મનો ઉલ્લેખ કરી તત્કાલીન પાપી લોકોના ત્રાસમાંથી લોકોનું કલ્યાણ કરવા શ્રીહરિએ જે કરુણા કરી મનુષ્યજન્મ લીધો તેનો ત્યારબાદ નિર્દેશ કર્યો છે. અઢારમી કડીની ચોપાઈથી હરિનું વિચરણ અંકિત થાય છે. વનના શાંત વાતાવરણમાં ગોપાલ યોગી પાસે તેમણે યોગકલા શીખી, નવલખા યોગીઓનું દર્શન કરી, તેઓ ગંગાસાગર આવે છે. માનસપુર, શિવકાંચી, વિષ્ણુકાંચી, શ્રીરંગ અને સેતુબંધ રામેશ્વર વગેરે પવિત્ર સ્થળોનું ભ્રમણ કરતાં કરતાં સ્વામીનારાયણ ગુજરાતમાં રેવા, તાપી અને સાબરમતીમાં સ્નાન કરી, સૌરાષ્ટ્રમાં ભીમનાથનાં દર્શન કરી, માંગરોળ આવે છે. ત્યાંથી "લોજ" ગામની વાવ ઉપર તેઓ સુખાનંદ સાધુને મળે છે. સુખાનંદ તેમના ગુરુભાઈ મુકતાનંદ પાસે તેમને લઈ જાય છે. ત્યારબાદ રામાનંદનો તેમને મેળાપ થાય છે. બીજા વિશ્રામથી પાંચમા વિશ્રામ સુધીમાં આચાર્યપદે આવતા સ્વામી સહજાનંદનાં સંસ્કારકાર્યોનો અતિ સંક્ષિપ્ત રીતે કવિએ ઉલ્લેખ કર્યો છે. તેમણે જે હરિભકતોને લાડ લડાવેલાં, જળક્રીડાઓ કરેલી અને ઉત્સવો ઉજવેલા તેની સંવતવાર માહિતી આઠમા વિશ્રામમાં કવિએ આપી છે. ઈષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાનની હયાતીમાં આ કૃતિ લખાયેલી છે. કારણ કે તેમાં તેમના અંતર્ધાનનો ઉલ્લેખ નથી.

કાવ્યત્વની દષ્ટિએ કૃતિ ખાસ નોંધપાત્ર નથી. એમાં હરિ જ્યાં જ્યાં વિચર્યા અને એમણે જે લીલાઓ કરી તેની કેવળ શુષ્ક નોંધ જ આપી છે.

## ૨. હરિસ્મૃતિ–(સં. ૧૮૮૬ પહેલાંની)

"હરિવિચરણ" નામક સળંગ પદ્યરચનામાં કવિએ ઈષ્ટદેવનું વિચરણ દર્શાવી તેમની લીલાઓ વર્ણવી છે. આ વિચરણ અને લીલાઓની સ્મૃતિનું અંતકાળે મુમુક્ષુ-જનને સ્મરણ થઈ જાય તો પણ તેનું કલ્યાણ નિશ્ચિત છે. અંતરને સમગ્ર રીતે પરમાત્માની મનોહર–સુંદર–દિવ્યમૂર્તિમાં અને તેમની લીલાઓમાં પરોવવાની ક્રિયાને સ્મૃતિ કહે છે. ધ્યાન અને ચિંતન સ્મૃતિના વ્યાપક અર્થને સમાવી લે છે. સ્મૃતિ માટે હૃદયની શુદ્ધિ આવશ્યક છે. જપ, તપ, તીર્થ, લીલાચરિત્રો, સત્સંગ અને ધાર્મિક ઉત્સવો આદિ સાધનો છેવટે તો અંતકાળે પરમાત્માને યાદ કરવા માટેનાં સાધનો છે. "હરિસ્મૃતિ" દ્વારા કવિએ

સ્મૃતિના સ્વરૂપનું આલેખન કરી પોતાના ઇષ્ટદેવની દિવ્ય લીલાઓનું સ્મરણ કર્યું છે અને તેમની સ્વાભાવિક ચેષ્ટાઓનું ગાન કર્યું છે.

પ્રસ્તુત કૃતિમાં સાત ચિંતામણી છે. પ્રત્યેક ચિંતામણિમાં પ્રથમ બે દોહાઓ અને બાકીની ચોપાઇઓ છે. પ્રત્યેક ચિંતામણિમાં પચાસ કડીઓ છે. કૃતિની શરૂઆત દોહાથી કરતાં કવિ—

"મનોહર સુંદર મૂરતિ, સહજાનંદ સુખરુપ ।
નખશિખ સુધી નિરખતાં, આવે આનંદ અનૂપ ॥

જેવી કડીથી પોતાના પ્રાણ પ્યારા પરમાત્માની મૂર્તિને નિરખી પછીની કડીઓમાં ઉમંગથી નખશિખ વર્ણન કરે છે. ચોપાઇદ્વારા ત્રીજી કડીથી આરંભાયેલું નખશિખ વર્ણન બેંતાલીસમી કડી સુધી વિસ્તરે છે. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં પ્રેમસખી પ્રેમાનંદને બાદ કરતાં ઇષ્ટદેવનાં નખશિખ વર્ણનો આટલા વિસ્તારથી અન્ય કોઇ પણ કવિએ કર્યાં નથી. પ્રથમ ચિંતામણિની અંતિમ કડી કૃતિના રચનાસમય માટે "આંતરસાક્ષ્ય" પ્રમાણરૂપે છે :

"ઓઢી પછેડી પાવન નાથ, આવ્યાને જમવાને જીવન નાથ ।
બેઠા ચાકળે અવિનાશ, નાથ હતો નિષ્કુળાનંદ પાસ નાથ ॥

—આ કડી ઉપરથી એ સિદ્ધ થાય છે કે નિષ્કુળાનંદની ઉપસ્થિતિ ઇષ્ટદેવની પાસે હતી. વળી "હરિસ્મૃતિ"માં ઇષ્ટદેવના અંતકાળનાં કોઈ પણ દશ્યો કવિએ યાદ કર્યાં નથી. પરિણામે કહી શકાય કે સ્વામીનારાયણ ભગવાન અંતર્ધાન થયા એ પહેલાં એટલે કે સં. ૧૮૮૬ પહેલાં એ લખાયેલી છે. સ્વામીનારાયણ ભગવાન સં. ૧૮૮૬ના જેઠ સુદ દશમને દિવસે અક્ષરવાસી થયા. બીજી ચિંતામણિની પચાસ કડીઓમાં વિવિધ ખાદ્ય-પદાર્થો, અથાણાં, શાક, ફરસાણ વગેરેના વર્ણનમાં અહીં ઇષ્ટદેવને ધરાવવામાં આવતો અન્નકૂટ કે છપ્પનભોગને કવિએ યાદ કર્યો છે. પરંતુ આ નામાવલિ કેવળ શુષ્ક ટિપ્પણરૂપે નથી. વર્ણસગાઈ અને શબ્દાનુપ્રાસ અલંકારોદ્વારા તત્કાલીન સમાજની સમૃદ્ધ ખાણીપીણીનું કવિએ વર્ણન કર્યું છે, તો ત્રીજી ચિંતામણિમાં ઇષ્ટદેવના વિવિધ શૃંગારોનું આલેખન કરી તત્કાલીન વેશભૂષા તથા આભૂષણોનો ખ્યાલ કવિએ આપ્યો છે. સુરવાળ, ગુડકી, જામો, અંગરખી, સોનેરી રૂપેરી કીનખાબની ડગલી, કમર પર દુસાલ, બોરીયોફાળ, ખેસ, રાતોરેટો, કેવડા ફૂલની ટોપી, ફેંટો, પાઘ અને સોનેરી છોગાં વગેરે વિવિધ પોષાકો અને આભૂષણોના વર્ણનમાં કવિ પોતાના પ્યારા પ્રીતમના સૌંદર્યને મઢી લે છે. જે વિવિધ ફૂલોનો શણગાર તેમણે સજ્યો છે, તે વાંચતાં તત્કા-લીન ગુજરાતની સમૃદ્ધિનો ય ખ્યાલ આવે છે. ચોથી ચિંતામણિમાં આનંદ ઉત્સવ ઉજવવા વિવિધ પ્રકારનાં વાજિંત્રોથી કવિ કીર્તનની રમઝટ બોલાવે છે. અહીં દાતણથી માંડીને શયન સુધીની ઇષ્ટદેવની ક્રિયાઓ અને ચેષ્ટાઓ કવિને યાદ આવી જાય છે.

પ્યારા ભકતજનો સાથે ભગવાન રંગભીનો ફાગ ખેલે છે. કયારેક ઘોડીના અસવાર હરિએ ઝાલેલી લગામ રૂપાળી લાગે છે. ગંગા સમાન ગઢડાની ઘેલા નદીના જળમાં આનંદ કરતા હરિની જળક્રીડાઓ કવિને યાદ આવે છે :

ભૂખ્યો પ્યાસો હોય કોઈ પ્રાણી દગે ।
આપે અન્નજળ દુખિયાં જાણી દગે ॥
દીન ઉપર દયા ઘણી, દગે ।
જેનો કોઈ ન હોય ધણી દગે ॥

જેવી ચોથી ચિંતામણિની ૩૪ થી ૪૪ મી કડી સુધી ઈષ્ટદેવનાં માનવતાવાદી પરોપકારી કાર્યોને કવિ યાદ કરે છે. પાંચમી ચિંતામણિમાં ઈષ્ટદેવના મહિમાને ગાતા કવિ ઈષ્ટ દેવના ગુણોને ગાય છે. ૬ ઠ્ઠા અને ૭ મા કડવામાં પ્રત્યક્ષ ભગવાનની ભકિતનો મહિમા વર્ણવતાં કવિ કોઈ પણ સ્થાવર કે જંગમ પદાર્થ પ્રત્યક્ષ પરમાત્માના સહવાસમાં આવે તો તેનું કલ્યાણ નિશ્ચિત હોવાનું ભારપૂર્વક કહે છે. ભગવાનની દિવ્ય મૂર્તિ, તેનાં લીલાચરિત્રો, તેના ગુણો કે કીર્તનની સ્મૃતિ મનુષ્યને અંતકાળ સમયે થાય તો તેનું કલ્યાણ થતું હોવાની કવિને શ્રદ્ધા છે.

કાવ્યત્વની દૃષ્ટિએ આ રચના 'હરિવિચરણના'ના મુકાબલે કંઈક ઊંચી છે. અહીં જો કે અલંકારો કે કલ્પનાની ચમક નથી, બૃહદ્વૈરાગ્ય કે ગહન તત્ત્વજ્ઞાન નથી અને વિવિધ રસમીમાંસા નથી. તેની શૈલી સરળ અને પ્રવાહી છે અને ભાષા સંસ્કારી છે. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં કવચિત્ નજરે પડતાં ઈષ્ટદેવની સુંદરતાનાં નખશિખ ઉમંગભેર કરેલાં વર્ણનો પ્રસ્તુત કૃતિનું જમા પાસું છે. ઈષ્ટદેવની લીલાઓ અને તેમની સ્વાભાવિક ચેષ્ટાઓને યાદ કરતા કવિ વિપ્રલંભ શૃંગારને વિકસાવી શકયા નથી એ એનું ઉધાર પાસું ગણી શકાય. એકંદરે કાવ્યત્વની દૃષ્ટિએ આ એક સામાન્ય કૃતિ છે.

## ૩. ભકતચિંતામણિ[૨૬] (સં. ૧૮૮૭, આસો સુદ તેરસ)

મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય તરફ દૃષ્ટિપાત કરતાં જણાય છે કે ભકતકવિઓએ પોતાના ઈષ્ટદેવના આવિર્ભાવથી આરંભીને અંતર્ધાન સુધીનાં અદ્ભુત અલૌકિક ઐશ્વર્ય-ભર્યાં દિવ્યલીલાચરિત્રોને કડીબદ્ધ રીતે શબ્દદેહમાં મઢયાં નથી. નરસિંહ, મીરાં કે દયા-રામે કૃષ્ણચંદ્રની લીલાઓ વિવિધ પદોમાં છૂટીછવાઈ ગાઈ મિલનનો આનંદ માણી સંયોગશૃંગારની છોળો ઉડાડી છે તો કયારેક વિરહનાં આંસુ સાર્યાં છે તેની ના નહીં,

૨૬ પ્રકાશક : શાસ્ત્રી સ્વયંપ્રકાશદાસજી. સ્વામીનારાયણ મંદિર, કાલુપુર, અમદાવાદ. સં. ૨૦૧૮, આવૃત્તિ–૨.

પરંતુ કોઈ એક કવિ પોતાના ચરિત્રનાયકના ગુણો, ચરિત્રો કે લીલાસંકીર્તન તેના યુગનાં સાંસ્કૃતિક પાસાં સાથે કડીબદ્ધ વ્યકત કરી ભાવ અને કલાપક્ષને સાચવી સુંદર સળંગ પદ્યકૃતિની રચના કરે તેવું સર્જન કવચિત્ નજરે પડે છે. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યને નિષ્કુળાનંદ 'ભક્તચિંતામણિ' દ્વારા કંઈક રીતે આ ઊણપ પૂરી કરી એક અમૂલ્ય આભરણ આપી જાય છે. મહાકવિ પ્રેમાનંદે પણ કૃષ્ણના જન્મથી માંડીને અંતર્ધાન સુધીનાં કડીબદ્ધ રીતે ચરિત્રો આલેખ્યાં નથી. તેણે દશમસ્કંધથી પ્રભુની વિવિધ લીલાઓ છૂટકળ પદોમાં ગાઈ સંતોષ માન્યો છે, તો બીજી બાજુ શૈવ અને શકિત સંપ્રદાયના કવિઓએ પણ આ દિશામાં પ્રયાસો કર્યા નથી.

"ભક્તચિંતામણિ" ગ્રંથ ૫૬૫ પૃષ્ઠો રોકે છે. આમાં ૧૬૪ પ્રકરણો છે. એમાં દોહા, ચોપાઈ મળીને કુલ ૮૫૨૭ કડીઓ છે. ભક્તચિંતામણિભૂત પ્રકટ ભગવાન સ્વામીનારાયણનાં અલૌકિક, પવિત્ર લીલાચરિત્રોનું સળંગ રીતે કવન હોવાથી ચિંતનકર્તા ભક્તોના ચિંતામણિવત્ ઈચ્છિત સમસ્ત મનોરથોને તે પરિપૂર્ણ કરનાર છે. આમ, તેનું 'ભક્તચિંતામણિ' શીર્ષક સાર્થક છે. શીર્ષકનો ઉલ્લેખ કરી તેનું ઔચિત્ય સમજાવતાં કવિએ કૃતિનું સમાપન કરતી વખતે ગાયું છે—

"ભક્તચિંતામણિ ગ્રંથ કહયો, સતસંગીને સુખરુપ
જેમાં ચરિત્ર પ્રકટનાં, અતિ પરમ પાવન અનુપ.
બીજા ગ્રંથ તો બહુ જ છે, સંસ્કૃત પ્રાકૃત સોય,
પણ પ્રકટ ઉપાસી જનને, આ જેવો નથી બીજો કોય.
જેમાં ચરિત્ર મહારાજનાં, વળી વર્ણવ્યાં વારંવાર,
વણસંભારે સાંભરે, હરિ મૂર્તિ હૈયા મોઝાર."[૨૭]

પ્રકટ ભગવાનની ઉપાસના કવિને મન પોતાના ઈષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાન કે અક્ષરધામમાંથી મનુષ્યદેહે પૃથ્વી ઉપર આવેલા તેની ઉપાસના. એકાંતિક ધર્મનું પુનઃ સ્થાપન કરવા પૃથ્વી ઉપર મનુષ્યદેહે વિચરતા પ્રકટપુરુષોત્તમનાં ચરિત્રોને ઉમંગભેર ઝીલનાં કવિએ પોતાના પ્યારા પ્રીતમ સાથે જે લીલાઓ માણેલી, વસંત અને ફાગના ઉત્સવો માણેલા અને જળક્રીડાઓ કરેલી તથા વિરહની વેદનાથી તેમની અંતરની આંખો આંસુથી ભીંજાયેલી તેનું સમસંવેદન કવિએ અહીં ઝીલ્યું છે. તેની પ્રતીતિ કરાવતાં કવિ પોતે જ કહે છે :–

"જે જે નયણે નિરખિયું, વળી જે જે સુણિયું કાન,
તે તે ચરિત્ર હવે કહું, સહુ સુણો થઈ સાવધાન."[૨૮]

---

૨૭ "ભક્તચિંતામણિ"—પ્રકરણ ૧૬૪, ૧ થી ૩ કડી, પાન–૫૧૯.
૨૮ એજન—પ્રકરણ ૩, કડી ૪૧, પાન–૮.

કવિએ કૃતિનો રચનાસમય અને તેનું સ્થાન કૃતિને અંતે નોંધેલાં છે :–

ગંગ ઉન્મત્ત તીરે છે ગામ રે, પુર પવિત્ર ગઢડું નામ રે,
તિયાં ભાવે શું કથા આ ભણી રે, ભકતપ્રિય ભકતચિંતામણિ રે.
સંવત અઢાર વર્ષ સત્યાશી રે, આસો સુદી સુંદર તેરશી રે,
ગુરુવારે કથા પુરી કીધી રે, હરિભકતને છે સુખનિધિરે."[૨૯]

કવનના વિષયો કવિએ–

"જેહ કુળમાં ઉપજ્યા, જે કારણ છે અવતાર,
જે જે કારજ કરિયાં તે કહું કરી વિસ્તાર."

જેવી ત્રીજા પ્રકરણની ૩૩મી કડીથી ૪૦મી કડી સુધીમાં દર્શાવ્યા છે. તેમ જ કવિએ વિગતવાર પ્રકરણ યોજનાનો ક્રમિક પરિચય પણ કૃતિમાં નોંધ્યો છે.[૩૦] એટલે આ કૃતિને સંક્ષેપમાં વિચારીએ.

કવિ નિર્વિઘ્ન ગ્રંથ સમાપ્તિ માટે રાગ સામેરીમાં આલેખે છે :–

"મંગલ મૂર્તિ મહાપ્રભુ, શ્રી સહજાનંદ સુખરૂપ,
ભકિત ધર્મ સુત શ્રીહરિ, સમર સદાય અનુપ."

–જેવી કડીથી મંગલાચરણ કરતાં કવિ બીજી કડીમાં અક્ષરધામનું વર્ણન આપે છે–

"સત્ય વાર્તા ઉત્થાપવા, આપવા ઉપદેશ અવળા,
એવા પાપી પ્રકટ થયા, ઘરોઘર ગુરુ સઘળા."

–જેવી ૧૪ થી ૨૨ કડી સુધી પોતાના ઇષ્ટદેવના અવતરણની પાર્શ્વભૂમિકારૂપે તત્કાલીન ધાર્મિક સ્થિતિનું આબેહૂબ આલેખન કવિ કરે છે. બીજા પ્રકરણમાં સંતમાહાત્મ્ય ગાતાં કવિ નીચેની કડીદ્વારા પોતાની નમ્રતા વ્યકત કરે છે :–

"અલ્પબુદ્ધિએ આદર્યો ગ્રંથ, નથી પુરો કરવા સમર્થ,
માટે સ્તુતિ કરું છું તમારી, કરજ્યો સહુ મળી સહાય મારી."[૩૧]

ત્રીજા પ્રકરણમાં કૃતિના વર્ણ્ય વિષયોનું આલેખન કરતાં કવિ ચોથા પ્રકરણમાં રાગ સામેરીમાં હિમાલયનું સુંદર વર્ણન કરી પ્રકૃતિ દશ્યોને કાગળની દુનિયામાં મઢી લે છે. માનવભાવોનો પ્રકૃતિ સાથેનો સમન્વય કવિએ દર્શાવ્યો છે. નરનારાયણ ઋષિને મળવા

---

૨૯ એજન–પ્રકરણ ૧૬૪, કડી ૫૧–૫૨, પાન–૫૧૨.
૩૦ પ્રકરણ ૧૬૩ પાન–૫૧૬ થી ૫૧૯.
૩૧ પ્રકરણ ૨, કડી ૩૩, પાન–૫.

આવતા અનેક ઋષિઓની નામાવલિ તે તે ઋષિઓના ગુણોનો ઉલ્લેખ કરી વર્ણસગાઈ દ્વારા કવિ રમ્ય બનાવે છે :

"નવા કંજસમ નેણ હોય, પૂર્ણચંદ્ર સમ મુખ સોય."[૩૨]

–જેવી ૪૧મી પંકિતથી આરંભાતું નારાયણ ઋષિની સુંદરતાનું વર્ણન ઘડીભર "કાદંબરી"ના નારાયણ ઋષિની યાદ આપી જાય છે પ્રકરણ છ થી દસ તત્કાલીન સામાજિક અને ધાર્મિક પરિસ્થિતિ ઉપર પ્રકાશ ફેંકે છે. આ રીતે નાયકના પ્રાદુર્ભાવ પહેલાંનો સમયરંગ કવિ દર્શાવી જાય છે. દસમા પ્રકરણથી સોળમા પ્રકરણ સુધીમાં ઈષ્ટદેવ સ્વામી-નારાયણનું જન્મસ્થાન છપૈયા અને સરયૂ નદી વગેરેનું વર્ણન કરી સ્વામીનારાયણના પૂર્વજોનો પરિચય કરાવી સોળમા પ્રકરણમાં ઈષ્ટદેવનો જન્મ બતાવતાં કવિ ૧૭મા પ્રકરણથી ૧૦૦મા પ્રકરણ સુધી ઈષ્ટદેવની દિવ્યલીલા ચરિત્રો તથા મહાન કાર્યોનું ઉમંગભેર રસપાન કરાવે છે. આ પ્રકરણો જ કવિની કવિત્વસિદ્ધિનાં સોપાન છે. પ્રકરણ ૧૦૧ થી ૧૦૫ સુધી શ્રી હરિની ઐશ્વર્યલીલાઓનું સંક્ષેપમાં વર્ણન કરતા કવિ ૧૦૬ થી ૧૧૨ પ્રકરણોમાં પંચવર્તમાનોનો ક્રમિક પરિચય કરાવે છે. અહીં સ્ત્રી અને પુરુષનાં જે વર્ણનો કર્યાં છે તે વાંચતાં સ્વયંવૈરાગ્ય સ્ફૂરે છે, જે કવિની એક વિશિષ્ટતા છે. પ્રકરણ ૧૧૩ થી ૧૨૭ સુધી ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ અને મારવાડના વિવિધ જિલ્લાઓમાં વસતાં તત્કાલીન હરિભક્ત ભાઈ–બહેનોની વિગતવાર નોંધ કરી તેનો ગુણવાર, નામવાર કે જાતિવાર એક એક કડીમાં પરિચય કરાવી કવિએ એક અગત્યનું સંપાદન કાર્ય કર્યું છે, જે સાંપ્રદાયિક દૃષ્ટિએ મહત્ત્વપૂર્ણ છે. એ સંપ્રદાયના અન્ય કવિઓમાં આ પ્રકારની સંશોધકવૃત્તિ જોવા મળતી નથી, તો બીજી બાજુ પ્રકરણ ૧૨૮ થી પ્રકરણ ૧૫૮ સુધી કવિએ પોતાના ઈષ્ટદેવ થકી હરિભકતોને જે વિવિધ પરચાઓ થયેલા તેની નોંધ લીધી છે. પ્રકરણ ૧૫૯ તો ગોલોકના રમ્ય વર્ણનમાં ગુંજે છે. રાસલીલાનાં ચિત્રો ખડાં કરતાં કવિ વૃંદાવનની રમણીયતા અંકિત કરી વર્ણનછટાની શકિતનો પરિચય કરાવે છે, તો ૧૬૨ પ્રકરણમાં ઈષ્ટદેવનું અંતર્ધાન બતાવી કયારેક વિપ્રલંભ શૃંગારમાં તો કયારેક કરુણરસમાં કવિ આંખડી ભીની કરી લે છે. પ્રકરણ ૧૬૪માં કૃતિનો રચનાસમય, વિસ્તાર તથા સ્થાન દર્શાવી કૃતિનું સમાપન કરે છે. કથાવસ્તુમાં કોઈ જગ્યાએ આડચર્ચા નથી. કથનશૈલી સ્પષ્ટ અને પ્રવાહી છે. કવિએ લાઘવનો ગુણ સાચવ્યો છે. ઉદાહરણ તરીકે કહીએ તો જીવ, ઈશ્વર, માયા, બ્રહ્મ અને પરબ્રહ્મના સ્વરુપને એક એક કડીમાં પતાવ્યું છે. શૈલીમાં ઝળકે છે કલ્પનાના ચમકારા, રસની વિવિધતા, અલંકારોનો ઉન્મેષ, વર્ણનોની જીવંતતા, પ્રકૃતિનાં દૃશ્યો વગેરે તત્ત્વો ઊડીને આંખે વળગે છે. કલ્પનાનું એક દૃષ્ટાંત જોઈએ –

પ્રકરણ ૩૬માં રામાનંદસ્વામીના શૃંગાર વર્ણનમાં કવિની કલ્પના પ્રતિભા દર્શાવી છે.

---

૩૨ પ્રકરણ ૫, પાન સંખ્યા ૧૨, કડી ૪૧ થી ૪૪.

"એના ચરણની શોભા કહું, અતિ ઓપે નખને આંગળી
જાણું જળમાં કમળ કેરી, ફુલી રહી રાતી કળી."[૩૩]

એક વૈરાગીના હાથે કેવી સુંદર ઉત્પ્રેક્ષા !

રસની દૃષ્ટિએ સામાન્ય રીતે શાંત રસમાં વહેતી કૃતિમાં કવિએ રસસ્થાનોને પારખીને વિવિધ રસ વહેવડાવ્યા છે. કાળીદત્ત અસુર હરિને મારવા જાય છે ત્યારે માયાજાળ ફેલાવતા કાલીદત્ત વખતે અદ્‌ભુત રસ વહે છે. પિશ્રકની ભયંકરતામાં ભયાનક રસ નિષ્પન્ન થાય છે. કવિની કલમ ઈષ્ટદેવના મિલનમાં સંયોગશૃંગાર અને વિરહની વેદનામાં વિપ્રલંભશૃંગારમાં સરકી જાય છે. ક્યાંક કરુણ રસથી લોચન ભિંજાય છે. કવિએ અલંકારોનો સમુચિત ઉપયોગ કર્યો છે. એક સુંદર ઉપમા અલંકાર ઉદાહરણ તરીકે જોઈએ –

"કૈંક ચડયાં અટારી ઝરુખે, કૈંક ગઢ઼ ઘર વળી ગોખે.
પહેરી નીલી પીળી લાલ સાડી, શ્વેત શોભે જેમ ફુલવાડી.
જેમ વ્યોમે વિમાનની હાર, એમ ઊંચા ચડયા નરનાર.
હાથ જોડી બોલે એમ જન, જય જય નાથ ધન્ય ધન્ય."[૩૪]

પ્યારા પ્રીતમના નિત્ય નવા શૃંગારને નિરખવા રાજમાર્ગો, અટારીઓ અને ઝરૂખાઓમાં ટોળે વળેલા નરનારીઓનું આ ચિત્ર છે. કવિની શૈલી સરળ, પ્રાસાદિક અને મધુર છે. સંસ્કૃતની સોડમ મ્હેંકે છે. કવિની રમતિયાળ શૈલીનું એક ઉદાહરણ ટાંકીએ–

"ક્યારેક દેખે ફુલમાં ફુલતા, ક્યારેક દેખે રંગડામાં રાતા,
ક્યારેક દેખે નાખતા ગુલાલ, કરે પીચકારી કરે ખ્યાલ.
ક્યારેક દેખે અશ્વે અસવાર, ક્યારેક બેતાલ ટકેશુદાર,
ક્યારેક દેખે પંગત્યમાં ફરતા, લઈ મોદક મનવાર્યું કરતા."[૩૫]

સ્વામીનારાયણ સંપ્રદાયના જ કવિઓમાં નહીં પરંતુ સમસ્ત મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં "ભક્તચિંતામણિ" શિરમોર જેવી કૃતિ ઠરે છે. નિષ્કુળાનંદનું કવિત્વ પ્રસ્તુત કૃતિમાં ઝગમગ થાય છે.

## ૪. પુરુષોત્તમપ્રકાશ–(સં. ૧૮૮૬ પછીની રચના)

"ભક્તચિંતામણિ" કૃતિ કવિના ઈષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાનના જન્મથી અંતર્ધાન સુધીનાં કડીબદ્ધ સવિસ્તાર લીલાચરિત્રો ગાય છે તો "પુરુષોત્તમપ્રકાશ"

---

૩૩ પ્રકરણ ૩૬, પાન ૧૧૧, કડી ૧૯.

૩૪ પ્રકરણ ૯૫, કડી ૩૨–૩૩, પાન ૨૮૯.

૩૫ પ્રકરણ ૬૯, કડી ૫–૬, પાન–૨૧૯.

ઈષ્ટદેવની સંક્ષિપ્ત લીલાઓ સાથે તેમના અપાર મહિમાને પ્રગટ કરે છે. આ રીતે બન્ને કૃતિઓ વચ્ચે તાત્ત્વિક ભેદ છે. આત્યંતિક કલ્યાણ માટે ભકિત એ મુખ્ય સાધન છે અને ભકિત માહાત્મ્ય જ્ઞાને યુકત પ્રેમલક્ષણા નિષ્કામ હોવી જરૂરી છે. પ્રેમલક્ષણા ભકિત "સ્નેહગીતા"માં ગાનાર આ કવિ માહાત્મ્યજ્ઞાન પ્રસ્તુત કૃતિમાં ઉમંગથી ગાય છે.

સ્વામીનારાયણ સંપ્રદાયના અન્ય કવિઓએ આ પ્રકારની સળંગ પદ્યરચના લખી છે. જેમાં મુકતાનંદે 'ધર્માખ્યાન'[૩૬] ગુજરાતીમાં તો બ્રહ્માનંદે અને મંજુકેશાનંદે હિન્દીમાં અનુક્રમે 'સુમતિપ્રકાશ'[૩૭] અને 'ઐશ્વર્યપ્રકાશ'[૩૮] ની રચના કરી છે. તુલનાત્મક દૃષ્ટિએ આ બધામાં 'પુરુષોત્તમપ્રકાશ' કાવ્યત્વ અને વિષયનિરૂપણની દૃષ્ટિએ વધુ ગુણવત્તા ધરાવે છે.

"પુરુષોત્તમપ્રકાશ" પંચાવન પ્રકાર અને દરેક પ્રકારમાં વીસ વીસ કડીઓમાં વિસ્તરાયેલો છે. પ્રત્યેક પ્રકારની શરૂઆતમાં ત્રણ દોહાઓ અને પછી ચોપાઈઓ છે. કૃતિના અંતમાં–

"આનંદ આપ્યો અતિ ઘણો રે, આ સમામાં અલબેલ પુરુષોત્તમ પ્રકટી રે"

–જેવી કડીથી શરૂ થતા વધામણાના ધોળમાં કવિની કલ્પનાશકિત ચમકી ઊઠી છે. આ સળંગ પદ્યકૃતિમાં કવિની સચ્ચાઈનો રણકો ઊઠે છે.

"એમ શ્રીમુખે કહ્યું સંભારી રે, વાત લખી છે સારી વિચારી રે,[૩૯]
એ તો વાત છે સઘળી સાચી રે, શ્રીમુખથી મેં જે સાંભળી રે.[૪૦]

કૃતિનો રચનાસમય કૃતિમાં નોંધેલો નથી, પરંતુ કૃતિની આંતરસાક્ષીઓ તપાસ્યા બાદ એવા નિર્ણય ઉપર આવી શકાય છે કે સ્વામીનારાયણ ભગવાન ધામમાં ગયા પછી એટલે કે સં. ૧૮૮૬ પછીના ટૂંક ગાળાની આ રચના છે. ઈષ્ટદેવના વિયોગનો ઘા કવિએ તાજો અનુભવ્યો છે, જે નીચેની ચોપાઈઓ સ્પષ્ટ કરે છે :–

"આપી ભલામણ ભલિ વિધિ રે, પછી કરવાની હતી તે કીધિ રે.
ગયા અક્ષરધામમાં આપે રે, જન બહુ તપ્યા એ તાપે રે."[૪૧]

* * * * * *

"પોતે પધાર્યા પોતાનો ધામ રે, કરી જીવ અનેકનાં કામ રે"[૪૨]

---

૩૬ ધર્માખ્યાન–"મુકતાનંદકાવ્યમ્" સંપાદક : મહંતશાસ્ત્રી ધર્મજીવનદાસજી, સ્વામીનારાયણ મંદિર, ભુજ. ઈ. સ. ૧૯૫૫.

૩૭ "સુમતિપ્રકાશ" – બ્રહ્મસંહિતા – સંપાદક : રાજકવિ માવદાનજી, કાલાવાડ, જામનગર જિલ્લો.

૩૮ ઐશ્વર્યપ્રકાશ–શ્રી મંજુકેશાનંદકાવ્ય, સ્વામીનારાયણ મંદિર, વડતાલ. ઈ.સ. ૧૯૭૧.

૩૯ જુઓ પ્રકાર ૧૫, ચોપાઈ ૨૦, પાન–૧૯.

૪૦ પ્રકાર ૨૨, ચોપાઇ ૨૦, પાન–૨૮.

૪૧ પ્રકાર ૪૮, ચોપાઇ ૧૩, પાન : ૫૮

૪૨ પ્રકાર ૪૮, પંકિત ૧૬, પાન : ૫૮.

કૃતિનું શીર્ષક સાર્થક છે, કેમ કે પદે પદે પ્રત્યક્ષ પરમાત્મા શ્રી હરિનો અપાર મહિમા પ્રકાશિત કરતા કવિ કૃતિની શરૂઆતમાં કહે છે:–

"રચું ગ્રંથ પ્રગટગુણ જુકત રે, કૃપા કરો હરિજન મુકત રે,
આ ગ્રંથ પ્રગટ પર જાણિ રે, લેજ્યો પ્રગટ ઉપર આણિ રે.
નામ પુરુષોત્તમપ્રકાશ રે, પુરુષોત્તમ મહિમા નિવાસ રે,
પુરુષોત્તમ પરમ દયાળ રે, તેજ ભકિત ધર્મના બાળ રે."[43]

આ ભકિતધર્મના બાળ એટલે સ્વામી સહજાનંદ. કૃતિનું મંગલાચરણ કરતાં કવિ હિન્દીના સૂરદાસ કે તુલસીદાસની જેમ વિનયભકિતથી ઈષ્ટદેવના ચરણકમળનું સ્મરણ કરી, તેનો અમિત પ્રતાપ ઉરે ધરી, ત્રીજા દોહામાં અતિ સંક્ષેપમાં રૂપક અલંકારદ્વારા સચોટ રીતે ઈષ્ટદેવનો અપાર મહિમા આ રીતે વ્યકત કરે છે :

સ્વામીનારાયણ સુખદ, પ્રગટ વિદિત જગ સૂર,
ત્રિવિધ તાપ અજ્ઞાનતમ, કળી મત કર ચૂર.

આ કળી મતને ચૂર કરવા અને આત્યંતિક કલ્યાણને સુગમ બનાવવા સ્વામીનારાયણ ભગવાને કર્મભૂમિ ગુજરાતને બનાવી હતી. અભયદાન આપવા માટે એમણે જે જે માનવતાભર્યાં કાર્યો કર્યાં, મંદિરો બંધાવ્યાં, સદાવ્રતો ખોલ્યાં, યજ્ઞો કર્યા, આચાર્યો સ્થાપ્યા, શિક્ષાપત્રી કે વચનામૃતો જેવાં સદ્શાસ્ત્રો લખ્યાં તેનું ઉમંગભેર આલેખન કરતા કવિ બીજી બાજુ હરિભકતોને લાડ લડાવવા ઈષ્ટદેવે મનુષ્યદેહે જે જે દિવ્યલીલાઓ કરી, જળક્રીડાઓ કરી, વસંત–ફાગના ઉત્સવો માણ્યા તેનું સમસંવેદન અપાર મહિમાથી દર્શાવે છે. સૃષ્ટિની જડ કે ચૈતન્ય, સ્થાવર કે જંગમ કોઈ પણ વસ્તુ પ્રત્યક્ષ પરમાત્માના કે તેની પ્રસાદીનાં સ્થાનોના સંપર્કમાં આવે તો તેનું પણ છેવટનું કલ્યાણ થતું હોવાનું કવિનું કથન છે.

ઈષ્ટદેવનો અપાર મહિમા વ્યકત કરતાં મંજુકેશાનંદે હિન્દીમાં "ઐશ્વર્યપ્રકાશ"ની રચના કરી છે. સત્તાવીસ અધ્યાયોમાં રચાયેલી પ્રસ્તુત કૃતિમાં ૧૦૮ ઐશ્વર્ય છે. દોહા, ચોપાઈ, સોરઠા અને હરિગીત છંદ વગેરે વૃત્તોનો પ્રયોગ કર્યો છે. ઈષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાનના મહિમાને વ્યકત કરવા કવિએ વિવિધ ઐશ્વર્યો પરચા દ્વારા દર્શાવ્યાં છે. હરિભકતોને જે જે પરચાઓ થયેલા તે તે એક એક 'ઐશ્વર્ય'માં બતાવ્યા છે. કૃતિની શરૂઆત–

શ્રી પુરુષોત્તમ પ્રગટ પ્રભુ, સહજાનંદ સુખરૂપ ।
એહિ મમ ગુરુ મમ ઈષ્ટ એહિ, શ્રી ઘનશ્યામ અનૂપ ॥

---

૪૩ પ્રકાર ૧, કડી પાંચ–છ, પાન : ૧.

—જેવા દોહાથી કરી ૧૧ થી ૧૭મા દોહા સુધી કવિ અક્ષરધામનું વર્ણન કરે છે. ૧૮ થી ૪૩મા દોહા સુધી ઈષ્ટદેવનો જન્મ, તીર્થાટન તથા શૃંગાર વર્ણન કરી હરિના સંપર્કમાં જે જે હરિભકતો આવ્યા અને તેમને જે જે પરચાઓ થયા તેનું આલેખન એક એક "ઐશ્વર્ય"માં કર્યું છે, તો બ્રહ્માનંદે હિન્દી ભાષામાં "સુમતિપ્રકાશ"ની રચના કરી વીસ "વિશ્રામ" દ્વારા નરનારાયણ ઋષિના આશ્રમથી આરંભી દુર્વાસાશાપ, હરિજન્મ, તીર્થાટન, ધર્મધુરાગ્રહણ, સત્સંગ સ્થાપના, પંચવર્તમાન, પતિવ્રતધર્મ, અક્ષરધામવર્ણન, હરિઅવતારનું પ્રયોજન, હરિમાહાત્મ્ય વગેરેનું નિરૂપણ હિન્દી પદ્યમાં કરેલું છે. એમાં કૃતિને અંતે કૃતિસમય વિષેના દોહાઓ છે :—

સંવત અષ્ટાદશ સહી, વરસ અઠોતેર જાણ,
મહાસુદી પંચમી વાર બુધ, પૂરણ ગ્રંથ પ્રમાણ.
શ્રીનગર શુભ શહેરમેં, નરનારાયણ પાસ,
તહાં રહિ બ્રંહ્માનંદ કવિ, કીનો સુમતિપ્રકાશ.

પ્રસ્તુત બન્ને કૃતિઓ કાવ્યની દૃષ્ટિએ છેક ઊતરતી છે. અલંકાર યોજના, રસનિરૂપણ કે કલ્પનાની એમાં કોઈ સુંદર છાંટ નથી. એમાં તો શુષ્ક વર્ણનો જ કરેલાં છે. પણ આની તુલનામાં મુકતાનંદની ગુજરાતી ભાષામાં લખાયેલી "ધર્માખ્યાન" સળંગ પદ્યરચના વધારે દીપી ઊઠે છે.

૧૩૨ કડવાં, ૩૩ પદો અને ૯૭૦ કડીઓમાં લખાયેલો "ધર્માખ્યાન" ગ્રંથ ગઢડામાં રહીને કવિએ સંવત ૧૮૮૫ના શ્રાવણ સુદી ત્રીજને દિવસે પૂરો કર્યો છે. ઈષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાનના આવિર્ભાવથી આરંભીને અંતર્ધાન સુધીનાં અલૌકિક ઐશ્વર્યભર્યાં દિવ્યલીલાચરિત્રોનું સંક્ષિપ્ત વર્ણન કરી "પુરુષોત્તમપ્રકાશ"ની જેમ કવિએ અહીં ઈષ્ટદેવના અમાપ અને અપાર મહિમાનું ગાન તો ગાયું છે, પરંતુ તે કાવ્યત્વની દૃષ્ટિએ "પુરુષોત્તમપ્રકાશ"ની તુલનામાં ઊભો રહી શકતો નથી. ઈષ્ટદેવના અનુપમ સૌંદર્યનું નિષ્કુળાનંદે કરેલું વર્ણન જોઈએ :—

"કર્યું કેસર તિલક ભાલ રે, વચ્ચે કુંકુમ ચંદ્રક લાલ રે,
શોભે અધર અરૂણ પ્રવાલ રે, મૃગમદની ટિલકડી છે ગાલ રે.
શરદ ઋતુ તણું જે કમળ રે, પરમ પૂનિત અરૂણ અમળ રે,
તેની પાંખડી સરખા શોભિત રે, અણિયાળા લોચન ચિત્ત રે."૪૪

હવે આની તુલનામાં મુકતાનંદે કરેલું હરિના શૃંગારનું વર્ણન જોઈએ :—

"કોટી કંદર્પ દર્પ હરતા, મોર મુગટ શિર પણ ધરે,
કાને કુંડળ મકરાકાર, તે રવિચંદ્રને ઝાંખા કરે.

૪૪ પ્રકાર ૩, કડીઓ ૬ અને ૭, પાન–૪.

બાંયે બાજુબંધ બેરખા, કોટે કૌસ્તુભ મુક્તહાર,
હેમકડાં બેઉ હાથમાં, નંગજડિત તેજ અંબાર.
અતિ અમૌલિક રત્નની, કટિ મેખળા ઝળકી રહી,
નાભિ વર્તુલ ગંભીર કેરી, શોભા નવ જાયે કહી.
અતિ અમૌલિક નંગ જડયાં, પાયે નૂપુરનો ઝણકાર,
ષોડસ ચિન્હ સમેત પ્રભુપદ ભકતના આધાર.
એવા શ્રીકૃષ્ણ અનુપમ છે, સઉ સુંદરતાનું ધામ,
કહે દાસ મુકતાનંદ છબિપર વારું કોટિક કામ.[૪૫]

મુકતાનંદે કરેલું પ્રણાલી અનુસારનું વર્ણન, પ્રકૃતિના નાજુક તત્ત્વ શરદઋતુના કમળની સાથે સરખાવી કરેલા નિષ્કુળાનંદના શૃંગારવર્ણન સામે ફિકકું લાગે છે. એ રીતે–

"દેતા દહીં દોવ ટરે, ઢોળી માથે હરિ ચાલે ચટ રે"[૪૬]

... ... ... ... ... ... ...

"ચોમાસામાં ઓઢેલ કામળી રે, ધરી શિર પર છત્રી વળી રે."[૪૭]

–જેવી પંકિતઓથી નિષ્કુળાનંદે જે ચિત્રો અંકિત કર્યાં છે તે મુકતાનંદમાં નાખી નજર કરતાં ય મળતાં નથી, તો ઈષ્ટદેવની શૈશવલીલાઓ, વસંત કે ફાગણના રંગભર્યા ઉત્સવોનું નિષ્કુળાનંદે જે મનોહર–મનભર રીતે આલેખન કર્યું છે એની કક્ષાએ મુકતા-નંદ પહોંચી પણ શકયા નથી. કૃતિના અંતમાં આપેલા વધામણાના ધોળમાં–

"સૂરજ સહજાનંદજી રે, આપે થયા છો ઉદ્યોત,
પૂર્વની દિશાએ પ્રગટી રે, મોટા મોટા તે કર્યા ખદ્યોત."

–જેવી કડીથી આરંભી ઈષ્ટદેવના અપાર મહિમાનું ઉમંગથી કવન કરી કલ્પનાના હિંડોળે જે નિષ્કુળાનંદ ઝૂલ્યા છે તે મુકતાનંદ તો શું, સંપ્રદાયના અન્ય કવિઓ પણ ઉન્મેષ ચમકાવી કરી શકયા નથી

આમ, સમગ્રતયા જોઈએ તો મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં રામભકત ભાલણે, કૃષ્ણભકત નરસિંહ, મીરાં કે દયારામે, ઈષ્ટદેવના મહિમાને છૂટાંછવાયાં પદોમાં જ ગાયો છે. શકિતભકત વલ્લભધોળાએ છૂટકળ ગરબાઓમાં માતાજીનું ઐશ્વર્ય ગાયું છે. પરંતુ કડીબદ્ધ રીતે ઈષ્ટદેવના જન્મથી આરંભીને અંતર્ધાન સુધીનાં દિવ્યલીલાચરિત્રો વર્ણવી પદે પદે મહિમાગાન ગાતી પદ્યકૃતિ તો નિષ્કુળાનંદની "પુરુષોત્તમપ્રકાશ" અને મુકતા-

---

૪૫ મુકતાનંદકાવ્યમ્–"ધર્માખ્યાન." કડવું ૩, કડી ૨ થી ૬, પાન ૧ અને ૨.
૪૬ નિષ્કુળાનંદકાવ્યમ્–"પુરુષોત્તમપ્રકાશ" પ્રકાર ૧૬, કડી ૧૦, પાન–૨૦.
૪૭ એજન, પ્રકાર ૧૬, કડી ૧૬, પાન–૨૦.

નંદની "ધર્માખ્યાન" છે. તેમાં પણ કાવ્યત્વની દષ્ટિએ "પુરુષોત્તમપ્રકાશ"નું પલ્લું "ધર્માખ્યાન"ની તુલનામાં ઝૂકી જાય છે,

વસ્તુત: પ્રસ્તુત કૃતિ વાંચતાં વૈરાગી નિષ્કુળાનંદને આપણે ભૂલી જઈએ છીએ. તેમાં તો નિષ્કુળાનંદમાં રહેલો ઊર્મિકવિ જ આપણી સમક્ષ છતો થાય છે.

## (ક) ભક્તિપ્રધાન કૃતિઓ

### ૧. સ્નેહગીતા – (સં. ૧૮૭૨) પ્રેમલક્ષણા ગીતા.

મધ્યકાલીન સાહિત્યમાં ગીતા તરીકેનો પદ્ય પ્રકાર બે રીતે ખેડાયેલો જોવા મળે છે. એક અધ્યાત્મજ્ઞાનનો અને બીજો સ્નેહભક્તિનો. ભાગવતના દશમસ્કંધમાં પ્રેમ-લક્ષણા ભક્તિનું ગાન ઠેર ઠેર ગવાયેલું છે. ગોપીઓને સાંત્વના અને ઉપદેશ આપવા શ્રીકૃષ્ણ જ્ઞાની ઉદ્ધવને ગોપીઓ પાસે મોકલે છે. પરંતુ જ્ઞાન દિમાગનો વિષય છે જ્યારે પ્રેમ દિલની ભાવના છે. અંતરના એક ખૂણે પડેલી પ્રેમોર્મિરૂપી અમૃતહેલી આગળ શુષ્ક જ્ઞાન કયાં સુધી ટકી શકે ? ઉદ્ધવ ગોપીઓ પાસેથી પ્રેમભક્તિનો મહિમા લઈને પાછા ફરે છે. આમ, શુષ્ક જ્ઞાન કે વેદાંત કરતાં પ્રેમભક્તિ ચઢિયાતી બતાવી છે. "ગીતા" પ્રકારનો કાલક્રમ ડૉ. મંજુલાલ મજમુદારે નીચે પ્રમાણે ગોઠવ્યો છે. :

"કાલાનુક્રમે વિચારતાં બ્રહ્મદેવનાં "ભ્રમરગીતા" (સં. ૧૬૭૯) એ પ્રાચીનતમ કાવ્ય-રચના છે. તેની જ લગભગ સમકાલીન એવી (૨) ચતુર્ભુજની "શ્રીકૃષ્ણગોપી વિરહ-મેલાયક ભ્રમરગીતા"ની ફાગની રચના. સં. ૧૬૨૨ની પ્રતિ ઉપરથી મળે છે તે (૩) ભીમકવિની રસિક ગીતા અથવા ભીમગીતા (શ્રી વિઠ્ઠલજીનાથજીના જીવનકાળ સં. ૧૫૭૨ થી ૧૬૩૬ સુધીમાં ભીમ તેમનો શિષ્ય થયો હતો) તે આવે છે. આમ, સત્તરમા સૈકાના પૂર્વાર્ધમાં ફરી પાછો પ્રેમભક્તિનો જુવાળ દેખાય છે અને (૪) પ્રીતમદાસની "સરસ-ગીતા" (સં. ૧૮૩૧) તથા દયારામભાઈની "પ્રેમરસગીતા" (રચ્યા સંવત નથી) નાં ભક્તિરસપૂર્ણ કાવ્યો મળી આવે છે. (૬) મુક્તાનંદની "ઉદ્ધવગીતા" તથા (૭) સતીગીતા (બંનેની રચનાસાલ સં. ૧૮૮૦)ની રચનાઓ તેમના ઓટની સૂચક છે."[૪૮]

ઉપર્યુક્ત કાલક્રમમાં નિષ્કુળાનંદની "સ્નેહગીતા"નો ઉલ્લેખ જોવા મળતો નથી. પ્રસ્તુત કૃતિમાં ૪૪ કડવાં અને ૧૧ પદ છે. ૪૯૦ કડીઓ વિવિધ રાગોમાં કંડારાયેલી છે. સં. ૧૮૭૨ના વૈશાખ સુદી ચોથને દિવસે કવિએ કૃતિ પૂર્ણ કરી છે તેનો ઉલ્લેખ કૃતિના અંતે થયો છે–

૪૮ "ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો" લે. પ્રો. મંજુલાલ મજમુદાર, ઈ. સ. ૧૯૫૪, પ્રકાશક–આચાર્ય ડીપો, વડોદરા. પાન–૪૩૨

"સ્નેહગીતા ગ્રંથ ગાવા, ઈચ્છા કરી અવિનાશ.........

—જેવી આઠથી અગિયારમી કડી સુધીમાં આપ્યો છે.[૪૯]

કૃતિનું મંગલાચરણ રાગ ધન્યાશ્રીમાં કરતાં કવિએ પ્રથમ પોતાના ઈષ્ટદેવનું સ્મરણ કરી પ્રેમલક્ષણાભક્તિનો મહિમા વિવિધ દૃષ્ટાંતોદ્વારા કર્યો છે. સ્નેહભક્તિ વિના જપ, તપ, વ્રત, તીર્થ, દાન અને પુણ્ય ઈત્યાદિ સઘળું વ્યર્થ હોવાનું સૂચવી કવિ રમણીય દૃષ્ટાંત આપે છે—

"નીર વિના જેમ સૂકું સરોવર, સુગંધ વિના શિયાં ફૂલ ।
તેમ સ્નેહ વિના સૂનું હૃદય, શું થયું ચવે છે ચંડૂલ ॥

—જેવી પ્રથમ કડવાની પાંચમી કડીમાં કહી સુંદર પદાવલીદ્વારા મનોરમ કલ્પનાથી સ્નેહભક્તિનો મહિમા નીચેની કડીમાં કવિએ ગાયો છે :—

"સ્નેહ વિના શોભે નહિ, હૃદય તે હરિદાસનું ।
પંકજનયનની પ્રીત વિના, અમથું શું રહેવું ઉદાસનું ॥
નેહનાં નયણે નીર વરસે, ગાતાં ગદગદ ગિરા નિસરે ।
કૃષ્ણ કૃષ્ણ કહેતાં મુખે, વળી વપુ વિકારને વિસરે ॥"[૫૦]

બીજા કડવામાં પ્રકૃતિનાં—પશુ, પંખી, વૃક્ષ, વેલી, સર, સરિતા, મોર અને મેઘ, જળ અને મીન, સ્વાંત અને બપૈયો વગેરે જેવાં અંગોને કાન્તકોમલ પદાવલીમાં નિરૂપી વ્રજયુવતીના ઉત્કૃષ્ટ પ્રેમનું કવિએ આલેખન કર્યું છે. વ્રજયુવતીની ચિત્રાત્મક છબી કવિએ ઝડઝમકમાં સરસ રીતે અંકિત કરી છે—

"હરતાં ફરતાં કામ કરતાં, કૃષ્ણ કૃષ્ણ કરે કામિની ।
પ્રીતવશ થઈ પ્રમદા, જાતિ જાણે નહિ દિન જામની ॥"[૫૧]

ઉન્મત્ત દશામાં વિચરતી ગોપીને પ્રીતની રીતે ય શીખવવી પડતી નથી. પ્રીતનો ચટકો એના ચિત્તાને રંગે ચડી ગયો છે. એટલે તો પ્રીતમ વિના એ અર્ધક્ષણ પણ રહી શકતી નથી :—

"અર્ધક્ષણ રહી ન શકે, વણદિઠે વદન વ્રજરાજનું ।
શેરિયે શેરિયે શોધે સુંદરી, લેશ ન લાવે વળી લાજનું ॥"[૫૨]

---

૪૯ કડવું ૪૪, પાન ૯૬.
૫૦ કડવું ૧, પાન ૬૮.
૫૧ કડવું ૩, કડી ૩, પાન—૬૯.
૫૨ કડવું ૪, કડી ૩, પાન—૭૦.

પ્રીતની રીત તો ન્યારી છે. પ્રીતમના આવવાના ભણકારા સંભળાય છે કે બંસીનો બોલ સંભળાય છે તે સમયે ગોપીઓની જે સ્થિતિ થાય છે તે કવિએ ચિત્રાત્મક સુંદર અને સ્વાભાવિક રીતે દર્શાવી છે. ગોપીઓ તો પ્રીતમનું આગમન સાંભળી અર્ધ પાગલ જેવી બની જાય છે અને પછી તો–

"આભુષણ અંગે ધરે અવળાં, એમ શુદ્ધ ભૂલી સ્નેહે કરી ।
પય જમાવે જળપાત્રમાં, અને નીર ભરે ક્ષીરઠામમાં ॥

... ... ... ... ... ...

"વળી ગોરસ મથતાં ગોપિકા, અને જુવે વાલાની વાટ રે ।
હમણાં આવે મને બોલાવે એમ તલપે મોહન માટ રે ॥
કણસ તૂટે કેશ છૂટે, તેને નેક ન રહે સંભાળવા ।
વાસ છોડાવે ધેનુને ધાવે, તેને ન જાયે વાળવા ॥[૫૩]

કડવા નવમામાં કવિ પદરાગ મારુમાં સ્નેહનો મહિમા ગાય છે. પરંતુ એ મહિમાને કસોટીએ ચઢાવવા જ્ઞાનરૂપી રથ લઈને અક્રૂર આવે છે. ગોપીઓને મન તો એ કાળ છે. આ કાળકષ્ટનું નિવારણ કરવા ગોપીઓ ટોળે વળે છે. હરિને તેડીને અક્રૂર જાય છે ત્યારે આક્રંદ કરતી ગોપીઓ ઝાડ ઉપર ચઢી દૂર દૂર જતા રથને જોઈ રહે છે. તે વખતનું કરુણ દૃશ્ય કવિએ કલ્પનાઘેરા રંગોથી અંકિત કર્યું છે. :–

દૂર લગી તો રથ દીઠો, પછી બેહ તેંહ રહી જોઈ ।
જ્યારે નયણે ગરદ નં દીઠી, ત્યારે પડી પૃથવિયે રોઈ ॥[૫૪]

ગોપીઓનું મન હરિ ગયાથી સૂનું થયું. લોહી, માંસ ને મુખની લાલી તેમની ચાલી ગઈ અને બાવરી ગોપી પ્રીતમ વિના ઝૂરી રહી. આવાં વિપ્રલંભ શૃંગારનાં ચિત્રો કવિએ અચ્છી રીતે ખડાં કર્યાં છે :—

"જળ ભરવા જાગ યુવતી, સ્થળ સ્થળ પ્રત્યે થોભિ ઘણું ।
ઈયાં રહી મારી આળ કરતા, ઈયાં તાણ્યું તું અંબર અંગતણું ॥
ઈયાં મુજને આડા ફરતાં, ઈયાં રોકી મુજને રાખતાં ।
હેત દેખાડી લોભ લગાડી, ઈયાં ફંદમાં મને નાખંતાં ॥
ઘડો ચઢાવી ઘણા હેતે, વળી સાનમાં સમજાવતાં ।
કોયે ન જાણે જન બીજો, એમ મંદિર મારે આવતા ॥[૫૫]

૫૩ કડવું ૫, કડી ૬ અને ૭, પાન–૭૧.
૫૪ કડવું ૧૬, કડી ૨, પાન–૭૭.
૫૫ કડવું ૧૯, કડી ૩–૪–૫, પાન–૭૯.

પ્રીતમની યાદ ઘેરી બનતાં કોમળ ઊર્મિશીલ ગોપીઓની આંખડી રોઈ રોઈને રાતી થાય છે. એકાંતમાં જઈ રોતી ગોપી જાણે પ્રાણ વિનાની પૂતળી છે. તેમાં પ્રાણસંચાર કરવા શ્રીકૃષ્ણ ઉદ્ધવને મોકલે છે, પરંતુ ગોપીઓ તો સ્પષ્ટ કહે છે કે અમો શ્રીકૃષ્ણ સાથે એકરસ બની ગયાં છીએ. નારી સ્વભાવનો પરિચય વૈરાગી નિષ્કુળાનંદે આ રીતે કરાવ્યો છે :–

અમે અબળાનું અંતર એવું, જેણે ઢાળે ઢાળિયું તેણે ઢાળિયું ।
નિષ્કુળાનંદના નાથ સાથે, મન મળિયું તેહ મળિયું ॥[૫૬]

કૃષ્ણના તાનમાં ઝણઝણી ઊઠેલા મન આગળ ઉદ્ધવ વિચારમાં પડી જાય છે. ગોપીઓ ઉદ્ધવનો હાથ પકડી કૃષ્ણ સાથે કરેલી અનેક લીલાઓનાં સ્થાનો તેમને બતાવે છે. તરત હૃદયની વ્યથા ઊભરાઈ જાય છે. એક રીતે કડવું ૩૬મું કવિની વિપ્રલંભ શૃંગારવર્ણનની શક્તિનું દ્યોતક છે. ઉદ્ધવ ગોપીઓએ બતાવેલ આંખે દેખ્યાં દૃશ્યો જોઈ પીગળી જાય છે અને ઝૂકી જાય છે.

આમ, નિષ્કુળાનંદ 'સ્નેહગીતા' થી મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં મહત્ત્વનો ફાળો આપે છે.

મુક્તાનંદની 'ઉદ્ધવગીતા' ની તુલનામાં નિષ્કુળાનંદની 'સ્નેહગીતા' કાવ્યત્વની દૃષ્ટિએ સબળ છે. એટલું જ નહીં તેમાં નિષ્કુળાનંદની વિરહવિભાવના વિયોગશૃંગારની જુદી જુદી અવસ્થાઓ દર્શાવી જે ક્રમશઃ વિકસિત નજરે પડે છે તે મુક્તાનંદની 'ઉદ્ધવગીતા' માં દૃષ્ટિગત થતી નથી. અન્ય પ્રેમલક્ષણા ગીતાઓમાં 'સ્નેહગીતા' પોતાનું સ્થાન ટકાવી રાખે છે.

## ૨. લગ્નશકુનાવલી – (સં. ૧૮૮૩)

મેષ, મિથુન, વૃષભ આદિ બાર રાશિઓનાં શુભ–અશુભ ફળો લગ્નમાં કેવી રીતે ભાગ ભજવે છે તેનું નીરસ વર્ણન કવિએ પ્રસ્તુત કૃતિમાં સત્તર દોહાઓદ્વારા કર્યું છે :–

શ્રી સહજાનંદ આનંદ કંદ, વંદુ વારંવાર ।
દીનદયાળુ દુઃખહરણ પ્રગટે યહ સંસાર ॥

જેવા દોહાથી ઈષ્ટદેવનું સ્મરણ કરી વિવિધ રાશિઓનાં વિવિધ ફળો કવિ સૂચવે છે. મેષ રાશિ લગ્નમાં સુખ આપે છે. વૃષભ વિષે નારદ જે પૂછે છે તેના જવાબરૂપે શ્રી-

---

૫૬ કડવું ૩૨, કડી ૧૦, પાન–૮.

કૃષ્ણ અર્થલાભ સૂચવે છે. મિથુન વિષે ઉમા જે પૂછે છે, ઈશ તેના ઉત્તરરૂપે આ રાશિને ચિંતાસમાન દુઃખદાયક કહે છે. કર્કને લાભદાયક ગણાવી છે. સિંહ વિષ્ણુના ગુણગાન માટે સિદ્ધિરૂપ છે. કન્યા સુખરૂપ છે. તુલા દ્રવ્યપ્રાપ્તિ માટે સારી છે. મકર ઉદ્વેગરૂપ છે. આ રીતે વિવિધ રાશિઓનાં લગ્નફળ દર્શાવતી કવિની પ્રસ્તુત કૃતિ કવિતા દષ્ટિએ કોઈ રીતે નોંધપાત્ર ગુણવત્તા ધરાવતી નથી. આમ છતાં, કવિનું જ્યોતિષ વિષયક જ્ઞાન અહીં પ્રગટ થાય છે.

## ૩. હરિબળગીતા–(સં. ૧૮૯૮–તત્ત્વજ્ઞાનની ગીતા)

મોક્ષમાર્ગમાં ભક્તિ પ્રધાન સાધન છે. શરણ, આશ્રય, પ્રપત્તિ, ન્યાય, નિશ્ચય, સ્વરૂપનિષ્ઠા વગેરેનો અર્થ ભક્તિના વ્યાપક અર્થમાં સમાઈ જાય છે. જેવી રીતે યોગમાર્ગમાં સમાધિનાં આઠ અંગ કહ્યાં છે, તેવી રીતે પ્રપત્તિમાર્ગમાં છ અંગની ચર્ચા કરી છે. કવિએ પ્રસ્તુત કૃતિમાં હરિબળ પ્રાપ્ત કરાવનાર આ છ અંગની કવિત્વશક્તિથી વિવેચના કરી છે. શરણાગતિને ભક્તિનું મહત્ત્વનું અંગ ગણાવતાં કવિ એકેશ્વરવાદની અહીં પુષ્ટિ કરે છે. શરણાગતિનું પ્રથમ લક્ષણ છે ઈશ્વરની મરજી પ્રમાણે વર્તવું. બીજું અંગ છે ઈશ્વરની આજ્ઞા પાળવામાં અફર રહેવું. ત્રીજું અંગ છે ઈશ્વર ઉપર અચળ વિશ્વાસ. ચોથું અંગ છે ઈશ્વરની ગદ્ ગદ્ કંઠે પ્રાર્થના. પાંચમું અંગ છે ઈશ્વરને સર્વકર્તાહર્તા નિયંતા સમજી સમર્પણ કરવું અને છઠ્ઠું અંગ છે નમ્રતા. આ છ અંગોથી શરણાગતિનું સ્વરૂપ સાકાર પામે છે.

પ્રસ્તુત છ અંગોની ચર્ચા કરતાં કવિ બીજો અગત્યનો મુદ્દો એ ઉઠાવે છે કે શરણાગતિનો માર્ગ મોક્ષમાર્ગના અન્ય માર્ગ કરતાં વધુ સરળ અને લોકભોગ્ય છે. જ્યારે યોગ, વેદાંત કે દેહદમનના માર્ગ કઠિન છે. આત્મશુદ્ધિ માટે ઈન્દ્રિયવિજય મેળવવો પડે છે અને આના માટે પરમાત્માની શરણાગતિની જરૂર પડે છે. યોગ અને કર્મ વારંવાર કરવાં પડે છે જ્યારે શરણાગતિ કેવળ એક જ વાર કરવાથી તેનું સ્વરૂપ સિદ્ધ થાય છે. મોક્ષના અન્ય માર્ગોની તુલનામાં શરણાગતિનો માર્ગ વધારે શ્રેષ્ઠ છે, કારણ કે તેની વિશિષ્ટતા એ છે કે અન્ય માર્ગો અપનાવવાથી સંચિત કર્મોનો તો નાશ થાય છે, પરંતુ પ્રારબ્ધ કર્મનાં ફળો તો ભોગવવાં પડે છે, જ્યારે શરણાગતિમાં તો ઈશ્વરની ઈચ્છા એ જ પ્રારબ્ધ છે. આ રીતે પ્રસ્તુત કૃતિમાં કવિએ પ્રપત્તિમાર્ગને મોક્ષના મુખ્ય અને સરળ સાધન તરીકે ગણાવી તેનાં છ અંગોની છણાવટ કરી છે. ૪૪ કડવાં, ૧૧ પદ અને ૪૦૦ કડીઓમાં વિસ્તરાયેલી પ્રસ્તુત સળંગ પદ્યરચનામાં કવિએ વિવિધ રાગોનો કલાત્મક રીતે પ્રયોગ કર્યો છે. રાગ ધન્યાશ્રીથી કૃતિનું મંગલાચરણ કરતાં કવિ ઈષ્ટદેવની મંગલમૂર્તિને શરણાગતિના સદા સુખધામ તરીકે વર્ણવી ભગવાનના નામનો મહિમા ગાય છે. ભક્તિમાર્ગમાં આવતાં વિઘ્નો સામે હિંમત રાખવાનું સૂચવતા નિષ્કુળાનંદ આંગ્લ કવિ વર્ડ્ઝવર્થની જેમ "Try and Try Again" જેવી

પંક્તિનો ભાવ ગાઈ પ્રેરણા આપે છે—

પડતાં આખડતાં રાહ જ પંથે, ચાલવું ચિત્તો કરી ચાહ ।
પડી ન રે'વું પૃથ્વી લેવો એનો એ રાહ ॥
જરુર પોંચશું જાણવું, શ્રીહરિની હજૂર ।
પગે પગે પંથ કાપશું, એમ જાણવું જન જરૂર ॥[૫૭]

અહીં કવિ કોઈ વૈરાગી કે વયોવૃદ્ધ ભકતરૂપે નજરે ચડતા નથી. પોતાના ધ્યેય પ્રતિ અદમ્ય ઉત્સાહ અને અપૂર્વ વીરતાથી આગેકૂચ કરતા રણયોદ્ધાની પ્રતિભા તે દર્શાવી જાય છે. કૃતિના અંતે પદરાગ ધોળમાં આત્મલક્ષી પંક્તિઓદ્વારા ઈષ્ટદેવના મિલનનો દિવ્ય આનંદ વ્યકત કરી મનુષ્યદેહના દુર્લભપણાનો ભાવ કવિ સૂચવે છે. પ્રસ્તુત કૃતિ વૈરાગી કે જ્ઞાની નિષ્કુળાનંદને બદલે એક નમ્ર પણ ખુમારીવાળા સાચા ભકત નિષ્કુળાનંદને પ્રગટ કરે છે. સામાન્ય રીતે શાંત રસમાં વહેતી પ્રસ્તુત કૃતિમાં "જુઓ ભગવાને રચ્યું આ બ્રહ્માંડજી" જેવી પંક્તિથી શરૂ કરી કવિએ સુંદર બ્રહ્માંડનું ચિત્ર રદમા કડવામાં આપ્યું છે, જે વર્ણન કલાની દૃષ્ટિએ નોંધપાત્ર છે. એમાં કવિએ વિવિધ દૃષ્ટાંતો યોજ્યાં છે. ભાષા શંસ્કારી છે. એકંદરે કૃતિ કાવ્યત્વની દૃષ્ટિએ સાધારણ છે.

## ૪ અવતારચિંતામણિ—(રચનાસાલ અપ્રાપ્ય).

નિષ્કુળાનંદની ઈષ્ટદેવ પ્રત્યેની સર્વોપરી ઉપાસના પ્રસ્તુત કૃતિ વ્યકત કરે છે. કવિએ ૩૧ ચોપાઈઓદ્વારા એક એક અવતારોની નોંધ લીધી છે. અને આ રીતે ૩૧ અવતારોનાં કાર્યો સાથે ધ્યેયનું ચોપાઈમાં વર્ણન કરી ૩૨મી ચોપાઈમાં—

આદ્ય મધ્ય અંત્યે અવતાર, થયા અગણિત થાશે અપાર ।
પણ સર્વના કારણ જેહ, તે તો સ્વામી સહજાનંદ એહ ॥

—કહી ઈષ્ટદેવને સર્વેઅવતાર કરતાં સર્વોપરી કહ્યા છે. આ રચના કાવ્યની દૃષ્ટિએ શુષ્ક છે. ગુજરાતી ભાષામાં લખાયેલી પ્રસ્તુત કૃતિ કોઈ રીતે નોંધપાત્ર નથી.

## ૫ પુષ્પચિંતામણિ—(રચનાસાલ અપ્રાય—વ્રજદોહા)

પ્રિયતમ પરદેશ ગયો છે, પ્રિયાનું હૃદય વિવિધ પ્રકારનાં પુષ્પોને જોઇને પ્રિયતમના વિયોગથી વ્યાકુળ બને છે. પુષ્પો વિરહનો ઉદ્દીપન ભાવ છે. પ્રિયા પોતાની સખી પાસે વિવિધ પુષ્પોને જોઇને જાગેલા વિયોગને વ્યકત કરે છે. છેવટે પ્રિયતમ આવે છે. મિલનના આનંદમાં નાચેલી પ્રેમિકા એ જ વિવિધ પુષ્પોથી શણગાર સજે

---

૫૭ એજન, કડવું ૮, પાન—૧૯૦, કડી ૫ અને ૬.

છે અને એ જોઈ પ્રિયતમ મસ્ત બની પ્રિયતમા સાથે મિલનનો આનંદ માણે છે.

અને કૃતિના અંતિમ દોહામાં :–

કેસર ભીને કાનજી, ઘેર આયે ગોવિંદ,
પ્યારે પ્રિતમ ઉપરે, વારી નિષ્કુળાનંદ"

–કહી સખી ભાવે કવિ પોતાના શ્યામ ઉપર વારી જાય છે. આ રચનામાં વ્રજભાષામાં કુલ ૩૧ દોહાઓ કવિએ રચ્યા છે.

"પ્રિયા ચલે પરદેશકું, મહા દુ:ખ દે ગયે મોય
અબ કબ દેખું કમળને, તરહિ ડગરા જોય."

–જેવા દોહાથી કૃતિનો પ્રારંભ કરી કવિ વિયોગી પ્રિયતમાના દિલની મૂંઝવણ અનુભવે છે. હૃદયમાં ઘૂંટાતી ભાવના આપ્તજન પાસે વ્યકત કરાય એ ન્યાયે વિયોગી પ્રિયતમા પોતાની સાહેલી પાસે હૈયું ઠાલવવા જાય છે. વ્યથિત પ્રિયતમાના સચોટ ભાવો કવિએ–

અબ કબ પિયા આવહિ, મેં વ્રહે વશ કરું પોકાર,
જબ પિયા દેખું તબ યોહોયહો, કંઠે આરોપું હાર.

–જેવા ચોથા દોહામાં વ્યકત કર્યો છે. પ્રિયતમા વિરહની વેદનાથી અર્ધ પાગલ બની ગઈ છે. પુષ્પોને જોઈને તેની વ્યથા ઓર વધી જાય છે. આમ તેમ બાવરી બની ડોલતી પ્રિયા ઝૂર્યા કરે છે. 'કયાં જાઉં ? શું કરું ?' વગેરે પ્રશ્નો તેને મૂંઝવે છે. કવિએ વિરહથી વ્યાકુળ સખીના ભાવો કુશળતાથી ગૂંથી લીધા છે–

કયા કરું કિત જાઉં સખી, પિયા ન આવે મુજ પાસ,
દેખું ફુલ ગુલદાવદી, અંતર ભયે ઉદાસ.

–૧૯મા દોહા સુધી વિવિધ પુષ્પોને ઉપાલંભ આપી પ્રેયસી વીસમા દોહાથી પ્રિયતમને સત્કારવા અને મિલનનો અને પુષ્પોનો આનંદ માણવા શણગાર

અહીં વિરહના ઉદ્દીપન તત્ત્વ તરીકે વિવિધ પુષ્પોની કલ્પના કરી છે. વિરહની વેદના વ્યકત કરતી સખીના મનોભાવ અંકિત કરી કવિએ એ જ પુષ્પોને મિલનના આનંદમાં સંયોગશૃંગાર તરીકેનાં ઉદ્દીપન તત્ત્વો તરીકે કલ્પ્યાં છે. આમ, શણગાર સજતી પ્રેમિકાનું ચિત્ર અંકિત કરતી વ્રજભાષામાં પ્રસ્તુત કૃતિ સરસ બની છે. એમાં યોજેલા વર્ણસગાઈ અલંકારો એક પ્રકારનું લયમાધુર્ય સર્જી પદાવલીને કર્ણપ્રિય બનાવે છે.

## ૬ ચિહ્નચિંતામણિ–(હિન્દી દોહા : રચનાસાલ અપ્રાપ્ય)

પરમાત્માના ચરણકમળમાં રહેલાં સોળ ચિહ્નોનું ચિંતન કરનારને ચિંતિત સવ પ્રકારનું ફળ પ્રાપ્ત થાય છે. દરેક ચિહ્ન માટે કવિએ એક એક દોહો રચ્યો છે. એક એક ચિહ્નના નામ સાથે તેના ગુણનું વર્ણન કરી કવિએ પરમાત્માના ચરણ-કમળમાં રહેલાં ચિહ્નોને નિરખી આનંદ વ્યકત કર્યો છે. કાવ્યત્વની દૃષ્ટિએ રચના નોંધપાત્ર નથી.

## ૭ ગુણગ્રાહક–[ રચનાસાલ–અપ્રાપ્ય હિન્દી દોહા ]

૧૦૧ દોહામાં વિસ્તરાયેલી પ્રસ્તુત કૃતિ એનું શીર્ષક સૂચવે છે તે મુજબ ગુણ અને અવગુણની ચર્ચા કરે છે. ગુણાતીત તો એક પરમાત્મા જ છે. જગતમાં જે જે પદાર્થો ભગવાનના ઉપયોગમાં આવે તે સઘળા નિર્ગુણ થાય છે. ગુણથી લોકો પણ પૂજાય છે, તો ઈશ્વર પણ મનુષ્યના ગુણથી પ્રસન્ન થાય છે. માટે દુર્ગુણ છોડી સદ્-ગુણને ગ્રહણ કરવાનું કવિએ સૂચવ્યું છે.

આ કૃતિની વિશિષ્ટતા એ છે કે કૃતિનું મંગલાચરણ કવિએ પોતાના ઈષ્ટદેવથી કર્યું નથી, પરંતુ ગણોના પતિ ગણેશથી કર્યું છે. શબ્દમાં ગુણ અને અવગુણ છે. શુક, મેના, કોયલ અને હંસ જેવાં પક્ષીઓ પોતાના મધુર કંઠથી લોકોનું રંજન કરે તો ઘુવડ અને કાગડો તેના કર્કશ અવાજથી ત્રાસ આપે છે. અગ્નિ પ્રકાશ આપી અનાજ પકવે છે તો એ જ અગ્નિ દાવાનળ પણ સર્જે છે. ટૂંકમાં, કવિનો ઉદ્દેશ એ છે કે માનવજીવન દુર્લભ છે. તેનો ભગવાનની પ્રસન્નતા માટે ઉપયોગ કરવો અત્યંત જરૂરી છે. પાંચ ઈન્દ્રિયો વિષયમાં ન બહેકાવતાં તેને ધન્ય કરી લેવા ઈશ્વરના ધ્યાનમાં ને ભકિતમાં જોડી દેવી જોઈએ.

'દીનબંધુ દરબાર સુની મૈં આયો હું મહારાજ' જેવા ૯૫ થી ૧૦૦ સુધીના દોહાઓમાં કવિએ આત્મલક્ષી ભાવો ગદ્ગદ કંઠે પોતાના અવગુણને ચિત્ત ન ધરવાની વિનંતી પ્રભુને કરી છે. કવિત્વની દૃષ્ટિએ કૃતિ શુષ્ક છે.

## ૮. અરજીવિનય – (રચનાસાલ અપ્રાપ્ય)

મોક્ષમાર્ગમાં શરણાગતિ મુખ્ય સાધન છે. શરણાગતિમાં ગદ્ગદ કંઠે કરવામાં આવતી પ્રાર્થના એક અગત્યનું અંગ છે. 'હરિબળગીતા'માં શરણાગતિનું સ્વરૂપ સમજાવતા કવિ 'અરજીવિનય'માં પરમાત્મા પાસે કેવી રીતે પ્રાર્થના કરવી તેનાં લક્ષણો સમજાવે છે. પ્રાર્થનામાં ધ્યાનની ખાસ જરૂર છે. ચિત્તને એકાગ્ર કરવા મનોરમ્ય પર-માત્માની મૂર્તિમાં ચિત્તને પરોવવું જરૂરી છે. પરમાત્માની દિવ્ય લીલાઓ, ઐશ્વર્ય

અને અપાર કરુણા જેવાં તત્ત્વોનું સ્મરણ કરવાથી પરમાત્મા પ્રત્યે સ્નેહભકિત સાકાર થાય છે અને એ સ્નેહભકિતનો પાયો શરણાગતિ છે.

૧૦૨ કડીઓમાં રચાયેલી પ્રસ્તુત કૃતિ ગુજરાતી ભાષામાં છે. અહીં આત્મલક્ષી કડીઓથી કવિએ નમ્ર ભકત તરીકે પ્રાર્થના કરી છે. છંદના વિવિધ પ્રકારોમાં છપય છંદ, મોતીદામ છંદ અને ઈન્દ્રવિજય છંદનો ઉપયોગ ઉચિત રીતે કરી કવિએ છંદ-જ્ઞાનનો પરિચય કરાવ્યો છે. છંદ મોતીદામમાં

"શોભે પગતળે સદા ચિહ્નસોળ, આવે અલોકતા સુખ અતોલ"

–જેવી ૪૧ મી કડીથી ૫૪ મી કડી સુધી કરેલું ઈષ્ટદેવનું નખશિખ વર્ણન ધ્યાન ખેંચે છે. મૂર્તિના એક એક અંગને નિરખીને કવિને જે દિવ્યાનંદ પ્રાપ્ત થયો છે તેનું થયેલું આલેખન પણ સુંદર છે :–

"લટકે મટકે મન નંદલાલ, નિરખી અધર થાઉં જે નિહાલ,
ઓપે દાંત અતિ કળી જો અનાર, અમૃત વેણ જિહ્વાએ ઉચ્ચાર.
મંદ મંદ હાસે હસીને મહારાજ, દયાળુ હરો હરિ દિલની દાઝ,
નાસિકા નિરમળ નિરખી નેણ, દેખે દોયે ગાલ સોપે સુખદેણ."

–જેવી કડીઓ ભાવમય વર્ણન આપી જાય છે.

"કર્યા જેમ અનેકના કાજ, એમ હરિ અમારું કરીએ આજ"

–જેવી ૭૬મી પંકિતથી શરૂ કરી કવિ ૮૫મી કડી સુધી ઈશ્વરે પ્રહ્લાદ, ધ્રૂવ, શબરી, પાંચાલી અને અજામિલ વગેરેની રક્ષા કરીને લાજ રાખી તેમ પોતાની લાજ રાખવાનું વિનવે છે. એકંદરે એક નિર્મળ સાચા ભકત તરીકેનું કવિનું પાસું અહીં છતું થાય છે.

## ૯. ચોસઠપદી

"ચોસઠપદી" એ સ્વરૂપની દૃષ્ટિએ પદમાળા નથી. એમાં પદનાં આઠ પદગુચ્છો મળીને ચોસઠ પદ થાય છે. ધર્મ, ભકિત, જ્ઞાન અને વૈરાગ્ય સાથે પોતાના ઈષ્ટદેવ સ્વામીનારાયણ તથા સંતોનો મહિમા તે આ પદોનો વિષય છે.

પ્રથમ આઠ પદગુચ્છોનો પરિચય કરાવતાં પદરાગ ધોળમાં લખાયેલ એ કુટકળ પદો સંતનો મહિમા અને સાચા સંતનાં લક્ષણો દર્શાવે છે. સાચા સંતની ઓળખાણ કરાવતાં કવિ કહે છે–

"જેના અંતરમાં અવિનાશ, વાસ કરી વસિયા
તેણે કામ ક્રોધ પામ્યા નાશ, લોભ ને મોહ ગયા."[૫૮]

---

૫૮ "ચોસઠપદી"–બીજા પદની બીજી કડી, પાન–૨૯૯.

આમ કહી સાચા સંતનો સમાગમ કરવાનું કવિ સૂચવે છે. બીજી તરફ અસંતનાં લક્ષણો વર્ણવી તેને કુસંગ તરીકે ઓળખાવી તેનાથી દૂર રહેવાની પણ કવિ ભલામણ કરે છે.

પછીનાં આઠ પદગુચ્છો પણ પદરાગ ધોળમાં લખાયાં છે. તેમાં પણ કલ્યાણના ખપવાળાને સંત અને અસંતનો ભેદ પારખવામાં સાવધાન રહી સાચા સંતનો સમાગમ કરવાનું કવિએ સૂચવ્યું છે. પરંતુ તેની પરખ તો અંતરની આંખો ખોલીને કરવાની હોય છે.

"આંખ્ય અંતરની ઉઘાડશો રે, પડશે પારખું પોતાને"[૫૯] જેવી પંક્તિમાં 'અંતરની આંખ'નું રૂપક ધ્યાન ખેંચે છે.

એ પછીનાં આઠ પદો પદરાગ ગરબીમાં જોવા મળે છે. શુકજી, જડભરત, નારદ, સનકાદિ આદિનાં દષ્ટાંતોદ્વારા સંસારની ભૌતિક વસ્તુઓ પ્રત્યેનો વ્યામોહ દૂર કરવાનો ઉપદેશ કવિએ આપ્યો છે.

ત્યારબાદનાં આઠ ફુટકળ પદોમાં નિજના ઈષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાનનો મહિમા પદરાગ ધોળમાં ગવાયો છે.

"કિયાં જીવ કિયાં જગદીશ, જાણો જુજવી એ જાત છે રે,
મર આપિયે સો સો શિશ, તોએ વણમળ્યાની વાત છે રે."[૬૦]

આમ, જીવાત્મા અને પરમાત્મા વચ્ચેના સંબંધો સ્પષ્ટ કરી પોતાના ઈષ્ટદેવનું માહાત્મ્યગાન કવિ ગાય છે–

"શિવ, બ્રહ્મા ને સુરેશ, દેવ અદેવ રહે છે કરતા રે,
જેની આજ્ઞામાં અહોનિશ, શશિ સૂરજ રે છે ફરતા રે."[૬૧]

અહીં કવિની માહાત્મ્યજ્ઞાનયુક્ત ભક્તિની પ્રતીતિ થાય છે. પછીનાં આઠ પદનાં ચાર ગુચ્છોમાં ભક્તિમાર્ગમાં નારીને વિઘ્નરૂપી ગણી બ્રહ્મા, પરાશર, સૌભરી આદિ પણ સ્ત્રીસમાગમથી ભ્રષ્ટ થયા તેવાં ઉદાહરણો આપી કવિ વૈરાગ્ય તરફ દોરી જાય છે. સંક્ષિપ્તમાં, માનવજીવન અમૂલ્ય છે અને કોટી પુણ્યોનાં કર્મોથી જે મનુષ્ય અવતાર મળ્યો છે તે સાચા સંતના સમાગમથી અને પોતાના ઈષ્ટદેવને શરણે જઈ સફળ બનાવી કાયાનું કલ્યાણ કરવા કવિ અનુરોધ કરે છે. કવિએ અહીં ચાબખા માર્યા નથી.

પ્રસ્તુત ફુટકળપદો કવિત્વની દૃષ્ટિએ નોંધપાત્ર નથી. એમનાં ઉપદેશાત્મક ભક્તિ-

---

૫૯ એજન – ચોથા પદની ત્રીજી કડી, પાન–૩૦૧.
૬૦ એજન – પાન નં.–૩૦૫.
૬૧ એજન – પદ ૪, કડી ૩, પાન–૩૦૫.

પદોમાં શાંત રસ વહે છે. ભાષા સરળ અને સંસ્કારી છે. "કાપી લીધું નાક", "લાજ લીધી", "આડો આંક વાળ્યો"[૬૨] આદિ રૂઢિપ્રયોગોનો વિનિયોગ થયેલો નજરે પડે છે.

## ૧૦. ભક્તનિધિ (સં. ૧૯૦૨)

નિષ્કુળાનંદના ભક્તિયોગનું દર્શન કરાવતી પ્રસ્તુત કૃતિમાં સ્નેહયુક્ત પ્રત્યક્ષ પરમાત્માની ભક્તિના મહિમાનું ગાન થયું છે. "સ્નેહગીતા"માં ગોપીઓના દૃષ્ટાંતથી પ્રેમલક્ષણાભક્તિ કવતા કવિ પ્રસ્તુત રચનામાં મોક્ષના પ્રમુખ સાધન તરીકે ભક્તિને ગણે છે. એમને મન પરમાત્માને પ્રસન્ન કરવા માટે નિષ્કામ ભક્તિ અતિ આવશ્યક છે.

"ભક્તિરસ સહુ કહે, પણ ભક્તિ ભક્તિમાં ભેદ.
ભક્તિ પ્રભુ પ્રગટની, એમ વદે છે ચાર વેદ.
પરોક્ષ ભક્તિ પામે નહિ, મનમાની મોટી મોજ.
શાસ્ત્ર સર્વે શોધીને, ખરી કરી લ્યો ખોજ."[૬૩]

–જેવી કૃતિના આરંભના દોહાઓમાં પ્રત્યક્ષ ભક્તિને શ્રેષ્ઠ અને વધુ આનંદદાયક કહી છે અને એ સાચું જ છે. જે ભક્તિએ ગોપીઓને ઘેલી કરી, બંસીના સૂરોથી વૃંદાવન શરદપૂનમની રાતની શોભામાં મસ્ત બની ડોલી ઊઠયું, યમુનાનાં નીર ગૂંજી ઊઠયાં, પનઘટે ગોપીઓને અટકચાળાં કર્યાં, વિદુરની ભાજી કે શબરીનાં બોર સ્વીકાર્યાં, રાસલીલામાં મસ્ત બની ગોપીઓને થૈથૈ નાચ નચાવી–એ સર્વ પ્રત્યક્ષ પરમાત્મા સાથે કરેલી દિવ્ય લીલાઓની છોળો આગળ પરોક્ષ ભક્તિ કયાં સુધી ટકી શકે? કવિને પ્રત્યક્ષ પરમાત્મા સ્વામીનારાયણ ભગવાન મળેલા, અને તેમની સાથે લીલાઓના આનંદમાં ભાગ લેવાની તેમને જે તક મળેલી તેનું સમસંવેદન અહીં પ્રગટ થયું છે.

આ કૃતિ કવિની અંતિમ રચના છે. કૃતિના અંતે પદરાગ ધોળમાં કવિએ નોંધ્યું છે–

"સંવત સુંદર ઓગણીસ, વરસ જુગલ વખાણિયે એ
ચૈત્ર સુદી નૌમી દિનેશ, ગ્રંથ પુરણ પરમાણિયે એ
દો સોરઠા દોહા હોય, ચુંવાળીસ કડવાં કહીયે એ
પદ એકાદશ સોય, તે પર એક ધોળ લહીયે એ.
પંચ શૂન્ય પર આઠ, ભક્તિ નિધિનાં ચરણ છે એ.
કહે સુણે કરે પાઠ, તેને અભયકરણ છે એ."

૬૨ એજન – પદ ૨, કડી ૧, પાન–૩૦૮ તથા પાન–૩૧૨.
૬૩ ભક્તનિધિ – કડવું ૧, પાન–૧૫૭.

રાગ ધન્યાશ્રી, આશાવરી, બિહાગડો, ધોળ અને પરજ જેવા વિવિધ રાગોનો કવિએ સમુચિત પ્રયોગ કર્યો છે. એમાં સોરઠા, દોહા અને ઢાળ સાથે કડવાંની વચ્ચે થયેલી સુંદર પદોની ગૂંથણી પણ આકર્ષક છે–

પ્રણમું પુરુષોત્તમ, અગમ નિગમ જેને નેતિ કહે,
તે શ્રીહરિ થાઓ સુગમ, રમ્ય રૂપ સાકાર સહિ.
એવા વસો મારે ઉર, દૂર કરવા દોષ દીનબંધુ,
તો થાય ભક્તિ ભરપૂર, હજૂર રાખવો હરિ હેત કરી.

–જેવા સોરઠાથી કૃતિનું મંગલાચરણ કરતા કવિ સાકાર ઉપાસનાને મહત્ત્વ આપી પ્રત્યક્ષ ભક્તિ કરવાનો નિર્દેશ કરે છે. કવિએ યોજેલ વિવિધ દૃષ્ટાંતો રમણીય છે. સાતમા કડવામાં ભક્તિને મહત્ત્વ આપતાં કવિ દૃષ્ટાંત યોજે છે. 'જેમ મદારમાં બાવના ચંદન ઉત્તમ છે, સપ્તધાતુમાં સુવર્ણ છે, પંખીઓમાં પન્નગારી છે, શૈલમાં સરસ સુમેર છે, તેજોમય તનમાં સૂર્ય છે, પાત્રમાં અક્ષયપાત્ર છે, પંચભૂતમાં શૂન્ય સરસ છે, રૂપમાં કામદેવ છે તેમ મોક્ષનાં અન્ય સાધનોમાં ભક્તિ અનુપમ છે.' પરંતુ આ ભક્તિ તો એકાગ્ર ચિત્તે કરવી જોઈએ. જેને માટે કવિએ નટની ઉપમા આપી છે :–

જેમ નટ ચડે વળી વાંસડે, જોવા મળે સઘળું ગામ,
પણ નટ ન જુએ કોઈને, જો જુવે તો બગડે કામ.
તેમ ભક્તિ કરતાં ભકતને નવ જોવા દોષ સદોષ,
ગુણ અવગુણ કેના ગોતતાં, અતિ થાય અપશોષ.[૬૪]

આઠમા કડવામાં નિષ્કામ ભક્તિને પ્રાધાન્ય આપતાં કવિ ગાય છે.–

"અમૃતવેલી અલ્પ ભલી, વધુ હોય તોય ભુંડી વિષવેલ.
તેમ ભક્તિ થોડી હોય તો ય ભલી, છે સર્વ સુખની ભરેલ.
પંચાહય આપે પાંચ રોકડા, લપોડ શંખ કહે તેને લાખ,
પણ ગણીને ગાંઠયે બાંધાતણી, વળી કોયે ન પુરે સાખ"

અહીં કવિ ઘરગથ્થુ દૃષ્ટાંતો યોજે છે.

'અખેગીતા'ની જેમ કડવાંની વચ્ચે વચ્ચે પદોનો કવિએ સુંદર ઉપયોગ કર્યો છે. રાગ આશાવરી, રાગ ધોળ, બિહાગડો અને રાગ પરજ વગેરે વિવિધ રાગોના તેમ જ અન્ય ઉચિત ઢાળના પ્રયોગોથી કૃતિની ગેયતા વધી ગઈ છે.

૬૪ એજન–કડવું ૧૦, પાન–૧૬૩.

# નિષ્કુળાનંદનાં પદોનો પરિચય

## નિષ્કુળાનંદનાં પ્રકટ પદો

### (૧) ભક્તિશૃંગારનાં પદો

પદનું ઉત્પત્તિસ્થાન ઊર્મિ છે. જે ઊર્મિનો પદમાં આવિષ્કાર થાય છે, તે બે પ્રકારની હોય છે. એક પ્રેમલક્ષણા ભક્તિની અને બીજી ઉપદેશાત્મક. નરસિંહ, મીરાં, પ્રેમસખી પ્રેમાનંદ, ઊર્મિકવિ બ્રહ્માનંદ કે દયારામની જેમ નિષ્કુળાનંદે પણ ગોપીભાવે વિરહની વ્યથા અને મિલનનો આનંદ વ્યક્ત કર્યો છે. પ્રિયતમની પ્રતીક્ષા કરતા કવિની નીંદરડી ઊડી જાય છે. ઈષ્ટદેવના શણગારને જોઈને તેમનું મન નાચી ઊઠે છે. કયારેક પ્રિયતમ સાથે તે રિસાય છે ને હળવો ઉપાલંભ પણ આપે છે. બારમાસીમાં વિયોગથી ઝૂરે છે. 'શ્રી નિષ્કુળાનંદ કાવ્ય'[1] નામના ગ્રંથમાં કવિનાં અહીં તહીં પ્રકટ થયેલાં બધાં પદોનું સંપાદન થયેલું છે. તેમાંથી તેમના ભક્તિ શૃંગારના ભાવનો આસ્વાદ લઈએ.

ઊર્મિકવિ બ્રહ્માનંદની જેમ મોહનના લટકામાં કવિ મોહી પડે છે—

"લટકે હું લોભી રહી લટકાળાજી રે,
લટકંતા આવો મારા લાલ, મુખ જોઈ સુખ લીજીએ."[2]

તો બીજા પદમાં—'હું તો ભોળપણે ભોળવાણી રે, લટકાળા' જેવી ધ્રુવપંક્તિથી કવિ ભોળી ગોપી બની પ્રિયતમના નટખટપણાથી નિર્દોષ છે અને એ કામણગારા લટકામાં કેવી ફસાઈ જાય છે તે દર્શાવે છે—

"અમે આવું ન જાણ્યું આગ્યે રે,
આ કયાંથી ભેટુ ભાગે રે.
મેં અરધો આદર દીધો રે,
તમે પુરો કરિને લીધો રે."[3]

અને છેવટે નંદલાલે નિર્લજ કરી નાખવાની પણ વાત કરી દીધી છે. આ રીતે મુગ્ધાનો ભાવ કવિ આલેખી જાય છે.

કયારેક રંગમહેલે રાત્રી ગાળવા ઈષ્ટદેવને નિમંત્રણ આપતા કવિ ગોપીભાવે

---

૧ શ્રી નિષ્કુળાનંદકાવ્ય—પ્રકાશક શેઠ લક્ષ્મણદાસજી માવજી. જૈનહિતેચ્છુ પ્રેસ, રાજકોટ. ઈ. સ. ૧૯૧૨, આવૃત્તિ ૧.

૨ એજન – પાન–૨૨.

૩ એજન – પાન–૩૦૭.

શૃંગાર સજી પ્યારાને ઉર લેવા તલસે છે–

"મારે મંદિર પધારો હો માવજી, વાલા જોઉં છું વાટ,
આટલી વાર કયાં વિલસા રે, નાથ નાવ્યા શા માટે"

–પરંતુ પ્રિયતમ આવતા નથી. ગોપી વિચારે છે કે પ્રિયતમને મારે ઘેર ગોઠતું નહીં હોય કે કોઈ બીજીએ કામણ કર્યું હશે–

"સાચું કહોને શ્યામળીઆ રે વ્હાલા, અમ ઘેર કેમ ન ગોઠે રે,
કઈ સખીએ કહોને કામણ કીધું, પ્રેમે ફરો તેની પૂંઠે રે
કાંઈક સખીને હેતે હળ્યા છો, જેમ વુઠા વરસે છે વુઠે રે
ઉપલે મને બોલાવો છો અમને, હૈયાનું જણાય છે હોઠે રે
નિષ્કુળાનંદના નાથ તમ વિના, અંતર અકળાઈ ઊઠે રે."[૪]

ગોપીને તો પ્યારાના આલિંગનનો સ્વાદ માણવો છે. રંગભરી રાત માણવાની ઝંખના છે. આથી જ–

"આવો અલબેલા વર આજ, આલિંગન લીજીએ,
મારા મનના માન્યા મહારાજ, કે દરશન દિજીયે.
જોઈ કમલ સરીખાં નેણ, ઠરે મારી આંખડી,
મારા સુંદર શામળા સેણ, મળવા છે ધાંપડી.
આવી કરો વાલ્યપની વાત, કે લટકાં લાવીને,
કિજે અમૃત વચન વરસાદ, કે વાલા બોલાવીને
હું તો જોઈ રઈ છું આજ, વાલા તારી વાટડી
વાલા નિષ્કુળાનંદના રાજ, ખોલો હેત હાટડી."[૫]

હેત હાટડીનું રૂપક ધ્યાન પાત્ર છે. આ હાટડીમાં કોઈ સોદાબાજી કે વણિકવૃત્તિ નથી, પણ કેવળ નિર્વ્યાજ પ્રેમનાં ઝરણાં વહે છે. અને ઝરણામાં રસબસ થવા શણગાર સજી પ્રિયતમની પ્રતીક્ષા કરતી સખી–

"જીરે આવી ઊભી છું હું તો આંગણે,
મનડું ઈચ્છે છે મળવાને કાજ રે.
જીરે અંગમાં ઉમંગ છે અતિ ઘણો,
રંગે રમવા તમ સંગે રાજ રે.

૪ કીર્તનસારસંગ્રહ ભાગ ૧. સંપાદક–હરજીવન શાસ્ત્રી. વડતાલ સ્વામીનારાયણ મંદિર, ઈ. સ. ૧૯૫૧, આવૃત્તિ ૧, પાન–૫૩૦.

૫ "નિષ્કુળાનંદકાવ્ય" – પાન–૧૨૨.

જીરે સુખકારિ જો સુખ આપિયે,
હું તો સજી રહી છું શણગાર રે.
મારું તન તરસે છે તમ કારણે,
ઓરા આવો અલબેલા આધાર રે."૬

અને પ્રિયતમ આવી પહોંચે છે. પ્રિયતમ સાથે માણેલો આનંદ વિરહની વ્યથા ટાળે છે :–

"અલબેલો અંકે આવ્યા રે, ભુધર ઘણું ભાવ્યા રે,
આલિંગન એસું લીધું રે, મારું તનડું ટાઢું કીધું રે."૭

અને આ મિલનનો આનંદ સખી પાસે–

"સુણ વાત કહું એક સજની રે
રંગ રેલ્યો છે આજ રંગે વિયાણી રજની રે.
રંગભિની રમિયા રંગે રે, અતિ આનંદ આપ્યું અંગે રે
અલબેલો ઉરપટ રમિયા રે, મુને ગિરધર ઘણું ગમિયા રે."૮

–જેવાં પદમાં વ્યકત કરે છે. એણે શય્યા સજાવી છે અને પ્રિયતમ સાથે એક એક અંગનો સંભોગ શૃંગાર આ રીતે માણે છે :—

"નયણે નયણા રે મુખે મુખ જ ભેળું
હેડે હેડું રે ભેટી કીધું ભેળું
ઉરે ઉરજ રે નાભિ નાભિ સાથે
દાવે દાવજ રે મેહ્યા નટવર નાથે
ક્રીડા કરતાં રે ઓછપ ન રાખી અંગે,
પતિ રતિનો રે જાણું, રાચ્યો રંગે."૯

પરંતુ આ અંગે અંગનો આનંદ તો ઇષ્ટદેવનાં સુંદરતમ અંગોની શોભા જોઈને જ વ્યકત થાય છે. સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓએ અને તેમાં પણ વિશેષ કરીને પ્રેમસખી પ્રેમાનંદે નખશિખ વર્ણનો આપ્યાં છે. નિષ્કુળાનંદ પણ આનાથી વંચિત નથી.

"અમાસે ભાગ્ય અમારાં રે, પૂરણ આજ પ્રગટ થયાં"

---

૬ એજન, પાન–૮૧.
૭ એજન, પાન—૩૦૦.
૮ એજન, પૃ. ૨૯૮.
૯ એજન, પૃ. ૨૯૭.

–જેવી પંક્તિથી શરૂ થતા તિથિના પદમાં કવિએ–

"પુનમના ઈંદુ ઉગ્યા રે, સહજાનંદજી સોળ કળા,
નિષ્કુળાનંદના સ્વામી રે, નિરખી સુખ પામી અબળા."૧૦

–થી તિથિ પૂરી કરી ઈષ્ટદેવના સોળે કળા શૃંગારનું આલેખન કર્યું છે. આ પ્રકારનાં અંગવર્ણના શુષ્ક નથી, પરંતુ ભાવપૂર્ણ રસિક છે. વહાલાના ભીના વાનમાં, તેની ચટકતી ચાલમાં, તેનાં ચપળ નયનમાં, તેનાં ફૂલડાંની ફોરમમાં, તેની પાઘલડીની આંટીમાં, તેના છોગામાં અને તેના મંદ મંદ હાસ્યમાં કવિનું મન મુગ્ધ બને છે. એક ઉદાહરણ જોઈએ–

રસિલા લાલ રસમાં ભરી છે તારી આંખડી
કમલદલના જેવી પાંખડી,
હસિને હેરો છો તમે હેતસું,
તન મન પ્રાણ લ્યો સમેતસું
નાસિકા દિસે છે તારી નમણિ,
કપોળ જોઈને રયાં ઠામણિ
વાલપ ઘણી છે તારી વાત્યમાં
એક વાર મળિયે એકાંત્યમાં
વારિ વારિ જાઉં હું વદનને
કરને લટકે લીધું મનને
ચટકંતિ ચાલ્ય લાલ જોઈને
મન તો રયું છે મારું મોઈને
ચિતડું ચોંટયું છે તમ ચાલ્યમાં
ચંચળ ચપળ મારા વાલ્યમા.
નિષ્કુળાનંદના હો નાથજી
સદાય રહેજો હો મારે સાથ્યજી.૧૧
તો "ફૂલાળો આવે છે ફૂલ્યો ફૂલમાં જો
ફૂલના કાંઈ કર્યા છે શણગાર જો."૧૨

–જેવી ધ્રુવ કડીથી શરૂ થતાં પદમાં કવિએ ઈષ્ટદેવને ફૂલના શણગારથી શોભાવ્યા છે. આખું પદ ઈષ્ટદેવનાં મનોહર અંગોને ફૂલછાબથી ઢાંકી દે છે.

કામણગારાં નયનોની ચોટ જે લાગી છે તેનું ભાવભર્યું સંવેદન કવિ એક પદમાં વ્યકત કરે છે :—

---

૧૦ એજન, પાન–૨૨૬.
૧૧ એજન, પાન–૨૫૮.
૧૨ એજન, પાન–૩૪૯.

"વાંકે વદને જોઈ, પ્રાણ લ્યો પરોઈ રે વાલા,
નયણનાં બાણ ઘટમાં ગરિયા રે.
ઘાયલ થઈ રે, હું તો ન શકું રઈ રે વાલા,
રોઈ રોઇ રે આંખ્યે આંસુ ઝરિયા રે."[૧૩]

કૃષ્ણલીલાનાં પદોએ વૃંદાવન પણ ગજાવ્યું છે. વૃંદાવનને યાદ કરીએ ત્યારે વાંસળીનો ટહુકો સંભળાય છે. આ બંસીના બોલે ગોપીઓ ઉપર જે અસર કરી છે તેનું તાદૃશ્ય ચિત્ર કવિ અંકિત કરે છે–

"તારી મોરલીએ મોહનજી મારું મન હરિ લીધું
માંયે મંત્ર ભણી, કામણીયું મુને તે કાંયેક કીધું"[૧૪]

–જેવી કડીથી શરૂ થતા એ પદમાં ગોપીઓ બંસીના નાદે ભાન ભૂલી દોડી આવે છે. એમને ઘરમાં કાંઇ કામ સૂઝતું નથી. ઘોર નિદ્રામાંથી ઝબકીને તેઓ જાગી જાય છે. ભાન ભૂલેલી ગોપીઓની–

વનમાં વાગે છે રૂડી વાંસળી જો,
વગાડે છે શામળીયો સુજાણ જો"[૧૫]

–જેવી કડીથી શરૂ થતા એ પદમાં અવસ્થા બતાવે છે. એ વાંસળીના સૂરે ગોપીઓને દેહનું ભાન નથી રહેતું. તેઓ આભૂષણો અવળાં પહેરે છે. કેમ કે પ્રીતની રીત જ ન્યારી છે–

"પિયુ મેરા પ્રેમકા પ્યારા, રહે નહિ પ્રેમિસું ન્યારા,
સદા રહે પ્રેમકે સંગે, રાચે જોહિ પ્રેમકે રંગે"[૧૬]

–જેવી કડીથી શરૂ થતા ચાર પદના ગુચ્છના–

પ્રિતકી રીત હે ન્યારી, જાનીકું લાલકી યારી,
જાનો તેહિ જનકી રીતી, જાઠી હે શામસું પ્રિતી.
જગતકી વાત નહિ ભાવે, હરિ ગુણ મુખસું ગાવેં,
ઉદાસી અંતરે વરતે, ગમે નહિ કાજુ કોકરતે.
સંભારી પિબકે ચે ન્હાં, ભરે દોઉં જલસે નેનાં.
મુખસેં બોત નહિ બોલે, વિકાર ભવકે ભૂલે,

૧૩ કીર્તનસારસંગ્રહ ભા. ૧, પાન–૫૩૯.
૧૪ નિષ્કુળાનંદકાવ્ય – પાન–૩૩૩.
૧૫ ,, પાન–૩૨૦.
૧૬ એજન – પાન–૫૫૮.

ભૂપનસું ભાવજ્યું ત્રોડે, વસનસું પ્રિત નહિ જોડે.
નિષ્કુળાનંદ કરી નેહા, ભેજો એક સામ સનેહા."[૧૭]

આ ત્રીજા પદમાં આ રીતે પ્રીતની રીત ન્યારી હોવાનું અંકિત થયું છે.

"રંગડાનો ભિનો રમે રાસમાં જો,
સર્વે ગોપિ લઈને સાથ જો
આસપાસ વિનતા વિટિ વલિ જો
વચમાં છે વૈકુંઠ નાથ જો."

—જેવી કડીથી રાસની રમઝટ શરૂ કરતાં

"ઝાંઝ મરદંગ ચંગ મોરલી જો,
ડફ તુરિ સરણાઈ પ્રસિદ્ધ જો."[૧૮]

—જેવી કડીઓથી સંગીતની રમઝટ બોલાવે છે.

ઠમકે ધમકે ધુઘરિ, ઘમકાર જો
અંગે મોડે ત્રોડે તાલિ તાનને જો

—અને રાસની મસ્તીમાં ગોપીઓને ચગાવીને કહાન ક્યારે છટકી જાય છે તેની ગોપીઓને ખબર પડતી નથી :—

"છળકરિ છબિલો છપિ ગયા જો,
જૂવતિને કરું નહિ જાણુ જો.
વ્યાકુળ થઈ છે વન વનિતા જો,
જોવા લાગી પ્રાણ જો."[૧૯]

જેવી કડીથી શરૂ થતા પદમાં કહાનઘેલી ગોપીઓ કહાનને ગોતવા નીકળી પડે છે. વનમાં ઘૂમતી એ ગોપીઓ વૃક્ષને અને વેલીઓને પૂછે છે—

"ઘેલિ થઈ પૂછે વનવેલ્યને જો,
હરણિ તું દેને હરિની ભાલ્ય જો.
કામિ એક સંગે લઈ સુંદરી જો,
નાસિ ગયો નંદનો ગોવાળ જો."[૨૦]

---

૧૭ એજન – પાન–૫૬૧.
૧૮ એજન – પાન–૩૨૫.
૧૯ એજન, પાન—૩૨૫.
૨૦ એજન, પાન–૩૨૫.

આખરે પગેરું મળી આવે છે. યુવતીઓ યુક્તિ કરીને નંદ, જસોદા, પૂતના અને અઘાસુર વગેરેનો વેશ લે છે, પરંતુ શ્રીકૃષ્ણની ભાળ મળતી નથી. અર્ધક્ષણ પણ વહાલા વિના અળગી ન રહી શકતી ગોપી વિરહવેદનામાં ઝૂરે છે એનું વર્ણન કવિ કલાત્મક રીતે કરે છે—

"વાલા વિના વીતે રે ઘડી ઘણી વસમી રે,
આલોચન અંગમાંગે રે ન માપ.

પળે પળે દાઝે રે દુઃખે મારી દેહડી રે,
વાલા મળે વિજોગ વ્રહની વિલાપ, વાલા—૧.
દાવાનળ લાગ્યો રે, ડુંગરિયા ડોલિયા રે."[૨૧]

—જેવી કડીઓથી આરંભાતું સમગ્ર પદ રૂપક અને ભાવની દષ્ટિએ ઉચ્ચ છે. દરદે દીવાની મીરાંનું એ સ્મરણ કરાવી જાય છે.

કૃષ્ણને લેવા આવેલા ઓધવજી ગોપીઓનો કાળમુખા લાગે છે, પરંતુ ગોપીઓનું ચાલતું નથી ત્યારે રથની આડે આવીને તેમની અંતરની ભાવના પુકારે છે :—

"મથુરાં જાશો મા માવજી રે, વા'લા સુણો મારી વાત રાજ, મથુરાં
અક્રૂર અંતરની કહેતો નથી રે, એના ઘટમાં ઘણી વાત રાજ, મથુરાં"

—જેવી કડીથી શરૂ કરતાં પદોનાં ગુચ્છોના ચોથા પદમાં મીઠો ઉપાલંભ પણ દૈન્યભાવથી તેઓ આપે છે :—

"નહિ હું જાવા દઉં નાથજી રે, મોહન મથુરાં મોરાર રાજ
વા'લા વિલખતી વનિતા રે, મેલી જાશો મા મોરાર રાજ નહિ. ૧
દગો રાખીને દલમાં રે, સ્નેહ કીધો તો શા માટ રાજ,
સુખમાં દુઃખ દેખ્યું નહિ રે, આવ્યો ઓચિંતો ઉચાટ રાજ[૨૨]

—જેવી કડીઓથી ગોપીઓની આજીજી ક્રમશઃ કવિએ વિકસાવી છે. ગોપીઓ શેરીએ શેરીએ શયન કરવાની વાત કરે છે. તેમણે નયણે આંસુની હેલી રચી છે. ગોપીઓની વિરહવ્યથા કવિ—

તમ વિના તન તલ ફેરે, જેમ જળ વિના મીન રાજ,
જેમ પ્રાણ વિના પુતળાં રે, જેમ દાતા વિના દીન રાજ.

---

૨૧ કીર્તનસારસંગ્રહ—ભાગ ૧, પાન—૫૫૩.
૨૨ એજન, પાન—૫૬૫.

જેમ નીર વિના નદીયો રે, જેમ પંખી વિના પાંખ રાજ,
જેમ કંથ વિનાની કામિની રે, જેમ અણુતેજે આંખ રાજ[23]

—જેવી કડીઓમાં દષ્ટાંતો આપી વ્યકત કરે છે. વિરહથી ઝૂરેલું મનડું —

"પિયુજી વહેલા પધારજો, વ્હાલા જોઉ છું વાટ,
વાયદો કર્યો તે વીતી ગયો, નાથ ન આવ્યા શા માટ, ૧
અમાસે અરજ અમારડી, સુણો શ્યામ સુજાણ,
પહેલી કરી હરિ પ્રીતડી, પિયુ હરવાને પ્રાણ."[24]

—જેવી તિથિની કડીઓમાં પ્યારા પ્રિયતમને યાદ કરી રુદન કરે છે. એકમને દિવસે પ્યારાનું મુખડું જોવા ઝંખે છે. બીજને દિવસે શરીર અસ્વસ્થ થાય છે. ત્રીજ અને ચોથને દિવસે અણુઅણુમાં વેદના પ્રસરી જાય છે. નોમને દિવસે મન વિચારે ચઢે છે કે પ્રિયતમ કોઈ નવલીને મોહી ગયા છે. એકાદશીને દિવસે અવગુણ ચિત્તે ન ધરવાનું વિનવે છે અને પૂનમને દિવસે તો પ્રેમની કલ્પનાને હીંડોળે ચગી મિલનનો આનંદ ઝંખે છે.

"કોયે એક અમારી અરજ દાસ, કેજો જઈ કૃષ્ણને
પિયા અંતર રહે છે ઉદાસ, દાસ કૃષ્ણને."[25]

—જેવી કડીથી આરંભાતી ચોસરમાં મોર અને મેઘની સુંદર કલ્પના દ્વારા કવિએ વ્યંજના શકિત ઝળકાવી છે.

"કેમ વિતસે વિસમ દન રે, મનમોહન વિન્યા — ટેક
જેઠ માસમાં ચાલ્યા જીવન, કેમ કરિ ધરું ધીરજય મન
જાતિ વેળા કઈ ન ગયા કાંઈ, મનની વાત રહિ મનમાંઈ
માંઈ લાયે લાગિ, કેમ વિતસે વિસમ દન રે."[26]

—જેવી કડીઓથી શરૂ થતી બારમાસીમાં કવિનો વિપ્રલંભશૃંગાર અચ્છી રીતે વિકાસ પામ્યો છે. પ્રિયતમ સાથે માણેલી મોજના પ્રસંગો, સ્થાનો, આભૂપણો અને લીલાઓ કવિને યાદ આવે છે. જેઠ માસથી બારમાસી શરૂ થાય છે. આષાડનાં ગર્જતાં વાદળ કવિનું હૃદય વીંધી જાય છે. ઘનઘોર વાદળ અને વીજળી જોઈને કવિને શ્યામનું સ્મરણ થાય છે :—

---

૨૩ એજન — પાન—૫૬૫.
૨૪ ,, પાન—૫૨૫.
૨૫ નિષ્કુળાનંદકાવ્ય. પાન ૫૬૫ થી ૫૬૯.
૨૬ એજન, પાન—૪૫૬.

"અસાડ માસે આવ્યો ઘન, દમકે દામનિ જામનિ દન,
તેહ સમયે મૂને સાંભળ્યો શામ, નિરખી પૂરતાં હૈયાનિ હામ."

શ્રાવણ માસમાં હરિની સાથે કરેલી જળક્રીડા કવિને સાંભરી આવે છે :-

"શ્રાવણ માસમાં નિરમળ નિર, નાતા નાથ જઈ જમુનાતિર,
જળી ઉછાળીના સખાને સાથ, સંભારે હૈયું રહે કેમ હાથ."

અને આસો માસમાં દીપાવલીની દીપમાળા જોઈને કવિનું મન દાઝી ઊઠે છે. મહા માસમાં કવિને વસંતનો ઉત્સવ યાદ આવે છે:-

"મહા માસમાં વસંતને દન, સુંદર વસંતિ પેરિને વસન,
ભરિ ગુલાબની ફેંકતા ફાંટ, સરવે સખા રંગવાને માટ."

ફાગણમાં હોળી રમવા પિચકારી ભરી રંગ ઉડાડતા શ્યામ કવિને સાંભરી આવે છે—

"સખિ કારતક માસે કંત, શામ સધાવ્યા રે
સખિ ત્રિકમે બાંધ્યો તંત, નાથ ન આવ્યા રે."[૨૭]

—જેવી બારમાસીમાં કારતક માસથી તો "જેઠ માસે જાવું નો'તું રે, ઓચિંતાનું અલબેલ રાજ"[૨૮] જેવી કડીઓથી જેઠ માસથી બારમાસીમાં વિપ્રલંભશૃંગારથી હૈયાનો ભાર હળવો થાય છે. જેઠ માસમાં ઈષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાન ધામમાં ગયા એટલે જેઠ માસથી બારમાસી શરૂ થાય છે.

ગોપીભાવે નિષ્કુળાનંદ મોહનજીને મળવા ઝંખી રહ્યા છે. નરસિંહ, મીરાં કે દયારામની જેમ ગોપીભાવે મિલનનો આનંદ અને વિરહની વેદના તેમણે વ્યકત કરી છે. તેમનાં લીલાનાં પદો કેવળ સાંપ્રદાયિક જ નથી, પરંતુ મનોરમ કૃષ્ણલીલામાં ઘૂમી વળ્યાં છે. વેણુના નાદે કયારેક ગાજતું તો કયારેક રુદન કરતું વૃંદાવન તેમના કવનમાં ઊતરી ગયું છે. ભાન ભૂલેલી ગોપીઓના હૃદયની વાચા તેમનાં કૃષ્ણલીલાનાં પદોમાં પ્રતિબિંબિત છે. મોહન વિનાની વેદના કવિએ ગોપીભાવે નીચેના પદમાં વ્યકત કરી છે :—

"મોહનજીને મલવા રે, ભૂધરજીને ભેટવા રે,
તલસે છે મારું મન, રાત્યે ન આવે નિંદરા રે.
દિવસે ન ભાવે અન્ન, હો બેનિ મોહન
સુનાં બેઠાં જાગતાં રે, ભિતરમાંયે ભજન

૨૭ એજન – પાન–૪૪૬.
૨૮ એજન – પાન–૪૩૧.

લોચન રયાં લલચાઈને રે, જોવાને જીવન
ઝંખે છે મારો જીવડો રે, વાલાનું જોવા વદન
દિઠયા વિના દાઝે દલડું રે, કેમ કરિ કાઢું દન
ભૂધરજીને ભેટવા રે, મનસુબો કરે છે મન
નિષ્કુળાનંદના નાથશું રે, કયારે લેશું આલિંગન."[૨૯]

જ્યાં અતિ સ્નેહ છે ત્યાં એ વિરહવેદના નાવલિયા વિના ઘડીભર રિસામણાનું રૂપ ધારણ કરી ક્ષણિક ગુસ્સો પણ પ્રકટાવે છે.

"કોયે સનેડો મ કરસો રે, શામને સાથે."[૩૦] જેવી ધ્રુવપંક્તિથી આરંભાતા પદમાં ગોપીભાવે કવિએ આ ભાવ વ્યક્ત કરી દીધો છે.

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં જિનપદ્મસૂરિથી માંડીને દયારામ સુધી ફાગ અને વસંતનાં કાવ્યો લખાયેલાં છે. શૃંગારક્રીડાના ઉદ્દીપન ભાવ તરીકે ત્યારે વસંતનું વર્ણન કરવામાં આવતું. નરસિંહ કે રઘુનાથની જેમ નિષ્કુળાનંદે પણ વસંતનાં પદો રચ્યાં છે. વસંતને વિપ્રલંભ શૃંગારના ઉદ્દીપન ભાવ તરીકે નિરૂપતા કવિ–

"રત્યવસંત આવી રે મારા વાલા, મનમાં મનોરથ થાયે.
અસનપાણું હવે નહીં રે અમારે, રસીયા વિના નહી રહેવાયે."[૩૧]

–જેવી ધ્રુવ કડીથી શરૂ થતાં આઠ ફુટકળ પદોમાં વસંતની રંગભરી પિચકારી યાદ કરે છે અને માણેલી લીલાઓને સંભારી કવિ આંખડી ભીની કરે છે. એ વસંતના ઉત્સવને સંભારતા કવિના હૃદયમાં વિજોગની હોળી પ્રકટે છે. બીજા પદની–

"નાંખે વિશેષે વારી મારા વાલા, નાથ શું બાથ ભરિ હો ભામની.
રસીયા તે કેશર ઘોળી, તે સુખ આજ સંભારતાં સજની.
લાગે છે હૈયામાં હોળી, અબિલ ગુલાલ લાલ ભરી મૂઠી.
છૂટી નાખી મુજ માથે રે, તે કેમ મુને વિસરસે વાલા.
જે રમીયા સુંદર વર સાંથે."

–જેવી કડીઓથી વિપ્રલંભ શૃંગારને કવિ વસંતના ઉદ્દીપન ભાવથી વિકસાવી શકયા છે, તો–

૨૯ એજન, પાન–૪૭૯.
૩૦ નિષ્કુળાનંદકાવ્ય, પાન–૫૯૦.
૩૧ એજન, પાન–૬૨૨ થી ૬૨૭.

"ઋત્ય વસંત રુડી મારી સજની, રસિયાસું રમસું રંગે
મરજી જાણસું અંકે આણસું, મલશું જો અંગો અંગે."[૩૨]

–જેવી કડીથી આરંભાનાં ચાર કુટકળ પદોમાં વસંત ઉજવવાના કોડ જે કવિને જાગ્યા છે તેનું આલેખન થયું છે.

પ્રેમલક્ષમણાથી ભકિતભાવને વ્યકત કરવાના એક સ્વાભાવિક સ્વરૂપની દષ્ટિએ નિષ્કુળાનંદે પ્રણાલી મુજબ ભકિતશૃંગાર પદોમાં ગાયો છે.

નટખટ ગોપી અને તેની ધીંગામસ્તી દયારામ કે પ્રેમસખી પ્રેમાનંદની તુલનામાં અહીં જણાતી નથી અને ઉઘાડો શૃંગાર પણ અહીં નથી. પણ દૈન્યભાવ છે. છતાં એ પદોમાં ચિત્રશકિત, મધુરબાની અને અંતરની ઊર્મિ છે.

**(૨) ઉપદેશાત્મક પદો :** રસ અને ભાવની દષ્ટિએ નિષ્કુળાનંદનાં ભકિતશૃંગારમય પ્રેમલક્ષણા ભકિતનાં પદોનો પરિચય મેળવ્યા પછી શાંત રસ અને વીરરસની દષ્ટિએ તેમનાં ઉપદેશાત્મક પદો જોઈએ. સામાન્ય રીતે ઉપદેશાત્મક પદોમાં શાંત રસ વહે છે. આ પ્રકારનાં પદોમાં જગતમાં આસકત નાસ્તિક મનુષ્યને સંબોધી, તેને ગર્ભવાસનાં કષ્ટોનું સ્મરણ કરાવીને તો કયારેક કાયાને કાચના તંબુ જેવી ક્ષણિક ગણાવીને, સંસારના સ્વાર્થીજનો સાથેની મમતા મુકાવવા સૌમ્ય કે કોઈવાર ચાબખા જેવી તીખી વાણીથી ભકતકવિઓ ઉપદેશ આપે છે. સાચા સંતનું માહાત્મ્ય, ભકિતનો મહિમા, મનુષ્યજીવનની દુર્લભતા તથા ઈશ્વર, માયા, જીવ અને ધર્મ વગેરેનું સ્વરૂપ વગેરે વિષયોનું નિરૂપણ આવાં પદોમાં થાય છે. કયારેક એમાં સીધો ઉપદેશ હોય છે, તો કયારેક એમાં અવળવાણી યોજાયેલી નજરે ચડે છે.

નિષ્કુળાનંદને જે પ્રત્યક્ષ પરમાત્માના સંગનો અમૂલ્ય લાભ મળેલો તેની અભિવ્યકિત –

"આજ આનંદ સિંધુ ઉલટયા, પ્રગટયા તે પુરણાનંદ રે
દશ દશે દુઃખ મટિ ગયાં, આવ્યો અંતરે આનંદ રે."[૩૩]
"લેહ્ય આવે છે આનંદની, પ્રગટ પરિબ્રહ્મ ને પસિરે,
અગોચર તે ગોચર થયા, અમુરતિ મુરતિ દરશિરે."[૩૪]

–જેવી ધ્રુવ પંકિતથી શરૂ થતાં પદોમાં કરે છે. પદોની પ્રારંભની ચોટદાર કડીઓથી ઉઠાવ

---

૩૨ એજન, પાન–૬૨૭ થી ૬૩૦.
૩૩ નિષ્કુળાનંદકાવ્ય, પાન–૧૩.
૩૪ ,, પાન–૧૩.

સારો આવે છે. આ મોંઘેરા માનવજીવનનું સાફલ્ય હરિરટણ કરી હરિરસ પીવામાં અને પાવામાં છે. જે રસની નરસિંહે, મીરાંએ કે દયારામે મઝા માણી તેનો આસ્વાદ અનેરો છે. આ કવિ પણ સંસારીઓને સૌમ્ય વાણીમાં એની ભલામણ કરતાં કવે છે–

હરિરસ પીજે રે હરખી, પામ્યો દેહ પિવા રસ સરખી
નરતન ન મળે રે નાણે, સમઝવું હોય તો સમજો ટાણે
કાચી કાયા રે કેવાયે, રાખી નહિ રહે જરૂર જાયે.
આ પંડ પડશે રે પાણી, જન મન જુવો આવી એંધાણી
પળે પળે પલટે રે પોત, જેમ થાયે જાંખી દીપક જોત
અંત્યે અહિંથી રે જાવું, સમઝી લે સુખ નહિ રહે આવું
આંખ ઉઘાડી રે જોયે, ખાટયું મહાધન તે નવ ખોયે
અવસર જાયે છે વીતી, નિષ્કુળાનંદ કહે લિયો ચેતી [૩૫]

કવિએ દીપક જ્યોતનું કેવું રમણીય રૂપક પ્રયોજ્યું છે! જેમ દીપક જ્યોત ઝાંખી પડતી જાય છે તેમ મનુષ્યજિંદગી પૂરી થતી જાય છે અને અવસર વીતતો જાય છે. કવિ અવસરનો અમૂલ્ય લાભ ઉઠાવવા ને સંસારીઓને હરિરસમાં રાતામાતા કરાવવા ભોજાની જેમ ઊકળતા નથી.

આ હરિરસ તો હરિના દર્શનની તાલાવેલી જેને લાગી છે તેવા મુમુક્ષુઓ જ સાચા અર્થમાં માણી શકે છે અને તેના સાચા માર્ગદર્શક તરીકે સાચા સંતોનાં લક્ષણો અને તેનું માહાત્મ્ય ભજનવાણીમાં ટહુકે છે. નરસિંહે "વૈષ્ણવજન" પદમાં ભગવાનના સાચા ભકતનાં લક્ષણો ગણાવ્યાં છે, તો નિષ્કુળાનંદે–

"સંત લક્ષણ કહે હરિ હેતસું રે, સુણો ઉદ્ધવ એક મન ચિત્ત રે" [૩૬]

–જેવી પંકિતથી ભાગવતમાં દર્શાવેલાં સંતલક્ષણો પદમાં ગૂંથી લીધાં છે, તો–

'ધન્ય ધન્ય એ સંત સુજાણને, જેનું ઊલટી પલટયું આપ,
સંત તે સ્વયં હરિ, આપ ટલી મલ્યા ભગવાનમાં' [૩૭] કે
'સાચા સંતને ઉપમા શું આપીએ રે, ત્રણ ભુવનમાં નથી તેને તુલ્ય રે' [૩૮]

–જેવી પંકિતઓથી સંતમાહાત્મ્યનું ગાન ગાયું છે. આવા સંતનો સમાગમ કરી માનવ-જીવનનું સાફલ્ય સાધવા કવિ–

---

૩૫ કીર્તનસારસંગ્રહ, પાન–૪૫૯.

૩૬ નિષ્કુળાનંદકાવ્ય, પાન–૮.

૩૭ એજન, પાન–૭.

૩૮ એજન, પાન–૧૦

"તમે અંતરની આંખ્યે ઓળખી, કરો સદ્ગુરુ સંતનો સંગ,
ઓળખવું અંતરે ગાયે ગીતા ભાગવત સંતને, એવાં લક્ષણ હોય જેને અંગ."[૩૯]

જેવી કડીઓમાં સાચા સંતને ચરણે જવાનું સૌમ્ય રીતે સૂચવે છે. કારણ કે સદ્ગુરુ સંસારસાગર પાર કરવા માટેનો નાવિક છે.

'નરતન તે નૌતમ નાવ છે, તરવાને સમુદ્ર સંસાર,
તેમાં મળે સદ્ગુરુ માલમી, ત્યારે ઉતારે ય પળમાં પાર."[૪૦]

મનુષ્યજીવનને કવિ પરદેશી કહે છે અને તેને ચેતવવા તે કહે છે–

"પરદેશિ આ પ્રાણિ પરોણલો છે, તે રે રેને કેટલુંક રેશેજી,
ચાલું ચાલું નિત ચિત્ત ચિતવે છે, ચાલી અચાનક દેશેજી."[૪૧]

–જેવી કડીથી શરૂ થતા પદમાં સંસારની આસકિતમાંથી છોડાવવા ક્ષણભંગુર કાયાનો ખ્યાલ આપે છે.

સ્વામીનારાયણ સંપ્રદાયના અન્ય કવિઓની જેમ–

"કયું પાયે ઘર દૂર વંદે કયું પાયે ઘર દૂર,
કાયર ભકિત કામ ન આપે, હાંતુ અબ સૂર બંદે."[૪૨]

–જેવી કડીથી શરૂ થતાં ચાર ફુટકળ પદો હિન્દીમાં રચી ઉપદેશ આપ્યો છે.

ભજનના વિષયોમાં દૈન્ય, સમર્પણ, શ્રદ્ધા, દીનતા, દોષોની કબૂલાત, ક્ષમાયાચના, અભેદ, અભિનવ આનંદ અને મસ્તી આદિ તત્ત્વો નિષ્કુળાનંદનાં ભકિતમાહાત્મ્યનાં પદોમાં દષ્ટિગોચર થાય છે.[૪૩]

"કિયાં જીવ કિયાં જગદીશ, જાણો જુજવી એ વાત છે રે
મર આપીએ સો સો શિશ, તોય વણ મળ્યાની વાત છે રે"[૪૪]

–જેવી કડીથી જીવાત્મા અને પરમાત્માના સંબંધો દર્શાવતા કવિ પોતાને જે ઇષ્ટદેવ મળ્યા છે તેની ખુમારી—અનન્ય ભકિતનિષ્ઠા સાથે—

"એવા મળ્યા છે મહારાજ, જે કોઇ સર્વના શ્યામ છે રે,
વળી રાજ એ અધિરાજ, એને આધારે સૌ ધામ છે રે."[૪૫]

---

૩૯ એજન, પાન–૫.
૪૦ એજન, પાન–૬.
૪૧ એજન, પાન–૫૧૫.
૪૨ એજન, પાન–૫૨૧–૫૨૨.
૪૩ એજન, પાન–૪૫૯ થી ૪૯૩
૪૪ કીર્તનસારસંગ્રહ ભાગ–૨, પાન–૩૮૪.
૪૫ એજન, પાન–૩૮૫.

—જેવી ધ્રુવ કડીથી શરૂ થતા પદમાં વણી લે છે. કવિ પ્રસ્તુત પદમાં ઈષ્ટદેવનો મહિમા પણ ગાય છે :

"શિવ બ્રહ્મા ને સુરેશ, દેવ અદેવ રહે છે ડરતા રે.
જેની આજ્ઞામાં અહોનિશ, શશિ સૂર્ય રહે છે ફરતા રે.
કંપે કાળ માયા મનમાંહ્ય, અતિ ઘણું અંતરમાં રે,
કહી નિષ્કુળાનંદ ગાય, તું પણ ડરને તેના ડરમાં રે."[૪૬]

—અને આ અનન્ય નિષ્ઠા દર્શાવી માહાત્મ્ય ગાનાર કવિ દીનતા વ્યકત કરી પરમાત્મા પાસે સાંસારિક દુ:ખો દૂર કરવા યાચતા નથી, પરંતુ અંત:કરણના કામક્રોધાદિ શત્રુઓનાં દુ:ખ દૂર કરવા પ્રાર્થના કરે છે–

"આજ મારાજ મલી, જોડ જોયા સરખી, હું રે પતીત પતિતપાવન તમે,
તમે ગુણવંત ગુણના ભંડાર છો, તો અનેક અવગુણે પુરણ અમે"[૪૭]

—જેવી કડીઓથી કવિ ઈષ્ટદેવને પ્રાર્થે છે.

માયિક પંચવિષયોમાંથી જીવને મુકત કરાવવા કવિએ—

"માહાવીર કહે મહંતો રે સાધુજી, સુણો શિયળવ્રત સહુ સંતો રે,
સર્વે શાસ્ત્રો જોયાં મેં તપાસિ રે, શિયળ સુખ રાસિ રે."[૪૮]

—જેવી કડીથી આરંભાતાં બાર પદોમાં શિયળની નવવાડ તથા રાગ ધોળમાં–

"એક સમે શ્રીહરિ સ્વામિ તેડાવિયા નિજ જન,
વચનામૃત વરસાદ કરવા પોતે થયા પરસન"

—જેવી કડીથી પદ શરૂ કરી રાગ ગરબીમાં–

"પ્રથમ જીભાયે જાળવિ જમિયે રે, તારે ગોવિંદને મન ગમિયે રે,
શુભાશુભ અનેક જે આહાર રે, તેને જમવું તે કરિ વિચાર રે."[૪૯]

—જેવી ધ્રુવ કડીઓથી પંચ આહારનાં પદો રચ્યાં છે.

કવિએ પંચવિષયો ને ઈન્દ્રિયોને પરમેશ્વરમાં જડી દેવાનું સૂચવ્યું છે. "આહાર

---

૪૬ એજન, પાન—૩૮૫.
૪૭ નિષ્કુળાનંદકાવ્ય પાન—૬૩૨.
૪૮ એજન, પાન–૧૫૩ થી ૧૬૨.
૪૯ એજન, પાન–૧૭૫ થી ૧૮૧.

તેવો વિહાર'' એ ન્યાયે કવિએ તામસી આહાર છોડવાની ભલામણ કરી છે. કામ, ક્રોધ, લોભ, મોહ અને મદ જેવા રિપુઓ તામસી ખોરાકથી વધે છે. એ જ રીતે પરમાત્માનાં ગુણગાન સાંભળવામાં શ્રવણશકિત અને ઈશ્વરનું મનોરમ સૌંદર્ય જોવામાં નયન શકિતનો ઉપયોગ કરવાનું કવિએ સૂચવ્યું છે.

"એક અચંબો આવે છે અતિ ભારિ રે, તુને લાજ નથી આવતી લગારિ રે,
લખચોરાશી કુટુંબ કુળ તારું રે, ખર સુકરમાં કેને કોણ સારું રે.
ઈંડજ ઉદભિજ સ્વેદજને જરાયો રે, વાર અનેક તું ઉપજે મરાયો રે"
કે "એક મુરખને હાથ મણી માળી રે, જોઈ ચાખી સુંઘી ન લાગી ગળી રે"

–જેવી કડીઓથી શરૂ થતાં કવિનાં બાર કુટકળ પદોમાં[૫૦] જ્ઞાની કવિ મુકતાનંદની જેમ જ્ઞાનના તણખા ઝરે છે. જેને સાક્ષાત્ પરમાત્માના અમૂલ્ય સંગની પ્રાપ્તિ થઈ છે તે ઈશ્વરના નિરાકાર સ્વરૂપને કેવી રીતે માની શકે? તેમને મન તો પ્રત્યક્ષ ભકિત જ સર્વોપરી હોય. આથી જ "ગુરુગમ વિના વણશા વેદાંતી રે, જેમ વેશ્યા જો જોબન ને મદમાતી રે" કે "વેદાંતીની તો અકલ ગઈ વઈ રે, સઉં સાંભળો દેખાડું વાત કઈ રે" જેવી કડીઓથી રચાયેલાં પદોમાં "અહં બ્રહ્માસ્મિ"ના સિદ્ધાંતનું ખંડન કરી શુષ્ક જ્ઞાનમાં રાચતા વેદાંતીઓની કવિએ ખબર લીધી છે.

માહાત્મ્યજ્ઞાને યુકત ઉત્તમ એકાંતિક ભકિતભાવનાને વ્યકત કરતાં તેમનાં પદો સિદ્ધભકિત, અનન્યા અને નિષ્કામા જેવી ભકિતના વિવિધ પ્રકારો દર્શાવે છે તો પ્રેમલક્ષણા ભકિતનાં પદો. ગોપીભાવે ગાઈ સ્નેહને ભકિતમાં મહત્ત્વનું સ્થાન આપતાં કવે છે :–

સ્નેહને રે સમાન, નાવે કોઈ સ્નેહને રે સમાન,
રાગ ત્યાગીને તપસી રે, વળી ધરે વન જઈ ધ્યાન.
જોગી જગન બહુ જ જતાં રે, તજતાં તેનું મને માન,
તજી ઘરવાસ ઉદાસ ફરે કોઈ, કરે તીરથ વ્રતદાન
માળા તિલક ધરે ફરે ફકત, નખશિખા વધારી નિદાન.
કરે અટન રટન નિરંતર, વળી કરે ગંગાજળ પાન
સ્નેહ નહિ જેને નાવ શું રે, શું થયું તે કરમાં જ્ઞાન
નિષ્કુળાનંદ સ્નેહી જનને, વશ સદા ભગવાન."[૫૧]

આ સ્નેહભકિત માટે પતિવ્રતા ભકિત અનિવાર્ય છે. અને પતિવ્રતા ભકિત તો ત્યારે

૫૦ એજન – પાન–૧૯૧ થી ૨૦૦.
૫૧ કીર્તનસારસંગ્રહ ભાગ–૨, પાન–૪૮૯.

જ સાકાર રૂપે મૂર્તિમંત બને છે જ્યારે સંસારમાંથી આસક્તિ દૂર કરી ઈશ્વરમય બની જવાય. પરંતુ ભક્તિમાર્ગ છે તો કઠિન. એમાં અનેક વિઘ્નો આવે છે. આ વિઘ્નો દૂર કરવા માટે કવિ બૃહદ્ વૈરાગ્યથી જીવન અને કવનને રંગી નાંખે છે. આ વૈરાગ્ય સ્મશાન વૈરાગ્ય નથી, પરંતુ સાચા અંતરનો વૈરાગ્ય છે. સંપ્રદાયને અભિપ્રેત ધર્મ, ભક્તિ, જ્ઞાન, અને વૈરાગ્ય એ ચતુષ્ટય સાધનોની અપેક્ષા આત્યંતિક કલ્યાણ માટે રહી છે. આથી સંપ્રદાયના બધા કવિઓએ આ ચારે અંગો ઉપર પદો લખ્યાં છે, પરંતુ પ્રેમલક્ષણાભક્તિમાં પ્રેમસખી પ્રેમાનંદ કે ઊર્મિકવિ બ્રહ્માનંદ ઝળકી ઊઠે છે. જ્ઞાનના શિખરે મુકતાનંદ પલાંઠી લગાવે છે તો વૈરાગ્યમાં નિષ્કુળાનંદની આગવી પ્રતિભા પાંગરી ઊઠે છે, અને આ વૈરાગ્ય શુદ્ધ હોવો અતિ આવશ્યક છે.

"શુદ્ધ વૈરાગ્યે કરી સેવીએ, પ્રેમે પ્રભુના પાય,
માયિક સુખ ન માંગીએ, મોહે કરી મનમાય
નિષ્કામી જનની નાથને, સારી લાગે છે સેવ,
જે મોક્ષ આદિ નથી માગતા, નથી ત્યજતા એ ટેવ,
સકામ ભકતની શ્રીહરિ, પૂજા પરહરે દૂર,
જાણે માયિક સુખ માગશે, જડબુદ્ધિ જરૂર
શુદ્ધ વૈરાગ્ય વિના સમજો, નર ન હોય નિરાશ
નિષ્કુળાનંદ નિષ્કામથી, રીઝે શ્રી અવિનાશ.[૫૨]

કેવળ શુદ્ધ વૈરાગ્યથી પણ કવિ ચલાવી લેતા નથી. કવિને મન તો–

"તીવ્ર વૈરાગ્ય તડોવડપે, નાવે સો સો સાધન
જપ તપ તીર્થ જોગ જે, કરે કોઈ જન જગન."[૫૩]

–જેવા બૃહદ્ વૈરાગ્યની જરૂર છે.

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને
સુત વિત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને
સિંધુ મધ્યે મોતી લેવા, માંહી પડયા મરજીવા જોને"[૫૪]

–જેવી પંક્તિઓથી રજૂ કરતા પ્રીતમના વીરરસોચિત પદની જેમ નિષ્કુળાનંદે–

---

૫૨ એજન – પાન–૪૫૨.

૫૩ એજન – પાન–૪૫૨.

૫૪ કાવ્યદોહન ભાગ ૧, પૃ. ૭૩૦, પદ ૭.

"ભક્ત થાવું રે ભગવાનનું છે, જો કઠણ કામ,
સુખ સર્વે સંસારનાં રે. કરવાં જોઈએ હરામ." ૫૫

–જેવી કડીથી ભક્તિમાર્ગની કઠિનતા બતાવી હરિરસ પીવામાં વીરતા હોવાનું દર્શાવે છે–

"હરિરસ પીજે રે હેતે, નાવે અવસર સો શિર દેતે,
અમૂલખ અવસર રે પામી, અંતર ભજીએ અંતરજામી.
રોકયાં કેનાં રે ન રહીએ, શિરને સાટે સતસંગ લઈએ,
સનમુખ ચાલે રે સાચા, શૂરા પગ ન ભરે પાછા.૫૬

કવિના મત મુજબ શૂરવીર જ ઈશ્વર પાસે જવાનો અધિકાર પ્રાપ્ત કરે છે.

ઉપદેશ આપવામાં તેઓ સૌ પ્રથમ પોતાના મનને ઉપદેશ આપે છે ને ત્યાર પછી પર ઉપદેશ આપે છે. સ્વમનને ઉદ્દેશીને તેઓ–

"મન મારા રે વાત કઉં, સારિ સિખ દઉં;
હેતનું હૈયે ધારિને લૈયે, કોણ તારું માનિ લેને મારુ"૫૭

–જેવી કડીથી પોતાના મનને હરિમાં રાતામાતા બનવાનું કવિ સૂચવે છે.

તેમને મન ધર્મ એટલે પરમાત્માનાં વચનોનું દઢપણે પાલન. પરમાત્માએ જે આજ્ઞાઓ આપી છે તેને જીવનમાં સાંગોપાંગ અમલી બનાવવામાં કવિને ધર્મ સમજાય છે. આથી જ–

"શુદ્ધ સાચો ધર્મ રે શ્રીમુખે સાંભળી રે, વળગી રહ્યા છે વચનમાંઈ રે.
નિષ્કુળાનંદ રે જ્ઞાની તેને ગણવા રે, કરવું ન રહ્યું તેને કાંઈ રે."૫૮

અને કવિને શ્રદ્ધા છે કે પરમાત્માના આ વચનને પાળનાર સુખી થાય છે. ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યનાં પદો લખનાર નિષ્કુળાનંદમાં પરંપરાની પ્રણાલી તો જોવા મળે છે, તેમ છતાં પ્રકટ ભક્તિનો કેફ અને મહિમા, અંતરમાંથી ધબકતી શુદ્ધ બૃહદ્ વૈરાગ્યભાવના, માનવદેહની અગત્ય, આત્યંતિક કલ્યાણ પ્રાપ્તિનું તેમનું દાર્શનિક નિરૂપણ વગેરે આગવી વિશિષ્ટતાઓથી પણ તેમનાં પદો અંકિત છે.

---

૫૫ કીર્તનસારસંગ્રહ ભાગ–૨, પાન ૪૫૫.

૫૬ એજન, પાન ૪૫૯.

૫૭ નિષ્કુળાનંદ કાવ્ય, પાન ૧૭૦.

૫૮ કીર્તનસારસંગ્રહ ભાગ ૨, પાન ૪૫૩.

## (૩)

# પદમાળાઓ

નિષ્કુળાનંદની કાવ્યસંપત્તિમાં પદમાળાઓ ગણતર નજરે ચડે છે. પદમાળાઓ સ્વરૂપની દૃષ્ટિએ પદથી ભિન્ન છે. આથી તેની ચર્ચા પદોમાં ન કરતાં અહીં સ્વતંત્ર રીતે કરી છે. પદ એ ઊર્મિનું આદ્યંત નિરૂપણ કરી શુદ્ધ ઊર્મિપ્રધાન બને છે, જ્યારે પદમાળાનું સ્વરૂપ કથનપ્રધાન ઊર્મિકાવ્યનું છે.

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં પદમાળાનો ઉદ્‌ગમ નરસિંહથી થયો છે.[૧] આખ્યાનની જેમ આ કાવ્યપ્રકાર પણ અવિરતપણે ઠેઠ દયારામ સુધી ખેડાયેલો છે. "પદમાળા" આખ્યાનની જેમ કયારેક વર્ણનપ્રધાન પણ હોય છે, તેમ છતાં આખ્યાન પરલક્ષી હોય છે જ્યારે તેની તુલનામાં "પદમાળા" આત્મલક્ષી હોય છે. વળી કડવા-બંધની જગ્યાએ પદમાળા પદબંધ હોય છે. "આખ્યાન"માં મંગલાચરણ, ફળશ્રુતિ, કવિપરિચય વગેરે જે રૂઢ બની ગયાં છે તે પ્રણાલી ચોકઠારૂપે પદમાળામાં સચવાયેલી દૃષ્ટિગોચર થતી નથી

સૌ પ્રથમ નિષ્કુળાનંદની પદમાળાઓનું વર્ણ્ય વિષયની દૃષ્ટિએ વર્ગીકરણ કરીએ :—

(૧) **લીલાપ્રધાન પદમાળાઓ**– આ પ્રકારની ત્રણ પદમાળાઓમાં કવિએ એક પદમાળાનું નામ દાણલીલા[૨] આપ્યું છે. બાકીની બે રાધાકૃષ્ણવિષયક લીલાપ્રધાન પદમાળાનાં[૩] નામ આપ્યાં નથી.

(૨) એક બારમાસીની પદમાળા.[૪]

પ્રસ્તુત ચાર પદમાળાઓ રાગ ગરબીમાં રચાયેલી છે.

**દાણલીલાની પદમાળા**–આઠ પદોમાં વહેંચાયેલી પ્રસ્તુત પદમાળાનો પ્રારંભ "સાંભળ સજની રે લાલતણી કહું લીલા, કુંજભવનમાં રે કાન કરે છે લીલા" જેવી કાવ્યના વિષયને અનુરૂપ નાટયોચિત ઉકિતથી થયો છે. નટની પેઠે નટવર નાગર પોતાના ગોપાલ–સખાઓ સંગે મંડળી બાંધી થૈ થૈ નાચતો વાંસળી વગાડી રહ્યો છે. તેનું ચિત્રાત્મક ઢબે ઊર્મિસભર આલેખન કવિએ કલાત્મક રીતે કર્યું છે.—

---

૧ મધ્યકાળના સાહિત્ય પ્રકારો–ડૉ. ચંદ્રકાન્ત મહેતા, પાન–૧૮૪.

૨ કીર્તનસારસંગ્રહ ભાગ–૧, સં. હરજીવનદાસ શાસ્ત્રી, પાન—૫૬૮–૫૬૯

૩ એજન, પાન—૫૪૧ થી ૫૪૯.

૪ એજન, પાન–૫૨૫ થી ૫૨૯.

"સરખે સરખા રે સખા લઈને સંગે, અંગ રંગ્યું છે રે લીલે પીળે રંગે
મંડળી મળી રે બેઠા છે બેઉ ભાઇ, જોઇ જન મન રે રહયાં છે મૂરછાઇ
ઘણે ગોવાળે રે વિટયાં છે વનમાળી, વચમાં વાલો રે વેણુ વાયે રે રસાળી
નટવર નાચે રે રમે રીતે રૂપાળી, થેઇ થેઈ થાયે રે વાયે ગોવાળા તાળી.
તાન જ તોડે રે અંગ મરોડે અલબેલો, રંગનો રસિયો રે ઠાકોર છેલછબીલો
નટવર નાગર રે નાની પેરડે નાચે, ગાયે ગોવાળા રે રૂદિયામાં ઘણું રાચે."[૫]

સખીભાવે કવિ પદમાળાના ભાવને આગળ ધપાવતા વૃંદાવનની વાટે નીકળી પડે છે. તે વખતની ગોપાંગના ભાવે ઊપસી ઊઠેલી કવિની ચિત્રાત્મક શક્તિ ઝળકી ઊઠી છે.

"ચટકી ચાલે રે વૃંદાવનની વાટે, હૈડું હિસે રે મોહન મળવા માટે.
આડી આંખે રે જોઉં વનમાં જોતી, અંતર ઇચ્છે રે ગિરિધર લઉં ગોતી."[૬]

રંગભીનો રસિયો નટખટ કહાન પાલવ પકડી મહીડાં માંગવા ગોપીને રોકે છે. ગોપી પણ એમ કયાં દાણ આપી દે તેમ છે? તે કંસનો ડારો બતાવી દે છે. આ ડારાથી ગભરાઈ જાય તો કહાન નટખટ શેનો? ગોપાંગનાને તતડાવતાં કહી દે છે :—

"તેની તારે રે ચિંતા થી ચાવળી, દાણ જ લેશું તે રીત છે રાવળી"[૭]

"ચાવળી" અને "રાવળી" જેવા મધુર પ્રાસોથી કર્ણપ્રિય પદાવલી બનાવતા કવિ પછીની પંક્તિમાં કાનુડાનો તોફાની સ્વભાવ જણાવી દેતાં કહે છે—

"મહીડાં માથે રે જોર જણાવ છ ઝાઝું, માટ મહીનું રે નહિ રેવા દઉં સાજું"[૮]

અને કંસને સુભટો સાથે લાવવાનું સૂચવે છે. ગોપી પણ ઓછી ઊતરે એમ નથી! શ્યામ ઉપર મીઠો વ્યંગ કરી બરાબર સંભળાવે છે:—

"જોર તમારું રે સરવે જાણ્યું અમે, 'અરધે રાત રે કો' કેમ ભાગ્યા તમે
બીકે નાશી રે બીજો બાપ જ કીધો, જુઓ વિચારી રે જનમ કિયાં લીધો"[૯]

મદમાતી ગોપાંગના અને મદમસ્ત શ્યામ વચ્ચે સંવાદાત્મક રમઝટ જામી ગઈ છે. તીખી

---

૫ એજન, પાન—૫૬૯.
૬ એજન, પાન ૫૬૯.
૭ એજન, પાન ૫૬૯.
૮ એજન, પાન ૫૬૯.
૯ એજન, પાન ૫૭૦

જબાનમાં કૃષ્ણનો ઊધડો લઈ નાખતી ગોપીને ચતુર શ્યામ–

"મદમાં માતી રે બોલ છ તું મહીયારી, હોંસ હૈયાની રે પુરીસ સરવે તારી" ૧૦

–જેવી પંક્તિના ઉત્તરાર્ધમાં વ્યંજના દ્વારા સમજાવી દે છે કે ગોપીને નંદજસોદાના ઘરની પત્ની બનવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થવાનું છે. ગોપી એ સુખદ દિનના આનંદની કલ્પનામાં ખોવાઈ જાય છે. હવે એને એક જ ચિંતા છે કે "મનડું માન્યું રે ચિત્તડામાં એ ચોંટયો, કયારે થાશે રે મોહનજી વર મોટો." અને પછી તો પદમાળાના વસ્તુગત ભાવને વિકસાવતા કવિ–

"બાળક બદલી રે મોટા દીઠા ભાવો, હસી બોલાવી રે રાધા ઓરાં આવો.
પ્રીત પૂરવની રે સંભારો સાહેલી, રાધા રમિયે રે લજજા મનની મેલી."૧૧

રાધા અને માધવનાં લગ્ન દેવતાઓની હાજરીમાં બ્રહ્મા કરાવી આપે છે. અને અંતિમ પદમાં કવિ સંયોગશૃંગારની અંતિમ અવસ્થા, જે કામક્રીડા છે, તેનું સુરેખ આલેખન કરે છે :–

"નયણે નયણાં રે મુખે મુખ જ ભેળું, હૈડે હૈડુ રે ભેટી કીધું ભેળું.
ઉરે ઉરજ રે નાભિ નાભિ સાથે, દાવે દાવ જ મેલ્યો નટવર નાથે.
ક્રીડા કરતાં ઓછપ ન રાખી અંગે, પતિ રતિનો રે જાણું રાચ્યો રંગે"૧૨

પદમાળાનું વસ્તુ મધ્યકાલીન સાહિત્યની પરંપરામાં પર્યવસાન પામતું હોવાથી વિષયની દષ્ટિએ એમાં કાંઈ નવીનતા નથી, પરંતુ રજૂઆત ખંડકાવ્યની જેમ નાટયોચિત ગોપાંગનાની ઉકિતથી થઈ છે. સંવાદતત્ત્વથી ભાવવિકાસ સાધતા કવિ ગુમાની રાધા અને તોફાની કાનુડાના ચિત્ર દ્વારા ઉભય વચ્ચેના સંઘર્ષના વાતાવરણને જમાવી શકયા છે. મર્મોકિત દ્વારા મહેણું મારતી ગોપાંગના, ગોપીના હૈયાની હોંશ પૂરી કરવાની વ્યંજના કરતા ચતુર કૃષ્ણ, સંયોગશૃંગાર રસના આલેખનમાં કામક્રીડાની અંતિમ અવસ્થાનું ઊર્મિસભર ચિત્ર, ચિત્રાત્મક શકિતથી આલેખાયેલ આડી આંખે ચટક–મટક ચાલી જતી મદમાતી ગોપાંગના અને સખાસંગ અંગનો તરોડ–મરોડ કરી નાચતા કહાન–આ બધાં પ્રસ્તુત પદમાળાનાં સુંદર પાસાં કવિની સ્વાનુભૂત ભાવાભિવ્યકિતમાં સફળ રીતે કામ કરી ગયાં છે. અહીં "બાંધી મુઠી રે રાખિયે" જેવો રૂઢિપ્રયોગ પણ જોવા મળે છે.

## (૨) કૃષ્ણલીલા વિષયક બે પદમાળાઓ :–

પ્રસ્તુત પદમાળાનાં નામ કવિએ આપ્યાં નથી, પરંતુ તેનો વિષય ભાગવતમાંથી

---

૧૦ એજન, પાન ૫૭૦.
૧૧ એજન, પાન ૫૭૧.
૧૨ એજન, પાન–૫૭૧.

લીધો છે. તેમાંની એક પદમાળાનો વિષય ભભૂત લગાવી જોગી બનેલ કૃષ્ણની રાધા સાથેની લીલાનો છે.

પ્રસ્તુત પદમાળા બાર પદોમાં વહેંચાયેલી છે. તેનો પ્રારંભ પણ "દાણલીલા"ની જેમ નાટ્યોચિત ગોપાંગનાની ઉક્તિથી થયેલો છે :–

"સાંભળ સૈયર વાતડી રે, અલબેલાની એક,
ભજવ્યો છે ભલી ભાતડી રે, ભૂધર ધરી ભેખ. ૧
માથે લટકે લટરિયું રે, આવી પડે ગાલ,
ભસ્મ ચોળી કરી ભુરિયું રે, લોચન કીધાં લાલ."[૧૩]

જોગનો ભેખ ધારણ કરી રાધા સાથે લીલા માણવા આવેલા શ્યામને પોતાના આંગણે આવેલા જોઈ તેના સ્વાગતમાં ઘેલી બનેલી રાધા જોગીના સ્વભાવને અનુકૂળ અમલ ચડાવવા ભાંગ અર્પણ કરવાની તૈયારી બતાવે છે. પરંતુ, જંગલની જડીબુટ્ટી અને કંદમૂળ ખાતા જોગીનો અમલ તો રાધાના સંગે લીલા માણવામાં રહેલો છે. કલાવંતીએ તો રાધાને આ જોગી વિષે અગાઉથી કહી રાખ્યું હોય છે. મનગમતી તકને ઝડપી લેવા પૂજાપો લઈ તે જંગલમાં જાય છે. રાધાજીનું સુંદરી સ્વરૂપ જોઈ :–

"હસિ ફાંસે નાખી ફંદને રે, માર્યાં મીટ બાણ,
નાથ નિષ્કુળાનંદના રે પ્રોવી લીધા પ્રાણ."[૧૪]

રાધા પણ આ જોગીના જોગથી મસ્તીએ ચઢી છે. અને વક્રોક્તિ કરી અવળવાણીમાં કૃષ્ણની મીઠી મજાક કરવાની પળ પણ ચૂકતી નથી :–

"કહોને જોગી ક્યાંથી આવિયા રે, વસો છો ક્યાં વાસ,
સંગે સેવક નથી લાવિયા રે, આવા કેમ ઉદાસ. ૨
ગુરૂ મળ્યા કોણ ગામના રે, કેણે ફુંક્યો કાન,
ઉપદેશી મુક્યા આમના રે, ખોટાં ધરવા ધ્યાન. ૩
નથી પત્તર ઝોળી પાવડી રે, નથી મુદ્રા છાપ.
ઘેરે રોતી હશે માવડી રે, ગોતતો હશે બાપ."[૧૫] ૪

આ રીતે ભાવ વિકાસ સાધતી પ્રસ્તુત પદમાળામાં પછી તો કૃષ્ણ અને રાધાનો સંવાદ

૧૩ એજન – પાન—૫૪૪.
૧૪ એજન – પાન–૫૪૬.
૧૫ એજન – પાન–૫૪૬.

જામે છે. રાધાની અવળવાણી સાંભળી જોગી પોતાના જોગનો આદર્શ સંભળાવતાં કહે છે :—

"જાને ભવન તારે ભામિની રે, કઉ ન લઈએ કેડ,
ઝાઝી કરીએ નહિ કામિની રે, જોગિયોની છેડ."[૧૬]

ભભૂતની ચપટી રાધાને આપી ચાલ્યા જતા શ્યામ રાધાને એવી અજબ મોહિની લગાડતા ગયા છે કે રાધા વિપ્રલંભ શૃંગારમાં—

"રાધા ઘેલી થઈ ઘરમાં રે, રોઈને પાડીને રાડય,
પિંડ પૃથવિયે પડિયું રે, આંસુ વિના અંગ."[૧૭]

અને પછી તો આ વિરહે વ્યાકુળ બનેલી રાધાનું વિરહદર્દ દૂર કરવા પેલા જોગીને ઢૂંઢવા વ્રજવાસીઓ નીકળી પડે છે. ચરિત્ર કરવા પાછા જોગી આવે છે. ચરિત્ર કરતાં કહે છે :—

"કાં તો દાટો આ દેહને રે, કાં તો આલો આગ્ય,
શીદ રાખી રહયા એહને રે, તન કીધું છે ત્યાગ.
એમ કરતાં આપો અમને રે, લઈએ એની વાત,
તે તો કેમ કહેવાય તમને રે, વણ ઘટતી વાત."[૧૮]

અને "ભ્રખુભાણ" પણ રાધાની આ સંકટમય પરિસ્થિતિમાંથી ઉગરવા જોગીને રાધા આપવાનો કોલ આપી દે છે.

આવી લીલા કર્યા બાદ ગોકુલનાથ ગોકુલ પાછા જાય છે. નવમા અને દસમા પદમાં કૃષ્ણ અને જસોદાના સંવાદતત્ત્વની ચમક છે. નવલ વરને પરણી સંસાર માંડવાનું સૂચવતી જસોદાની પાસે ચરિત્ર કરવા ભોળા બનેલા કૃષ્ણ તો કહે છે કે અમે કોઈ નારને ઓળખતા નથી કે લગ્નવિષયક કોઇ વાત જાણતા નથી. "ભ્રખુભાણ"ને પણ જોગીરૂપે આવેલા આ કૃષ્ણના ભેદની ખબર પડી જાય છે :—

"ભઠયો ભ્રખુભાણ મનમાં રે, એ કેમ કરે એમ,
એ તો વસે છે વનમાં રે, કન્યા દેખાય કેમ."[૧૯]

આ રીતે કૃષ્ણના છલથી ઘડીભર ગુસ્સે થયેલ ભ્રખુભાણ છેવટે તો લગ્ન કરાવવા

---

૧૬ એજન – પાન–૫૪૬.
૧૭ એજન, પાન–૫૪૭.
૧૮ એજન, પાન–૫૪૭.
૧૯ એજન, પાન–૫૪૮.

તૈયાર થાય છે. અને અંતિમ પદમાં રાધા અને કૃષ્ણના લગ્નનો મંગલ ઉત્સવ ઉજવાય છે.

આમ, પરકીય ભાવથી ઓતપ્રોત પ્રસ્તુત માળાનું વસ્તુ ભાવની દૃષ્ટિએ ઉત્તરોત્તર વિકાસ સાધતું રહ્યું છે. "દાણલીલા" પદમાળાની તુલનામાં આ પદમાળામાં ઊર્મિતત્ત્વ કરતાં કથાતત્ત્વ વિશેષ પ્રમાણમાં જોવા મળે છે. પદમાળાના આરંભમાં જોગીકૃષ્ણના ભેખ વર્ણનમાં કવિની ચિત્રાત્મકશક્તિ ખીલી ઊઠી છે. રસની દૃષ્ટિએ અતિ સંક્ષેપમાં રાધાના વિરહની મનોદશા કવિએ બતાવી દીધી છે. ભાષા અને શૈલીની દૃષ્ટિએ સરળતાની સાથે પ્રાસાદિકતા સધાઈ છે. રાધાના મુખે જોગીના જોગ વિષે જે વક્રોક્તિ મૂકી છે, તે ધ્યાન ખેંચે છે. કવચિત "ભટયો" જેવો તળપદો શબ્દ પણ નજરે ચડે છે.

કવિની કૃષ્ણલીલાવિષયક બીજી પદમાળાનો પ્રારંભ પણ પદમાળાનું લક્ષણ સાચવી નાટયોચિત ઉઠાવવાળી ગોપાંગનાની ઉક્તિ દ્વારા થયો છે.

"સાંભળને સાહેલી રે મારી, વર્ણવી કહું એક વાત રે,
મનમોહન મંદિરીયે મારે, આજ આવ્યા અર્ધરાત રે."[૨૦]

ભૂતકાળમાં કૃષ્ણની મીઠી લીલા માણી ચૂકેલી વ્રજાંગનાના સ્વાનુભૂતિયુક્ત ભાવનાના ઉદ્ગારો પોતાની સખી પાસે કવિએ સ્વકીયભાવે વ્યક્ત કરેલ છે. અર્ધી રાત્રે આવીને મનમોહને જગાડેલી ગોપી શરમાઈ જાય છે, કારણ કે તે તો શણગાર ઉતારીને સૂતી હતી. સ્ત્રી સ્વભાવને સાહજિક એવી લજ્જા અનુભવતી ગોપાંગના કૃષ્ણને મચક આપતી નથી. અને ત્યાંથી શ્યામને વિદાય કરવાના પ્રયત્નો કરે છે. પરંતુ શ્યામ હટે કે ખસે તો ને!

આમ, આનાકાનીથી ઉત્તરોત્તર સંઘર્ષભાવ વિકસતો રહે છે. રાધા કૃષ્ણની દલીલોને તોડી નાખે છે. કૃષ્ણ રાધાને સમજાવવા પોતાને મુકુટધારી રાજા તરીકે ઓળખાવે છે. ચતુર રાધા કૃષ્ણની ચતુરાઈ સમજી સામી સુંદર દલીલ કરતાં બોલી ઊઠે છે કે "રાજા તો પ્રજાને સંતાન સમજી તેની રક્ષા કરે. આ રીતે અર્ધરાત્રે એ કોઈના ઘરમાં ન આવે!" કૃષ્ણ પણ હારે તેમ નથી. તુરત જ તે પોતાને મુરલીધારી તરીકે ઓળખાવે છે! પરંતુ ગોપાંગનાનો મિજાજ (mood) અલગ જ હોય છે! કૃષ્ણને વાદી કહીને મીઠી મજાક કરી લે છે. ત્યારપછી કૃષ્ણ શંખધારી, ગદાધારી, ગોવર્ધનધારી અને ચક્રધારી એમ અનેક વિશેષણોથી પોતાનાં સૌંદર્ય અને શક્તિનો પરિચય કરાવે છે. પરંતુ આ બધાં જ વિશેષણો ગોપાંગના સચોટ ઉક્તિઓથી તોડી પાડે છે.

પાંચ પદ સુધી ગોપીની ચતુરાઈ સ્વગતોક્તિમાં પ્રગટ થઈ છે. અહીં કૃષ્ણ અને રાધા વચ્ચેનું સંવાદાત્મક નિરૂપણ થયેલું નથી, પરંતુ ગોપી પોતે જ કૃષ્ણરૂપે જવાબ

---

૨૦ એજન, પાન–૫૪૨.

આપે છે અને છેવટે જ્યારે કૃષ્ણ પોતાને પદ્મધારી તરીકે ઓળખાવે છે ત્યારે ગોપી વિચારમાં પડી જાય છે! ઉત્તર આપતાં તેને મૂંઝાતી જોઈ શ્યામ તેના સામું હસી તેને હેતથી બોલાવે છે. શ્યામનું હાસ્ય પારખી જઈ ગોપી તેમની સાથે દલીલમાં જે ઊતરેલી તેની માફી માગી નમ્ર બને છે.

આમ, છ પદોમાં પથરાયેલી પ્રસ્તુત પદમાળા સ્વકીયભાવે ભૂતકાળમાં કૃષ્ણ સાથે માણેલી મીઠી સ્વાનુભૂતિનો ભાવ સ્વગતોક્તિમાં વિકસાવે છે.

## બારમાસીની પદમાળા :—

પ્રસ્તુત બારમાસીની પદમાળા સ્વેષ્ટદેવ સહજાનંદને ઉદ્દેશીને લખાયેલી છે. જેઠ માસમાં સહજાનંદ અંતર્ધાન થયેલા, એટલે જેઠ માસથી તેનો પ્રારંભ થાય છે. કૃતિને અંતે ફળશ્રુતિનું કથન થયું નથી. કૃતિનો પ્રારંભ મંગલાચરણથી ન કરતાં સખીભાવે કવિ મીઠા ઉપાલંભ ને મર્મોક્તિથી કરે છે :—

"મારા પ્રાણજીવન, આંવડલું અમ સાથે રે કહોં કેમ કીધું,
પહેલાં પીયુષ પાઇ, વ્હાલમજી વાંસેથી વિખડું દીધું."[21] ટેક.

ધ્રુવપંક્તિની ટેક અંત સુધી ચાલુ રહે છે. જેઠ માસનું કોઈ પ્રકૃતિગત વર્ણન એમાં નજરે ચડતું નથી.

"વ્હાલા નેક નોધારાં નાખી અમને રે, નોતું ઘટતું નાથ જાવા તમને રે" જેવી પંક્તિમાં દીનતાનો ભાવ દર્શાવી પ્રિયતમ વિના વણદીઠે વ્યાકુળ ફરતા ગોપીભાવે અષાડ માસમાં—

"વ્હાલા વરસાવો વરસશે વેરી રે, સમે સાંભળશો લાલમ લેરી રે"

—જેવી પંક્તિથી પોતાના લાલમની ચટકંતી ચાલને કે મીઠી વાતને યાદ કરે છે. અને એ સુખ સંભારીને નયણાં ભરતા કવિ સાવન માસની પ્રિયતમ સાથે માણેલી જળક્રીડા યાદ કરે છે. આમ વિપ્રલંભ શૃંગારમાં રાચતા કવિની વિરહવિભાવના ઉત્તરોત્તર વિકસતી જાય છે. આસો માસની દીપમાળાની અસર કવિ સહન કરી શકતા નથી.

"હીરો હાથ થકી હું બેઠી હારી રે" જેવી પંક્તિમાં નિરાશા અનુભવતા કવિને દીપમાળાઓ દઝાડી જાય છે.

"જોઈ જીવલડો મારો જાશે રે" જેવી પંક્તિમાં વિરહવેદના વ્યક્ત કરતાં કવિની વિરહવિભાવના કારતક માસમાં તીવ્ર બને છે.

---

21 એજન, પાન–પર૫.

"પડયું નહિ વજ્ર કેમ વિજળી રે, થાત ચુરણ કે હું જાત બળી રે,
આવું દુ:ખ નવ દેખત વળી રે." – મારા૦

–જેવી કડીથી વિરહવ્યથા અનુભવતા કવિના જીવનમાં માગસર માસમાં દુ:ખનો દરિયો ઊમટી પડયો છે. પોષમાં પંડ પરજળીયું છે. માઘ માસમાં વસંતોત્સવદ્વારા માણેલો સંયોગશૃંગાર ઘડીભર યાદ કરી વિપ્રલંભની સ્મૃતિ-અવસ્થા અનુભવે છે.

"પહેરી વસંતીવસન અંગે રે, ઉડાડતા ગુલાલ ઉજરંગે રે,
રમતા રાજીરાજી થઈ સખા સંગે રે –મારા૦
એહ લટક મટકશે ઉર વિષે રે, ત્યારે સુખ શરીરે કેમ રહેશે રે."[૨૨]

આ જ રીતે ફાગણ માસમાં હોળીનો ઉત્સવ યાદ કરી કવિ આંખડી અશ્રુભીની કરે છે :–

"ભરી પિચકારી રસિયા રંગે રે, આવી નાખતા અમારે અંગે રે.
કહું વાત એવી હું કયાં લગે રે – મારા૦"

ચૈત્ર માસમાં તો–

"પાપી પડયો નહિ કેમ પ્રીતે રે" જેવી પંકિતમાં વિરહવિભાવના તીવ્ર બની છે; કવિને બાલમ વિના જીવવું અકારું થઇ પડયું છે. કોઈ સંદેશો કે કાગળ પણ આવતો નથી. પોતાના જીવન પ્રત્યે હરિ વિના કવિને ઘૃણા થઈ ગઇ છે.

"નાવ્યો કાગળ અભાગિયા પેડી રે, તેમ અવધિ પણ નાવિ નેડી રે,
હવે નિષ્કુળાનંદ કહે લ્યો તેડી રે."[૨૩] – મારા૦

એમ તો જીવનદોરી કયાંથી તૂટે? કવિની માનસિક વ્યથા અંતિમ પદના વૈશાખ મહિનામાં ઉત્તરોત્તર ઘેરી બની છે. વિરહથી અકળાયેલા કવિને માગ્યું મોત મળતું નથી, ત્યારે થયેલ નિરૂપણમાં સહૃદયોનાં ચિત્ત ગમગીન થાય છે.

"હવે જે જે પદાર્થ જાંખી જોશું રે, ત્યાં ત્યાં સાંભરશો ને અમે રોશું રે.
એમ જંખી જંખી જીવત ખોશું રે. મારા૦
વ્હાલા અમ ઉપર દુ:ખડા રેડી રે, તમે ગયા છો ખરા ખેડી રે
હવે નિષ્કુળાનંદ કહે લ્યો તેડી રે – મારા૦"[૨૪]

આમ, વિપ્રલંભશૃંગારના ભાવને ક્રમિક આલેખતી પ્રસ્તુત પદમાળા મધ્યકાલના 'બારમાસી'

---

૨૨ એજન, પાન–૫૨૮.
૨૩ એજન, પાન–૫૨૯.
૨૪ એજન, પાન–૫૨૯.

કાવ્યપ્રકારનું સાતત્ય દર્શાવે છે. પ્રત્યેક માસે વિરહભાવ વધુ પ્રબળ બને છે. પ્રકૃતિને સમભાવી રૂપે કવિએ બતાવી નથી, પરંતુ ઋતુગત વસંત કે ફાગ જેવા પ્રકૃતિ ઉત્સવો કે જળક્રીડાની પૂર્વે માણેલ સંયોગશૃંગારની મધુર સ્મૃતિ તો વ્યક્ત થયેલી છે. સહજાનંદના અંતર્ધાન થયા પછીની આ બારમાસી હોવાથી પદાંતે મિલનનો આનંદ ન વ્યક્ત કરતાં ઉત્તરોત્તર વિકાસ સાધતી વિરહવેદનાને કવિએ માનસિક વ્યથાથી વધુને વધુ તીવ્ર બનાવી છે. આમાં સારી એવી પ્રાસાદિકતા છે.

"પહેરી વસંતી વસંત અંગે રે", જેવી પંક્તિનું રૂપક, "એહ લટક ખટકશે ઉર વિષે રે"માં લટક–ખટકનો અંતર્યમક પ્રાસ, "ગઈ વાત હાથથી ન આવે રે હવે રે" માંનો રૂઢ પ્રયોગ–આદિ ધ્યાનપાત્ર તત્ત્વો સર્જકની શક્તિના દ્યોતક છે. જળક્રીડાનું ચિત્રાત્મક વર્ણનચિત્ર પણ નોંધપાત્ર છે.

સમગ્રતયા કહી શકાય કે આ પદમાળામાં પરંપરાગત પદમાળાનાં લક્ષણો સચવાયાં છે.

## (બ) નિષ્કુળાનંદના અપ્રકટ સાહિત્યનો પરિચય

### (૧) નિષ્કુળાનંદનાં અપ્રકટ પદો

કવિનાં અપ્રકટ પદો 'સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓ–એક અધ્યયન' નામના ડૉ. એમ. સી. મંડયાના (સરદાર પટેલ યુનિ. ૧૯૬૫; ઓકટોબર) મહાનિબંધમાં નજરે પડે છે, પરંતુ તેમાંનાં મોટા ભાગનાં પદો 'નિષ્કુળાનંદકાવ્ય' (ઈ.સ. ૧૯૧૨, પ્રકાશક લક્ષ્મણદાસ માવજી, જૈનહિતેચ્છુ પ્રેસ, રાજકોટ–૨)માં છપાઈ ગયાં છે, જે હજુ અપ્રકટ છે તે મારા મહાનિબંધ પરિશિષ્ટ એકમાં મેં આપ્યાં છે. સ્વામીનારાયણ મંદિર વડતાલ તેમ જ અમદાવાદના અપ્રકટ કીર્તન ચોપડાઓને આધારે ઉક્ત અપ્રકટ પદો મેં આપ્યાં છે.

**કવિનાં અપ્રકટ પદોનું વર્ગીકરણ :–**

૧. ઉત્સવગીતો–વસંત અને હોળીખેલનની ચાર પદોની બે ચોસર એટલે કે ગુચ્છ.
૨. ઈષ્ટદેવ સ્વામીનારાયણના વિરહની ચાર પદોની એક ચોસર.
૩. આત્યંતિક કલ્યાણના ઉપાયો સૂચવતી ચાર પદોની એક ચોસર.
૪. ગોપી વિરહ વ્યક્ત કરતી ચાર પદોની એક ચોસર.
૫. કૃષ્ણને મીઠો ઉપાલંભ આપતું એક પદ.

આ જ ક્રમે વિગતે ચર્ચા કરીએ.

---

૧. પરિશિષ્ટ–૨, પૃ. ૩૦૫ થી ૩૪૨.

## ૧. ઉત્સવગીતો

વસંતોત્સવ માનવજીવનને સમુલ્લસિત કરતો એક જીવંત તહેવાર છે. સામાજિક તેમ જ ધાર્મિક જીવનમાં ઉજવાતા અન્ય ઉત્સવોની જેમ વસંતોત્સવ પણ વિશિષ્ટરૂપે રહેલો છે. જીવનમાં નવયૌવનની મજા ચખાડતા આ ઉત્સવ ઉપર મધ્યકાલીન કવિઓએ અનેક પદો રચ્યાં છે. પરંપરા અનુસાર નિષ્કુળાનંદે પણ વસંતોત્સવ અને હોળી ખેલનનાં ભાવાત્મક ચિત્રો દોરી આપ્યાં છે. અપ્રકટ બે ચોસર વસંતના આનંદને વ્યક્ત કરે છે. વસંતને ઉદ્દીપન ભાવે વિપ્રલંભશૃંગારમાં કવિએ કવ્યો નથી. અહીં તો ફાગના રંગોની રમઝટ છે. વસંત–હોળીના આનંદ ઉલ્લાસભર્યાં તત્ત્વોના સંયોગશૃંગારની રસાનુભૂતિ ઉદ્દીપનભાવે અહીં વ્યક્ત થઈ છે.

પ્રથમ ચોસરના પ્રથમ પદની ધ્રુવ કડી ધ્યાનપાત્ર છે.

"વસંત રે તેરે વાલાસંગ ખેલિયે રે, મેલિયે લોક તણી બાઈ લાજ,
અવસર આવ્યો રે, અવસર આવે નહિ રે,
ચાલો વેલા સોધી લેયે વ્રજરાજ."

આમ, કૃતિનો આરંભ ગોપીની નાટયોચિત ઉક્તિથી થાય છે. આવો અમૂલ્ય અવસર ફરી આવે નહીં માટે એ લ્હાવો લેવા ગોપાંગનાઓ લોકલાજ મેલી વસંત રમવાનું ઈજન આપવા નટખટ શ્યામને શોધવા નીકળી પડી છે. અને પછી તો જમુનાનાં ઘાટે ઊભેલા કહાનને જોઈ કોડીલી ગોપાંગનાઓ ઘેરી વળે છે. કનૈયો પણ હોળી ખેલવા તત્પર હોય છે. સખાઓની સાથે વસંતખેલનમાં તત્પર બનેલ કનૈયાને જોઈને ગોપીઓ આનંદમાં આવી જાય છે. અને એ રંગસોરંગ વારિમાં રસબસ થવા ઉભય પક્ષે "ચુવા, ચંદન, અબીર, ગુલાલ પિચકારી" આદિથી વસંતરસ માણવાની સામગ્રીઓની તૈયારી જોરશોરથી થઈ રહી છે. ગોપાંગનાઓને તો—

"ફાગલાગ આયો રે, રૂડા રમવા તણો રે,
આજ લાજ ત્યાગ કરો તત્કાલ"

—કહી સ્ત્રીસહજ મર્યાદાને પણ એક કોર મૂકી એ ફાગના લાગને હોંશે હોંશે માણવા વ્યાકુળ થઈ જાય છે. આમ, પ્રથમ પદમાં વસંત રમવા શ્યામને ઈજન આપતી ગોપીનું આનંદ–ઉલ્લાસભર્યું ચિત્ર આપી કવિ બીજા પદમાં અબીલ–ગુલાલની છાકમછોળમાં ગોપીઓથી સખાનાં વૃંદોથી ઘેરાયેલા કૃષ્ણને રસબસ કરી દે છે. એ આનંદ લૂંટવામાં એ એટલા બધા દિવાના થઈ ગયા છે કે—

"હોરી હોરી બોલે રે, ડોલે દિવાના થઈ રે,
કોને કિને માને નહિ રે, મરજાદ"

–ની જેમ મર્યાદા મેલી રમી રહયા છે, આમતેમ ડોલી રહયા છે અને આ રંગરમતમાં હરિ તે હારી જાય છે. ત્યારબાદ ત્રીજા પદમાં યમુનાની જળક્રીડાનું ભાવભર્યું આલેખન કરતાં કવિ "ગોપીગોવાલો રે જુથ જુજવા થયા રે" જેવી ઉકિતદ્વારા બન્ને જૂથોને સાથે સ્નાન કરાવવાથી વંચિત રાખી સંયમિત બન્યા છે. શ્યામ તો જળક્રીડા સખાઓ સાથે કરે છે અને પછી તો ગોપીઓ મોહનને ઘેર પહોંચી જાય છે અને શરત હારી ગયેલા હરિ પાસે ફગવાની માગણી કરે છે. ભગવાનને તો ખાલી ફાગથી કયાં પતાવવું છે! તે તો હસીને કહે છે જે તમને પ્રિય હોય તે માંગો અને માંગી માંગીને વ્રજવાસીઓ તો મોહનના મુખડાનું દર્શન જ માંગે ને! આ રીતે એક ચોસર પૂરી જાય છે.

પ્રસ્તુત ચોસર પરલક્ષીભાવે આલેખાયેલી છે. વસંતઋતુનું પ્રકૃતિ વર્ણન એમાં મળતું નથી. વળી એમાં ટીખળ, અટકચાળાં અને ચેડાંનું આલેખન પણ નથી. ગોપી અને કૃષ્ણના પેંતરા પણ તેમાં જોવા મળતા નથી. ગોપી અને કૃષ્ણ વચ્ચેના હોળીખેલનનું સાદું પણ ઊર્મિયુકત વર્ણન જ એમાં છે. બીજી ચોસરમાં–

"આજ હોલિ રમીયે હેલિ, સજ થાવો સરવે સાહેલિ,
વલી ચાલોને વેલી, ખેલીયે હો" ... ... ...[1]

–જેવી ગોપાંગનાની ઉકિતથી આરંભાતા પદમાં ગોપીઓ કાનુડાને બોલાવવા નંદજસોદાના ફળિયામાં એકઠી થાય છે અને પછી શ્યામ સાથે હોળી ખેલતી ગોપીઓના અબીલગુલાલના રંગે અંબર પણ લાલ થઈ જાય છે.

રંગભર્યો ઉત્સવ ધામધૂમથી ઉજવાતો હોવાથી મૃદંગ, ઢોલ, ઝાંઝ આદિ વાજિંત્ર-વાદનોદ્વારા કવિએ સંગીતની રમઝટ મચાવી છે. જુઓ :–

"વાગે ઝાંઝ મૃદંગ અંગ, ઢોલ ત્રાસી સરણાઈ સોટ
વાજે તંબાલુ ઊડે છે રંગ.........રંગ હો"

અને આવા દિવ્યાનંદમાં મસ્ત થઈને–

"ધન્ય ધન્ય ફાગણના રે દંન, રમે જીવન જુવતિજંન
ધન્ય ધન્ય એ વૃંદાવન, રંગ હો... ... ... ... ... ... ..."

–જેવી ધ્રુવ કડીથી આરંભાતા ચોસરના અંતિમ પદમાં કવિએ ગોપાંગનાઓની ધન્યતા ગાઈ છે. એક રીતે જોઇએ તો ભાવની દષ્ટિએ ઉપરોકત બન્ને ચોસરો કવિના "પ્રકટ વસંતનાં પદોમાં"[2] વૈવિધ્ય દર્શાવે છે. કારણ કે કવિનાં પ્રકટ પદોમાં વસંતને વિરહિણીના

---

૧–૨ જુઓ નિષ્કુળાનંદકાવ્ય–સંપાદક : લક્ષ્મણદાસ માવજી, જૈન હિતેચ્છુ પ્રેસ, ઇ.સ. ૧૯૧૨, આવૃત્તિ ૧, પાન–૬૨૨ થી ૬૩૦.

વિપ્રલંભશૃંગારના ઉદ્દીપન ભાવ તરીકે તેમ જ વસંત રમવાની ઈચ્છારૂપે કવિએ વર્ણવી છે જ્યારે અહીં તો રંગખેલમાં શ્યામને ઈજન આપતી ગોપી, સખાઓથી ઘેરાયેલા શ્યામ સાથે રંગમજા માણતી ગોપાંગનાઓ, જળક્રીડાનો આનંદ અને સંગીતની રમઝટ આદિ ચિત્રોદ્વારા કવિએ ભાવાત્મક વર્ણન કર્યું છે. આ રીતે આ અપ્રગટ ચોસરનું મહત્ત્વ ગણી શકાય.

## ૨. ઈષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાનના વિરહની ચાર પદોની એક ચોસર :-

પ્રસ્તુત ચોસરમાં કવિએ ગોપીભાવે આત્મીયતા વ્યકત કરી પોતાના ઈષ્ટદેવના વિયોગથી આંખડી અશ્રુભીની કરી છે. વહાલમનો વિયોગ એટલો બધો અસહ્ય છે કે-

"વાલમને વિયોગે રે હો (૨) પાપિરીયાં કેમ પ્રાણ હો ... ટેક
સિયા સુખ સાર રે હો (૨) રિયો જીવડો અજાંણ હો...વા"

—જેવી ધ્રુવ કડીથી કવિએ વિયોગની વ્યથા વ્યકત કરી દીધી છે. તેમના જીવરા વિના તેમનો જીવડો તડપે છે. વિરહ વિભાવનામાં સ્મરણ અવસ્થા અનુભવતા કવિ-

"એક સમે અમે રે હો (૨) હતા સુખી અનાથ હો"

-જેવી પંકિતથી સાથે રમવા-જમવાનાં સંસ્મરણોના ઉદ્‌ગારો વ્યકત કરે છે. બીજી તરફ વ્યથાને દૂર કરવા તે-

"કોને કેમ કરિયે રે હો (૨) ધરિયે હૈયે કેમ ધીરજ હો"

-કહી ઊભી થયેલી વિરહ સમસ્યાનું સમાધાન પણ પૂછી લે છે અને પ્રિયતમ જ્યારે ફરી પાછા મળશે ત્યારે પોતે અનુભવેલી વ્યથા-વિપત્તિઓની રજેરજ કહેવાની ઈચ્છા દર્શાવી ચોસર પૂરી કરે છે.

આત્મલક્ષી ભાવે વિરહવ્યથા વ્યકત કરતી પ્રસ્તુત કૃતિ કાવ્યત્વની દૃષ્ટિએ નોંધપાત્ર નથી.

## ૩. આત્યંતિક કલ્યાણનો ઉપાય સૂચવતી ચોસર :-

રાગ કલ્યાણમાં લખાયેલી પ્રસ્તુત ચોસર કવિની સૈદ્ધાંતિક દૃષ્ટિનું નિરૂપણ કરે છે.

"કલ્યાણ કલ્યાણ સહુ કરે છે, કલ્યાણ પ્રકટને પાસે
માન અભિમાન મનનું મુકી, રયે ચર્ણ નિવાસે"

-જેવી કડીથી પ્રારંભી કવિએ કલ્યાણની ઝંખના કરતા મુમુક્ષુઓને સૂચવી દીધું છે કે કલ્યાણ પ્રકટનાં ચરણોમાં છે. અહીં 'પ્રગટ' પ્રગટ પરમાત્મા તરીકે અભિપ્રેત છે. કવિની

ભકિતવિચારધારા સ્વામીનારાયણ સંપ્રદાયથી ઘડાયેલી છે. આથી પ્રત્યક્ષ અને પરોક્ષ એ બે ભકિતના ભેદોમાં પ્રગટ પ્રભુની ભકિત આત્યંતિક કલ્યાણ માટે કવિને અનિવાર્ય છે. વળી પ્રગટ પરમાત્મા સ્વામીનારાયણ ભગવાન કવિના ઇષ્ટદેવ છે.

સદ્‌ગુરુ વિના ગોથાં ખાતા મુમુક્ષુઓને કવિ સ્પષ્ટ કહે છે કે ગમે તેટલાં જપ, તપ, જોગ, તીર્થ અને યજ્ઞ કરો–પણ એ બધું પ્રગટ ભગવાનની ભકિત વિના નિરર્થક છે. માટે જ–

"પ્રગટ વિના તો સર્વે પાપલ્યાં, ભાંમણે ભૂખના ભાગે,
ચૈતન્ય જડ પાસ લજાવે, પ્રગટ પ્રભુને જો ત્યાગે."

એમ કહી પ્રગટના શરણે જવાનો કવિએ આગ્રહ કર્યો છે.

કોઈ મૂર્ખ તુલસી દેખી તોડે પાન, કોઈ એક પગે ઊભો રહી તપ કરે, કોઈ પથ્થર એટલા પૂજે દેવ–એ સર્વ કવિને મન મૂર્ખાઈ છે. તેવું કરનારા સર્વે પાષાણ સમાન છે. કામ, ક્રોધ, લોભ અને મોહ જેવા અંદરના શત્રુઓ સાચા સંતના સમાગમથી કે પ્રગટ પ્રભુને શરણે જવાથી દૂર થાય છે. અને જ્યાં સુધી આ દુર્ગુણો દૂર થતા નથી ત્યાંસુધી ગંગાસ્નાન કરતા મુમુક્ષુઓને ગંગામાં સ્નાન કરતા ગધેડા જેવા કવિએ કહ્યા છે. આ રીતે પ્રકટ પરમાત્માની ભકિત અને સદ્‌ગુરુનો સમાગમ–એ બે તત્ત્વો ઉપર ભાર મૂકી કવિએ એ દિશા તરફ લોકોને દોરી જવા મુમુક્ષુઓને ઉપદેશ આપ્યો છે.

આ ઉપદેશપ્રધાન કૃતિમાં કવિએ શુષ્ક રીતે ઉપદેશ આપ્યો નથી કે ભોજાની જેમ ચાબખા માર્યા નથી. તેમણે તો મિત્રભાવે સમજાવી કલ્યાણ માટેનું માર્ગદર્શન આપ્યું છે. તેમનાં પ્રકટ થયેલાં આ પ્રકારનાં પદો સાથે સરખાવતાં ઉકત ચોસર વિષય કે ભાવની દષ્ટિએ કોઈ નૂતન દષ્ટિ આપતી નથી.

## ૪. ગોપીવિરહ વ્યકત કરતી ચોસર.

શ્યામ ગોપીને જલદી પાછા આવવાનું કહી ચાલ્યા તો જાય છે. પણ નિયત સમયે પરત થતા નથી ત્યારે તેમના વિરહે વ્યાકુળ બનેલી ગોપી સખી પાસે પોતાની વ્યથા હળવી કરે છે. આત્મલક્ષી ભાવે ગોપીહૃદયી કવિ–

"સખી મારું હઇડું હીંસેરે જોવાને જીવન મારું, ટેક.
હઈડું હિંસે તનડું તલસે મળવા ઈચ્છે મન"

–જેવી ઉકિતદ્વારા પદ ચોસરનો કવિ પ્રારંભ કરે છે. લાડકડા અલબેલડે તેનું ચિત્ત ચોરી લીધું છે. અને એથી જ સાચા પ્રેમાવેશમાં જે પ્રીતિ કરેલી તેની આ વિરહી દશા ગોપીથી સહી જતી નથી. કાંઈક અકળાયેલી ગોપી–

"શાને માટે શામ અમસું આગ્યે કીધી પ્રીત"

કહીને શ્યામને ટકોર કરતાં કહે છે કે એ પ્રેમના જવાબદાર તમે જ છો તો, હવે એ પ્રેમને નભાવવા ફરીથી દર્શન આપો. પરંતુ શ્યામ ક્યાં નવરા છે? આથી બીજા પદમાં શ્યામને સંદેશો પહોંચાડવા–

"એક અમારી અર્જ કોયે કાનને કેજો રે"

–જેવી કડીઓથી હૃદયમાં ઊભરાતી વિરહભાવનાને સંદેશાનું રૂપ આપે છે. એને મોહનની માયા લાગી ગઇ છે અને એ માયામાં હવે વિરહે એની કાયા જલી રહી છે. શ્યામ વિના એનાં નયનો રડી રડી સૂજી ગયાં છે. ખાતાં, પીતાં, ઊઠતાં, બેસતાં એને શ્યામનું જ રટણ છે. અને શ્યામના રટણમાં ગોપી કૃષ્ણની સદા ય સંગિની બંસીને યાદ કરે છે. ત્રીજા પદમાં "વેણ્ય વગાડી પ્રેહ જગાડી, મર્યાં મોહનાં બાણ" જેવી ઉકિતદ્વારા વાંસળીએ જે નેહ જગાડયો છે તેનું દર્દ વ્યકત કરતી ગોપાંગના છેવટે શ્યામને મીઠા ઉપાલંભો આપવાનું ચૂકતી નથી. ચોસરના અંતિમ પદમાં –

"કેના ન થયા રે કાનજી કેના ન થયા રે, મેં જોયા જીવન પ્રાણ"

–જેવી કડીઓથી એ મીઠા ઉપાલંભો અને આક્ષેપોની વાક્ધારા વહેવડાવે છે. વિયોગે ખિજાયેલી ગોપીને હવે કહાન દગાખોર જણાય છે. અને ગુસ્સામાં શ્યામને જેવાં તેવાં વચનો કહી નાખતી ગોપી તો કહે છે–

"કાનજી કોના સગા થયા છે? માતા, પિતા, મોસાળના પણ સગા થયા નથી. ગોપીઓની સાથે છળ કરી, પ્રેમના બહાને તેને લૂંટી તેની પણ શરમ કહાનને આવી નહીં. તમે તો શાપ અપાવીને કુળ કપાવી નાખ્યું અને એ જોઈને ખુશી વ્યકત કરી. દિલમાં દગો રાખીને સગાઇ કરી એવા શ્યામનું અમારે શું કામ છે!" –અંતરના ઊંડાણમાંથી વહેતા સાચા પ્રેમમાં ગુસ્સો પણ હોય. એ ગુસ્સાથી પ્રકટેલી ઉકત ગોપાંગનાની ઉકિતઓદ્વારા પ્રસ્તુત ચોસર પૂરી થાય છે.

ઉકત ચોસર ગોપીના અંતરની વિરહવ્યથા અને તેનું પ્રગલ્ભપણું પણ સૂચવી દે છે. એક બાજુ શ્યામ વાયદો આપીને પાછા ફરતા નથી અને તેને કારણે અંગોપાંગમાં વિરહઆગ પ્રજવળી રહી છે. બીજી બાજુ ગોપી લોકલાજ મેલી, કુળમાં કડવી બની ગઇ છે. તેને પિયરમાં કે સાસરીમાં મન લાગતું નથી. આવી વેદનામાં તડપતી ગોપી કૃષ્ણની સાથે પ્રેમ કરવા બદલ પશ્ચાતાપ ન અનુભવે તો શું કરે?

ચાર ફુટકળ પદોની બનેલી પ્રસ્તુત ચોસરમાં ગોપીભાવે કવિએ વિરહવ્યથાનાં ચાર જુદાં જુદાં ભાવચિત્રો અંકિત કર્યાં છે. પ્રથમ પદમાં ગોપી પોતાના હૈયાનો

ભાર હળવો કરવા સખી પાસે જઈ શ્યામના નેહની ફરિયાદ કરે છે. પછીના પદમાં વિનંતી સ્વરે પોતાની વ્યથાનો સંદેશ પહોંચાડવા તત્પર બને છે. ત્યાર બાદ વાંસળીને વેરણ માની છેવટે તીખાં તમતમતાં વચનો એક પછી એક સુણાવી દઈ પ્રિયતમ સાથે રિસામણાં લઈ લે છે.

## ૫. કૃષ્ણને મીઠો ઉપાલંભ આપતું એક પદ

રાગ સોરઠમાં લખાયેલ પ્રસ્તુત પદ આત્મલક્ષી ભાવે વિરહ અવસ્થામાં ગોપીનો મીઠો ઉપાલંભ વ્યક્ત કરે છે. વચનના કાચા શ્યામ સમયસર પાછા ફરતા નથી ત્યારે ગોપી કૃષ્ણને મતલબી કહીને તીખાં વચનો સુણાવે છે–

"વાસુદેવ દેવકી વસમું ઘણું કષ્ટ સર્યું તમ કાજ"
તેને બંધાવ્યા બેડીયે રે, તેની લેશ ન આવી લાજ"

–જેવી સ્વગતોક્તિ દ્વારા કવિએ કૃષ્ણની નિષ્ઠુરતાને વ્યક્ત કરી છે. ગોપીઓને પહેલાં તો પ્રેમમાં રસબસ કરી ઘેલી શી બનાવી દીધી અને પછી મતલબ સરી ગયો એટલે તેમને રઝળતી મૂકી તેઓ ચાલ્યા ગયા. શ્યામની એ રીતે ગોપીઓ અહીં ખબર લઈ નાખે છે. કડવું સત્ય પણ ખરાબ હોય છે એ ન્યાયે કવિ–

"ઘણાં છલ ભર્યાં છે છાતીથી, તમે મીઠું બોલો છો મુખ
નિષ્કુળાનંદના નાથજી રે, સાચું કહેતા લાગશે દુ:ખ"

–કહી પદનું સમાપન કરે છે.

સમગ્રતયા કહી શકાય કે આ પદોમાં વિષય અને ભાવની વિવિધતા, ગોપીની પ્રગલ્ભતા, પદોની ગેયતા અને વસંતના ઉત્સવો ખેલતાં ગોપી કૃષ્ણનાં મધુર ચિત્રો અને ઉત્સવને અનુરૂપ વાજિંત્રોની સમઝટ સિવાય બીજી કોઈ વિશિષ્ટતા નજરે પડતી નથી.

(ખ)

## —શૃંગાર વિષયક ૨૪ ચાતુરીઓ—

નરસિંહની 'ચાતુરીષોડશી'[૧]ને કંઈક અંશે મળતી આવતી, શૃંગારાત્મક આલેખન કરતી પ્રસ્તુત ચાતુરી કૃતિનો આરંભ નરસિંહની જેમ 'સુણોજી સલુણા સેણજી, સાને ભરો છો નેણજી' જેવી ધ્રુવ પંક્તિથી ગોપીની નાટયોચિત પંક્તિથી થતો નથી, પરંતુ–

"લીલા વિહારીને હું તો લાગુ પાયેજી રમણ શિરોમણી,
રસિક સિર રાયજી રસમય મૂર્તિ શ્રુતિ નેતિ ગાયેજી"

---

૧ બૃહત્ કાવ્યદોહન ભાગ ૨, પાન–૧ થી ૧૫.

–જેવી પંક્તિથી મંગલાચરણ સ્વરૂપે કરી પછીની પંક્તિઓમાં 'મહિમા મોટો મહારાજનો' જેવી પંક્તિઓ રચી 'સર્વે રસના શિરોમણિ' કૃષ્ણચંદ્રનું મહિમાગાન કર્યું છે. પ્રત્યેક ચાતુરી આઠ કડીઓમાં વહેંચાયેલી છે. નરસિંહની ચાતુરીઓ સંયોગશૃંગારને ઝળકાવે છે, જ્યારે નિષ્કુળાનંદની પ્રસ્તુત ચાતુરીઓ સ્વકીય ભાવે રસરાજ શૃંગારના સંયોગ અને વિયોગ બન્ને રસોમાં વહે છે. નરસિંહની ચાતુરીઓ રાધાકૃષ્ણના સંવાદોથી ચમત્કૃતિ સાધે છે. વચ્ચે વચ્ચે લલિતા જેવી ગોપાંગના સખીની કે કવિની ઉક્તિ સંભળાય છે. જ્યારે નિષ્કુળાનંદની પ્રસ્તુત ચાતુરીઓ કવિએ સખીભાવે સખીને ઉદ્દેશીને જ રચી છે. ભૂતકાળમાં પ્રિયતમ સાથે જે સંયોગશૃંગારની લીલાઓ માણેલી તે આનંદની મધુર અનુભૂતિ સખી પાસે એમાં વ્યક્ત થઈ છે. એમાં રાધા અને કૃષ્ણના સંવાદો પણ છે. એક ચાતુરીમાં સખીભાવે કવિ તે દિવ્યાનંદની સ્મરતીનો આત્માનુભૂતભાવ પ્રકટ કરે છે. ક્યારેક સ્વગતોક્તિમાં, તો ક્યારેક સંવાદમાં ચાતુરીઓ અંત સુધી ચાલે છે. પ્રત્યેક ચાતુરીની અંતિમ કડી નરસિંહની જેમ 'નિષ્કુળાનંદના નાથ'ની છાપ લઈને આવે છે.

પ્રિયતમ સાથેના માણેલા સંયોગશૃંગારથી મદમાતી ઘૂમી રહેલી સખીને જોઈને આનું રહસ્ય પૂછવા તેની સખી 'લાલથી ચડેલી લાલી'ની જે શરીરના અવયવો ઉપર સ્પષ્ટ અસર થયેલી છે તેનું રસમય રીતે બીજી ચાતુરીમાં વર્ણન આ રીતે કરે છે :–

"તારા પયોધર પરિણામ પામ્યા રે, અને પિલક ગઈ તારા પંડ તણી,
આજ અંગ તાર અવીલોકયુ રે, તુ નખ શિખ્યા શોભે છે અતિઘણી.
અંગનો રંગ તારો ઉલટયો છે, અને પલટયું છે પણ પોત,
સખી વણ કયે વરતાય છે રે આલિંગન અંક ઉદ્યોત."

આ પ્રકારે સખીને દાવમાં લઈને તેની પાસેથી એ માણેલી પ્રેમક્રીડાના મીઠા અનુભવો કઢાવવા છેવટે પૂછી નાખે છે :–

"અવેવ જોયા તારા અંગના ફરી નયણ વયણ વળી,
વાતડી સાચુ કહે સખી સમ મારા, કે જે રંગ રમી રૂડી."

રજનીમાં રંગભરી રાતલડીની વાતડી જે સજનીએ પૂછી તેના પ્રત્યુત્તરરૂપે ત્રીજી ચાતુરી–

"સુણ જે સાહેલી તે પુછીયું જે પ્રીતજી રે" જેવી નાટ્યોચિત ધ્રુવ પંક્તિથી પ્રારંભાય છે. જો કે અહીં શૃંગારરસનું આલેખન ન કરતાં કેવળ રસરાજ કૃષ્ણના મહિમાનું ગાન જ ગવાયું છે. સંયોગશૃંગારની દષ્ટિએ તો વાસ્તવમાં આરંભ પાંચમી ચાતુરીથી થાય છે :

"આજ હું તો ગઈતિ મહાવન મોઝાર,
એ મારગ મુજને મલિયા મોરારજી રે"

—જેવી પંકિતથી એકલી જતી ગોપાંગનાને કહાન મળી જાય છે. પોતાના સ્વભાવ પ્રમાણે નટખટ કનૈયો તેને છેડયા વિના રહે તો એ કનૈયો શાનો? પોતાની મીઠી મૂંઝવણ

"અનેક પ્રકારે હું તો અંગ ઢાંકું, તોય છેડ ન મેલે છબીલો"

—જેવી પંકિતમાં વ્યકત કરી દીધી છે. આની તુલનામાં નરસિંહની મહાવન જતી ગોપાંગનાની શ્યામ પ્રત્યેની સમજાવટ વધારે આકર્ષક અને રસમય છે. જુઓ :—

"મળવું તે ખોટું મન વિના, ઘેલા ન થઈએ ગોવિંદ,
ચીર મહારું ફાટશે, ટુટશે તે ચોળી બંધ.
વળગો માં રહો વેગળા, કુશે તે સહિનું માટ,
માણસમાં મહારે મહાલવું, તમને તે નહિ રે ઉચાટ."[૨]

હા, એક વાત સાચી છે કે રાધા કૃષ્ણની કેલીના સંયોગશૃંગારના આલેખનમાં નિષ્કુળાનંદે નરસિંહ જેટલો ઉઘાડો શૃંગાર ગાયો નથી. "ચાતુરી ષોડશી"માં રાધા-કૃષ્ણના સુરત સંગ્રામનાં જે ચિત્રો ઝળકે છે તે નિષ્કુળાનંદની ૨૪ ચાતુરીઓમાં નજરે ચડતાં નથી. તેનું કારણ તો સ્વામીનારાયણ સંપ્રદાયનો અસર ઝીલતા નિષ્કુળાનંદનો બનેલો સંયમિત શૃંગાર છે. તેમ છતાં પ્રસ્તુત ચાતુરીઓ રાધાકૃષ્ણની પ્રણયક્રીડાની કેલીના તેજને ઝંખા તો પડવા દેતી નથી. નિષ્કુળાનંદે આઠમી ચાતુરીમાં સંયોગશૃંગારના આ-લેખનમાં પ્રથમ દૃષ્ટિના પ્રેમની સ્વાનુભૂતિનું રસમય નિરૂપણ આ રીતે કર્યું છે :—

"પ્રથમ પિયુને પામતા મારા અંતરની આંટી તજી,
માન મેલી હું તો મનનું રે ભાવે ભુદરવરને ભજી"

—ત્યાર પછીની પંકિતઓ સંયોગશૃંગારના ભાવનું ક્રમશઃ આલેખન કરે છે :—

"હાથ સાથે મેં હાથ દીધો રે, તન મળિયું નેહને તને,
ચિત ચોટિયું રે તેના ચિતસુ રે, મન મેલિયુ રે તેહને મને.
ઉર સંગે ઉર એક કીધું રે, અને ગાલ મલિયા ગાલસુ,
નાસિકા મહી મલી નાસીકા રે, ભાલ ભાળિયું વળી ભાલસુ
અરસ પરસ એહ સાથે રે, અલબેલાસુ અમે મળ્યાં.
અંગોઅંગ કરી અમે એકતા રે, ભુદર વર સંગે ભળ્યાં."

—પ્રણયરસના દિવ્યાનંદની તૃપ્તિ થતી જ નથી. પ્રિયતમના આલિંગનમાં હૂંફાળી રાત્રી પલકવારમાં તો પસાર થઈ ગઈ. વહાણું વાયું. પંખી વનમાં કલરવ કરવા લાગ્યાં.

૨ એજન—પદ ૧૨, પાન—૧૦.

ગોપાંગનાઓને ગોરસ મથવાનો સમય થયો, પણ એ અમૃતરસની તૃપ્તિ થાય તો ને! નિષ્કુળાનંદે પ્રભાતનું સુંદર વર્ણન આ પ્રમાણે ચાતુરી નવમીમાં અંકિત કર્યું છે. :–

"દીપ જ્યોત્ય ઝાંખી પડી, દિનકરને જો દેખતા,
ઈન્દુ થયો અણોસરોરે, પ્રગટ પ્રભાત્ય પેખતાં.
ભુવન ભુવને ભામીની, ગોપીગોરસ મથે ઘણું,
અંધકાર અંગકારનું ઉલિયું રે, નઉટકંગ ઉદોપાતાણું"

–પ્રભાત થતાં નરસિંહની રાધા તો લોકલાજે અને કુળધર્મે ડરી જઈને કૃષ્ણને નફ્ફટ કહીને પોતાને ઘેર ચાલી જાય છે, જ્યારે નિષ્કુળાનંદની ગોપી તો –

"ગીરધર રાખુ ગોપ્ય ઘરમાં, મોહન મહાસુખ માણવા"

કહીને શ્યામને જવા દેવા ઈચ્છતી જ નથી.

સંયોગશૃંગારના ઉદ્દીપન ભાવ તરીકે ચાતુરી દસમીમાં –

એક હતું એકાંત્યનું, અનુપ ઉદ્યાનજી રે... ૧ ઢાળ
ઉદ્યાન વૃંદાવન અતિ અનોપમ, તિયાં વિવધ્યના મોરીયાં,
તેની રાજી દીસે રળિયામણીરે, વળી સુગંધ ફુલે ફુલીરયા ૨"

–જેવી પંક્તિઓમાં વૃંદાવનના મનોહર વનનું અને તેમાં રહેલા વિવિધ આભૂષણોથી શોભતા મંડપનું વર્ણન કર્યું છે અને સુંદર સેજડીમાં રંગે રમવા ગિરધરવરને રાજી કરવા શૃંગાર સજતી ગોપાંગનાના શૃંગારનું કવિત્વમય નિરૂપણ નિષ્કુળાનંદે કર્યું છેઃ

"ચુડી રૂડી કરૂ કંકણી કરતા, ગીરધર વર રાજી ઘણો,
તે દુરે જે હું રાખું ધરી, તે તો ઠમકે છમકે અતિ ઘણી."

ચુડી અને રૂડી તેમજ ઠમક અને છમકના અંતર્યમક પ્રાસથી પદાવલી કર્ણપ્રિય બની ગઈ છે. શ્યામ સાથે ક્રીડા કરવામાં શ્યામના સુંવાળા શરીરને જરા પણ સહન ન કરવું પડે તે માટે પણ કાળજી રાખી ગોપી ભારેખમ સુવર્ણ અલંકારોને સ્થાને કુસુમ પુષ્પનાં વસ્ત્રાભૂષણો ધારણ કરે છે. અગિયારમી ચાતુરીમાં "કુસુમે સમારી મે સેજડી" જેવી પંક્તિથી શરૂ કરી "જે કોઈ આલિંગનમાં અંતરાઇ કરે" જેવી પંક્તિમાં આ ભાવાલેખન કરેલું જોવા મળે છે.

વિલાસભરી રામતડી માણી શ્યામ તો ગોપીને એકલી મૂકીને જતા રહે છે! હવે ગોપાંગના તો બારમી ચાતુરીમાં વિપ્રલંભ શૃંગારમાં સરી પડે છે. ગોપીની દીનતાનો ભાવ વ્યકત કરી–

"મારા કઠણ કુંચ્યા ખરા રે, જ્યારે અંગોઅંગ એસું મળ્યું"
—જેવી પંકિતમાં પોતાનો દોષ જુએ છે. પ્રસ્તુત ચાતુરીની અંતિમ કડીમાં વિરહની મનોવ્યથા કવિએ વ્યકત કરી છે :—

"સખી કીયાં જાઉં હું કેમ કરૂં, મારૂં મન ધીરજ્ય નવ ધરે,
નિષ્કુળાનંદના નાથ વિન્યા કહો કારજ્ય મારૂં કોણ કરે."

અને આ વિગોગનો ક્રમિક વિકાસ ક્રમશ: તેરમી ચાતુરીમાં વ્યકત થયો છે :—

"આજ મારૂં અંતર તે અતિ અકુલાયજી રે,
એહ વિન્યા અવતણ જુગ સમજાય જી રે,
રજની સજની વાલા વિના શી જાયેજી રે,
અનંગના જંગ અંગે કેમ જીતાયજી રે."

શ્યામ વિના ગોપી ઝૂરી ઝૂરી બાવરી બની જાય છે. તેને કાંઈ સૂઝતું નથી. નાથ વિના ન રહેવાતાં વિરહિણી ગોપાંગના ચૌદમી ચાતુરીમાં પોકારી ઊઠે છે :—

"સખી નથી રહેવાતું નાથ વિન્યા,
કોયે શોધી લાવો શ્યામને."

"પિયુ વિના તેનો પંડ પ્રજળી ઊઠયો છે." "દિલડું દાઝી રહ્યું છે". ગોપાંગનાની માનસિક સ્થિતિ તો જાણે બની ગઈ છે :—

"નયણે ન આવે મુને નીંદરા, સાલે સેજ તણું સુખ સજની,
નાથ સાથે બાથ બિડયા વિના, કોને કેમ ગુમાવું હું રજની"

વિયોગના દર્દને કવિએ કેવી અસરકારક રીતે ભાવાનુકૂળ શૈલીમાં સફળ રીતે ચિત્રિત કરી દીધું છે!

અને પોતાના આંખના તારા, પ્રાણપ્યારા અને જીવનદુલારા શ્યામને ગુસ્સો છોડવાનું મનોમન પ્રાર્થતી આ બેદરદી બાલમા પોતાનો બાલમ કયારેક તો દેખા દેશે એ આશાએ સુંદર સેજડી કલ્પનામાં ખડી કરી દે છે અને તેને મોહનની માયાની લગની પણ કેટલી લાગી ગઈ છે!

પંદરમી ચાતુરીમાં આ ભાવ વ્યકત કરતા કવિ :—

"હવે તજો હિયાનો રોસ મારા રાજી રે,
અલબેલા આવિયે અમ ઘેરય આજજી રે.

તમ સારૂં સજીયો મેં સુંદર સમાજાજી રે,
શામ સંગે રંગે સારૂં મારૂં કાજાજી રે."

અને આ જીયરો ક્ષણ માટે પણ મળી જાય તો તેને રોકી રાખવાની જે વ્યગ્રતા ને ઝંખના છે તે નીચેની પંક્તિઓમાં સાકાર થાય છે :–

"વાલા મન માનીને મંદિર જાતા રોકી રાખીશ હું મારા રાજાને,
આડી કરી સ્તુતિ કરી, હાથ જોડી ઊભી રહુ આગળે.
નહી જાવા દિયું નાથ મારા તમ વિન્યા તન મારૂં બળે
હું તો ટળવળું ટાવા કહું રોઈ બાલ ગુલાલ કરયાં
તમે નિરદય થયા નાથજી રે, મારી આંખડીયે આંસુ ઝરિયાં."

આંખમાંથી વહેતાં અશ્રુઓને–

"લુઈ લુઈ લોચન મારા, વલી વાલા કરૂં હું વિનંતી,
મારે મંદિર આવો માવજી રે, મોહનજી મારી વતિ."

અને આ નિર્વ્યાજ પ્રેમના ધોધથી રીઝી જતાં શ્યામ આવે છે અને "ભવ બ્રહ્મા મુજને, હું તો ભજું છું તુજને ભાંમની" જેવી ઉક્તિઓથી પ્રેમલક્ષણા ભક્તિનું માહાત્મ્ય વધારી આપે છે અને ઘડીભર ગોપી પણ પોતાની વિરહવ્યથાના જવાબદાર નટખટ શ્યામને મીઠો ઠપકો આપી મર્મોક્તિ અઢારમી ચાતુરીમાં કહે છે :–

"મીઠા બોલા માવજી સુ મીઠું મુખ બોલોજી રે,
રૂદિયાનો કપટ કઉ કારે નવ્ય ખેલોજી રે."

અને નિરંકુશપણે ઘૂમતા પ્રીતમની ખબર લેવાનું પણ ચૂકતી નથી.

"દુરચ ઠાલો દુઃખ દેવા, વ્રહે બાંણ મારી વળી વાલ્યમા,
આવા નીરબંધન રે નાથ મારા, કહો કયાં લખ્યાતા ભાલમાં,[૨]
આંડિયાં સુંવટ વાસમાં ડરો, અલમસ્ત લપાણા અંકમાં,
અંકુશ વિન્યા અલબેલડા રે, સિદ રહો કે નિંશકમાં."[૩]

પ્રિયતમ માટે જોબન જાળવીને જે રાખ્યું છે તેનો ઉપભોગ કરવાના સમયે નટખટ શ્યામ નિર્દય થઈને છટકી જાય તે મદમાતી ગોપાંગનાને શાનું ગમે!

"હું તો નરજોગ નારી થઈ મારૂં તન મન મેં તપાસિયું,
મારે અંક લેવા અવસર આવ્યો, ત્યાં તમે વાળિનું ઘર વાસિયું,

અમે પિયુ વિન્યા કેમ પોસિયે મુને ઇચ્છા રહી એકની,
અમે સર્વ શામળિયા સાચું માનું, તમે રમત રમ્યા ઘાતની."

અને આ રીતે ગોપાંગનાના મીઠા ઉપાલંભોને સાંભળીને શ્યામ–

"મહામુનિને હું અગમ અતિ, તે તારે અંગ ડોલું સદા" જેવી પંક્તિથી રાધા યા ગોપી, કૃષ્ણ કે આત્મા પરમાત્માનો અભેદ દર્શાવી જાય છે. આ રીતે અઢારમી અને ઓગણસમી ચાતુરીઓ રાધા અને કૃષ્ણના સંવાદદ્વારા ગોપાંગનાનાં રિસામણાં અને શ્યામના મનામણાંનો ભાવ આલેખી જાય છે.

બાવીસમી ચાતુરીમાં શ્યામના વિશાળ આક્રોશમાં લપટાઇ અમૃત સમ એ સુખનો આહ્લાદ અનુભવતી ગોપાંગનાનું મધુર ચિત્ર–

"મેં તો ભુજા ભરી ભીડયા બાથે રે,
ચોળી ચાંપ્યા રસિયો રૂદા સાથ રે,
કોમળ કહાન આવ્યા મારા અંકમાંયે રે,
કોને કેમ કરી હરિ મેલ્યા જાય રે."

અને એ આનંદની મીઠી શીતળ અનુભૂતિમાં–

"જાણું બાવનના ચંદનને બાથે ભરયું રે" જેવી ઉકિતથી સરસતા સધાય છે. ત્રેવીસમી ચાતુરીમાં મિલનની આનંદોર્મિની સ્વાનુભૂતિ વ્યકત કરતા કવિ અંતિમ ચાતુરીમાં જે દિવ્ય ભકિતરસનું બ્રહ્મા, નારદ, શુકજી આદિએ પાન કર્યું તેના આસ્વાદની તૃપ્તિ ગોપીભાવે માણી મધ્યકાલીન ભકિતશૃંગારની પરિભાષામાં પ્રસ્તુત કૃતિનું સમાપન કરે છે.

સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓમાં પ્રેમસખી પ્રેમાનંદ સિવાય અન્ય કોઇ કવિએ ચાતુરીઓ લખી નથી. પ્રેમસખી પ્રેમાનંદે 'ચતુરસંગ્રામ'નાં ચાર પદો[૩]માં ગોપાંગનાએ પૂછેલા મર્મભરેલા પ્રશ્નોના ઉત્તરો કૃષ્ણ થકી આપ્યા છે. પ્રસ્તુત કૃતિમાં વિપ્રલંભ શૃંગારનું નિરૂપણ થયું નથી.

રસરાજ શૃંગારનાં બન્ને પાસાંનું સાતત્ય દર્શાવતી નિષ્કુળાનંદની પ્રસ્તુત ચાતુરીઓમાં ભાષા અને શૈલીની દષ્ટિએ પ્રસાદ અને માધુર્યનો ગુણ છે. નરસિંહ જેટલી ભાષામાં ને કલ્પનામાં કવિત્વશકિત અહીં ઝળકી ઊઠી નથી કે ઉઘાડા શૃંગારની માઝાનું અહીં ઉલ્લંઘન થયું નથી. કયારેક ચાતુરીનો ઉપાડ ગોપીની નાટયોચિત ઉકિતથી

---

૨–૩ પ્રેમાનંદકાવ્ય–પદ ૧૮૮૩ થી ૧૮૮૬.

થાય છે, ક્યારેક ગોપાંગનાઓની કૃષ્ણને ઉદ્દેશીને થયેલી મર્મોક્તિનો ટહુકો સંભળાય છે, તો ક્વચિત ગોપાંગનાઓનાં અંગો ઉપર દેખાતાં રતિ–ચિહ્નોનો ભેદ પણ સખી પૂછી લે છે. એમાં પરોઢનું વર્ણન નોંધપાત્ર છે, તો કામક્રીડામાં એકબીજામાં ખોવાઇ જવાનું ચિત્ર પણ ધ્યાનપાત્ર છે. વિરહની વ્યથિત મનોદશાનો ભાવ પણ ઉત્તરોત્તર વિકસે છે. આમ, પ્રસ્તુત અપ્રકટ શૃંગારવિષયક ચાતુરીઓ પ્રકટ કૃતિઓમાંના શૃંગારાલેખનની દષ્ટિએ ઉપકારક બની જાય છે.

## શ્રીકૃષ્ણજન્મ ચરિત્રખંડ

૫II" લાંબો અને ૫" પહોળો પ્રસ્તુત ગ્રંથ "બ્રહ્મવૈવર્ત" પુરાણના કેટલાક અધ્યાયોનો ગદ્યાનુવાદ સાર છે. સંવત ૧૮૭૦માં પોતાના હસ્તાક્ષરોમાં નિષ્કુળાનંદે લખેલા આ ગ્રંથની એકમાત્ર પ્રત વડતાલ સ્વામીનારાયણ મંદિરના વર્તમાન આચાર્યશ્રી નરેન્દ્રપ્રસાદ મહારાજના અંગત પુસ્તકાલયમાં સુરક્ષિત છે. દેવનાગરી બાળબોધ લિપિમાં ગદ્યમાં કાળી શાહીથી લખાયેલા અધ્યાયોનું સમાપન લાલ શાહીથી કરેલું છે. ગુટકો સુરક્ષિત રહે તે માટે સુંદર ફૂલકામ કરેલા મખમલના કપડામાં પૂંઠામાં મઢયો છે. એમાં ૩૪૬ પાન છે. કૃતિને અંતે લેખકનું નામ તથા રચનાસાલ જોવા મળે છે. પ્રસ્તુત ગ્રંથ અદ્યાપિ પર્યંત અપ્રકટ છે.

## કૃતિના અધ્યાયો

પ્રસ્તુત કૃતિ "બ્રહ્મવૈવર્તપુરાણ"ના ૧–૨–૩–૪–૫–૬–૭–૧૫–૨૩–૩૭–૪૭–૫૬–૫૭–૫૮–૫૯ તથા ૬૧ અધ્યાયોના ગદ્યાનુવાદ સારરૂપે છે. પ્રત્યેક અધ્યાયનો મિતાક્ષરી પરિચય કરી લઇએ.

**અધ્યાય–૧** કૃતિનું મંગલાચરણ નિષ્કુળાનંદે નીચે પ્રમાણે કર્યું છેઃ–

"શ્રી રામાનંદ સ્વામિને પરમ ગુરવે નમ:
શ્રી સહજાનંદ સ્વામિને પરમ ગુરવે નમ:
નમ: શ્રી પરમહંસેભ્યો નમ: ॥

–મંગલાચરણની લાક્ષણિકતા એ છે કે નિષ્કુળાનંદે પોતાની અન્ય કૃતિઓમાં પોતાના ઇષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાનના નામનું મધુર સ્મરણ કરી મંગલાચરણ કર્યું છે. જ્યારે અહીં પોતાના તેમજ સ્વામીનારાયણના ગુરુ રામાનંદસ્વામી તથા તેમના પરમહંસોને પણ ધ્યાનમાં લીધા છે. ત્યારબાદ નારદ અને નારાયણ વચ્ચેના સંવાદદ્વારા કવિએ પ્રસ્તુત ગ્રંથનો મહિમા ગાયો છે. કૃષ્ણ કોણ છે? તેમનો જન્મ ગોકુલમાં શા માટે થયો? કૃષ્ણે કઈ કઇ લીલાઓ કરી?– આદિ નારદે પૂછેલા પ્રશ્નોના ઉત્તરો નારાયણ

દ્વારા અહીં મળે છે. અધ્યાયનું સમાપન સત્સંગનો મહિમા દર્શાવીને કવિએ કર્યું છે.

**અધ્યાય – ૨ :** આ અધ્યાયમાં શ્રીદામાનો રાધાને અપાયેલો શાપ, રાધાનું પૃથ્વી ઉપરનું અવતરણ અને પરિણામે કૃષ્ણનો વિયોગ, રાધાને આશ્વાસન આપવા રાધા સાથે ગોકુલ વિહાર કરવાનું અપાયેલું કૃષ્ણનું વચન વગેરે મુદ્દાઓનું આલેખન થયેલું છે. તેમાં નિષ્કુળાનંદની સંસ્કૃતપ્રચુર શૈલીનો પરિચય થાય છે.

**અધ્યાય – ૩ :** આ અધ્યાયમાં સાત સમુદ્રની કથાનું વર્ણન થયેલું છે. અહીં શ્રીદામા પ્રત્યેના રાધાના રોષનું વર્ણન નોંધપાત્ર છે. ગુસ્સે થતી રાધાનું અંકિત થયેલું શબ્દ-ચિત્ર નોંધપાત્ર છેઃ–

"તે રાધા કેવા છે" તો કંપતા હોઠ જેના અને છૂટા છે કેશ જેના" અને અંભોજ સહ જે કમલ તે સમાન છે નેત્ર જેના ।। રાધાજી બોલે છે રે રે જાલ્યં કેતાં મુર્ખને ભોટ અજાણ ।। રે ધુતારાના ચાકર તું મારી કથા સાંભલ ।।" (પાન ૪૯).

રાધાજી કૃષ્ણ ઉપર ગુસ્સે થઈને શ્રીદામાને શાપ આપે છે. કૃષ્ણને લંપટ અને અધમ કહેતી રાધાને શ્રીદામા કૃષ્ણને ભગવાન તરીકે ઓળખાવે છે. શ્રીદામા પણ રાધાના આ પ્રકારના વર્તનથી ગુસ્સે થઈને રાધાને સામો શાપ આપે છે. પરિણામે શ્રીકૃષ્ણ સમાધાન કરવા બન્નેને સાંત્વના આપી, વૃંદાવનમાં વિહાર કરી અને તેમને આનંદ-વિભોર કરવાનું વચન આપી પૃથ્વી ઉપરના અસુરોનો નાશ કરવાનો સંકલ્પ કરે છે.

પ્રસ્તુત અધ્યાયની શરુઆતમાં વીરજાનું આલંકારિક શૈલીથી કરાયેલું રૂઢ વર્ણન ધ્યાન ખેંચે છે :

"અને તે વિરજા કેવી છે ।। તો પીતાંબર વસ્ત્ર જે લુગડાં તે છે જેનાં ।। વલિ કાં એક હસવે કરિને યુકત છે મુખરૂપ કમલ જેનું ।। અને જોતા એવા પ્રાણનાથ તે શ્રીકૃષ્ણ તેને વાંકે નેત્ર કરિને પોતે જોતિ છે ।। વલિ વિરજા કેવી છે ।। તો નિતંબ જે કટિનો પાછલો ભાગ અને કોણિ જે સાથલ તેને ભારે જાણે પીડાતી છે ।। અને પીન કેતાં કઠણ અને ઉન્નત કેતાં ઉંચા છે પયોધર કેતાં સ્તન જેનાં ।। અને મોતીનિ માલા પેરિ છે ।। માનનિ જે સ્રીઉ તેના મધ્યને વિસે ગજેંદ્ર જે મોટો હસ્તિ તેની પેઠે ગતિ છે જેની ।। વલિ તે વિરજા છે કેવી તો અતિસે રૂપવંત જે સ્ત્રીઉ તેમાં અતિ રૂપાલી છે ।। ઘની વખાણવા યોગ્ય છે ।। વલિ સ્ત્રી પાત્રને માનવા યોગ છે ।। વલિ સુંદર ચંપક જે ચંપો તેના વર્ણસમાન છે આભા દેહની કાંતી જેની ।। અને પાકું એવું બિંબ જે ઘોલું તેવા છે અધર હોઠ જેનાં ।। અને વર કેતાં શ્રેષ્ઠ છે ।। વલિ તે વિરજા જે તે પાકો એવો દાડિમ તેનાં બીજનિ જે કાંતિ તે સમાન જે દાંતનિ પંકિત તેણે કરિને મનને હરિ લેતી છે ।। અને શરદપુનમના જે ચંદ્ર સરખું છે આરૂપ કેતાં મુખ જેનું ।।

અને ફુલ્યું એવું ઈંદીવર જે કમલ તે સમાન શ્રાષ્ક છે નેત્ર જેનાં ॥ વલિ તે વિરજા જે તે કસ્તુરીની ટીલકીએ સહિત સિંદૂરનો જે ચાંડલો તેણે શોભિત છે ॥ અને સુંદર-પત્રક જે આડ તેની શોભાયે કરીને યુક્ત છે ॥ અને અતિશે સુંદર જે ચોટલો તેણે યુક્ત છે ॥ વલી તે વિરજા જે તે રત્નનું મંડલ જે માંડલું તેના મધ્યે વિસે ઊભી છે ॥ વલિ રત્નની માલાએ કરિને શોભિત છે ॥ વલિ ગજમોતી છે નાસિકાના અગ્રને વિસે જેને ॥ અને મોતિને હરિ કરિને શોભાયમાંન છે ॥ વલિ તે વિરજા કેવિ છે ॥ તો રત્ને જડિન એવાં કંકણ અને કેયુર જેવા બાજુબંધ અને સુંદર જે ચૂડીઉ તે છે હાથને વિસે જેને ॥ અને અતિસે ગૌર છે ॥ કિંકણી જે ઘૂઘરમાલ તેને શોભાયે કરિને યુક્ત છે ॥ વલિ રત્ને જડીત મંજિર જે ઝાંઝર તે જે તે ॥ અતિસે રૂપાલી અને પ્રેમનું છે ઉપજવું જેને એવી જે તે વિરજા ગોપી તેને જોઈને ॥ તત્કાલ આલિંગનો કરતા હવા ॥ વલિ વારંવાર ચુંબનને કરતા હવા ॥ વલિ સમર્થ એવા શ્રીકૃષ્ણભગવાંન જેને પોતાને અતિશેવાલી એવી જે વિરજા તેને પાંમીને એકાંતને વિસે ॥ વારંવાર અનેક પ્રકારના શૃંગારરસ તે કરતા હવા ॥ વલિ વિપરિત કેતાં અવલિ એવિ રતિ જે સંભોગની ક્રિયા તેને પણ કરતા હવા ॥" (પાન નં. ૨૯ થી ૩૩).

**અધ્યાય–૪ :** પ્રસ્તુત અધ્યાયના પાન નં. ૫૩ થી ૯૨ સુધી વિસ્તરાયેલાં ગોલોક, વૈકુંઠ અને વૃંદાવનનાં મનોહર વર્ણનો નિષ્કુળાનંદની સંસ્કૃતજ્ઞ પ્રતિભાને છતી કરે છે. બાણભટ્ટની "કાદંબરી"નું સ્મરણ કરાવે તેવાં વર્ણનો ભાલણની જેમ નિષ્કુળાનંદના અગાધ પાંડિત્યનો પરિચય કરાવે છે. અધ્યાયના આરંભમાં પૃથ્વી ઉપર વધતા અસુરોના અત્યાચારોમાંથી મુક્ત થવા બ્રહ્મા પાસે રડતે સ્વરે પ્રાર્થના કરતી પૃથ્વીને વર્ણવી છે. વર્ણનોમાં લાંબા સામાસિક શબ્દોવાળી જટિલ વાકયરચનાઓ છે તો સરળ શબ્દોથી આલેખાયેલાં ટૂંકાં વાકયો પણ જોવા મળે છે.

**અધ્યાય–૫ :** અધ્યાયના આરંભમાં ગોલોકનાં દ્વારનાં વર્ણનો કરી લેખકે ગોપીઓએ કરેલી કૃષ્ણચંદ્રની સ્તુતિ ગાઈ છે.

**અધ્યાય–૬ :** શ્રીકૃષ્ણ, રાધા, ગોપ અને ગોપીઓને આનંદ આપવા ગોકુલમાં જે પ્રકટ થયા, તેનું આલેખન કર્યું છે. નારાયણે નારદજીને કૃષ્ણના મનોહર સૌંદર્યનું રસપાન કરાવ્યું છે. ત્યારબાદ પ્રણાલિ અનુસાર લેખકે આલંકારિક શૈલીમાં રાધાનાં સૌંદર્યવર્ણનો અંકિત કર્યાં છે. શ્રીકૃષ્ણના અપાર મહિમાનું ગાન ગાઈ કવિએ આ અધ્યાયનું સમાપન કર્યું છે.

**અધ્યાય–૭ :** બ્રહ્માજીએ રચેલાં રાધાજીનાં વિવિધ સ્તોત્રોનું અહીં નિરૂપણ થયેલું છે.

**અધ્યાય–૧૫ :** પ્રસ્તુત અધ્યાય શૃંગારાલેખનની દષ્ટિએ નોંધપાત્ર છે. રાધાજી

અને શ્રીકૃષ્ણની લગ્નવિધિનું રસમય વર્ણન કર્યા બાદ નિષ્કુળાનંદે વૃંદાવનીય વિહારનાં વિવિધ ચિત્રો અંકિત કર્યાં છે. ઉઘાડા શૃંગારનું એક રસિક વર્ણન નોંધપાત્ર છે :–

"અને રાધાજીના વસ્ત્રને શિથિલ કરતાં આઘાં કરતાં હવાં ॥ અને ચાર પ્રકારના ચુંબનને કરતા હવા ॥ અને સંભોગને યુથે કરીને કટી મેખલાની ઘૂઘરીઉ જે તે વિછિન્ન કેતાં ત્રૂટીત હોતી હવીઉ ॥ વલી તે ભગવાન ચૂંબને કરીને રાધાજીના ઓઠનો રંગ ટાલતા હવા ॥ અને બપના મલવે કરીને પત્રક જે પીલ તેને ટાલતા હવા ॥ અને શૃંગાર જે સંભોગ તેણે કરીને કબરી જે શયાપાસ તે ચોટો તે છૂડતા હવા ॥ અને મુને હે નારદજી સિંદુદરનું જે તીલક તેને પણ ટાલી નાપતા હવા ॥ અને રાધાજીની સખીનો ગણ જે સમૂહ બારણે ઊભા રેતા હવા ॥ ને પોતે વલી ભગવાન તે વિપરાદિ ॥ જે અવલી ભોગની ક્રીડા તેણે કરીને શૃંગારરસને ભોગવતા હવા ॥ અને તે રાધાજી જે તે નવા સમાગ થકિ ॥ પુલક જે રોમાવલિ તેણે અંકિત કેતા ચિન્હે યુકત છે ॥ સર્વ અંગે જેનુ એવાં હોતાં હવાં ॥ સર્વે રુહાડા ઉથા થાતા હવાં ॥ અને તે રાધાજી જે તે મૂર્છા જે પરવસપણુ તેને પામતાં હવાં ॥ અને રાત્રિને દિવસને તે રાધાજી ન જાણતાં હવાં ॥ અને ભગવાંનને પ્રત્યે જે મુખ ઓઠ તેણે કરી પોતાના મુખ હોઠને ભેલાં કરતાં હવા ॥ વલી અંગે જે હાથ ને પગ તેણે કરી પોતાના અંગ ભેલા કરતા હવા વલી રસમીંમાંસાના રસમા સ્તનના જાણત એવા જે શ્રીકૃષ્ણસ્વામી જે તે આઠ પ્રકારના શૃંગારને કરતા હવા અને વલી કાં એક હસતા એવા જે રાધાજી અને વક્ર કેતાં વંક છે લોચન કેતાં નેત્ર છે જેનાં એવા જે રાધાજી તે વલી પોતાને આગલ તાણીને પોતાના જે નખ અને દાંત તેણે ચિન્હે કરિને ઘવાણું છે તે સગલું અંગ જેનું એવીને કરતા હવા ॥ અને તે શૃંગારભોગને વિસે કંકણ જે કડા વલી કિંકણી જે મેખલાને ઘૂઘઉ તેના વલી મંજીર જે ઝાંઝર તેના મનોહર સુંદર એવા શબ્દ જે તે સ્થાનકને વિસે શૃંગારના સંગ્રામ થકી ઉપજે એવો શબ્દ જે તે હોતો હવો વલિ હરિ જે તે શ્રીકૃષ્ણ જે તે તે રાધાજીને પોતા આગલ તાણીને વસ્ત્ર રહિત કરતા હવા ॥"

આ રીતે રાધાકૃષ્ણનું વિલાસમય વર્ણન થયેલું છે.

**અધ્યાય–૨૩ :** તિલોત્તમા અને બલિરાજાના પુત્ર સાહસિક વચ્ચેના સંભોગ-શૃંગારનાં વિવિધ ચિત્રો આલેખાયેલાં છે.

**અધ્યાય–૩૭ :** શિવ પ્રત્યે પાર્વતીની સ્તુતિનું અહીં વર્ણન છે.

**અધ્યાય–૪૭ :** હરિએ કરેલા ઇન્દ્રના અભિમાનના ભંગના પ્રસંગનું નિરૂપણ આ અધ્યાયમાં થયેલું છે.

**અધ્યાય–૫૬ :** આમાં ભગવાન કૃષ્ણનું ગુણવર્ણન તથા લક્ષ્મીનું સ્તોત્ર છે.

**અધ્યાય-૫૭ :** લક્ષ્મીજીને અહીં વૈરાગ્યની કથા કહી છે.

**અધ્યાય-૫૮ :** ગોકુળમાં કૃષ્ણ અને રાધા વચ્ચેની શૃંગારક્રીડાનાં વર્ણનો કરી લેખકે અહીં ગોપાંગનાઓના વિરહનું આલેખન કર્યું છે.

**અધ્યાય-૫૯ :** ઈન્દ્રાણીનો શોક દૂર કરી લેખકે ગુરુ સ્તોત્ર સંસ્કૃત શૈલીમાં આલેખ્યું છે.

**અધ્યાય ૬૧ :** પ્રસ્તુત અધ્યાય ઈન્દ્રાણી અને નહુષ રાજા વચ્ચેના સંવાદદ્વારા તત્કાલીન સ્ત્રીવિષયક વિચારધારા સ્પષ્ટ કરે છે. નહુષ રાજા ઈન્દ્રાણીના મોહમાં કામાંધ બની પશુ જેવો પરવશ બની ગયો હતો. ઈન્દ્રાણી રજસ્વલા અવસ્થામાં હતી. આથી નહુષને આ અધમ કૃત્ય ન કરવા માટે સમજાવે છે. પરંતુ નહુષ રાજા દલીલ કરતાં કહે છે કે તું તો ઈન્દ્ર દેવની સ્ત્રી છે, માટે તારે શુદ્ધિ-અશુદ્ધિનો બાધ નથી આવતો. પૃથ્વી લોકની સ્ત્રીઓને જ આ દિવસો પાળવાના હોય છે. પ્રસ્તુત અધ્યાયમાં અહલ્યા અને ઈન્દ્રના સંભોગશૃંગારના ભાવને ઉદ્દીપન કરે તેવું એક રસમય વર્ણન અંકિત થયું છે, જે નોંધપાત્ર છે —

"તે અહલ્યા કાં એક હસવે સહિત અને રુડાં દાંતવાલી અને શાંત ધરી છે ॥ જે શાંતિ જે એ એવી અને પીન કેતા જાડી છે કટી પશ્ચાત ભાગ અને ઝાઝા છે હઈયાં જેનાં ॥ એવી અતિ રૂપાલી જે અહિલ્યા તેને જોવા માત્ર જ કરીને તે જ ક્ષણમાં ઈન્દ્ર જે તે મૂર્છા પાંમતો હવો ॥ તે વાર પછિ બીજા દિવસને વિસે અહલ્યાને મંદાકિની જે ગંગા તેને કાંઠે વિસે એકલી એવી અને કાં એક હસતી એકલી એવી વલી સ્નાનને કરતી અને નગ્ન નાગી અતિએ લજાએ સહિત એવી તે અહલ્યા તેને ઈન્દ્ર જોઈને મૂર્છા પાંમ્યાં ॥ વલિ અહલ્યાની શ્રેણી જે કેડ તેને જોઈને વલિ અતિશે પોલુ એવુ જે સ્તનનું યુગલ તેને હરિને ઈન્દ્ર દેવના તે જે તેઓ જોઈને મૂર્છાને પાંમતા હવા ॥" (અ. ૬૧, પાન-૩૩૭-૩૩૮).

## ભાષા

અહીંની ભાષા ચર્ચા લેખન પૂરતી ગણવી ઘટે. એવાં ઉચ્ચારણ સંભવ છે કે લોકોમાં થતાં પણ હોય અને તેથી લહિયાએ આમ કર્યું હોય. ગુજરાતી ભાષાને, સામાન્ય રીતે, ત્રણ યુગ વિભાગમાં વહેંચી શકાય છે. અપ્રભંશ, જૂની તેમ જ મધ્યકાલીન ગુજરાતી (ભાલણે જેને 'ગુર્જર-ભાખા' કહી છે તે) અને અર્વાચીન ગુજરાતી. આ પૈકી પ્રથમ યુગ વિક્રમની ૧૧ મી સદીથી ૧૪ મી સદી સુધીનો, બીજો પંદરમી સદીથી સત્તરમી સદી સુધીનો, અને ત્રીજા યુગનો આરંભ અઢારમી સદીથી મનાય છે. ઉપર દર્શાવેલા ત્રણ યુગો પૈકી પહેલા યુગની અપભ્રંશ ભાષાનું સ્વરૂપ આચાર્ય હેમચંદ્રે

એમના 'સિદ્ધહેમચંદ્ર' નામના વ્યાકરણમાં (અ. ૮, ૪ પાદ, સૂત્ર ૩૨૯–૩૪૬) આપેલાં ઉદાહરણોમાં સચવાયેલું છે. નાકર કે ભાલણની કૃતિઓનું ભાષાસ્વરૂપ બીજી ભૂમિકાનું છે. સં. ૧૮૭૦ માં રચાયેલી પ્રસ્તુત કૃતિનું ભાષાસ્વરૂપ મુખ્યત્વે ત્રીજી ભૂમિકાનાં લક્ષણો દર્શાવે છે.

કે. કા. શાસ્ત્રીએ "ગુર્જર ભાખા" અથવા મધ્યકાલીન ગુજરાતીની ચાર પેટા ભૂમિકાઓ પાડી છે. એમાં પ્રથમ પેટા ભૂમિકા ૧૪મી સદીથી પંદરમી સદીના પૂર્વાર્ધ સુધીની દર્શાવી છે. દ્વિતીય ભૂમિકા ૧૫ મી સદીના ઉત્તરાર્ધથી આરંભાઇ સોળમી સદી સુધી પ્રવર્તે છે. ત્યાર પછીની તૃતીય ભૂમિકા અને એ પછીની ચોથી પેટા ભૂમિકામાં તો અર્વાચીન ગુજરાતીનાં સામાન્ય લક્ષણો વિકલ્પે પ્રાપ્ત થાય છે. પ્રસ્તુત કૃતિમાં અર્વાચીન ગુજરાતીની પહેલી ભૂમિકાનાં લક્ષણો જોવા મળે છે.

પ્રસ્તુત ગ્રંથમાં તત્કાલીન ભાષાનાં જે લક્ષણો નજરે પડે છે તેમાં સૌ પ્રથમ આપણે ધ્વનિપરિવર્તનની વિશેષતાઓ તપાસીએ.

## ધ્વનિપરિવર્તન

### (૧) અનુનાસિક ઉચ્ચારણના પ્રયોગમાં એકરૂપતા જળવાઈ નથી.

દા. ત. "અને સંપત્તિ જે સમૃધ્ધિ તે રૂપે **તમે** પણ છો અને **તમેં** સર્વેનાં આધાર સ્વરૂપી છો. (અ. ૭, પાન ૧૯૧)

ઉપરના ઉદાહરણમાં **તમેં** માં અનુનાસિક ઉચ્ચારણ છે. જ્યારે **તમે** યથાવત્ પણે જળવાયેલ છે. આ રીતે અહીં ચોથી પેટા ભૂમિકાનું ગુજરાતી ભાષાનું સામાન્ય લક્ષણ વિકલ્પરૂપે જોવા મળે છે.

### (૨) અનુનાસિકનો પ્રક્ષેપ અને લોપ

દા. ત. "શ્રીકૃષ્ણ ભગવાંન્ તે પ્રાંમતી હવી ॥ તે વકત તે ભગવાન્ જે તે ગોપીઉને ત્યાગ કરીને મથુરાંપુરી પ્રત્યે કેમ જાતા હવા ॥" (અ. ૧, પાન ૫)

તમારો ભકતને શિસ્ય કેતાં ચેલો એવો જે હુ તે મારા કાજે જ્ઞાંનને તમેં જે તે દ્યો ॥ તે જ્ઞાંનના દાનનું મોટુ ફલ છે" (અ. ૧ પાન : ૬)

ઉપરનાં અવતરણોમાં "**કેતાં**" "**તમેં**" "**જ્ઞાંન**" કે "**ભગવાંન**" કે "**મથુરાં**" જેવા શબ્દોમાં અનુનાસિક ઉચ્ચારણનો પ્રક્ષેપ છે. તેમ જ **ભગવાન** અને **જ્ઞાન** શુધ્ધ રૂપે છે. જ્યારે **હુ** **મોટુ** જેવા શબ્દોમાં અનુનાસિકનો લેખનમાં લોપ જોવા મળે છે.

(૩) "અ"ની જગ્યાએ "ય" શ્રુતિનો લેખનમાં પ્રયોગ.
દા. ત. "હે દેવતાયો તમે ગોલોક પ્રત્યે જાયો ॥" (અ. ૪, પાન ૬૭).
અહીં "ઓ"ની જગ્યાએ "યો" દેવતાયો (દેવતાઓ) અને જાયો (જાઓ) શબ્દ પ્રયોજેલ છે.

(૪) "ય" શ્રુતિનો લેખનમાં લોપ.
દા. ત. "તારે શ્રીકૃષ્ણ સ્વામી જે તે દર્પણ જે આરીસો તેને દેતા હવા ॥" (અ. ૧૫, પાન ૨૧૭)
અહીં તારે (ત્યારે)નો પ્રયોગ છે. "અને સ્તુતિ કરવા લાગા" (અ. ૫૬, પાન ૨૮૯) લાગા (લાગ્યા).

(૫) "ય"નો લેખનમાં પ્રક્ષેપ
દા. ત. "વલિ સ્યામાટે રુવો છો" (અ. ૪, પાન ૫૫)
સ્યા માટે (∠ શા માટે)

(૬) "એ"ની જગ્યાએ "યે"નો લેખનમાં વિનિયોગ
"યેટલાં માટે આપણનું સર્વદા એક જ અંગ છે॥" (અ. ૬, પાન–૧૩૨)
યેટલા (∠ એટલા)

(૭) "હ" શ્રુતિનો લેખનમાં લોપ
દા. ત. "તે સર્વેને કયામાં આવે નહિ (અ. ૫. પાન–૮૮)
કયામાં (∠ કહયામાં)

(૮) "હ" શ્રુતિનો લેખનમાં પ્રક્ષેપ
દા. ત. વલિ તે બાઈનું ટોલું કેહેવુ છે ॥ (અ. ૪, પાન–૮૭)
કેહેવુ (∠ કેવું)

(૯) ક્વચિત "ઉ"નો ઓ પણ લખેલો છે. રોદન (∠ રૂદન)
દા. ત. તે પૃથ્વીના રોદનને જોઈને તે પૃથ્વી પ્રંત્યે બોલતાં હવા ॥ (અ. ૪, પાન–૫૮)
બેશક, સં. માં "રોદન" જ છે.

(૧૦) કોઇવાર "ઇ"નો લોપ થયેલો નજરે ચડે છે.
દા. ત. કો એક ઠેકાણેને વિષે પકારાગ જેમાં એક અને ઈન્દ્ર નીલ જે નીલમણિ તેનિ ગોલોકને વિસે પાણું છે ॥ (અ. ૪, પાન–૬૭).
કો (∠ કોઇ)

**(૧૧) કોઈવાર "ઋ"નો "ર" કાર પણ શબ્દ મુકાયેલો છે**

દા. ત. હે નારદજી તે પ્રથવી જેને બ્રહ્માના વચનને સાંભલિને ॥
(અ. ૪, પાન ૫૫૭) પ્રથવી (પૃથ્વી)

સામાન્ય રીતે પૃથવી શબ્દ ઉપયોગમાં લીધો છે.

દા. ત. "હે નારાયણ કેણે પ્રાર્થનાને કરયા એવા જે શ્રી કૃષ્ણ તે જે તે પૃથવી પ્રત્યે આવતા હવા ॥ (અ. ૪. પાન ૫૩)

–ઋષિમાં ઋની જગ્યાએ રુ લખાયેલો છે.

દા. ત. "ને બાપ રુષિ જે નારદાદિક સર્વેને ॥" (અ. ૧, પાન–૧૯)
–તો કોઈવાર ઋ પણ પ્રયોજાયેલ છે.

દા. ત. "અને સામવેદની ઋચાઓ તે જે વેચે છે ॥" (અ. ૪, પાન–૫૮).

**(૧૨) સામાન્ય રીતે "ખ" ને સ્થાને "ષ" નો પ્રયોગ ઠેર ઠેર થયેલો છે.**

દા ત. "કુંભ કલસ તેને મુંને દેપાડ॥" (અ. ૨૩, પાન–૧૨૩)
કવચિત્ "ખ" પણ યથાવત્ જળવાયેલો નજરે પડે છે.

"હે મુર્ખાઉ તમે સર્વે પૃથ્વીના તલે જાવો ॥" (અ. ૩, પાન–૩૫)
એ નોંધપાત્ર છે કે હકીકતે "ષ" લખાતો, પણ છેક યજુર્વેદના સમયથી એનું ઉચ્ચારણ "ખ" થતું આવ્યું છે.

**(૧૩) કોઈ વાર "ક" ની જગ્યાએ "ગ" વપરાયેલો છે.**

દા. ત. "વલિ કીધા ઉપગારને હણે છે ॥" (અ. ૪, પાન–૫૬)
ઉપગાર (∠ ઉપકાર)
આ ફેરફાર શૌરસેની પ્રકારનો છે.

**(૧૪) બહુવચનમાં "ઓ" જગ્યાએ "ઉ" પ્રયોજાયેલ છે.**

દા. ત. "સ્રીઉના સમૂહ તેણે રક્ષાને કીધું છે ॥" (અ. ૪, પાન–૫૮)
સ્રીઉ (∠ સ્રીઓ)
આ સૌરાષ્ટ્રિય વ્યાપક ઉચ્ચારણ છે.

**(૧૫) કવચિત્ "ડ" ને સ્થાને "લ" નો પ્રયોગ છે.**

દા. ત. "અને જે વરિ રાધાજીના ક્રોધ ઘટાલ્યાનો સમય થાસે તેને વિસે તમે ફરી આવજો ॥" (અ. ૪, પાન–૮૯)
ઘટાલ્યા (∠ ઘટાડયા)

**(૧૬) "ળ" નો પ્રયોગ લેખનમાં અર્વાચીન ગુજરાતીમાં વ્યાપકતાથી મળે છે. અહીં તેને સ્થાને સર્વત્ર "લ" લખાયેલો છે.**

દા. ત. "વલી વિધિ જે બ્રહ્માજી જે તે વલી શ્રીકૃષ્ણને પ્રણામ કરીને ॥ રાધાજીને અર્પણ કરીને જેમ પિતા હો એ તે પોતાની કન્યાને દાન કરે તેમ ભકિતએ કરીને વલી શ્રીહરિને આગલ ઉભા રેતા હવા ॥" (અ. ૧૫, પાન–૨૦૯).

(૧૭) "જેને જેને" ને સ્થાને "યેણે યેણે" શબ્દનો પ્રયોગ.

દા. ત. "યેણે યેણે કરીને પીડા પામી છે તે સર્વે કેતિ હવી ॥" (અ. ૧, પાન–૫૯).

અહીં નોંધવું જોઈએ કે "જેણે" મધ્યકાલીન પ્રયોગ છે અને ત્રીજી વિભકિતનું એકવચન છે અને "જેને" ને બદલે સર્વથા નથી હોતું.

## શબ્દભંડોળ

પ્રસ્તુત ગ્રંથ સામાન્ય રીતે સંસ્કૃત ભાષાનો ગદ્યાનુવાદ સાર છે, એટલે સંસ્કૃત-પ્રચુર શૈલી એમાં હોય તે સ્વાભાવિક છે. એમાં સંસ્કૃત તેમજ તદ્ભવ શબ્દો સિવાય સૌરાષ્ટ્રના તળપદા તેમજ હિન્દી શબ્દો પણ સચવાયેલા છે. કવચિત્ સંસ્કૃતનું મૂળ રૂપ પણ મૂકી દીધું છે, તો તત્કાલીન સમયમાં વ્યવહારમાં ઉપયોગમાં લેવાતા કેટલાક વિશિષ્ટ શબ્દો પણ નમૂનારૂપે અહીં દર્શાવ્યા છે.

(૧) સૌરાષ્ટ્રની બોલીનો રણકો સંભળાવતા કેટલાક શબ્દો

સૌરાષ્ટ્રમાં સામાન્ય રીતે "અ" ની જગાએ "ઈ" નો પ્રયોગ જોવા મળે છે

દા. ત. "ઈ રીતે એમ સ્તુતિ કરીને ॥" (અ. ૧, પાન–૧૨)

ઈ રીતે (∠ એ રીતે)

"કિએ કારણે કરીને જગતના સ્વામિ જે ભૂમિને વિસે આવતા હવા ॥" (અ. ૪, પાન–૫૩).

(૨) તળપદા શબ્દો

"ને બાપ ઋષી જે નારદાદિક સર્વેને" (અ. ૧, પાન–૮)

"વાલાં એવાં જે તે રાધાજી તેને હઈઆમાં ઘાલિને ॥ તે રાધાજીને ભયે રહિત કરતા હવા ॥ (અ. ૨, પાન–૧૯).

અહીં પૌરાણિકોની ભાષાની છાંટ જોઈ શકાય.

( ) હિન્દી શબ્દપ્રયોગ

અને બીચમાં કાં એક ઉઘાડયો છે ॥ (અ. ૫૬, પાન–૨૮૨).

(૪) કવચિત સંસ્કૃતનું રૂપ જ મૂકી દીધું છે.

હે દેવતાઓ પુષ્પાર્ક તમારા અમારા સમિપને વિષે કેમ આવવું થીઉ ॥ (અ. ૪, પાન–૫૫).

... ... ... .... ... ... ... ...

હે **સ્વામિન્** સંસારરૂપ સમુદ્રને વિષે બુડયો (અ. ૬, પાન–૧૨૨)
અને **જગતી** જે ભૂમિ તેના પતિ કેતા સ્વામિ એવા જે શ્રીકૃષ્ણ
(અ. ૧૫, પાન–૨૧૫).

**(૫) કેટલાક વિશિષ્ટ શબ્દો**

"ઓલિયા" જેવા શબ્દનો પ્રયોગ ધ્યાન ખેંચે છે.
દા. ત. "વલી શ્રીકૃષ્ણ ભગવાન જે તે જય અને વિજય નાંમે ઓલિયા તેના અહંકારને ભંગ કરતા હવા ॥ (અ. ૨૩, પાન–૨૩૮)
અહીં "ઓલિયા"નો અર્થ "પોલિયા" હોવાનો સંભવ છે.

**વિવહાર**

"તમારો નિરંતર મનુપ જેવો વિવહાર છે." (અ. ૩, પાન–૪૨).
વિવહાર ( ∠ વ્યવહાર )
પગથિયાની જગ્યાએ "**પગડિયા**" શબ્દ વાપર્યો છે.
દા. ત. "તેને વિસે સોપાન જે પગડિયાના કારણરૂપ છે." (અ. ૧, પાન–૬).
સલાટ શબ્દની જગ્યાએ "શિલાટ" શબ્દ નોંધપાત્ર છે.
દાં. ત. "વલિ વિશ્વકર્મા શિલાટ જે તે કેટલાંક ચિત્રાંમણને તમારા નગરને વિસે નિર્માણ જે રચના તે કરસે તે કહો ॥ (અ. ૪૭, પાન–૨૬૮).
આશ્વાસનની જગ્યાએ "આસવાસના" શબ્દ નોંધપાત્ર છે.
દા. ત. "હરિ પોતે વિષ્ણુ તે બ્રહ્માને આસવાસના તે દિલાસો દઈને તે બ્રહ્માને પોતાના ઘરે......" (અ. ૪૭, પાન–૨૭૧).

"**અભિપ્રાય**" શબ્દ યથાવત્ જળવાયો છે.

દા. ત. "પણ હે નારદજી બીજો કોઈએ ભગવાનનો અભિપ્રાય હોએ તેને કોણ જાંણે છે ॥" (અ. ૫૮, પાન–૩૧૯).

પુત્રીની જગ્યાએ "**દીકરી**" શબ્દ ધ્યાનપાત્ર છે.

દા. ત. "હે દીકરી તારો સગલો ભય જે દૂર થયો ॥" (અ. ૪, પાન–૫૮)
અરિસાના સ્થાને "**આરિસો**" શબ્દ વપરાયેલો છે, જેમાં સૌરાષ્ટ્રની અસર છે.
દા. ત. "વલી માધવ જે શ્રીકૃષ્ણને જે તે રાધાજીના હાથ થકી રત્નનો દર્પણ જે આરીસો તેને જે ગ્રાહ કેતા ગ્રહણ કરતા હવા ॥" (અ. ૧૫, પાન–૨૧૪).

## વ્યાકરણ

પ્રસ્તુત કૃતિમાં રહેલા વ્યાકરણ સ્વરૂપની અતિ સંક્ષેપમાં અહીં ઝાંખી કરીએ.
**નામ અને જાતિ :–** સામાન્ય રીતે મધ્યકાલીન ગુજરાતીમાં મળતાં નામ અને

જાતિના બધા પ્રકારો પ્રસ્તુત ગ્રંથમાં જોવા મળે છે, પરંતુ કેટલાંક નામોનો જે જાતિભેદ જોવા મળે છે તેની નોંધ અહીં લીધી છે.

**નામ**–અર્વાચીન ગુજરાતીમાં **"નામ"** શબ્દ નાન્યતર જાતિમાં વપરાય છે. જ્યારે અહીં તેનો નર જાતિમાં પ્રયોગ કર્યો છે.

દા. ત. "હે વિપ્ર તમો કયાં થકી આવ્યા છો અને તમારો નામ સુ છે તે મુજને કહો ॥" (અ. ૫૬, પાન–૨૮૩)

**ધ્યાન** શબ્દ અર્વાચીન ગુજગતીમાં નાન્યતર જાતિમાં વપરાય છે. જ્યારે અહીં તેનો નર જાતિમાં ઉપયોગ કર્યો છે.

દા. ત. "અને તારે તે વિષ્ણુ તે સર્વના આત્મ એવા જે ભગવાંન તેના ધ્યાંન કરતા હવા ॥" (અ. ૫૬, પાન–૨૮૯)

**ચરણકમળ** શબ્દ અર્વાચીન ગુજરાતીમાં બહુવચનમાં વપરાય છે, જ્યારે અહીં તેનો એકવચનમાં ઉપયોગ કર્યો છે.

દા. ત. "એવા તે શ્રીસહેજાનંદ ભગવાન તેનો અતુલ અતિ મોટો જે ચરણકમલ તેને હું જે તે નિરંતર રાત્ર ને દિવસ ચિંતવન કરુ છઉં ॥" (અ. ૫૬, પાન–૨૮૬).

**"પ્રતિબિમ્બ"** નાન્યતર જાતિમાં વપરાય છે. અહીં તેનો નર જાતિમાં ઉપયોગ કર્યો છે.

દા. ત. "અને હમણા છાયા જે તમારો પ્રતિબિંબ તેને કરિને તમેં પોતેં પોતાનાં ઘરને વિસેં આવો અને રુહોમાં ॥" (અ. ૧૫, પાન–૨૧૬)

મુખ નરજાતિમાં પ્રયોજેલ છે.

દા. ત. તેનો જે મુખ તેને દેખતા હવા ॥" (અ. ૧૫, પાન–૨૧૦)

આ બધાં ઉદાહરણોમાં હિંદી પ્રયોગની અસર જોવા મળે છે.

**સર્વનામ** — સામાન્ય રીતે પ્રસ્તુત કૃતિમાં અર્વાચીન સર્વનામ રૂપોનો ઉપયોગ થયો છે, જેનાં કેટલાંક ઉદાહરણો નીચે મુજબ છે.

**હું** — "અને દેવતાયો હું પણ જે તે પૃથ્વી પ્રત્યે જાઈસ ॥" (અ. ૬, પાન–૧૩૧)

**તે** — "વલી તે સુંબ્રલ નામે ગોપીની પુત્રી છે. ॥" (અ. ૬, પાન–૧૩૧)

**પોતાના** — "અને હે મુને નારદજી વલિ પોતાના નેત્રરુપ ચકોર પક્ષીએ કરીને શ્રીકૃષ્ણના મુખરુપ ચંદ્રમાને અતિશે જોતા હવા ॥" (અ. ૬, પાન–૧૩૨)

**તમે** — "શ્રી દામા તમે પૃથ્વીના તલ મધ્યે જાયો ॥" (અ. ૩, પાન–૧૧)

**તમારા–અમારા** — "તમારાં અમારા સમીપને વિસે કેમ આવવુ થીઉં ॥" (અ. ૮, પા [illegible])

**તારો** — "તારો સગલો ભય જે દુર ગયો ॥" (અ. ૪, પાન–૫૬)

**તારા – મારા** – "મારા સ્વામિ જે શ્રીકૃષ્ણ ભગવાંનને કલે કરીને તારા ઉતારવાને ક્રરસે ॥" (અ. ૪, પાન–૬૦)

**અમે** — "અને અમે પણ ચોર જે અસુર તેને ગણ્યા દુખ દીધુ" (અ. ૪, પાન–૫૪)

**તુ** — "અને તુ મારા સમિપે સુખે ઉભી રે ॥" (અ. ૪, પાન–૫૫)

**તારું** — "અને નિશ્ચે તારુ ભલુ જે કલ્યાણ જે તે થાશે" (અ. ૪, પાન–૫૫)

**મને** ની જગ્યાએ જૂનું "**મુને**" સર્વનામનું રૂપ વપરાયેલું છે.
દા. ત. "દાસપણું તે મુનં દો ॥" (અ. ૧૫, પાન–૨૦૫)

**પોતે** — "એવાં બ્રહ્મના વચનને સાંભલીને તે બ્રહ્માને હરિ પોતે કેવા હતા ।" (અ. ૧૫, પાન–૨૦૯)

કવચિત્ "તમારો"ની જગ્યાએ "તમો"નો પ્રયોગ કર્યો છે.

દા. ત. "હે સુંદર મુખવાલી તમો સ્વભાવ જે તે કેવો છે ॥" (અ. ૨૩, પાન–૨૩૮)
કવચિત્ મારી ને સ્થાને "મુ"નો પ્રયોગ કર્યો છે.

દા. ત. "અને તજો તમે સરવે આસુ બોલો છો ॥ તો મુ સાથે ચાલો
(અ. ૨૩, પાન–૨૩૭)
અહીં મારવાડીની અસર જોવા મળે છે.

## વિશેષણ

પ્રસ્તુત કૃતિમાં સંખ્યાબંધ વિશેષણો જોવા મળે છે, જે મહદ્ અંશે અર્વાચીન ગુજરાતીમાં પ્રયોગમાં લેવાય છે.

(૧) કવચિત સંખ્યાવાચક વિશેષણનો ઉપયોગ લેખનમાં, શબ્દમાં અને આંકડામાં બન્નેમાં કર્યો છે.

દા. ત. "તે આશ્રમ કેવાં છે ॥ તો બત્રીસ ૩૨ ક્રોડ છે માન જેનુ ॥"
(અ. ૪, પાન–૭૦)

દા. ત. "તે ચાર યુગનો ૭૧ એકોતેર ચોકડી કહી છે ॥" (અ. ૫૬, પાન–૨૭૬)
આ સિવાય સંખ્યાવાચક વિશેષણો નીચે મુજબ છે.

"**એક** દાડાના વિયોગને વિસે...... ॥ (અ. ૧, પાન–૧૦)
"અને પાંચ છે વક્ર કેતાં મોઢાં જેનાં અને **ત્રન** છે લીન કેતાં નેત્ર જેનાં ॥"
(અ. ૪, પાન–૫૮)

"અને તે બ્રહ્મ થકી **ક્રોડ** જોજન ઉચુ છે ॥" (અ. ૪, પાન–૫૯)
"તે દસ ગોજનમાં વિસ્તારવાન છે ॥" (અ. ૪, પાન–૬૨)

"ને પ્રધાન કેતાં મુખ જે બારણાં **સાત** તે થકિ અનુક્રમે કેતાં **એકને** પાસે હે નારદજી **બારે** દિશે જે **શોલ** બારણાં તેણે તે આશ્રમયુકત છે ॥" (અ.૪, પાન–૮૨)
એવા જે શ્રીકૃષ્ણ સ્વામી જે તે **આઠ** પ્રકારના શૃંગારને કરતા હવા।"
(અ. ૧૫, પાન–૨૧૦)

ગુણવાચક વિશેષણ

દા. ત. "તે શ્રીકૃષ્ણ કેવા છે॥ કામશાસ્ત્રને વિષે વિશારદ કેતાં **ચતુર** ડાયા છે॥" (અ. ૧૫, પાન–૨૭૧)
"રાધાજી જે તે પ્રીતીએ કરીને **મોટા** આત્માવાલા એવા જે શ્રીકૃષ્ણ...... ॥"
(અ. ૧૫, પાન–૨૧૨)
"ફુલ્યું એવું ઈંદીવર જે કમલ તે સમાન **શ્રેષ્ઠ** છે નેત્ર જેનાં॥"
(અ. ૧૫, પાન–૫૦)
"અને પીન કેતાં **કઠણ** અને ઉન્નત કેતાં **ઉંચાં** છે પયોધર કેતાં સ્તન જેના॥"
(અ. ૩, પાન–૩૧)

દર્શક વિશેષણ

"હે પિતામહ **સર્વના ઝાઝા** યે ભારે કરીને આ પૃથવી જે તે પીડાં પામી છે॥"
(અ. ૪, પાન–૫૫)
"દુખ તે **સગલુ** તમને કયુ॥" (અ. ૪, પાન–૫૬)
"તે થકિ **અધિક** દૈત્ય ઉપજાવે છે॥" (અ. ૪, પાન–૫૬)

## ક્રિયાપદો

વર્તમાનકાળ

વર્તમાનકાળ ત્રીજો પુ. એ. વ. નો "છે" સહાયકારક જળવાયેલો છે.
દા. ત. "અને સમવેદની ઋચાઓ તે જે વેચે છે॥" (અ. ૪, પાન–૫૯)
"ને જ્ઞાનનાં દાનનું મોટું ફલ છે." (અ. ૧, પાન–૬)
"શ્રી નારદજી પૂછે છે॥" (અ. ૪, પાન–૫૩)
ત્રીજો પુ. બ. વ.માં પણ છે સચવાયેલો છે.
દા. ત. "સ્રીઓના સમૂહ તેણે રક્ષાને કીધુ છે॥" (અ. ૪, પાન–૬૨)
"વલી તે સ્રીના સમૂહ કેવા છે॥" (અ. ૪, પાન–૬૨)
બીજો પુ. બ. વ. માં અર્વાચીન "છો" સહાયકારક જોવા મળે છે.
દા. ત. "અને તમે કલ્યાંણરૂપ છો એમ તમે મુને વાંલાં છો॥"
(અ. ૭, પાન–૧૯૩)

દા. ત. તમે સર્વેનાં આધાર સ્વરુપી છો (અ. ૭, પાન–૧૯૧)

પહેલો પુ. એ. વ. માં "હું" ની જગ્યાએ "છઉં" લખાયેલ છે.

દા. ત. "તેને ભારે કરીને હું જે તે પીડા પામી છઉં ॥" (અ. ૪, પાન–૫૭)
કવચિત્ અર્વાચીન "છુ" પણ વપરાયેલો છે.

દા. ત "અને તે કશ્યપના તાત પિતા વલી તપના નિધિ ભંડાર એવા મારિચિનાં જે મુનિ તેને જાણુ છુ ॥" (અ. ૫૬, પાન–૨૭૪)

પહેલો પુ. બ. વ. નો અર્વાચીન "છીએ" યથાવત્ છે.

દા. ત. "અમે પણ તેજ દુખે કરીને પીડા પામ્યાં છીએ ॥" (અ. ૪, પાન–૫૭)

## ભૂતકાળ

ભૂતકાળ ત્રી. પુ. એ. વ. માં નારી જાતિમાં "હતી" અને "હવી" બન્નેના પ્રયોગ થયેલ છે.

દા. ત. "હે બ્રહ્માજી પીડા પામી હતિ ॥" (અ. ૪, પાન–૫૯)

"વલિ વારંવાર અતિશે રોતિ હવી ॥" (અ. ૪, પાન–૫૯)

નરજાતિમાં **હતા** ને સ્થાને "હવા".

દા. ત. "તારે રાધિકાના વચને સાંભલીને જગતના વિધિ જે બ્રહ્મા તે રાધાજી પ્રત્યે બોલતા હવા ॥" (અ. ૧૫, પાન–૨૦૫)

અહીં પૌરાણિક કથાપધ્ધતિનું અનુસંધાન છે.

## ભવિષ્યકાળ

પ્રસ્તુત કૃતિમાં ભવિષ્યકાળ અર્વાચીનરૂપે વપરાયેલ છે, પણ તાલવ્યને બદલે એમાં સ્વાભાવિક દંત્ય "સ" લખાયો છે.

**બી. પુ. એ. વ.** – "અને મંગલકારી જે કુંભ ઘડો તેને આસન વિના તુ માથે મુકસે ॥" (અ. ૪, પાન–૬૦)

**બી. પુ. બ. વ.** – "માટે તમે સર્વે ગોલોક પ્રત્યે જાયો અને કાર્યની સિદ્ધિ જે તે થાસો ॥" (અ. ૪, પાન–૭૬)

**ત્રી. પુ. એ. વ.** – "જયાં લગે રાસનું મંડલ થાશે ત્યાં સુધી રાત્રીને વિસે શ્રીકૃષ્ણ સ્વામિ ઈંયા આવસે ॥" (અ. ૧૫, પાન–૨૧૮)

**પ્રથમ પુ. એ. વ.** – "તે તારા ભારને ઉપાય થકિ હું જે તે ઝાલિસ ॥" (અ. ૪, પાન–૬૦)

**પ્ર. પુ. બ. વ.** – "અમે સર્વના મનવાંછિત સિદ્ધને અર્થે પાછલા થકી આવસુ ॥" (અ. ૪, પાન ૬૦)

## આજ્ઞાર્થ

પ્રસ્તુત કૃતિમાં આજ્ઞાર્થના અર્વાચીન રૂપો જોવા મળે છે. દા. ત. "હે મંગલ-મૂર્તિ સુંદર સુવર્ણસમાંન એવુ જે આસન

**બી. પુ. એ. વ.** "તુ મને તુ દે ॥" (અ. ૨૩, પાન–૨૨૬)

... ... ... ...

**બીજો પુ. બ. વ.** – "હે બાપ પોતાંના મનની પીડાને કયું છું તે તમે સાંભલો ॥" (અ. ૪, પાન–૫૫)

## વિભક્તિ

પ્રસ્તુત કૃતિમાં અર્વાચીન ગુજરાતીના વિભક્તિના પ્રત્યયો તેમ અનુગો જોવા મળે છે.

પ્રથમા વિભક્તિ સંબોધનાર્થે પણ પ્રયોજાયેલ છે.

દા. ત. "હે પ્રભો, સમરથ વસુધા જે આ ભૂમિ તે જે તે ભારે કરિને વીણાણી" (અ. ૪, પાન–૫૬)

.... .... ....

"હે બ્રહ્માજી તમો જ તે જગતના સૃજતલ છો" (અ. ૪, પાન–૫૬)

**બીજી વિભક્તિ** – કર્મના અર્થમાં વપરાય છે.

દા. ત. હે નારદજી તે પ્રથવી જે તે બ્રહ્માના વચનને સાંભલિને ॥ તે બ્રહ્માને પોતાની પીયા કેતિ હવિ ॥" (અ. ૪, પાન–૬૦)

**ત્રીજી વિભક્તિ** – "અને ભકતીએ કરીને આનંદના આંસુએ પૂર્ણ છે ॥"
(અ. ૪, પાન–૫૪)

"અને જે તે બ્રહ્મા થકી આશિર્વાદને પામતા હવા ॥"
(અ. ૪, પાન–૬૫)

**ચોથી વિભક્તિ** "અને પોતાને કીઠાને અર્થે પણ કમલને હાથમાં કરતા હવા ॥
(અ. ૧૫, પાન–૨૧૮)

**છઠ્ઠી વિભક્તિ** – નો, નું, ના, ને વગેરે અર્વાચીન અનુગો જોવા મળે છે.

દા. ત. "એવો તે સાંહસિક નામે જંબલીનો પુત્ર તે તે તિલોત્તમા અપ્સરા જે તે જોઈને કાં એક હસતી થકી કામદેવ કરીને વલી કટાક્ષ જે દષ્ટિ તેને કરતિ હવી ॥" (અ. ૨૩, પાન–૨૪૮)

.... .... ....

"જે **પુરુષનું** સ્ત્રીએ કરીને મન જે હરાણું છે **તેના** સાધન વૃથા છે **સૃષ્ટિને** વિસે કામિ **પુરુષના** મનને મોહને અર્થે સ્ત્રીનું રૂપ તે જે નિર્મિત છે ॥" (અ. ૬૧, પાન–૩૪૨)

.... ... ....

"અને રોમની પંગતીએ કરીને વ્યસ્ત છે શરીર જેનુ ॥" (અ. ૪, પાન–૪૪) સાતમી વિભક્તિ – માં અનુગ જોવા મળે છે.

દા. ત. "અને શો કોટિ જે ક્રોડ તેણે કરીને **વેમાનમાં** આવતા છે ॥ (અ. ૪, પાન–૬૨)

"વલી ગંધર્વમાં મોટા ગંધર્વ જે તે ગાન કરતા હવા ॥"

(અ. ૧૫, પાન–૨૦૬)

## ક્રિયાવિશેષણો – નામયોગીઓ – ઉભયાન્વયીઓ

પ્રસ્તુત કૃતિમાંથી નમૂનારૂપે કેટલાક અવ્યયો નીચે મુજબ આપ્યા છે.

"પીન કેતાં કઠણ અને ઉન્નત કેતાં ઉચાં છે પયોધર કેતાં સ્તન જેનાં ॥
(ઉભયાન્વયી) (અ. ૩, પાન–૨૯)

.... .... ....

"વલિ વિરજા કેવી છે તો નિતંબ જે કટીનો **પાછલો** ભાગ **અને** શ્રોણિ **જે** સાથલ તેને ભારે જાંણે પીડાતી છે ॥" (અ. ૩, પાન–૨૯)
[ઉભયાન્વયી]

.... .... ....

"શ્રીકૃષ્ણ સ્વામી પણ જે તે રોતા હવા ॥" (અ. ૧૫, પાન–૨૧૮)
(ઉભયાન્વયી)

"શ્રીકૃષ્ણ સ્વામી **ઇંયા** આવશે ॥" (અ. ૧૫, પાન–૨૧૮)
(ઈંયા < અહીં) (ક્રિયાવિશેષણ)

"વલિ સ્યા **માટે** રુવો છો" (અ. ૪, પાન–૫૬)
(નામયોગી)

... ... ... ... ...

અને પોતાને **નિત્ય** કર્મે કરીને રહીત છો॥" (અ. ૪, પાન–૫૮)
(ક્રિયાવિશેષણ)

તેવા એ **પછિ** દેવતાના ઈશ્વર એવા જે બ્રહ્મા ને શિવ જે તે તે ટાણે ધર્મ નામે દેવતાના મંદિર પ્રત્યે આવિને॥" (અ. ૪, પાન–૫૯)
(નામયોગી)

**જેમ પ્રથમ** શંખ આપે દઈ અસુરના ભારે કરીને॥ હે બ્રહ્માજી પીડા પાંમી હતિ॥ **તેમ હમણાં** તે થકી **પણ** અધિક દૈત્ય ઉપજાવે છે॥ (અ. ૪, પાન–૬૦)

(ઉભયાન્વયી)

.. .. .. .. .. .. .. ..

"તે મનુસ્ય **જે તે** કાલસૂત્ર નામે નરકને **વિસે** વરસુના દસ હજાર **લગે નિશ્ચે** અતિશે દુખને ભોગવસે॥" (અ. ૪, પાન–૬૨) (નામયોગી)

(ક્રિયાવિશેષણ)

... ... ... ... ... ... ... ... ...

"**વલિ** સગલાં બ્રહ્માંડથકી ઉપર છે॥" (અ. ૪, પાન–૬૪)

(ઉભયાન્વયી)

... ... ... ... ... ... ... ...

"**હવે** શિવ બોલે છે" (અ. ૪, પાન–૬૪)

(ઉભયાન્વયી – ક્રિયાવિશેષણ)

... ... ... ... ... ... ... ... ...

"તે આશ્રમને પ્રદક્ષિણા કરીને **કેટલેક છેટે**॥ હથે કરીને જાતા હવા ॥

(ક્રિયાવિશેષણ) (અ. ૪, પાન–૮૮)

... ... ... ... ... ... .. ... ...

"વલિ **વારંવાર** ચુંબનને કરતા હવા ॥" (અ ૩, પાન–૪૦)

(ક્રિયાવિશેષણ)

... ... ... ... ... ... ...

"તેમાં શંશય જાણજો **મા**" (અ. ૧૫, પાન–૨૧૫)

(ક્રિયાવિશેષણ)

**કૃદંત**

**વર્તમાન કૃદંત** – "તેમ હર્ષે કરીને જોતા છે॥ વલિ ગંધર્વના ગીતને ખ્યાલ અતિશે પણે **સાંભલતા** છે (અ. ૪, પાન–૫૯)

(આ અત્યારે વ્યાપક નથી.)

**ભૂતકૃદંત**—"અને રાધિકાજી ને પણ હાથ જોડાવિને વેદમાં **કચા** એવાં જે પાંચ મંત્ર તેને ભણાવતા હવા ॥" (અ. ૧૫, પાન–૨૦૮)

... ... ... ... ... ... ...

"તે હરિએ દીધી જે પોતાની **ચાવેલ** બીડી તેને રાધાજી જે તે પરમ ભકિતએ કરીને ખાંતા હવા ॥" (અ. ૧૫, પાન–૨૧૬)

("એલ" વાળું બી ભૂ. કૃ.)

× ... ... × ...

"વલિ શ્રીકૃષ્ણ જે તે તે રાધાજીને હાથને વિસે **ધારીને ઝાલીને** પોતાના હૃદયને વિસે રાખતા હવા ॥ (અ. ૧૫, પાન–૨૧૭)

(સંબંધક ભૂત કૃદંત)

**હેત્વર્થ કૃદંત–** "તેની દક્ષિણા જે ગોરને **દેવા** તે આપો॥" (અ.૧૫,પાન–૨૧૫)
"ભૂમિ મારા સ્વામી જે શ્રીકૃષ્ણ ભગવાન તે કાલે કરીને તારા ભારના **ઉતારવાને** કહસે ॥" (અ. ૪, પાન–૫૮)

પ્રસ્તુત કૃતિમાંથી વ્યકત થતાં ભાષાનાં લક્ષણો સામાન્ય રીતે અર્વાચીન રૂપાખ્યાનો દર્શાવે છે. આપણે જોયું તેમ, નામ, સર્વનામ, ક્રિયાપદો, વિશેષણો, અવ્યયો, વિભક્તિઓ અને કૃદંતો આદિ અર્વાચીનરૂપે યોજાયેલ છે. ધ્વનિપરિવર્તનમાં જોયું તેમ લેખનમાં "હ" અને "ય" શ્રુતિનો લોપ, "ચ" અને "હ" નો પ્રક્ષેપ પણ નજરે પડે છે. ભાષાનો પ્રવાહ કોઈ ચોક્કસ સમય મર્યાદામાં જડપણે બાંધી શકાતો નથી. એટલે પાંચ-પચીસ વર્ષો સહેજે આઘાં પાછાં પણ થઈ શકે. સમગ્રતયા વિચારીએ તો પ્રસ્તુત ગ્રંથમાં અર્વાચીન ગુજરાતીનાં સામાન્ય લક્ષણો પ્રાપ્ત થાય છે. માટે કે. કા. શાસ્ત્રીએ પાડી આપેલી અર્વાચીન ગુજરાતીની પહેલી ભૂમિકામાં આ ગ્રંથનું ભાષાસ્વરૂપ સચવાયેલું છે-

## શૈલી

આ રચના સામાન્ય રીતે સંસ્કૃત ભાષાનો ગદ્યાનુવાદ સાર છે, એટલે આલંકારિક સંસ્કૃતપ્રચુર શૈલી એમાંનાં વર્ણનોમાં હોય તે સ્વાભાવિક છે. ત્રીજા અધ્યાયમાં અપાયેલું વીરજાગોપીનું વર્ણન અલંકૃત શૈલીમાં જોવા મળે છે. પ્રસ્તુત વર્ણન નમૂનારૂપે ત્રીજા અધ્યાયના પરિચયમાં આપી દીધું છે. પરિશિષ્ટમાં આપેલા ચોથા અધ્યાય ઉપરથી નિષ્કુળાનંદની ગદ્યશૈલીનો પરિચય થાય છે. એમાં કવચિત્ "કાદંબરી"નું સ્મરણ કરાવી આપે એવા લાંબા સમાસો અને આલંકારિક શબ્દોવાળી જટિલ વાકયરચનાઓ છે, તો કયારેક સાદા શબ્દોથી સરળ વાકયોવાળી સંક્ષિપ્ત વાકયરચનાઓ પણ નજરે ચડે છે. પ્રસ્તુત અધ્યાયમાં વૃંદાવનના વર્ણનની શરૂઆત આ રીતે ટૂંકાં અને સરળ વાકયોથી થઈ છે :—

દા. ત. "તે વૃંદાવન કેવુ છે ॥ તો રાધા અને માધવ જે શ્રીકૃષ્ણ તેને અતિશે વલ્લભ છે ॥ અને વૃંદાવન જે તે રાધા ને શ્રીકૃષ્ણનું ક્રીડા સ્થાનક છે ॥ અને કલ્પ-વૃક્ષના સમૂહ તેણે અન્વિત કેતા યોગ છે ॥ વલિ તે વૃંદાવન જે તે વિરજાનદીનો તીર જે કાંઠો તેને જલે કરીને ભીના એવા જે વાયુ તેણે કંપાવ્યુ છે ॥ (અ. ૪, પાન–૬૨)

આ રીતે વૈકુંઠનું વર્ણન પણ સરળતાથી કરેલું છે :–

દા. ત. "તે વૈકુંઠ કેવુ છે તો જરા જે વૃદ્ધ પણું અને મૃત્યુ જે કાલ તેનુ હરતલ છે ॥ અને સર્વલોક થકી પર કેતા શ્રેષ્ઠ છે ॥ વલિ તે વૈકુંઠ કેવું છે ॥ તો વાયુ તે અતિશે ધરયુ છે ॥ વલિ સગલાં બ્રહ્માંડ થકી ઉપર છે ॥ અને સર્વ થકી ઉત્તમ છે ॥ અને બ્રહ્મ થકિ ક્રોડ જોજન ઉચુ છે ॥ અને સનાતન કેતા એ અનાદિ કાલે છે ॥" (અ. ૪, પાન–૫૮)

વિષ્ણુના શૃંગારનું નીચે પ્રમાણે રૂઢ વર્ણન છે:

"અને રત્નના અલંકાર જે ઘરણા તેણે કરી શોભામાન છે ॥ અને રત્ને યુક્ત છે કેયુર કેતાં બાજુબંધને વલય કેતાં કડા જેનાં ॥ અને રત્નનાં જે નેપુર ઝાંઝર તેણે ભૂપિત છે ॥ વલિ રત્નના કુંડલનું જે બે તેણે કરી ગાલને વિસે વિશેપે શોભતા છે ॥ અને પિતાંબરના વસ્ત્રે ઢંકાણા છે ॥ અને વનની માલાએ કરિને વિપે શોભના છે ॥"

સ્રીઓનાં વર્ણનોમાં પણ ટૂંકાં અને અલંકારયુક્ત લાંબાં વર્ણનો જોવા મળે છે. ચોથા અધ્યાયમાં રાસમંડળીની સ્રીઓનું સાદું અને સંક્ષિપ્ત વર્ણન ધ્યાનપાત્ર છે:

"વલી તે રાસનું મંડલ કેવું છે ॥ સ્રીના સમૂહ તેણે રક્ષાને કીધું છે ॥ તે સ્રીના સમૂહ તે કેવાં છે ॥ રત્નના અલંકાર જે ઘરેણા તેને સયુક્ત છે ॥ રત્નનિ જે માલાઉ તેણે કરી વિસેપ શોભતાં છે ॥ અને વલિ રત્ને જડિત એવાં જે કંકણ કડાં અને કેયૂર બાજુબંધ અને રત્નજડીત એવા નપૂર જે ઝાંઝર તેણે કરીને ભૂપિત કેતાં શોભાયમાન છે ॥" (અ. ૪, પાન–૬૨)

તો બીજી બાજુ સ્રીઓના સમૂહનું અલંકારયુકત વર્ણન પણ આ જ અધ્યાયમાં થયું છે:

"વલિ સ્રીનો સમૂહ કેવો છે તો સુંદર ચંપાના વર્ણ સમાન છે કાન્તિ જેનિ અને ચંદન ઉજ્વલ જે ગારો તેણે પટડાણો છે ॥ પીતાંબર વસ્ત્રે કરીને ટૂંકાણાં જે અંગ જેનાં ॥ બિંબ સમાન છે અધર જે હોઠ તેણે કરીને અતિશે મનને હરિ લે તેવો છે ॥ વલિ તે સ્રીનો સમૂહ કેવો છે તો શરદઋતુએ જેવુ નભનો ચન્દ્રમા તેની કાન્તિને ચોરે એવું મુખ તેણે કરીને અતિસે દીપતો છે ॥ વલી શરદઋતુમાં ફૂલ્યા એવા જે પદ્મ તેની શોભાને મૂકાવતા છે લોચન કેતાં નેત્ર જેનાં ॥ વલી તે સ્રીનો સમૂહ કેવો છે તો કસ્તુરીની પત્રિકા જેવી તેણે યુકત એવી ઝીણી રેખાએ આંકયા છે આંક એ તેણે દીપતો છે ॥ અને અતિશે ફૂલી એવી જે માલતીની માલા તેને સમૂહે કરીને શોભતો છે ચોટલો તેને શોભાયમાન છે ॥" (અ. ૪, પાન–૬૪)

આ રીતે ઉપર્યુક્ત ઉદાહરણમાં નિષ્કુળાનંદની અલંકૃત શૈલીનો પરિચય થાય છે.

શૈલીના ચાર પ્રકારમાંની સરળ અને અલંકૃત શૈલીનો પરિચય પ્રાપ્ત કર્યા બાદ હવે શૃંખલાબદ્ધ શૈલીનો એક નમૂનો જોઈએ.

"હે સુંદરી સગલુ આ બ્રહ્માંડ જે તે આધારને અશ્રયેયને સંબંધે તમે જૂયો।। અને આધાર વિના કેંતા ધાનો આધાર તે મૃતિકા તે વિના આધેય જે ઘટ તેનો સંભવ જે ઉપજવુ તે જે તે નહોએ ।। વલી ફૂલનો આધાર જે તે પુષ્પ છે।। અને પુષ્પનો આધાર જે તે પલ્લવ જે નવાં પત્રફુલ છે।। અને પત્રનો આધાર તે ડાલશીનાં મૂલ છે।। ને તં મુલનો માણો આધાર વૃક્ષ તે છે।। અને તે વૃક્ષનો આધાર પણ બીજનો કોટો છે ।।તે કોટો જીવ્ર શકિતએ કરીને સંયુકત છે।। અને કોટોનો આધાર બીજ પોતે છે।। વલિ બીજનો આધાર વસુંધર જે પૃથવી તે છે।। અને શેષનાગ તેપૃથવીનો આધાર છે।। અને શેષનાગનો આધાર તે કાંચબો છે।। અને કછપ તે કાંચબો તેનો આધાર વાયુ છે।। અને વાયુનો આધાર હુંજ છઉ ।। અને મારા આધારનુ સ્વરુપ તે રાધાજી તમે છો ।।" (અ. ૬, પાન–૧૬૨–૧૬૩.)

ઉપર્યુકત અવતરણમાં બ્રહ્માંડનું સાદી, સરળ અને શૃંખલાયુકત શૈલીમાં વર્ણન થયેલું છે, તો કવચિત્ સરળ શબ્દોમાં શબ્દચિત્રો પણ અંકિત થયેલાં જોવા મળે છે. એક વિપ્રનું શબ્દચિત્ર જોઈએ –

"તે રુપ વિપ્રનુ કેહવુ છે।। તો દંડિ હાથમાં દંડ લીધો છે।। અને છત્ર પણ છે।।અને ઉજલાં વસ્ત્ર ધરયાં છે।। અને અતિ ઉજલ્ જે તિલક તેને ધરતા છે।। અતિ નાનકડા વામનજી છે।। અને ઉજલાં દાંત છે।।" (અ. ૪૭, પાન–૨૭૧–૨૭૨)

નિષ્કુળાનંદની ભાષાશૈલી પ્રૌઢ છે. એમાં અલંકૃત વર્ણનો જોવા મળે છે. છતાં તેમાં કિલષ્ટતા કે દુર્ગમતા નજરે પડતી નથી. કવચિત્ તળપદા શબ્દો પણ તેમણે પ્રયોજ્યા છે. રાધા અને કૃષ્ણ વચ્ચેનો અભેદ–સંબંધ સમજાવવા ઘરગથ્થુ દૃષ્ટાંતનો આધાર તેમણે લીધો છે :

"જેમ કુંભાર જે તે મૃતિકા વિના ઘડાને કરવાને કાજે સમરથ નથી ।। વલી જેમ સ્વર્ણકાર જે સોના રીને સુવર્ણ વિના અલંકાર જે ઘરેણા તેને કરવાને કાજે અસમરથ હોએ છે ।। જેમ આત્મા પોતે સદાકાલ નિત્ય છે ।। તેમ પ્રકૃતિ જે માયા તે પણ પોતે પણ નિત્ય છે તમારુ રુપ છે ।" (અ .૬, પાન–૧૬૫)

## સંભોગશૃંગારનાં ચિત્રો

પ્રસ્તુત રચનાના અધ્યાય ૨૩માં તિલોત્તમા અને સાહસિક વચ્ચેની પ્રેમક્રીડાનાં શૃંગારયુકત રસિક ચિત્રો નિષ્કુળાનંદે કુશળતાથી અંકિત કર્યાં છે. બલિરાજાનો પુત્ર સાહસિક જયારે ગંધર્વ પર્વત તરફ ફરવા નીકળ્યો હોય છે તે વખતે ચંદ્રલોક તરફ જતી મોહક તિલોત્તમા યુવાનીના નશામાં મદોન્મત્ત બની પોતાની ચેષ્ટાઓથી સાહસિકને ઘાયલ કરે છે. સંભોગશૃંગારનું ઉદ્દીપન કરતાં નીચેનાં બે ચિત્રો નોંધપાત્ર બની ગયાં છે :

"તે ક્રીડાને અર્થે અપ્સરા જે તે ચંદ્રલોક પ્રત્યેં જાતી છે ॥ અને ચંદ્રમાને કામના માટે ઈચ્છતિ છે ॥ તે કોએક છલે કરીને ઊભી રેતી હવી ॥ તે કેવી છે ॥ તો મદે કરીને માતિ છે ॥ અને શૃંગાર જે સંભોગ તેને વિસે લલચાણી છે ॥ તે અપ્સરા જે તે બલીના પુત્રને જોઈ જોઈને ॥ અને વાંકી દૃષ્ટિએ કરીને અતિશે હસીને ॥ પોતાને વસ્ત્રે કરીને વારંવાર મુખને મોઢું તેને આચ્છાદાન ઢાંકવુ કેતા લાજ કાઢવી તેને કરતી હવી ॥ અને રોમે વ્યાપ્ત છે સગલું અંગ જેનું એવી ॥ પરસેવે કરીને ઝાંખડે કરીને સંયુકત છે એવી જે તિલોત્તામા અપ્સરા તે કામદેવે કરીને મદોન્મત ઘેલી થઈ તેની યોની જે ગુહ્યેંદ્રિ તેને વિસે ખરજનું જલ જે હોવું હવુ ॥"

(અ. ૨૨, પાન–૨૨૫–૨૨૬)

તિલોત્તામા સાહસિકને ઉત્તોજિત કરવા જાય છે તેનું વર્ણનચિત્ર જોઈએ—

"વાંકી દષ્ટિએ કરીને તે દાનવને જોઈને કામ કરીને આતુર થકી અતિસે હસતી હવી ॥ અને છલે કરીનેં કઠિન એવુ જે પોતાના સ્તનયુગ્નબે બે તેને દેપાડતી હવી ॥ તે સ્તન કેવાં છે ॥ સુંદર ચંપાના વર્ણસમાન છે આભા કાંતિ જેની ॥ અને વર્તુલ કેતાં ઘોલ છે ॥ અને પીન કેતાં ઝાઝા છે અને ઉછ્રિત કેતાં ઊંચાં છે ॥"

(અ. ૨૩, પાન–૨૪૩)

તિલોત્તમાની પ્રણય ચેષ્ટાઓથી પ્રભાવિત થયેલો સાહસિક કહે છે :-

"હે સુંદરી કા એક હસવે સહિત અમૃત સમાન એવુ જે તારુ વચન તેને તુ મને કહે ॥ અને આ નિર્જન મનુષ રહિત ઠેકાણાંને વિસે તારા હાથ રુપવેલને પાશે કરીને મુને વેલી બંધનને કર ॥ વલિ હે કલ્યાણી હે મંગલ મૂર્તિ સુંદર સવર્ણ-સમાન જે આસન તુ મને તુ દે ॥ અને યાત્રાનો યોગ્ય એવો જે તારા સ્તનરૂપ મંગલકારી જે કુંભકલસ તેને મુને તું દેપાડ॥" (અ. ૨૩, પાન–૨૨૩)

તિલોત્તામા સાથે કામક્રીડા ભોગવતા સાહસિકનું શબ્દચિત્ર જોઈએ -

"અને તે સાહસિક નામેં દાનવ પણ જે તે કુલટા જે વેશ્યા તેના આલિંગન થકી આલાપ જેવી બોલવું તે થકી અતિશે કામઆતુર હોતો હવો ॥ વલી તે અસુર જેને આઠ પ્રકારના શૃંગારસને હે નારદજી કરતો હવો વલી જે થાનકનેં વિસેં જેમ ઘટાંત હોએ તેંમ નવ પ્રકારનું જે ચુંબન તેને કરતો હવો ॥ અને નખ વલિ દાંત અને કર જે હાથ તેણે કરીને વલી વિધિએ કરી ક્રીડાને કરતો હવો ॥"

(અ. ૨૩, પાન–૨૪૯–૨૫૦)

આ સિવાય અધ્યાય ૬૧ ના પરિચય વખતે જોયું તેમ નદી કિનારે નગ્ન સ્નાન કરતી અહલ્યાનું ચિત્ર, પંદરમા અધ્યાયમા રાધા–કૃષ્ણના ઉઘાડાં શૃંગારને વ્યકત કરતાં ચિત્રો આરંભના ગુજરાતી ગદ્યસાહિત્યને નિષ્કુળાનંદની અણમોલ ભેટ છે.

## અલંકારો

પ્રસ્તુત કૃતિમાં મુખ્યત્વે ઉપમા, રૂપક અને દૃષ્ટાંત અલંકારો જોવા મળે છે.

### ઉપમા અલંકાર

"શરદ ઋતુનાં પંકજ જે કમલ તે સમાંન લોચન કેતાં નેત્ર જેના ॥
(અ. ૭, પાન–૧૧૯)

'માનનિ જે સ્રીઉ તેના મધ્યને વિસે ગજેન્દ્ર જે મોટો હસ્તિ તેનિ પેઠે ગતિ છે જેની ॥" (અ. ૩, પાન–૩૦)

આમ, અહીં ઉપમા અલંકાર સંસ્કૃત કાવ્યશાસ્ત્ર પ્રણાલી અનુસાર રૂઢ જોવા મળે છે.

### રૂપક

"અને હે મુને નારદજી વલિ પોતાના નેત્રરુપ ચકોર પક્ષીએ કરીને શ્રીકૃષ્ણના મુખરુપ ચંદ્રમાને અતિશે જોતા હવા ॥" (અ. ૭, પાન–૧૩૨)

... ... ...

"હે સ્વામિન્ સંસાર રૂપ સમુદ્રને વિસે બુડયો એવો મારા ચિત્તરૂપ જે મીન-મત્સ્ય તે જે તે મહાભયંકર એવો જે સંસાર કૂપને વિસે નિરંતર ભ્રમે છે ॥"
(અ. ૬, પાન–૧૨૨)

### દૃષ્ટાંત અલંકાર–

''યમ દૂધને' વિસે ધોલાઈ પણૂ રીઉ છે વલિ હુતાસન જે અગ્નિ તેને વિસે' દાહ શકિત રહી છે ॥ અને ભૂમિને વિસે ટાઢાઇ પણ રીહ્યું છે' તેમ તમારે વિસે મારી સ્થિતિ જે નિવાસ તે છે ॥ અને દૂધને ધોલાઈની જેમ એકતા છે ॥ અને જેમ અગ્નિને અગ્નિની જવાલાની એકતા છે ॥ અને ભૂ જે પૃથવી અને ગંધને જલને શીતપણુ તેનો ભેદ જે તે નથી તેમ આપણે બેમા પણ ભેદ રાધાજી નથી ॥
(અ. ૭, પાન ૧૬૩–૧૬૪)

### વ્યતિરેક

"વલી શરદઋતુમાં ફૂલ્યા એવા જે પદ્મ તેની શોભાને મૂકાવતા છે લોચન કેતાં નેત્ર જેનાં ॥" (અ. ૪, પાન–૬૫)

"વલિ તે સ્રીનો સમૂહ કેવો છે તો ॥ શરદઋતુએ જેવુ નભનો ચન્દ્રમા તેની કાંતિને ચોરે એવુ મુખ તેણે કરી દીપતા છે ॥" (અ. ૪, પાન–૭૦)

આ સિવાય અન્ય અલંકારો નજરે પડતા નથી.

## સમગ્રતયા મૂલ્યાંકન

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં જે થોડું ઘણું ગદ્ય સાહિત્ય આપણને મળે છે, તેમાં જૈનોએ બાલાવબોધો અને ટબા મોટી સંખ્યામાં આપ્યા છે. 'પૃથ્વીચંદ્ર ચરિત્ર' જેવી પ્રાસબદ્ધ વર્ણક પ્રકારના ગદ્યમાં લખાયેલી વાર્તાઓ, મૌક્તિકો અને સંસ્કૃત ગ્રંથોના સારાનુવાદો પણ છે. ગીતા, ભાગવત, ગીતગોવિંદ અને પંચાખ્યાન આદિ કૃતિઓના પૂરા કે સંક્ષિપ્ત ગદ્યાનુવાદો પણ જોવા મળે છે. પારસીઓએ તેમના ધર્મ-ગ્રંથોના ઝંદમાંથી સંસ્કૃત મારફતે ગુજરાતીમાં કરેલા ગદ્યાનુવાદ પણ ધ્યાન ખેંચે છે. અઢારમા શતકમાં લખાયેલો શ્રીસહજાનંદ સ્વામીનો 'વચનામૃત' ગ્રંથ ગદ્યસાહિત્યમાં મહત્ત્વનું સ્થાન ભોગવે છે. દયારામે પોતાની કૃતિ 'રસ–સૈયા'નું ગદ્યવિવરણ પણ આપ્યું છે, તેમ બીજું પણ ઘણું ગદ્ય આપ્યું છે.

આ રીતે જૈન કવિઓથી આરંભાઇ દયારામ સુધી આછોપાતળો પણ ગદ્યનો સાહિત્યપ્રવાહ સમગ્ર જૂના અને આરંભના અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં જે મંદ મંદ ગતિએ વહેતો રહ્યો છે તેમાં નિષ્કુળાનંદનો પ્રસ્તુત ગ્રંથ એક મહત્ત્વનું ઉમેરણ બની રહે છે.

'શ્રીકૃષ્ણજન્મચરિત્રખંડ'માં જૈનોએ આપેલ ટબો કે 'બાલાવબોધો' નથી. 'મૌક્તિક' પણ નથી. 'અર્દાવીરા' જેવા ધર્મગ્રંથોના ઝંદમાંથી સંસ્કૃત મારફતે ગુજ-રાતીમાં કરેલો ધર્મનો અનુવાદ પણ નથી. 'પૃથ્વીચંદ્ર ચરિત્ર'ની વર્ણક પ્રકારની વાર્તાઓ પણ નથી તો સ્વામી સહજાનંદના 'વચનામૃત'નો સરળ, શિષ્ટ અને તળપદી ભાષામાં અપાયેલો સાંપ્રદાયિક ઉપદેશ પણ નથી. અહીં તો 'બ્રહ્મવૈવર્તપુરાણ'ના કેટલાક અધ્યા-યોનો કુશળતાથી ઉતારેલો ગદ્યાનુવાદ સાર છે. ક્યાંક ક્યાંક તેમની ગદ્યશૈલી અલંકૃત જરૂર બની છે, પરંતુ તે ક્લિષ્ટ નથી. આમાં તળપદી ભાષાની છાંટ પણ જોવા મળે છે.

સ્વામીનારાયણ સંપ્રદાયના અન્ય કોઇ પણ કવિએ નિષ્કુળાનંદની જેમ સ્વતંત્ર રીતે ગદ્યસર્જન કર્યું નથી. મુક્તાનંદ, ગોપાલાનંદ, નિત્યાનંદ અને શુકાનંદ એ ચાર સાધુકવિઓએ સહજાનંદ સ્વામીના ઉપદેશોનું 'વચનામૃત'માં સંપાદન કર્યું છે. વિષય અને ભાવની દૃષ્ટિએ 'વચનામૃત' 'શ્રીકૃષ્ણજન્મ ચરિત્રખંડ' કરતાં ભિન્ન છે. 'વચનામૃત'–માં સંપ્રદાયનું તત્ત્વજ્ઞાન મુમુક્ષુઓને સમજાવેલું છે. આથી એમાં વાર્તાલાપની જીવંત પ્રવચન શૈલી છે. વળી સૌરાષ્ટ્ર અને ગુજરાતના ગ્રામ વિસ્તારોમાં અપાયેલા ઉપદેશનો આ સંગ્રહ છે. એટલે આમાં સ્વાભાવિક રીતે જ ઠેર ઠેર સરળ, મિતાક્ષરી તેમ જ તળપદી શૈલી નજરે ચડે છે. જ્યારે "શ્રીકૃષ્ણજન્મચરિત્રખંડ" ગ્રંથનું કથાવસ્તુ

"બ્રહ્મવૈવર્ત પુરાણ" ને આધારિત છે. વળી સંસ્કૃતનો ગદ્યાનુસાર છે એટલે આમાં વર્ણનોની પ્રધાનતા છે. વર્ણનાત્મક શૈલીમાં રચાયેલ પ્રસ્તુત કૃતિમાં નિષ્કુળાનંદનું સંસ્કૃત ભાષાનું જ્ઞાન જોવા મળે છે, પરંતુ તેમાં પાંડિત્યનો આડંબર કે વિલાસ જણાતો નથી. તેમ છતાં તેમનાં વર્ણનો સુરેખ અને સૂક્ષ્મ છે. ચોથા અધ્યાયમાં આપેલાં વૈકુંઠ, વૃંદાવન, ગોલોક, ગોપાંગનાઓ અને રાસલીલા આદિ વર્ણનો તેનાં ઉદાહરણો છે. સંસ્કૃત પ્રણાલી અનુસાર રૂઢ સામાસિક વર્ણનોની સાથે સાથે સરળ મિતાક્ષરી વર્ણનો પણ નજરે ચડે છે. આ સર્વેમાં કામાતુર તિલોત્તમાની પ્રણયચેષ્ટાઓ અને નદી કિનારે નગ્ન સ્નાન કરતી અહલ્યા વગેરે ચિત્રો સંભોગશૃંગારના ઉદ્દીપન ભાવ તરીકે કામ કરે છે. રાધાને નિર્વસ્ત્ર કરીને આઠ પ્રકારના સંભોગશૃંગાર માણતા શ્રીકૃષ્ણ, તિલોત્તમા સાથે – અવળી કામક્રીડા કરતો સાહસિક – આ બધાં ઉઘાડા શૃંગારનાં શબ્દચિત્રો આરંભના અર્વાચીન ગદ્યમાં ઉતારી નિષ્કુળાનંદે એક ગણનાપાત્ર સેવા કરી છે. આ ગ્રંથમાં નિષ્કુળાનંદના હસ્તાક્ષર જોવા મળે છે તે પણ એ સમયની લખવાની પદ્ધતિ પ્રમાણે ઉચ્ચારણની વિરુદ્ધની પણ જોડણી કરવામાં આવતી. એટલે અહીં નોંધ્યાં છે તે ઉચ્ચારણ નહિ, પણ લેખનમાંની જોડણી માત્ર છે એ ખાસ ધ્યાનમાં રાખવું ઘટે.



## પ્રકરણ-૩

# નિષ્કુળાનંદનું દાર્શનિક નિરૂપણ

નિષ્કુળાનંદનાં સમગ્ર જીવન અને કવનના મુખ્ય પ્રેરકબળ તરીકે સ્વામીનારાયણ ભગવાન અને સ્વામીનારાયણ સંપ્રદાય આદિથી અંત સુધી રહ્યા છે. પ્રત્યક્ષ પરમાત્મા સાથેનો દિવ્યાનંદ તેમને પ્રાપ્ત થયેલો, જે સંપ્રદાયેતર પુરોગામી કવિઓને મળ્યો નથી. નિષ્કુળાનંદે પ્રત્યક્ષ પરમાત્માની પ્રેરણાનાં પીયૂષપાન સાહિત્યમાં ઝીલ્યાથી અન્ય કવિઓની તુલનામાં તેમની એ વિશિષ્ટતા ગણાય.

કૃતિપરિચયમાં આપણે જોયું તેમ તેમની "કલ્યાણનિર્ણય", "યમદંડ", "પુરુષોત્તમ-પ્રકાશ", "ભક્તિનિધિ", "હૃદયપ્રકાશ", "સારસિદ્ધિ", "મનગંજન" કે "હરિબળગીતા" જેવી સળંગ પદ્યરચનાઓ તેમજ ફુટકળ પદો તેમનું દાર્શનિક પાસું સ્પષ્ટ રીતે અંકિત કરે છે. બ્રહ્મ, પરબ્રહ્મ, ઈશ્વર, માયા અને જીવ જેવાં પાંચ અનાદિ તત્ત્વોનું સાદી સરળ ભાષામાં નિરૂપણ કરતા આ કવિએ આત્યંતિક કલ્યાણના ક્રમશઃ આધારભૂત સ્તંભો અને તેમનાં અવરોધક તત્ત્વોની ચર્ચા પુરાણ, મહાભારત, ગીતા અને ભાષ્ય જેવા સંપ્રદાયનાં માન્ય આઠ સદ્શાસ્રોને આધારે કરી છે. સ્વામીનારાયણ સંપ્રદાયના તત્ત્વ-જ્ઞાનના "શિક્ષાપત્રી" અને "વચનામૃત" જેવાં પાયાનાં આઠ સદ્શાસ્રોના આધારે રચાયાં છે. સ્વામીનારાયણ ભગવાને 'શિક્ષાપત્રી' માં માન્ય સદ્શાસ્રોનો આ પ્રમાણે નિર્દેશ કર્યો છે :—

"અને ચાર વેદ તથા વ્યાસસૂત્ર તથા શ્રીમદ્ભાગવત નામે પુરાણ તથા મહા-ભારતને વિષે તો શ્રીવિષ્ણુસહસ્રનામ તથા શ્રીમદ્ભગવદ્ગીતા તથા વિદુરજીની કહેલી જે નીતિ તથા સ્કંદપુરાણનો જે વિષ્ણુખંડ તેને વિષે રહ્યું એવું જે શ્રીવાસુદેવ માહાત્મ્ય અને ધર્મશાસ્રના મધ્યમાં રહી એવી જે યાજ્ઞવલ્કયઋષિની સ્મૃતિ એ જે આઠ સત-શાસ્રો તે અમને ઈષ્ટ છે."[૧]

નિષ્કુળાનંદની દાર્શનિક ચર્ચાને આ આઠ સદ્શાસ્ત્રોનો ટેકો છે. આ દષ્ટિએ "કલ્યાણ નિર્ણય", "મનગંજન" કે "હૃદયપ્રકાશ" જેવી કૃતિઓ સર્વમાન્ય છે. તેમના દાર્શનિક જ્ઞાનને સંપ્રદાયની ઘેરી અસર લાગી નથી. ભકિત અને જ્ઞાન તેમને મન પ્રત્યક્ષ પરમાત્માનાં અંગ છે. ઉપાસનામાં તેઓ સાકાર ઉપાસનાને મહત્ત્વ આપે છે.

---

૧ શિક્ષાપત્રી – લેખક–રમેશચંદ્ર પંડ્યા. સ્વામીનારાયણ મંદિર, વડતાલ ઈ. સ. ૧૯૬૬. આવૃત્તિ ૧, શ્લોક ૯૫, પાન—૨૮.

વૈષ્ણવ સંપ્રદાયમાં જેમ વલ્લભાચાર્ય સદેહે મહાપ્રભુજી તરીકે પૂજાયા અને શ્રીશંકરાચાર્ય ભગવાન તરીકે સદેહે પૂજાયા તેમ સ્વામીનારાયણ ભગવાન સદેહે પરમાત્મા તરીકે પૂજાયા હતા. પરંતુ ઉપાસનામાં તો સ્વામીનારાયણ સંપ્રદાયના અનુયાયીઓ સ્વામી સહજાનંદને સર્વોપરી માને છે. નિષ્કુળાનંદે સર્વ અવતારોની ચર્ચા કરી, કારણો આપી કૃષ્ણ કરતાં પણ પોતાના ઈષ્ટદેવને સર્વોપરી માન્યા છે. અવતારવાદની મીમાંસા નિષ્કુળાનંદ "પુરુષોત્તમપ્રકાશ"માં આ રીતે સ્પષ્ટ કરે છે:–

"મહા મોટા મત્સ્ય અવતાર રે, પણ રહ્યા તે જળમોઝાર રે,
માનવીએ તેને ન મળાય રે, વણ મળે અજ્ઞાન ન જાય રે"[૨]

–જેવી કડીથી શરૂ કરી કવિ સ્પષ્ટ કહે છે કે મત્સ્ય અવતાર થયો, પરંતુ તે જળમાં જ સમાઈ ગયો. કોઈ મનુષ્યનો ઉદ્ધાર થયો નહીં. કૂર્માવતારમાં પણ આમ જ બન્યું. વરાહ ભગવાને તો કેવળ પૃથ્વીનો ઉધ્ધાર કર્યો. નરસિંહ અવતારમાં ભયાનકરૂપે પ્રહ્લાદની રક્ષા કરી, પરંતુ તેમને ઓળખી ભકિત અને ઉપાસના ચાલુ રાખી નહીં. વામનજીએ બલિરાજાને બાંધી દેવાનું કામ કર્યું, પરંતુ બીજા કોઈ આત્યંતિક કલ્યાણ પામ્યા નહીં. પરશુરામે પૃથ્વીને નક્ષત્રિય કરી, પરંતુ તેમાં કલ્યાણ કોનું થયું ? બુદ્ધ અને કલ્કી એ બે અવતારોમાં પણ મનુષ્યનું છેવટનું કલ્યાણ થયું નહીં. ભગવાન રામચંદ્રે અસુરોનો નાશ કર્યો અને રાજારૂપે વિચર્યા તથા લાખોનું કલ્યાણ કર્યું, પરંતુ ગરીબોનું શું ?

રામરુપ ધરી થયા રાજ રે, કર્યાં મોટાં મોટાં બહુ કાજ રે
તેતો લખાણાં લાખો ઠેકાણે રે, દેવદાનવ માનવ જાણે રે.
પણ દીન દાસ રહી પાસ રે, પૂજિ પુરી કરી નહિ આશ રે,
શું આપિને ઓશીગણ થાય રે, રાંકે રાજાને કેમ પૂજાય રે.[૩]

– આ જ રીતે કૃષ્ણાવતારમાં થયાનું કવિ આલેખે છે:–

કૃષ્ણાવતારમાં ક્રીડા કરી રે, બહુતાર્યા એ અવતાર ધરી રે,
તે છે વાત પુરાણે પ્રસિધ્ધ રે, લખી વ્યાસજીએ બહુ વિધ રે.
દિધાં સેવકને સુખ ભારી રે, સેવી સુખ પામ્યાં નરનારી રે,
પણ એમના એમ ન રહયા રે, પછી રાજા અધિરાજ થયા રે.
ત્યારે સહુને મળ્યાનું સુખ રે, ન રહ્યું થયું દાસને દુઃખ રે[૪]

૨ પુરુષોત્તમપ્રકાશ. પ્રકાર ૧૦, પાન–૧૨, ૧૩, ૧૪.
૩ એજન, પ્રકાર ૧૦, પાન–૧૩.
એજન, પ્રકાર ૧૦, પાન–૧૪.

કૃષ્ણ દ્વારિકાના રાજા થયા નહોતા ત્યાં સુધી લોકોને અઢળક સુખ મળ્યું. પરંતુ આ વખતે સ્વામીનારાયણ ભગવાને અનંત જીવોને આત્યંતિક કલ્યાણ આપવા જન્મ ધારણ કર્યો. માટે જ "અવતારચિંતામણિ"માં ચોવીસ અવતારોની ચર્ચા કરી છેવટે કવિએ કહી નાંખ્યું છે.

આધ્ય મધ્ય અંત્યે અવતાર, થયા અગણિત થશે અપાર,
પણ સર્વના કારણ જેહ, તે તો સ્વામીસહેજાનંદ એક.[5]

સ્જાતિ વિના સુખ આવતું નથી.

"સર્વ અવતારનો જે સંકોચ રે, ભાંગ્યો ભકતનો ન રાખી પોંચ રે,
મત્સ્ય, કચ્છ, વરાહ, નરસિંગ રે, તે તો મનુષ્યથી વિજાતિ અંગ રે.
સજાતિ વિના સુખ ન આવે રે, માટે નરપ્રભુભકતને ભાવે રે,
ઘરે નરતન હોય નરેશ રે, તોયે બહુને ન હોય ઉપદેશ રે.
વિપ્ર, ક્ષત્રિ ન સાંભળે રે વાત રે, વૈશ્ય શુદ્ર કરે વાતઘાત રે,
માટે આજે લીધો અવતાર રે, શોધ સારનાણું ઘણું સાર રે.
સૌને સુગમ અગમ નહિ આણું રે, સર્વે આગમે નિગમે ઘણું રે,
થયા એવા પોતે પૂર્ણકામ રે, પુરી સર્વે જીવન હામ રે.[6]

આવા સર્વસુગમ પરમાત્માને શરણે જઈ છેવટનું કલ્યાણ પ્રાપ્ત કરવાની ભલામણ કરતાં કવિ થાકતા નથી. અક્ષરાધિપતિ સ્વામીનારાયણ ભગવાનનું અક્ષરધામ તેજોમય હોવાની બાબતમાં કવિ આલેખે છે–

"શ્રી ગોલોક ધામ મોઝારે, અક્ષરધામ છે હરિનું સાર રે
કોટિ રવિ શશિ તડિત અનળ રે, તેમનાં તેજથિ અતિ નિરમળ રે
એ છે પરમદિવ્ય અતિશ્વેત રે, સચ્ચિદાનંદ રૂપ નિકેતર રે
જેને બ્રહ્મપુર કહે અમૃત ધામ રે, પરમપદ આદિ અનંત નામ રે
જેને કે' છે બ્રહ્મ ચિદાકાશ રે, એમાં સદાય શ્રીહરિનો વાસ રે.[7]

આવા ઝળહળતા અક્ષરધામમાં વિરાજતા સ્વામીનારાયણ ભગવાન રહે છે. પ્રત્યક્ષપણે આવી અવની ઉપર પ્રકટ થયા. તેમની સાથે દિવ્યાનંદની હરિભકતોને લાડ લડાવવા તેઓ અવની ઉપર પ્રકટ થયા. તેમની સાથે દિવ્યાનંદની છોળોમાં મહાલનાર કવિ તેમની પ્રત્યક્ષ ભકિત કરવાનું સૂચવે તેમાં આશ્ચર્ય પણ શું ? ભકિતમાર્ગમાં વિઘ્ન દર્શાવનાર શુષ્ક વેદાંતીઓને કવિએ ફટકાર્યા છે.

---

5 અવતારચિંતામણિ, પાન–૩૯૨.
6 પુરુષોત્તમપ્રકાશ, પ્રકાર ૧૧, પાન–૧૪.
7 પુરુષોત્તમપ્રકાશ, પ્રકાર ૧, કડી ૧૦ થી ૧૨, પાન–૩.

"ગુરુ ગમ વિના વણશા વેદાંતી રે 'જેમ વેશ્યા જોબનને મદમાતી રે" કે "વેદાંતીની તો અકલ ગઈ વઈ રે, સઉં સાંભળો દેખાડું વાત કઈ રે" જેવી કડીઓથી શરૂ થતાં પદોમાં વેદાંતીઓની ખબર લેતા નિષ્કુળાનંદ વેદાંતીઓના તત્ત્વજ્ઞાનને આ રીતે ફટકારે છે–

"કહે સ્વર્ગ નરક સર્વ ખોટું રે,
પણ સમઝે વસાવ્યું વેર મોટું રે.
ખરી ખબર ખોળીને નવ કાઢી રે,
કરવાં કરમધરમ વેલ વાઢી રે.
કુટયા કુશકા, મુરખે કણ મુકી રે,
તેમાં ફાકડો ન ભર્યો કયારે ફૂંકી રે.
કહે એક બ્રહ્મ બ્રહ્મનો વિલાસ રે,
કહે એમ રહે દામદાસ દાસ રે.
એવા વાપક જ્ઞાની જે વગુતા રે,
તેને નિષ્કુળાનંદ કહે ધુતારા રે.[૮]

"અહંબ્રહ્માસ્મિ"ના સિદ્ધાંતમાં મસ્ત બનેલા આવા શુષ્ક વેદાંતીઓ આ કવિને પ્રિય નથી તો દેહાભિમાનીઓ ઉપર પણ કવિને નફરત છે–

દેહાભિમાની તો દિઠા ન ગમે રે, જે કોઈ ભક્તિથી ભાગતા ભમે રે
એમ મુખ કહે વળી વળી રે, સત્ય લખ્યું જાણજો સાંભળી રે.[૯]

આત્યંતિક કલ્યાણનાં વિઘ્નકારક તત્ત્વોમાં ચાર્વાક સિદ્ધાંતના અનુયાયીઓ મુખ્ય છે. ચાર્વાકના સિદ્ધાંતને કવિએ આ રીતે ફટકાર્યો છે—

"કહે છે ખાઓ પિઓ ખુબી કરો રે, શીદ કોઈના ડરથી ડરો રે,
નરક સ્વર્ગને નથી ચોરાશી રે, ખરી વાત માની લિયો ખાશી રે.
એમ કહે છે આ જકતમાં ઝાઝા રે, ધર્મહીણ અધર્મના રાજા રે,
એ તો એવાને એવા જ રહેશે રે, કોઈ ખબર એની લેશે રે."[૧૦]

કલ્યાણના નામે ભોળી પ્રજાને ચૂસતા તત્કાલીન વિવિધ મત, પંથ કે સંપ્રદાયોને ય કવિએ ઉઘાડા પાડયા છે—

૮ નિષ્કુળાનંદકાવ્ય, પાન–૧૯૫.
૯ એજન, પ્રકાર ૩૬, પાન–૪૪.
૧૦ કલ્યાણનિર્ણય ૫, પાન–૩૬૬.

જટા, વેતપટા, બાળકટારે, કંથર, ભર્થર ને કાકટારે,
જંદા જૈન ટાટાંબર ખામી રે, ભકત પંડિત કે' મુખે ભાખી રે.
દશા વિશા વૈરાગી ઉદાસી રે, ગોરખ ગોદડ શ્રવણ ઉપાસી રે,
દાદુ કબીર ગુરુ ગોસાંઈ રે, દંડી મેંડીને સૂથરા સાંઈ રે.
કુંડ ઢુંઢ ને ઉંડા અઘોરી રે, શૂન્યવાદી વેદાંતિ મુસોરી રે,
એહ વિના બીજા સહુ ગુરુ રે. તેમાં માન્યું છે કલ્યાણ ખરૂં રે.
તેને કોણ કહે આજ ખોટા રે, પણ દેવથી એ નહિ મોટા રે,
કોણ સમજે આ વાતને મર્મ રે, સૌએ સત્ય માન્યો નીજ ધર્મ રે.[૧૧]

–આવા દાંભિક લોકો ઉપર ઇશ્વર કેમ રાજી રહે? વસ્તુતઃ ભગવાન સ્વામીનારાયણે મોક્ષમાર્ગમાં "કુડાપંથી, શકિતપંથી, શુષ્કવેદાંતી અને નાસ્તિકને વિઘ્નકારક તત્ત્વો કહયાં છે."[૧૨] આનું મુખ્ય કારણ કુસંગ છે. કુસંગની જાળમાં ફસાયેલો મનુષ્ય યમદંડને પામે છે. કવિએ કુસંગના સ્વરૂપની ચર્ચા "યમદંડ" કૃતિમાં કરી છે :—

મેં કહયું આ જીવને, કુસંગ છે દુઃખરૂપ,
કુસંગ કહિયે જેહને, કહું તેહનું હવે સ્વરૂપ.
મોટો કુસંગ તે નિજ દેહ, જેમાં જીવે બાંધ્યો છે સનેહ,
એહ અર્થ કરતાં અનર્થ, જીવ ખુવે છે જનમ વ્યર્થ.[૧૩]

—દેહાભિમાનમાં મસ્ત બની પંચ વિષયોને બહેકાવતા લોકો ધર્મના ઓઠા નીચે અનેક પ્રકારનાં પાપકર્મો કરે છે. કવિએ આવા પાખંડી લોકોથી બચવા માટે સ્પષ્ટ ચેતવણી આપી છેઃ—

પરમેશ્વરને બેઠા પાડી કાળ, નાસ્તિક એવા નર છે ચંડાળ
એને સંગ તે કુસંગ કહેવાય, તેને સંગે જમપુર જવાય.
કોઇક અદ્વૈતની ઓથ્ય લઇ, કરે કુકર્મ બે શર્મ થઈ,
મેલી શ્રીકૃષ્ણ શરણતણું, કરે મને જે માને આપણું,
એક ભ્રમ કહી ભ્રમાવે લોક, કહે કર્મ, ધર્મ સર્વે ફોક.
કરે પાપ પૂણ્ય થકી પાડે, તેમાં નિર્દોશપણું દેખાડે.
એવા નર જે હોય અભાગી, જાણી કુસંગ મુકવા ત્યાગી,
એનો સંગ ન દેવો લાગવા, એ છે જમપુરીના આગવા.[૧૪]

---

૧૧ એજન, નિર્ણય ૧૬, પાન–૩૮૫.
૧૨ વચનામૃત, ગઢડા, પ્રથમ, પ્રકરણ ૪૮, વડતાલ ૬ ગઢડા અંતિમ પ્રકરણ : ૩૬.
૧૩ યમદંડ, કડવું ૧૭, પાન–૪૪૫.
૧૪ એજન, કડવું ૧૭, પાન–૪૪૬.

—અને આ કુસંગમાંથી મુક્ત થવા સત્સંગના સ્વરૂપની ચર્ચા કરતાં નિષ્કુળાનંદ સૌ પ્રથમ મનમંદિર શુદ્ધ કરવાનું કહે છે. "હૃદયપ્રકાશ" નામક સળંગ પદ્યરચનામાં ગુરુ અને શિષ્યના સંવાદદ્વારા કવિ સ્પષ્ટ કહે છે કે ઈન્દ્રિયોની શુદ્ધિ અને અશુદ્ધિ એ બંધન અને મોક્ષનું કારણ છે. જ્યાં સુધી મન શુદ્ધ નથી ત્યાં સુધી જપ, તપ, તીર્થ અને માળા સઘળું વ્યર્થ છે. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના મેરુ સમા અખાએ "તિલક કરતાં ત્રેપન ગયાં, જપમાળાનાં નાકાં ગયાં" જેવા છપ્પાઓ દ્વારા વ્યંગ કર્યો છે તેમ અહીં પણ નિષ્કુળાનંદે પ્રહાર કર્યો છે—

ધારી માળા તિલકને, સાધુ કહેવાણો સોય,
અંતરમાં અસાધુતા, કઢી ન શકયો કોય.
એવા કપટી જનની, શ્રીહરિ ન કરે સાંય,
સાચા સંતની શામળો, આવી ગ્રહે છે બાંય.[૧૫]

અને હરિની કૃપા મેળવવા ભકિત, ધર્મ, જ્ઞાન કે વૈરાગ્યની ચર્ચા કરતાં પહેલાં કુસંગીઓથી સૌ પ્રથમ બચવા કવિ સૂચવે છે. એ પછી ઈન્દ્રિયોના વિકારોથી દુર્ગંધ મારતા મનમંદિરને શુદ્ધ કરવાનો કવિ અનુરોધ કરે છે—

ગોબર વાડે ઘર ભર્યું, ઉકરડો અતિ ગંધ્ય,
એવું અંતર તાહેરું, કેમ રહે હરિ તેહ મધ્ય.
અંતર અતિ અશુદ્ધ, વિવિધ ભાતે વિકારે ભર્યું,
તિયાં રહે કેમ બુદ્ધ, અતિ શુદ્ધ જે શ્રીહરિ.[૧૬]

અને શ્રીહરિની પ્રાપ્તિ માટે કેવળ ભકિત જ પર્યાપ્ત નથી: પણ જ્ઞાન, વૈરાગ્ય, ધર્મ અને ભકિત આ ચારે સાધનોની જરૂર છે. ચારેય એક બીજાને અપેક્ષિત છે.[૧૭] ભગવાન સ્વામીનારાયણે આત્યંતિક કલ્યાણ માટે આ ચારેય સાધનોની ખાસ જરૂર સમજી છે. તેમણે સ્પષ્ટતા કરી જણાવ્યું છે :—

"આત્મનિષ્ઠા તો હોય પણ જો શ્રીહરિને વિષે પ્રીતી ન હોય, તો પ્રીતિએ કરીને થઈ જે શ્રીહરિની પ્રસન્નતા તેણે કરીને જ પામવા યોગ્ય એવું મોટું ઐશ્વર્ય જે 'માયાના ગુણે કરીને પરાભવ ન પમાય એવું મોટું સામાર્થ્ય'— તેને

૧૫ હૃદયપ્રકાશ, પ્રસંગ ૧૧, પાન–૨૨૬.
૧૬ એજન, પ્રસંગ ૪, પાન–૨૧૪.
૧૭ વચનામૃત, વડતાલ ૩.

એ ભક્ત નથી પામતો, અને શ્રીહરિને વિષે પ્રીતિ હોય, પણ જો આત્મનિષ્ઠા ન હોય તો દેહાભિમાનને યોગે કરીને તે પ્રીતિની સિધ્ધિ થતી નથી અને શ્રીહરિને વિષે પ્રીતિને આત્મનિષ્ઠા એ બેય હોય પણ દઢ વૈરાગ્ય ન હોય, તો માયિક પંચવિષયને વિષે આસક્તિએ કરીને તે પ્રીતિ ને આત્મનિષ્ઠા તેની સિધ્ધિ થતી નથી, અને સ્વધર્મ હોય તો પણ જો પ્રીતિ, આત્મનિષ્ઠા ને વૈરાગ્ય એ ત્રણ ન હોય, તો ભૂલોક ભૂવર્લોક અને બ્રહ્માના ભુવન પર્યંત જે સ્વર્ગલોક તે થકી બહાર ગતિ થતી નથી, કહેતાં બ્રહ્માંડને ભેદીને માયાના તમ થકી પર એવું શ્રીહરિનું અક્ષરધામ તેની પ્રાપ્તિ થતી નથી અને આત્મનિષ્ઠા, પ્રીતિ ને વૈરાગ્ય એ ત્રણ હોય તો પણ જો સ્વધર્મ ન હોય, તો એ ત્રણેની સિધ્ધિ થતી નથી"[૧૮]. આમ, છેવટના કલ્યાણના અધિકારી થવા માટે ઉપરોક્ત ચતુષ્ટય સાધનોને એકબીજાને અપેક્ષિત તરીકે સ્વીકારનાર નિષ્કુળાનંદ શુષ્ક વેદાંતી, નાસ્તિક, કુડાપંથી, દાદુપંથી અને કોલપંથીઓને મોક્ષના અનધિકારી ગણાવે તે સ્વાભાવિક છે. આ ચારે ય સાધનોની ચર્ચા નિષ્કુળાનંદે સળંગ પદ્યકૃતિમાં "સારસિધ્ધિ"માં કરી છે. પ્રકટ ભગવાનનું માહાત્મ્ય જાણવું તે જ્ઞાન છે. જ્યાં સુધી પરમાત્માનો અપાર મહિમા જાણી શકાતો નથી ત્યાં સુધી તેમના પ્રત્યે પ્રેમલક્ષણાભક્તિ ઉદ્‌ભવતી નથી અને જ્યાં સુધી ઈશ્વરદત્તાવાણી–ભગવાનનાં વચનોને–આજ્ઞાઓને મુમુક્ષુ પોતાના જીવનમાં ઉતારતો નથી ત્યાં સુધી તે ધર્મ બજાવી શકતો નથી અને જ્યાં સુધી ઈશ્વર સિવાય અન્યત્ર અપ્રીતિ થતી નથી ત્યાં સુધી ભક્તિ પૂર્ણકક્ષાએ પહોંચતી નથી અને આ અપ્રીતિ વૈરાગ્યથી, તેમાં પણ બૃહદ્ વૈરાગ્યથી, અમલમાં મૂકી શકાય છે. પરંતુ તે પહેલાં સૌથી પ્રથમ પરમાત્માના સ્વરૂપને સાકાર માની તેમના પ્રત્યે અડગ આત્મનિષ્ઠા કેળવી શુદ્ધ ઉપાસના પ્રાપ્ત કરવી જરૂરી છે. એક જ પરમાત્માની દઢ ઉપાસના ન રાખનારા કલ્યાણના અધિકારી નથી. એક જ પરમાત્માનાં જુદાં જુદાં સ્વરૂપોને મારા–તારામાં માની એકને વંદે છે અને બીજાને નિંદે છે તેવા ભક્તોની રમૂજ કરતાં કવિએ કહ્યું છે:—

નોખાં નોખાં વપુને વંદે છે રે, પરસ્પર નંદે છે રે,
કોઈક પૂજે છે બાળમુકુંદ રે, કોઈ ભજે છે શ્રીવ્રજચંદ રે.
કોઇ કહે રુક્મિણીરાય રે, કોઇ રમાપતિ ગુણ ગાય રે.
એમ ભેદ પાડીને ભજે છે રે, તેહ વિના બીજાને તજે છે રે
એમ જુજવું જુજવું જન રે, મન ભાવતું કરે છે ભજન રે.[૧૯]
... ... ... ... ...
જેમ આ લોકમાં મારું તારું રે, તેમ કરે રે મતપંથ સારું રે,
નથી અલૌકિક પણું એમાં રે, ગૃહી ત્યાગી ગુરુ કહ્યા તેમાં રે.[૨૦]

---

૧૮ વચનામૃત, ગઢડા, પ્રથમ, ૧૯.

૧૯ કલ્યાણનિર્ણય, નિર્ણય ૧, પાન–૩૫૯.

૨૦ એજન.

બીજી બાજુ કેટલાક લોકો દેહદમન કરી હિમાલય પહાડ ગાળવા જાય છે, કોઈ દંડી કે મુંડી બને છે, કોઈ કમળપૂજા કરે છે, કોઈ તીર્થાટન કરે છે, કોઈ દાન કરે છે પરંતુ આ બધાં સાધનોથી પ્રાપ્ત થયેલું સુખ ને દુઃખમાંથી મેળવેલી મુક્તિ ચિરસ્થાયી નથી. એથી કલ્યાણ તો થાય છે, પરંતુ આત્યંતિક કલ્યાણ થતું નથી. કવિએ બન્ને વચ્ચેનો ભેદ આ પ્રમાણે દર્શાવ્યો છે—

"જેને ફરી ન પડે ફરવું રે, તેને આત્યંતિક શ્રેય કરવું રે,
તેહ વિના તો કલ્યાણ કાચું રે, પામી પડવું પડે છે પાછું રે.
કિયાં રહ્યું થયું એ કલ્યાણ રે, ભાગ્યું વચ્ચે વારિધિયે વેણ રે,
એમ કલ્યાણ કામ ન આવે રે, જેને કાળમાયા મળી ચાવે રે.[૨૧]

શ્રીકૃષ્ણે "ભગવદ્‌ગીતા"માં કહ્યું છે–"હે અર્જુન, મને જે પામે તેને પુનર્જન્મ રહેતો જ નથી."[૨૨] આવું કલ્યાણ તે આત્યંતિક કલ્યાણ કહેવાય. આ અંગે નિષ્કુળાનંદે કહ્યું છે :—

"પણ આત્યંતિક જે કલ્યાણ રે, તેની રીતભાત જુદી જાણ રે,
તે તો હરિ હરિજનથી થાય રે, સાચું કલ્યાણ જેને કે'વાય રે.
મળે પ્રભુ પ્રગટ પ્રમાણ રે, કાં તો તેના મળેલ કલ્યાણ રે,
તેહ વિના તો કોટિ ઉપાય રે, આત્યંતિક કલ્યાણ ન થાય રે."[૨૩]

ભક્તિ કરવી પણ તે પ્રકટ પ્રભુની કરવી અને પરોક્ષ ભક્તિથી જીવનો આત્યંતિક મોક્ષ થતો નથી એવો સ્વામીનારાયણ ભગવાનનો સિદ્ધાંત છે. વળી આવી ભક્તિ માહાત્મ્ય-જ્ઞાન સહિત સ્નેહયુક્ત કરવી જોઈએ.

નિષ્કુળાનંદ આ બાબતમાં કહે છે–

ભક્તિ સરસ સહુ કહે, પણ ભક્તિ ભક્તિમાં ભેદ,
ભક્તિ પ્રભુ પ્રકટની, એમ વદે છે ચારે વેદ.[૨૪]

પરમાત્મા જ્યારે પૃથ્વી ઉપર મનુષ્યદેહ ધારણ કરી પ્રકટ થાય છે, ત્યારે જ મનુષ્યને પ્રકટની ભક્તિ કરવાની સોનેરી તક મળે છે. નિષ્કુળાનંદ કહે છે :—

૨૧ એજન, નિર્ણય ૨, પાન–૩૬૧.
૨૨ ભગવદ્‌ગીતા, અધ્યાય ૮, શ્લોક ૧૬
૨૩ કલ્યાણનિર્ણય, નિર્ણય ૨, પાન–૩૬૦.
૨૪ "ભક્તિનિધિ" કડવું ૧.

મહારાજ થાય જ્યારે મનુષ્ય જેવા,
દેવા જીવોને અભયદાન,
ત્યારે પળ પાકે સૌ પ્રાણધારીની
જ્યારે ભૂમિ આવે ભગવાન.૨૫

પ્રકટ ભગવાનના દર્શનથી સ્થાવર જંગમ બધી વસ્તુઓનું આત્યંતિક કલ્યાણ થાય છે. માટે જ 'પુરુષોત્તમપ્રકાશ'માં નિષ્કુળાનંદે પદે પદે સ્વામીનારાયણ ભગવાનનું માહાત્મ્ય ગાઈ તેમને શરણે જવા સૂચવ્યું છે. અહીં એક પ્રશ્ન જરૂર ઉપસ્થિત થાય છે કે પરમાત્મા પૃથ્વી ઉપર વિચરતા ન હોય ત્યારે આત્યંતિક કલ્યાણ કેવી રીતે કરી શકાય? આ અંગે સ્વામીનારાયણ ભગવાને આદેશ આપ્યો છે :-

"ભગવાન જ્યારે પૃથ્વીને વિષે પ્રત્યક્ષ ન હોય ત્યારે તે ભગવાનને મળેલા જે સાધુ તેનો આશ્રય કરવો, તો તે થકી પણ જીવનું કલ્યાણ થાય છે. અને જ્યારે એવા સાધુ પણ ન હોય ત્યારે ભગવાનની પ્રતિમાને વિષે દૃઢ પ્રતીતિ રાખવી ને સ્વધર્મમાં રહીને ભકિત કરવી તે થકી પણ જીવનું કલ્યાણ થાય છે."૨૬ ભગવાન સ્વામીનારાયણે આત્યંતિક કલ્યાણ થઈ શકે તે માટે સ્વહસ્તે મંદિરોમાં મૂર્તિઓ પધરાવી, બે દેશોમાં બે આચાર્યો સ્થાપ્યા, શિક્ષાપત્રી અને વચનામૃત જેવાં સદ્‌શાસ્ત્રો તૈયાર કરાવ્યાં અને સાચા સંતોને શરણે જવાનું સૂચવ્યું. પ્રત્યક્ષ પરમાત્માની ભકિત કરવાનું સૂચવતા સ્વામી સહજાનંદ પ્રત્યક્ષ જ્ઞાન ઉપર ભાર મૂકે છે. જેમ સૂર્ય પ્રકટ થાય છે ત્યારે જ રાત્રિનો અંધકાર દૂર થાય છે, જળ પ્રત્યક્ષ મળે ત્યારે જ તૃષા તૃપ્ત થાય છે, અને અન્ન પ્રકટ મળે ત્યારે જ ક્ષુધા દૂર થાય છે, પરંતુ કલ્પના કરવાથી કશું પ્રાપ્ત થતું નથી. જ્ઞાનથી પરમાત્માના સ્વરૂપનો દૃઢ નિશ્ચય થાય છે. જ્ઞાનનું સ્વરૂપ "શિક્ષાપત્રી"માં આ પ્રમાણે સમજાવ્યું છે :-

'અને જીવ, માયા, ઈશ્વર તેમના સ્વરૂપને જે રૂડી રિત્યે જાણવું તેને જ્ઞાન કહિયે'૨૭ પરંતુ શુષ્ક જ્ઞાન કવિને માન્ય નથી, કારણ કે પરમાત્માના સ્વરૂપનો દૃઢ નિશ્ચય થાય તે માટે પરમાત્મા પ્રત્યે અગાધ માહાત્મ્યજ્ઞાન સહિત સ્નેહયુકત ભકિત જરૂરી છે, કારણ કે જ્યાં સુધી પરમાત્માનો મહિમા ન જણાય ત્યાં સુધી સ્નેહ ઉત્પન્ન ન થાય, ત્યાં સુધી ભકિતમાં ભલીવાર આવતો નથી. પરોક્ષ જ્ઞાનમાં રાચતા વિદ્વાનોનું નિષ્કુળાનંદે સુંદર શબ્દચિત્ર દોરી આપ્યું છે :—

૨૫ એજન, કડવું ૨.
૨૬ વચનામૃત, વડતાલ ૧૦.
૨૭ શિક્ષાપત્રી : શ્લોક ૧૦૪, પાન-૩૧.

"કોઈ કહેતા હરિ થઈ ગયા રે, થાશે હવે કહે છે બીજા રહ્યા રે,
કોઈ કહેતા કળિનું રાજ રે, પ્રભુ ન હોય પ્રકટ આજ રે.
... ... ... ... ...
કહેતા પંડિત એમ પુરાણી રે, પ્રભુ પ્રકટ હશે તો લેશું જાણી રે[૨૮]
... ... ... .... ...
બીજા કહે મુઆ પછી મોક્ષ રે, વળી પ્રભુ બતાવે છે પ્રોક્ષ રે,
કોઈ કહે છે કર્મે કલ્યાણ રે, એવા પણ બહુ છે અજાણ રે.
કોઈ કહે પ્રભુ નિરાકાર રે, એવા પણ અજાણ અપાર રે.
એ તો સર્વે વાતો છે સારી રે, પણ જનને જોવું વિચારી રે,
જ્યારે એમ જ અર્થ જો સરે રે, ત્યારે હરિ તન શિદ ધરે રે ?
જ્ઞાન વિના તો મોક્ષ ન થાય રે, એમ શ્રુતિસ્મૃતિ સહુ ગાય રે,
માટે પ્રકટ જોઈએ ભગવંત રે, એવો સર્વે ગ્રંથનો સિદ્ધાંત રે.[૨૯]

ભગવાન સ્વામીનારાયણે જીવ, ઈશ્વર, માયા, બ્રહ્મ અને પરબ્રહ્મ એ પાંચ ભેદોને અનાદિ માન્યા છે.[૩૦] જ્યારે રામાનુજાચાર્યના સિદ્ધાંત પ્રમાણે જીવ, માયા ને ઈશ્વર એ ત્રણ નિત્ય છે, અને ઈશ્વર તે જીવ માયાના નિયંતા છે.

જીવનું સ્વરૂપ નિષ્કુળાનંદે 'યમદંડ'માં આ રીતે આપ્યું છે :—

વળી કોઈ કેશો જીવ ઝીણો, વ્યોમથી અતિ વિશેષ
અછેદ અભેય અખંડ એહ, વળે સડે સૂકે નહિ લેશ.
વળી કોઈક એમ કહેશો, કહ્યો જીવ તે બ્રહ્મસ્વરુપ,
કર્મ માયા કલ્પિત છે, કહ્યો આતમા એક અનૂપ,
એમ જણ જણ પ્રત્યે જૂજવું, જો પરઠી કરશો પ્રમાણ,
તેહ ઉપર કહું સાંભળો, તમો સર્વજન સુજાણ."[૩૧]

—જેવી કડીઓથી સૌ પ્રથમ કવિ જીવ વિષે જુદી જુદી પ્રવર્તમાન માન્યતાઓનો પરિચય આપે છે. ત્યારબાદ જીવ વિષે વેદાંતીઓના વિચારોને કવિ રદિયો આપે છે :–

''વેદાંતી વણસમજ્યે કહે, બ્રહ્મ હતો તે જીવ થયો.
એ પણ મોટો બાધ આવ્યો, તે પણ મર્મ ન લહયો.

૨૮ પુરુષોત્તમપ્રકાશ : પ્રકાર ૫૦, પાન–૬૦.
૨૯ ભક્તિચિંતામણિ, પ્રકરણ ૧૬૪, પાન–૫૧૯.
૩૦ વચનામૃત ગઢડા, અંત્ય ૧૦મું, વચનામૃત, ગઢડા, પ્રથમનું ૭મું.
૩૧ યમદંડ—કડવું ૭, પાન–૪૧૬

અછેદ્ય અભેય અખંડ એહ, અક્ષર બ્રહ્મ કે'વાય છે,
તેમાંથી આ જીવ ક્ષર્યો, એ કહેવાનો કાંઈ ન્યાય છે?"[૩૨]

જીવનું સ્વરૂપ સમજાવતાં કવિ લખે છે–

"જેમ નર આકાશમાં, અતિ ઊંચો કરે પ્રવેશ,
તેને આકાર અવનિતણા, નજરે ન આવે લેશ
પણ અવનિ પર છે એ ખરા, નથી અસત્ય આકાર એક
નોખા નોખા નજરે, આવે છે એક અનેક.
તેમ નિરવિકલ્પ સમાધિમાં, નથી આવતાં નજરે જોય
પણ જીવ ઈશ્વર માયા વળી, એક સાચાં છે સહુ કોય.
માયા ઈશ્વર સત્ય છે, જાણો સત્ય છે જીવ જેહ
અછેદ્ય અભેય અજનમા, નિત્ય નિરંક્ષ કે'વાય તેહ.
તેને ત્રણ શરીર ત્રણ અવસ્થા, અને ત્રણ ધરે અભિમાન,
ત્રણ ગ્રંથિયો ગુંથિયો, તેહ જાણો જીવ નિદાન.
હરખ શોકને તે ભોગવે, વાસનાયે જુક્ત એ જીવ,
જન્મ મરણ સુખ દુ:ખમાં, રહે સંસ્કૃતિ માંય સદૈવ.
શબ્દસ્પર્પ રૂપ રસ ગંધ, મન બુદ્ધિ ચિત્ત અહંકાર,
એહ શરીર નવ તત્ત્વનું જાણો જીવનું નિરધાર.[૩૩]

દેહ અને જીવ વચ્ચેનો સંબંધ ઉદાહરણો આપી સ્પષ્ટ કરતાં કવિ નિરૂપણ કરે છે–

જેમ વહ્નિવ્યાપે લોહમાં, જુદા પણ જરાયે નહિ,
તેમ જીવ અવસ્થા શરીરમાં, તદાત્મક રહ્યો થઈ.
ઘણ એરણ્યને વચ્ચે આવી, લોહ જેમ ઘડાય છે,
તેમ જીવ શરીર સંબંધે, માનો માર બહુ ખાય છે.[૩૪]

જીવનું લક્ષણ ભગવાન સ્વામીનારાયણ પણ 'શિક્ષાપત્રી'માં આ પ્રમાણે આપે છે :–

'અને જે જીવ છે તે હૃદયને વિષે રહ્યો છે, ને અણુસરખો સૂક્ષ્મ છે. ને ચૈતન્ય રૂપ છે, ને જાણનારો છે ને પોતાની જ્ઞાન શક્તિએ કરીને નખથી શિખા પર્યંત સમગ્ર પોતાના દેહ પ્રત્યે વ્યાપીને રહ્યો છે ને અછેદ્ય, અભેદ્ય, અજર, અમર ઈત્યાદિક છે લક્ષણ જેનાં એવો જીવ છે એમ જાણવો."[૩૫]

---

૩૨ યમદંડ, કડવું ૭, પાન–૪૧૭.
૩૩ એજન, કડવું ૭, પાન–૪૧૭–૪૧૮
૩૪ એજન, કડવું ૭, પાન–૪૧૮,
૩૫ શિક્ષાપત્રી, શ્લોક ૧૦૫, પાન–૩૧.

"ભકતચિંતામણિ" નામક પદ્યકૃતિમાં પણ નિષ્કુળાનંદે જીવનું સ્વરૂપ દર્શાવતાં જણાવ્યું છે—

"સ્થૂળ સૂક્ષ્મકારણ દેહ, તેમાં વ્યાપ્યો નખશિખા તેહ,
ઈન્દ્રિ અંતઃકરણ એ આધારે, કરે ક્રિયા નાના પ્રકારે,
વળી જાણે અજન્મા છે એહ, નીત્ય નીરંશ અખંડ તેહ,
છે પ્રકાશક તે ન છેદાય, ન બળે ન સડે ન સુકાય,
એવું જાણજ્યો જીવનું રૂપ"[૩૬]

ભગવાન સ્વામીનારાયણે માયાની વ્યાખ્યા જુદી જુદી જગ્યાએ કરી છે. એક જગ્યાએ તેમણે કહ્યું છે—

"ભગવાનનો ભક્ત હોય તેને ભગવાનની મૂર્તિનું ધ્યાન કરતાં આડું આવીને આવરણ કરે તેને માયા કહીએ."[૩૭]

વળી "શિક્ષાપત્રી"માં વ્યાખ્યા આપતાં લખ્યું છે :—

"માયા ત્રિગુણાત્મક છે, અંધકારરૂપ છે, શ્રીકૃષ્ણ ભગવાનની શકિત છે ને આ જીવને દેહ અને દેહના સંબંધીને વિષે અહંમમત્વ કરાવનારી છે."[૩૮]

"ભગવાન વિના બીજે ઠેકાણે હેત રહે છે, તે જ માયા છે."[૩૯] "દેહને વિષે અહંબુધ્ધિ ને દેહ સંબંધી પદાર્થને વિષે મમત્વ બુધ્ધિ એજ માયા છે."[૪૦]

"આ તો પરમેશ્વર કહેવાય છે, તો પણ એને આપણા કરતાં પણ વધુ સંસારને વિષે આસકિત છે એમ જાણીને ભગવાનને પણ પોતા જેવા મનુષ્ય જાણે છે, પણ ભગવાનનો જે અલૌકિક મહિમા તેને જાણતા નથી, એ જ ભગવાનની માયા છે."[૪૧]

આને અનુસરીને નિષ્કુળાનંદે માયાના સ્વરૂપને સાદી ભાષામાં ગૂંથી લેતાં કહ્યું છે :—

---

૩૬ ભકતચિંતામણિ, પ્રકરણ ૩૯, પાન–૧૨૧.
૩૭ વચનામૃત ગઢડા, પ્રથમ પ્રકરણ ૧.
૩૮ શિક્ષાપત્રી, શ્લોક ૧૦૬.
૩૯ વચનામૃત, ગઢડા મધ્યનું ૩૬.
૪૦ વચનામૃત, ગઢડા અંત્યનું પ્રકરણ ૩૯.
૪૧ એજન, ગઢડા મધ્યનું પ્રકરણ ૬૫.

"ત્રણ ગુણાત્મક એ કહીએ, અજન્મા અજ્ઞાનરૂપ લહીએ,
એવું માયાનું રૂપ સરે છે, હરિ આશ્રિત એને તરે છે."[૪૨]

અહંતા અને મમતામાં રાચતો મનુષ્ય પોતાનાં કુકર્મોથી જ્યારે દુ:ખી થાય છે, ત્યારે તે ઈશ્વરને દોષ દે છે. આવા મનુષ્યનું સુંદર શબ્દચિત્ર દોરતાં કવિ તેની મનોદશાનું વર્ણન કરે છે :—

"અન્ન ધન માલ માહેરો, મારાં પશુ પરિવાર,
કુળ મારૂં ઊંચું અતિ, હું કુળનો શણગાર.
મારે બાપદાદે બહુ કર્યાં, મોટે મોટાં કામ,
તે ઘરનો હું દીકરો, નહિ લજાવું નામ.
હું મોટો હું મોવડી, પૂછે સહુ મને વાત,
દાસ દાસી માહે રે, કરે સેવા દિનરાત.
મારે તુલ્ય ત્રિલોકમાં, કોણ આવે કહો આજ,
જુવો સર્વે જગતથી, માંરી મોટી લાજ."[૪૩]

અહંભાવથી ચકચૂર બનતા યુવાનને પોતાની યુવાવસ્થાનો મોહ, મદ અને અહંકાર છે. આથી જ—

"હું હું કરી હાલે ઘણું, અહં મમત અપાર,
હું મારું માને સહી, એહ જાણો અહંકાર."[૪૪]

જેવા લોકો ઈશ્વરને પ્રાપ્ત કરવાની ઈચ્છા રાખે તે કેવી રીતે સંભવી શકે ? કવિ માયાના પાશથી બંધાયેલા લોકોને સ્પષ્ટ ચેતવણી આપે છે :—

"છલોછલ શરીરમાં ભર્યા એહ ભરપુર,
કહો હરિને ક્યાં રહે, શિષ્ય સમઝ જરૂર."[૪૫]

અને પરમાત્મા પણ ક્યાં નવરા છે કે આવા લોકોના હૃદયમાં તે આવીને વસે :

"હરિને દોષ દઈશ માં, શ્રીહરિ છે જો તૈયાર
આવિ વસે અંતરે, જો હોય નવરું નિરાધાર."[૪૬]

---

૪૨ ભક્તચિંતામણિ, પ્રકરણ ૩૯, પાન—૧૨૧.
૪૩ હૃદયપ્રકાશ, પ્રસંગ ૪, પાન—૨૧૪.
૪૪ એજન,
૪૫ હૃદયપ્રકાશ, પ્રસંગ ૪, પાન—૨૧૪.
૪૬ એજન, પ્રસંગ ૪, પાન—૨૧૪.

દેહના સંબંધીઓમાં જ્યાં સુધી મમતા છે ત્યાં સુધી સર્વ વ્યર્થ છે. ભગવાન કે ભગવાનના સાચા સંતમાં મમતા રાખી આત્મબુદ્ધિ ઉત્પન્ન થાય તો મુમુક્ષુ કલ્યાણ પ્રાપ્ત કરી શકે છે. યુવાવસ્થાના મોહાંધથી ઘેરાયેલો મનુષ્ય વૃદ્ધાવસ્થામાં ભકિત કરવાનો વિચાર કરે છે. પરંતુ કવિ સ્પષ્ટ કહે છે કે મૃત્યુનો ભરોસો નથી અને કાળ કોઈનો સગો નથી :—

"કહ્યું બાળ યુવા વૃધ્ધ આદે, પણ રહેશોમાં એવે વાયદે,
નથી મરણ તણો નિરાધાર, બાળ જોબન ભરે અપાર.
સઉ પડયાં છે કાળને પાશ, ત્યારે વૃધ્ધનો શિયો વિશ્વાસ,
આજ કાલ્યમાં જવું છે ઊઠી, ઈયાં રહ્યાની વાત છે જૂઠી.
જેણે કરી જાય જમ સાથે, એવું ન કરિએ નિજ હાથે,
જેણે કરી મટે જમફંદ, કરિયે એવું કે નિષ્કુળાનંદ."૪૭

જ્ઞાન વિના મુકિત સંભવિત નથી, પરંતુ જ્ઞાન પ્રાપ્તિ માટે સાચા સંતોની જરૂર રહે છે. મનુષ્ય પોતાની જાતે જ્ઞાન પ્રાપ્ત કરવા મથે તો તે દેહાભિમાનથી પોતાના દોષોને જોઈ શકતો નથી. સદ્‌ગુરુ કે સાચા સંતના માર્ગદર્શન વિના તે સદ્‌શાસ્ત્રોના અર્થને સમજી શકતો નથી. માયા–અવિદ્યાથી અનાદિ કાળથી ઘેરાયેલા માનવને અંતરની આંખ ખોળખીને જ્ઞાન પ્રાપ્ત કરવું જરૂરી છે. અને આ અંતરની આંખ તો સાચા સંતો જ ઉઘાડી શકે છે. સંતનું માહાત્મ્ય પદે પદે ગાતાં નિષ્કુળાનંદ કહે છે—

"ધન્ય ધન્ય એ સંતસુજાણને જેનું ઉલટી પલટયું આપ
સંત તે સ્વયં શ્રીહરિ, આપટલી મહ્યા ભગવાનમાં
તેને પરસે નહીં પૂણ્ય પાપ."

—જેવી ધ્રુવ પંકિતઓ સર્જે છે.

બ્રહ્મવિદ્યાના અધિકારી થવા માટે પાત્રતાની જરૂર છે. 'દૈવી અને આસુરી જીવો તત્ત્વજ્ઞાનના અધિકારી નથી."૪૮ કારણ કે આસુરી લોકો ઈશ્વરદત્ત વાણીને કે આજ્ઞાઓને જીવનમાં અમલી બનાવતા નથી. જ્યાં સુધી સદ્‌શાસ્ત્રોમાં આપેલી પરમાત્માની આજ્ઞાઓનું જીવનમાં પાલન કરવામાં ન આવે ત્યાં સુધી મોક્ષ પ્રાપ્ત કરી શકાતો નથી. પરમાત્માની આજ્ઞા પ્રમાણે વર્તનારા મનુષ્યો જ જ્ઞાનથી મુકિત પ્રાપ્ત કરી શકે છે. આથી તેઓ તત્ત્વજ્ઞાનના સાચા અધિકારી છે. દૈવી અને આસુરી જીવોનું

૪૭ યમદંડ, કડવું ૫, પાન–૪૧૩.
૪૮ વચનામૃત, વડતાલ ૭.

વિવેચન ગીતાના સોળમા અધ્યાયમાં સવિસ્તર કર્યું છે. નિષ્કુળાનંદે આ વિષે યોગ્ય કહ્યું છે :—

દૈવી આસુરી જીવ જગતમાં, તે તો જાણે છે સહુ જન,
દૈવી વરતે છે વચનમાં આસુરી ન માને વચન.[૪૯]

અને પરમાત્માનાં વચનોને જીવનમાં પાળવાં તે જ ધર્મ છે. ભગવાન સ્વામીનારાયણે ધર્મની મીમાંસા કરતાં ધર્મની વ્યાખ્યા બે પ્રકારે આપી છે. એક તો શાસ્ત્રની દષ્ટિએ અને બીજી એકાંતિકની દષ્ટિએ–

"શ્રુતિ, સ્મૃતિ પ્રતિપાદિત સદાચાર તે ધર્મ જાણવો"[૫૦]

"શ્રીમદ્ ભાગવતાદિ સચ્છાસ્ત્રમાં જીવના કલ્યાણના અર્થ પ્રતિપાદન કર્યા એવા જે અહિંસા આદિ સદાચાર, તેને જે મનુષ્ય પાળે છે, તે આ લોક ને પરલોક વિષે સુખ પામે છે."[૫૧]

નિષ્કુળાનંદે ધર્મના સ્વરૂપને સ્પષ્ટ કરતાં કહ્યું છે–

"નિરધાર સાર શોધી કહું, ધારી લેજો ધર્મની રીત
જે ધર્મે અધર્મ ટળે, કહું તે ધર્મ કરી પ્રીત,
ધર્મ તે ધર્મસુતનાં વચન, તેહ પાળવાં પ્રીતે કરી,
જેને જેમ કરી આગન્યાં, તે ફેરવવી નહિ ફરી.
આગન્યાથી અધિક બીજો, નથી આવતો ધાર્યામાંય ધર્મ,
તોળી તપાશી જોયું તને મને, એ જ ધર્મ છે વળિ મર્મ."[૫૨]

ધર્મ તો ભિન્ન ભિન્ન પ્રકારના છે, પરંતુ આ સર્વેમાં પરમાત્માની વાણીને–આજ્ઞાઓને જીવનમાં પાળવી તે મોટો ધર્મ છે.

"વર્ણ આશ્રમ વેદવિધિના, ધર્મ પાળે છે ધરા ઉપરે,
વે'વાર અર્થે વિવિધ ભાતે, પાળે છે તે બહુયે રે.
પણ પરમ ધર્મ છે વા'લાનાં વચન, તે કહ્યાં જેને કૃપા કરી,
તેહ વિના બીજા સર્વે, પરાં મુકવાં પરહરી."[૫૩]

---

૪૯ નિષ્કુળાનંદકાવ્ય, વચનવિધિ, કડવું ૪૦, પાન–૧૧૭.
૫૦ શિક્ષાપત્રી, શ્લોક ૧૦૩.
૫૧ એજન, શ્લોક ૮.
૫૨ "સારસિધ્ધિ", કડવું ૨૬, પાન–૧૪૨.
૫૩ એજન, કડવું ૨૦, પાન–૧૪૨.

સદ્‌શાસ્ત્રો તો પરમાત્માની અમૃતવાણી છે. આ સદ્‌શાસ્ત્રોનું અતિક્રમણ કરી જે મનસ્વી વર્તન કરે છે તે કોઈ કાળે પણ કલ્યાણ પ્રાપ્ત કરી શકતો નથી. ગમે તેવા મોટા મુક્ત હોય કે જોગી હોય પણ તેને હરિની વાણી અવશ્ય પાળવી પડે છે. હરિની કૃપા ભક્તજનો ઉપર ત્યાં સુધી જ રહે છે જ્યાં સુધી એમની આજ્ઞા પ્રમાણે તે વર્તે છે.

નિષ્કુળાનંદે આ સિદ્ધાંતનું આલેખન કરતાં કહ્યું છે—

"જે કહ્યાં હરિએ વચન રે, તેમાં રહે જિયાં લગી જન રે,
તિયાં લગી તારે જીવ બહુ રે, પામે હરિના ધામને સહુ રે.
જયારે નીસરે વચનથી બા'ર રે, ત્યારે પોતે ન તરે—ન તારે રે,
જેમ જળ બોર થયું જા'જ રે, તેંયે તર્યા—તારવાની ના જ રે."[૫૪]

આ વિશે શ્રી સ્વામીનારાયણ ભગવાને પોતે જ કહ્યું છે :—

"મોટા પુરુષની જે બાંધેલ જે મર્યાદા, તેને લોપીને કોઈ સુખી થતો નથી. માટે જેટલા ત્યાગી છે તેણે તો ત્યાગીના ધર્મ પ્રમાણે વર્તવું, ને જેટલા ગૃહસ્થ છે તેમણે ગૃહસ્થના ધર્મ પ્રમાણે વર્તવું, અને જેટલી બાઈઓ હરિભક્ત છે તેણે બાઈઓના ધર્મ પ્રમાણે વર્તવું—અને જો તે થકી ઓછું વર્તે તો પણ સુખ ન થાય ને જો તે થકી અધિક વર્તે તો પણ સુખ ન થાય—શા માટે જે પરમેશ્વરના કહેલ જે ધર્મ તે પ્રમાણે જ ગ્રંથમાં લખ્યું હોય, તેમાં કોઈ રીતે બાધ આવે એવું ન હોય ને સુખે પળે એવું હોય ને તેથી ઓછું અધિક કરવા જાય તે કરનારાં જરૂર દુ:ખી થાય."[૫૫]

એ મુજબ નિષ્કુળાનંદ કહે છે—

ઠામ નથી કોઈ ઠરવા, હરિ આજ્ઞા વિના અણુ જેટલું
તે જડમતિ નથી જાણતો, કહી કહી કહીએ કેટલું ?
વાવે છે ઝેરનાં ઝાડવાં, કરે છે અમૃત ફળની આશ,
તે ખાઈને કેમ ખેમ રે'શે, જેથી નર અમર પામ્યા નાશ ?[૫૬]

જેટલા પ્રમાણમાં પ્રભુનાં વચનોનું દઢ પાલન થાય છે તેટલા પ્રમાણમાં તેની તેટલી આજ્ઞા પળાય છે. આજ્ઞા અને ઉપાસના આત્યંતિક કલ્યાણરૂપી પક્ષીની બે પાંખ છે. જ્યાં સુધી પરમાત્માની આજ્ઞા પળાય નહીં ત્યાં સુધી તે પરમાત્માના સ્વરૂપને ઓળખી શકતો નથી. પરમેશ્વરની વાણી ઉલ્લંઘનાર મનુષ્યને ભગવાન પ્રત્યે શ્રધ્ધા કયાંથી થાય ?

૫૪ કલ્યાણનિર્ણય, કડવું ૧૭.
૫૫ વચનામૃત, ગઢડા, મધ્ય પ્રકરણ ૫૧.
૫૬ વચનવિધિ, કડવું ૪૫.

અને જ્યાં સુધી નિશ્ચય ન થાય ત્યાં સુધી ભક્તિ કેવળ પોથીમાંનાં રીંગણાં સમાન બની રહે છે. પરમાત્માનું જે માહાત્મ્ય સમજતો હોય તે આજ્ઞાપાલનમાં શિથિલતા લાવે જ નહીં. આજ્ઞાપાલનથી જ ઉપાસના દૃઢ થાય છે. અને ત્યારે જ ભક્તિમાં માહાત્મ્યજ્ઞાન અને સ્નેહનો સાચી રીતે સમન્વય સાધી શકાય છે.

સ્વામીનારાયણ સંપ્રદાયમાં બ્રહ્મ અને પરબ્રહ્મ જુદા છે. બ્રહ્મરૂપ બની પરબ્રહ્મની પ્રાપ્તિ થઈ શકે છે. "બ્રહ્મ" શબ્દ "વચનામૃતો"માં સ્વામીનારાયણ ભગવાને જુદા જુદા અર્થમાં વાપર્યો છે. પરબ્રહ્મના તેજરૂપે[૫૭] તો કોઈ સ્થળે "અક્ષર"ના[૫૮] પર્યાયવાચક અર્થમાં વાપર્યો છે. "બ્રહ્મ"ને અક્ષરબ્રહ્મ પણ કહેવામાં આવે છે. અક્ષરધામના સગુણ તથા નિર્ગુણ એવા બે ભેદ છે. નિર્ગુણપણે તો અણુ થકી પણ અતિસૂક્ષ્મ સ્વરૂપે છે અને સગુણપણે તો જેટલો મોટો પદાર્થ તે થકી પણ અતિશય મોટા સ્વરૂપે છે. બ્રહ્મ, આત્મા ને અક્ષરધામ એ ત્રણ નામ હરિએ ગઢડા મધ્ય પ્રકરણ ૧૩માં વચનામૃતમાં પોતાના તેજના પર્યાય તરીકે વાપર્યો છે અને એ તેજમાં જે ભગવાનની મૂર્તિ છે તેને પરમાત્મા, પરબ્રહ્મ ને પુરુષોત્તમ એ ત્રણ નામથી કહેલ છે. બ્રહ્મને "અક્ષર"ના અર્થમાં લઈએ તો અક્ષરનાં બે સ્વરૂપ છે. એક તો નિરાકાર એકરસ ચૈતન્ય છે, તેને ચિદાકાશ કહે છે, બ્રહ્મમોલ કહે છે......અને એ અક્ષર બીજે રૂપે કરીને પુરુષોત્તમ નારાયણની સેવામાં રહે છે.[૫૯] નિષ્કુળાનંદે "બ્રહ્મ"ના સ્વરૂપને સરળ ભાષામાં નીચે પ્રમાણે સ્પષ્ટ કર્યું છે—

"હવે સુણો બ્રહ્મનિરૂપણ, સત્ય જ્ઞાન અનંત પૂરણ,
અખંડને અક્ષર એનું નામ, પુરુષોત્તમને રહેવાનું ધામ.
મૂર્તિમાન અમૃત કહેવાય, શુધ્ધ નિત્ય વિકાર વિના ય,
માયા, ઈશ્વર જીવ તત્વ જેહ, તેનું પ્રકાશક જાણો તેહ."[૬૦]

રામાનુજાચાર્યના મત પ્રમાણે ઈષ્ટદેવ લક્ષ્મીનારાયણનું ધામ વૈકુંઠ ગણાય છે, જ્યારે સ્વામીનારાયણ પરબ્રહ્મના દિવ્યધામને અક્ષરધામ કહે છે. પરમાત્માની એ ચિત્તશક્તિ છે, દિવ્ય છે, અત્યંત શ્વેત છે તથા સચ્ચિદાનંદરૂપ છે. "એ કોટિ કોટિ સૂર્ય ચંદ્ર સરખું તેજોમય છે."[૬૧] નિષ્કુળાનંદે 'ભક્તચિંતામણિ' પદ્ય ગ્રંથનું મંગલાચરણ કરતાં સૌ પ્રથમ પોતાના ઈષ્ટદેવને વંદન કર્યા પછી તેમના રહેવાના ધામ અક્ષરધામનું વર્ણન રાગ સામેરીમાં આલેખ્યું છે–

૫૭ ગઢડા પ્રથમ પ્રકરણ, ૪૫.
૫૮ વચનામૃત, ગ. પ્ર. પ. ૨૧, ગ. મ. પ્ર. ૧૩.
૫૯ એજન, ગઢડા મધ્ય પ્રકરણ : ૪૨.
૬૦ ભક્તચિંતામણિ, પ્રકરણ ૩૯, પાન–૧૨૧.
૬૧ વચનામૃત, ગઢડા પ્રથમ, ૭૧.

"અતિ સુંદર ગો લોક મધ્યે, અક્ષર એવું જેનું નામ છે,
કોટિ સૂર્ય ચન્દ્ર અગ્નિ સમ, પ્રકાશ દિવ્યધામ છે.
અતિશ્વેત સચ્ચિદાનંદ બ્રહ્મપુર અમૃત અપાર,
પરમપદ આનંદ બ્રહ્મ, ચિદાકાશ કહે નિરધાર."[૬૨]

માયામાંથી પરબ્રહ્મની ઈચ્છાથી ઉત્પન્ન થતા 'વૈરાજપુરુષ'ને ઈશ્વર કહેવામાં આવે છે. જીવ તથા ઈશ્વર બન્નેના પ્રકાશક તો પુરુપરૂપે પુરુષોત્તમ પરબ્રહ્મ પરમાત્મા છે. જેમ જીવના ત્રણ દેહ–સ્થૂળ, સૂક્ષ્મ કારણ છે તેમ ઈશ્વરના ય ત્રણ દેહ–વિરાટ, સૂત્રાત્મા ને અવ્યાકૃત છે. જીવની ત્રણ અવસ્થા – જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ છે તેમ ઈશ્વરની ત્રણ અવસ્થા – જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય છે. માયાથી તો બન્ને બદ્ધ છે, પણ ઈશ્વર માયાના ભોગને ભોગવીને પ્રલયકાળને વિષે માયાનો ત્યાગ કરે છે, જ્યારે જીવ, માયાના ભોગને ભોગવીને દુઃખીઓ થકી માયામાં જ લીન થાય છે. સંકર્પણ, અનિરુધ્ધ અને પ્રદ્યુમ્નની ઉપાસના કરવાથી ઈશ્વરને ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલયરૂપ ક્રિયા કરવાનું બળ પ્રાપ્ત થાય છે. જો તે પરબ્રહ્મ બની પરમાત્માની ઉપાસના કરે તો તેની મુકિત થાય છે. નિષ્કુળાનંદે ઈશ્વરના સ્વરૂપનું આવું નિરૂપણ કર્યું છે–

"વિરાટ સૂત્રાત્મા દેહ જાણો, અવ્યાકૃતમાં વ્યાખ્યા પ્રમાણો,
ઉત્પત્તિ સ્થિતિ પ્રલય જેહ, કરે સર્વ જગતનો તેહ."[૬૩]

આ પ્રમાણે સંપ્રદાયને અભિપ્રેત જીવ, ઈશ્વર, બ્રહ્મ અને માયા એ સર્વમાં પરબ્રહ્મ પરમાત્મા વ્યાપકપણે રહેલા છે. આ સર્વના નિયંતા અને કર્મફળના પ્રદાતા પરમાત્મા પુરુષોત્તમ પરબ્રહ્મ અદ્વિતીય છે અને સદા સાકાર છે. રામાનુજ સંપ્રદાયમાં પરમાત્માનું સ્વરૂપ ચતુર્ભુજ છે, જ્યારે સ્વામીનારાયણ પરમાત્માનું સ્વરૂપ દ્વિભુજ મનાય છે. પરબ્રહ્મના સ્વરૂપમાં સાકર રસના નાળિયેરની માફક ત્યાગ ભાગ નથી, એટલે જેમ દેહ, જીવ જુદાં તેમ પરમેશ્વરની મૂર્તિમાં કોઈક પરમેશ્વરનો આત્મા છે, એવી સમજણ ભગવાન શ્રીસ્વામીનારાયણ ભગવાનને માન્ય નથી. ભગવાન સ્વામીનારાયણે પરબ્રહ્મનું સ્વરૂપ આવું સમજાવ્યું છે :—

"પ્રકટ પ્રમાણ મનુષ્યરૂપે દેખાય છે, તે જ ભગવાનનું સદા ય મૂળ સ્વરૂપ છે. નિર્ગુણપણું અને સગુણપણું એ તો એ મૂર્તિનું કોઈક અલૌકિક ઐશ્વર્ય છે. ભગવાન નિર્ગુણપણે સર્વાત્મા છે, સૂક્ષ્મ કરતાં સૂક્ષ્મ, અતિશય શુદ્ધ ને અતિશય નિર્લેપ ને અતિશય પ્રકાશે યુકત છે. અક્ષરપર્યંત સર્વના આત્મા છે, છતાં કોઈ એમના જેવો થવા સમર્થ નથી. સ્થૂળ પદાર્થને સૂક્ષ્મપણાને પમાડી દેવું એ ભગવાનની મૂર્તિને

---

૬૨ ભકતચિંતામણિ, પ્રકરણ ૧, પાન–૧.

૬૩ એજન, પ્રકરણ ૩૮, પાન–૧૨૧.

વિષે નિર્ગુણપણું છે, જ્યારે "મહતોઽપિ મહિયાન્" એ ભગવાનનું સગુણપણું છે. જેમ અર્જુનને વિશ્વરૂપ બતાવ્યું તથા વામનજીએ વિરાટ સ્વરૂપ ધારણ કર્યું, એ ભગવાનની મૂર્તિને વિષે સગુણપણું છે. ભગવાન પોતાની ઈચ્છાએ કરીને પોતામાંથી નિર્ગુણપણા રૂપ ને સગુણપણા રૂપ ઐશ્વર્ય પ્રગટ કરીને પાછું પોતાને વિષે લીન કરે છે."[૬૪]

એને અનુસરીને નિષ્કુળાનંદે પરબ્રહ્મના સ્વરૂપનું આલેખન કર્યું છે—

"હવે પરબ્રહ્મને કહીએ છીએ, જેનો કહેતાં તે પાર ન લઈએ,
નારાયણ વાસુદેવ કહેવાય, સ્વતંત્ર પ્રકાશક લેવાય,
આનંદમય દિવ્યમૂરત, વિષ્ણુ કૃષ્ણને કહીએ અચ્યુત,
વળી કહીએ અવ્યય ભગવાન, અક્ષર માયા કાળ જે નિદાન,
તેમાં શકિતએ અન્વય થયા, વળી મૂર્તિમાન જુદા રહયા.
કાળ માયાના નિયંતા જેહ, સર્વ કારણના કારણ તેહ
એહ પરમાત્મા પરબ્રહ્મ, મુમુક્ષુ જીવોને લેવો મર્મ."[૬૫]

સ્વામીનારાયણ ભગવાન પરમધ્યેય મૂર્તિ, ઉપાસ્ય ઈષ્ટદેવ અને અવતારી, પરબ્રહ્મ છે—એવા આ સંપ્રદાયના અનુયાયીઓનો દૃઢ સિદ્ધાંત છે. વળી આ પૃથ્વી ઉપર જે અવતારો થયા છે, તે પણ એમના જ છે, એમનામાંથી પ્રકટ થાય છે ને એમને વિષે લીન થાય છે. નિષ્કુળાનંદે "પુરુષોત્તમપ્રકાશ" ગ્રંથના મંગલાચરણ વખતે મહાપ્રભુ સ્વામીનારાયણના અતિદિવ્ય અક્ષરધામનું વર્ણન કરી, કિશોરમૂર્તિરૂપે તેમાં વિરાજતા પરબ્રહ્મ, પરમેશ્વર સ્વામીનારાયણ ભગવાનના સાકાર તેજોમય સ્વરૂપ અને મહિમાનું ગાન કર્યું છે—

"પરમાત્મા પરબ્રહ્મ નામ રે, બ્રહ્મ ઈશ્વર પરમેશ્વર નામ રે.
કહે વિષ્ણુ વૈકુંઠપતિસ્વમાત રે, એ છે અનંત નામના નામી રે
એ છે અક્ષર પર અવિનાશ રે, સર્વ કર્તા નિયંતા નિવાસ રે
કારણ કારણ કળા વિકાશ રે, અંતરજામિ નિર્ગુણ સ્વયંપ્રકાશ રે.
એ છે સ્વતંત્ર સર્વધાર રે, એવા ભકિત ધર્મના કુમાર રે.
અનંત કોટિ બ્રહ્માંડની જેહ રે, ઉત્પત્તિ સ્થિતિ લય કહિએ તેહ રે.
એવી લીલા જેની અતિ સાર રે, એવા ધર્મકુંવર કિરતાર રે.
માયા પુરુષ કૃતાંત અનાદિ રે, પ્રધાન પુરુષ મહત્વ તત્ત્વ આદિ રે
એ આદિ અનંત શકિત ધાર રે, એના પ્રેરક ધર્મ કુમાર રે.
અનંત કોટિ બ્રહ્માંડના જેહ રે, સ્વામી રાજાધિરાજ રે.
સદા કિશોર મૂર્તિ શોભા ધામ રે, પરમ પાવન પૂરણકામ રે."[૬૬]

૬૪ વચનામૃત, કારિયાણી ૮.
૬૫ ભકતચિંતામણિ, પ્રકરણ ૩૯, પાન–૧૨૧.
૬૬ પુરુષોત્તમપ્રકાશ, પ્રકાર ૧, પાન–૨.

સ્વામીનારાયણ ભગવાન અને તેમની પ્રકટ ભકિત એ જ કવિનો જીવનમંત્ર છે, એ જ સર્વ શારતણો સાર છે, એ જ તત્ત્વ અને એ જ વેદાંત છે. આત્મલક્ષી પદમાં કવિ ગાઈ ઊઠે છે :–

'લેરૂ આવે છે આનંદની, પ્રગટ પરિબ્રહ્મ ને પરસિ રે
અગોચર તે ગોચર થયા, અમુરતિ મુરતિ દરસિ રે.
અનંત બ્રહ્માંડ એના રોમમાં, રહે છે અણુની રીત રે,
તે નરતન ધરી નાથજી, પ્રગટ્યા પુરણ પ્રીતે રે.
અખિલ બ્રહ્માંડના આતમા, વૈખરિ વાતમાં નાવે રે.
નિર્ગુણ તે સગુણ થયા, ભેટિયા ભુદર ભાવે રે."૬૭

અને આથી જ–

"અદ્વૈતનું દ્વૈત થાય નહિ, જાય જો કલ્પાંત કોટ રે.
ભૂમિનો ભાર તે ભાગશે, આકાશે કેમ ચોટ રે"

(નિષ્કુળાનંદકાવ્ય, પાન–૧૪)

–જેવી ધ્રુવપંકિતથી અદ્વૈતવાદના સિધ્ધાંતને પુષ્ટિ આપતાં કવિ પદો લલકારે છે. આત્યંતિક કલ્યાણની ચર્ચા વખતે પણ–

"મેં તો સમજી સાબિત કીધું છે રે, દઢ અંતરે ધારી લીધું છે રે
પ્રભુ પ્રકટ વિના કલ્યાણ રે, નથી માનતો હું નિવારણ રે."

(કલ્યાણનિર્ણય, પાન–૩૭૦)

અને જમદંડમાંથી મુકિત માટે કોઈ પુરાણ વાંચે છે, તીર્થ કરે છે, યોગ કરે છે, દાન, પુણ્ય કે વ્રત કરે છે અને કોઈ યજ્ઞ કરે છે. આમ જુદાં જુદાં સાધનોને કવિ–

"કોઈ પઢે સર્વે પુરાણ રે, કોયે સર્વે લોકમાં સુજાણ રે,
કરી વાતે ડોલાવે બ્રહ્માંડ રે, પણ ટળે નહીં જમદંડ રે."

–જેવી 'યમદંડ' પદ્યકૃતિના વીસમા કડવાની ૩૧મી કડીથી ૫૧મી કડી સુધી વર્ણવી ઉકત સાધનોને યમદંડમાંથી મુકિત માટે વ્યર્થ હોવાનું જણાવી ૫૨મી કડીમાં તે સ્પષ્ટ કહે છે –

"સર સરિતા સાગર સોય રે, ધન વિના સુકયાં સહુ કોય રે,
એહ એંધાણ લેવું ઓળખી રે, નો'ય કલ્યાણ પ્રભુજી પખરી રે."

---

૬૭ નિષ્કુળાનંદકાવ્ય, પાન–૧૪.

સ્વામીનારાયણ સંપ્રદાયના અન્ય કવિઓની તુલનામાં નિષ્કુળાનંદનું દાર્શનિક નિરૂપણ વધુ સ્પષ્ટ, વ્યવસ્થિત અને તર્કબધ્ધ છે. આત્યંતિક કલ્યાણના આધારસ્તંભોની તથા તેમાં આવતાં વિઘ્નકારક તત્ત્વોની સંપૂર્ણ અને વ્યવસ્થિત ચર્ચા નિષ્કુળાનંદ સિવાય અન્ય કોઇ પણ કવિએ કરી નથી. મુક્તાનંદ કે પ્રેમાનંદે પણ કલ્યાણ અને આત્યંતિક કલ્યાણ વચ્ચેનો સૂક્ષ્મભેદ સ્પષ્ટ કરી ક્રમશઃ આધારભૂત સ્તંભોની ચર્ચા કરી નથી. નિષ્કુળાનંદે "કલ્યાણ નિર્ણય" પદ્યકૃતિમાં આની સંપૂર્ણ ચર્ચા કરી છે, જે તેમની આગવી વિશિષ્ટતા ગણી શકાય. આ જ રીતે જીવ, માયા, ઈશ્વર, બ્રહ્મ અને પરબ્રહ્મ-એ પાંચ અનાદિ ભેદોનાં બધાં લક્ષણો સંપ્રદાયના બીજા કોઇ પણ કવિએ સરળ સાદી ગુજરાતી ભાષામાં પદ્યાત્મક સ્વરૂપે ગૂંથી આપ્યાં નથી. આ બાબતમાં નિષ્કુળાનંદનું સ્થાન અને કામ અનન્ય છે.

દાર્શનિક નિરૂપણ કરતી વખતે અખાની જેમ તાર્કિક ખંડન મંડન કરતી કઠોર વાણી આ કવિએ વાપરી નથી. બીજી બાજુ જોઈએ તો નરસિંહ-મીરાંએ ભક્તિનું માહાત્મ્ય સમજાવતાં પ્રેમલક્ષણા ભક્તિનાં પદો તો લખ્યાં છે પરંતુ ભક્તિશાસ્ત્રના સિદ્ધાંત ચર્ચી નિષ્કુળાનંદની "ભક્તિનિધિ" સળંગ પદ્યકૃતિની જેમ ભક્તિયોગનું નિરૂપણ કર્યું નથી. દયારામની સાથે કવિની સૈદ્ધાંતિક રચનાઓ સમજાવતાં કહેવું યોગ્ય લાગે છે કે દયારામે "રસિકવલ્લભ"માં અન્ય મતોને ભાંડીને ઉતારી પાડવાના પ્રયત્નો કર્યા છે, જ્યારે નિષ્કુળાનંદે આ પ્રમાણે કટુતાસભર ખંડનકાર્ય કર્યું નથી. એકંદરે તેમનું તત્ત્વજ્ઞાન સ્પષ્ટ ને તર્કબદ્ધ રીતે વ્યક્ત થયું છે. પોતાના પ્યારા ઇષ્ટદેવની પ્રત્યક્ષ ભક્તિ અને પ્રત્યક્ષ લીલાનું સંવેદન આત્મલક્ષી ભાવે તેમાં વહે છે. પરિણામે તેમના દાર્શનિક નિરૂપણમાં સ્વાભાવિકતા પણ દષ્ટિગોચર થાય છે.



# પ્રકરણ–૪

# નિષ્કુળાનંદની વૈરાગ્યભાવના

સ્વામીનારાયણ સંપ્રદાયમાં ધર્મ, જ્ઞાન, ભકિત અને વૈરાગ્ય એ ચારેય તત્ત્વો આત્યંતિક કલ્યાણના આધારસ્તંભ ગણાયાં છે, અને એમને એકબીજાની અપેક્ષા રહે છે. આત્યંતિક કલ્યાણને એકાંતિક મુકિત પણ કહે છે. અને આ એકાંકિત મુકિત એકાંતિક ભકિત વિના મળતી નથી. સ્વામીનારાયણ ભગવાને એકાંતિકની વ્યાખ્યા કરતી વખતે સ્પષ્ટ કહ્યું છેઃ–

"ધર્મ, જ્ઞાન વૈરાગ્યે યુકત ભગવાનની ભકિત કરે, તે એકાંતિક કહેવાય."[૧] સ્વામીનારાયણ સંપ્રદાયના અષ્ટછાપ કવિઓમાં દરેક કવિ ભિન્ન રીતે તરી આવે છે. એમાં મુકતાનંદ જ્ઞાની કવિ છે. પ્રેમલક્ષણા ભકિતની છોળો ઉડાડતા પ્રેમાનંદ પ્રેમસખી છે તો ઊર્મિનાં ઉચ્ચતમ શિખરો સર કરતા બ્રહ્માનંદ સખા છે. મંજુકેશાનંદ કે દેવાનંદે પ્રણાલી અનુસાર વૈરાગ્યનાં પદો લખ્યાં છે પરંતુ વૈરાગ્યનાં ઉચ્ચતમ શિખરો તો સર કરે છે વૈરાગી કવિ નિષ્કુળાનંદ જ.

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં વૈરાગ્યની જે સેર વહે છે તેમાં નિષ્કુળાનંદની વિશિષ્ટતાઓ નોંધતાં સૌ પ્રથમ જૈન કવિઓના રાસ અને ફાગુને જોઈએ. જૈન કવિઓને હાથે નેમિનાથ અને સ્થુલિભદ્ર પર લખાયેલા ફાગ સ્વાભાવિક રીતે જ આરંભના શૃંગારને અંતે ત્યાગ અને ઉપશમમાં સાધે છે. વૈરાગ્યની ભાવના ઉત્પન્ન કરવા જૈન કવિઓને સૌ પ્રથમ રસિક નાયક–નાયિકાઓનું સંભોગ અને વિપ્રલંભ શૃંગારનું આલેખન વસંતઋતુને ઉદ્દીપન વિભાવ બનાવી કરવું પડયું છે. પ્રો. કેશવલાલ ધ્રુવે કહ્યું છે તેમ "મૂળે વસંતઋતુના શૃંગારાત્મક ફાગુનો જૈન મુનિઓએ ગમે તે ઋતુને સ્વીકારી ઉપશમના બોધ પરત્વે વિનિયોગ કરેલો જોવામાં આવે છે."[૨] જૈન સાધુ કવિઓની જેમ નિષ્કુળાનંદને વૈરાગ્યની ભાવના જગાવવા શૃંગાર કે વિપ્રલંભ શૃંગારનું નિરૂપણ કરવાની જરૂર પડી નથી. તેમને સંસારના વ્યામોહમાંથી છોડાવવા આ પ્રકારના ઉદ્દીપન વિભાવોનો આશરો લેવો પડયો નથી. નિષ્કુળાનંદની વૈરાગ્યભાવનાનું બીજું વિશિષ્ટ લક્ષણ એ છે કે તેમણે વૈરાગ્યના સ્વરૂપને નિષેધાત્મક રીતે (Negative form) જોયું નથી. કારણ

---

૧ વચનામૃત, લોયાનું ૬ઠું.

૨ "હાજીમહમદ સ્મારક ગ્રંથ."

કે તેમને મન તો સ્વામીનારાયણ ભગવાને વૈરાગ્યની જે વિધેયાત્મક (Positive Force) વ્યાખ્યા આપી છે તે ઇષ્ટ છે. સ્વામીનારાયણ ભગવાને "શિક્ષાપત્રી" શ્લોક ૧૦૪માં વૈરાગ્યની વ્યાખ્યા આપતાં લખ્યું છે:–

"વૈરાગ્ય એટલે શ્રીકૃષ્ણેતર વસ્તુમાત્રમાં અપ્રીતિ." વૈરાગ્ય એ ભકિતનું અંગ છે. જ્યાં સુધી ઈશ્વર સિવાય અન્યત્ર અપ્રીતિ થતી નથી ત્યાં સુધી ભકિતની સિધ્ધિ થતી નથી. વૈરાગ્યના બે પ્રકારોમાં મંદ વૈરાગ્ય અને તીવ્ર બૃહદ વૈરાગ્ય છે. એ પૈકી કવિને બૃહદ વૈરાગ્ય ઇષ્ટ છે. આ બૃહદ વૈરાગ્ય વિનાના ભવ, બ્રહ્મા, ઇન્દ્ર, ચંદ્ર, સૂર્ય, નારદ, પરાશર, સૌભરી, ચિત્રકેતુ, યયાતિ વગેરેની મોટી ખોટ વર્ણવીને કવિ શુકજી, જડભરત, વિદુર, ગોપીચંદ અને ભર્તૃહરિ જેવાના વૈરાગ્યને વખાણીને વૈરાગ્યનો મહિમા ગાતાં સ્પષ્ટ લખે છે કે જ્યાં સુધી વિષયોના ઘા રૂઝાયા નથી ત્યાં સુધી સાચું સુખ મળતું નથી :–

વૈરાગ્ય વિના વિષય સુખનો, તર્છટ ન થાયે ત્યાગ,
ત્રોડી પાડે પિંડ બ્રહ્માંડથી, એવો તો એક વૈરાગ્ય.
વૈરાગ્યવાન વિલસે નહીં, માયિક સુખની માંઈ.
શૂન્ય સુમન સમ સમઝી, ગંધ સુગંધ ન માને કાંઈ.[3]

કવિને મન વૈરાગ્ય તો એક ચિંતામણિ છે અને સર્વ સુખની સંપત્તિ વૈરાગ્યમાં વસી છે :

"જેમ મળે એક ચિંતામણિ, ઘણી અગણિત વસ્તુનું ઘર,
તેમ શુદ્ધ વૈરાગ્ય શિરોમણિ, નથી એથી બીજું કાંઈ પર.
સર્વ સુખની સંપત્તિ, વસી રહી વૈરાગ્ય માંઈ,
મોટે ભાગ્યે જો આવી મળે, તો ન રહે કસર કાંઈ."[4]

જેણે બૃહદ વૈરાગ્યરૂપી ચૂંદડી ઓઢી છે તેને પંચમાયિક વિષયો અસર કરી શકતા નથી. કવિએ તુંબુનું એક દૃષ્ટાંત આપી લખ્યું છે :–

વૈરાગ્યવાનને વિપત શાની, જે સમઝ્યા સાર અસાર,
જેમ તુંબુ બોળે કોઈ તોયમાં, પણ નીસરી જાયે નીર બાર."[5]

અને બૃહદ વૈરાગ્ય વિના નિર્વાસનિક બની શકાતું નથી અને ત્યાં સુધી વિષયોરૂપી ઘા રૂઝાતા નથી.

"વૈરાગ્ય વિના વિષય સુખનો, અંતરે ન થાયે અભાવ,
નિષ્કુળાનંદ નિરવેદ વિના, રુઝે નહિ વિષયના ઘાવ."[6]

---

૩ 'સારસિદ્ધિ', કડવું ૫, પાન–૧૨૯.
૪ એજન
૫ એજન,
૬ એજન, કડવું ૬

આ તીવ્ર વૈરાગ્યનું ગાન સ્વામીનારાયણ સંપ્રદાયના અન્ય કવિઓએ ગાયું નથી. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના નરસિંહ, મીરાં, અખો, ભોજો કે દયારામે બૃહદ્ વૈરાગ્ય ઉપર ભાર મૂકયો નથી. જ્યારે નિષ્કુળાનંદ તો કવે છે :–

"સર્વે વાતનું શોધી લીધું સાર જી, નથી કોઈ બૃહત વૈરાગ્યની હાર જી,
અંતર વિચાર્યું વારંવાર જી, શુદ્ધ વૈરાગ્ય તો સૌને પાર જી." ૭

તીવ્ર વૈરાગ્યનાં ગુણગાન ગાઈને જ કવિએ સંતોષ માન્યો નથી. કવિ ઉત્તમ વૈરાગીનાં લક્ષણો દર્શાવતાં કહે છે –

"ઠેરાણું ચિત્ત હરિચરણે, તેણે કરી તનસુખ ત્યાગ છે,
સારું નરસું સરખું થયું, જેને ઉપર અતિ વૈરાગ્ય છે."

–જેવી "સારસિદ્ધિ" કૃતિના નવમા કડવાથી કવિ કહે છે કે સાચા વૈરાગીએ કેવળ બાહય વસ્તુઓનો ત્યાગ કર્યો નથી, પરંતુ તે અંદરના શત્રુઓને ત્યાગીને સંપૂર્ણ નિર્વાસનિક બન્યો છે. તેનો વૈરાગ્ય તો અંદરનો છે. એક હરિની મૂર્તિના રટણ સિવાય તેને મન બધું અળગું અને વેગળું છે.

પ્રભુને પ્રસન્ન કરવા કોઈ હિમાલય જઈ હાડ ગાળે છે, કોઈ દાન, પુણ્ય કે તીર્થાટન કરે છે અને કોઈ જપ, તપ કે વ્રત કરે છે. પરંતુ કવિને મન શુદ્ધ વૈરાગ્ય વિના સઘળા વાયદા છે. રાગ સામગ્રીમાં રચાયેલું પ્રસ્તુત પદ કવિની વૈરાગ્યભાવનાને મૂર્તિમંત સ્વરૂપ આપે છે :–

"તીવ્ર વૈરાગ્ય તડોવડયે, નાવે સો સો સાધન
જપતપ તીર્થ જોગ જે, કરે કોઈ જન જગન.
દાન પુણ્ય પાળે કોઈ ધર્મને, ગાળે હિમાળે તન,
પ્રભુ પ્રસન્ન કરવા કારણે, જગમાં ફરે છે જન.
પણ બૃહદ વૈરાગ્ય વિના વાયદા, પ્રભુ પામવા કાજ,
અવર બીજા ઉપાયથી, રાજી ન હોયે મહારાજ.
બૃહદ વૈરાગ્યથી નથી વેગળો, અલબેલો અવશ્ય,
નિષ્કુળાનંદ નજીક છે, બૃહદ વૈરાગ્યને વશ્ય."૮

૭ સારસિદ્ધિ, કડવું ૫. પાન–૧૩૮.
૮ "કીર્તનસારસંગ્રહ" – ભાગ ૨. (સંપાદક–શાસ્ત્રી હરજીવનદાસજી, સ્વામીનારાયણ મંદિર, વડતાલ). ઈ. સ. ૧૯૫૨, પાન–૪૫૨.

કવિ માને છે કે નિષ્કામી બન્યા વિના શુધ્ધ વૈરાગ્ય સેવી શકાતો નથી:–

શુધ્ધ વૈરાગ્ય વિના સમઝો, નર ન હોય નિરાશ,
નિષ્કુળાનંદ નિષ્કામથી, રીઝે શ્રી અવિનાશ.[૯]

શુદ્ધ વૈરાગીને તો અનંત સુખો મળે છે. પંચમાયિક વિષયોમાંથી મુક્તિ પામનારને ઈશ્વરના પરમાનંદનો અમૂલ્ય લાભ મળે છે. કવિએ એક દષ્ટાંત આપતાં કહ્યું છે:–

"જેમ ચઢે ઉંચે કોઈ અંબરે, તે તો ભૂમિઆકાર ભાળે નહિ,
તે શુભાશુભ સહુ પર છે, અસત્ય સત્ય કોઈ કાળે નહિ.
જે વસ્તુતાએ વસ્તુ નથી, તે વસ્તુને કેવી કે'વાય,
એમ તીવ્ર વૈરાગ્યવાનને, એમ સે'જે વરતે છે સદાય.
તીવ્ર વૈરાગ્ય તેણે કરીને, જગત સુખ જોયામાં નથી આવતું,
નિષ્કુળાનંદ નાથ મૂર્તિ વિના, બીજું ભૂલ્યે પણ નથી ભાવતું."[૧૦]

અને આ બૃહદ્ વૈરાગ્ય તો ભગવાન કે ભગવાનના અનન્ય સંતની કૃપાથી પ્રાપ્ત થાય છે. જેમ વરસાદ વિના નદીમાં પૂર આવતું નથી, નર અને નારીના સંયોગ વિના બાળક ઉત્પન્ન થતું નથી તેમ તીવ્ર વૈરાગ્ય તો હરિ કે હરિના સાચા ભક્તની કૃપા વિના સંભવિત નથી એમ કવિનું કથન છે :–

જેમ વણ વુઠે વરસાત ને, વળી ના'વે નદીયે પુર
જેમ નર નારિ વિના ન નિપજે, બાળક તે બીજી પેર.
તેમ બૃહત વૈરાગ્ય તો ઉપજે, જો હરિ હરિજન કરે મેર[૧૧]

મંદ વૈરાગ્ય અને તીવ્ર વૈરાગ્ય – એમ બે પ્રકારના વૈરાગ્ય છે. મંદ વૈરાગી તો કાળક્રમે ભ્રષ્ટ થાય છે પરંતુ તીવ્ર વૈરાગીને માયાનાં બંધનો નડતાં નથી. કારણ કે આ ઉચ્ચ વૈરાગ્ય તો જ્ઞાનમાંથી પ્રકટયો છે અને જ્ઞાનમાંથી ઊપજેલા વૈરાગ્યમાં બળ હોય છે અને આ જ્ઞાન એટલે આત્મનિષ્ઠા અને પરમાત્માના માહાત્મ્યનું જ્ઞાન અને આ જ્ઞાન જ સર્વ વિષયસુખની વાસના ટાળે છે. અને ત્યારે જ જીવને ભગવાન પ્રત્યે પ્રીતિ થાય છે. આથી જ નિષ્કુળાનંદે તીવ્ર વૈરાગ્યને પ્રાધાન્ય આપ્યું છે.

નિષ્કુળાનંદની વૈરાગ્યભાવનામાં ક્રમિક વિકાસ જોઈ શકાય છે. સૌ પ્રથમ–

---

૯ એજન, પાન–૪૫૨.
૧૦ "સારસિદ્ધિ", કડવું ૧૩, પાન–૧૩૪.
૧૧ એજન, કડવું ૧૭, પાન–૧૩૬.

"પ્રથમ વૈરાગ્ય જેને પ્રગટે, તજે સકળ સંસારજી.
રાજ સાજ સુખ સંપત્તિ, મેલે માલ ભંડારજી.
અશન વસન ભૂપલશય્યા, એથી ઉતારે મનજી.
અંતર વૈરાગ્ય જેને ઉપજે, તજી ભવન ઈચ્છે વનજી."

—જેવા પદની પંક્તિઓ વૈરાગ્યના પ્રથમ પગથિયાનાં લક્ષણોને વ્યક્ત કરે છે. સૌ પ્રથમ તો જગતના બાહ્ય ચળકાટ અને ભૌતિક વૈભવને ત્યજી દે છે ત્યારે જ તેના અંતરમાં વૈરાગ્ય ઉદ્‌ભવે છે. અને જ્યાં સુધી અંતરમાં વૈરાગ્ય નથી ત્યાં સુધી તેનો ત્યાગ ટકી શકતો નથી. વૈરાગ્યના બીજા ચરણના ત્યાગ અને વૈરાગ્યનો સંબંધ કલાત્મક રીતે કવિ નીચેના પદમાં વ્યક્ત કરે છે :—

ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના, કરે કોટિ ઉપાયજી,
અંતર ઉંડી જે ઈચ્છા રહે, તે તો કેમ તજાયજી.
વેશ લીધો વૈરાગ્યનો, દેશ નહિ ગયો દૂરજી,
ઉપરનો આછો બન્યો, મહીં મોહ ભરપૂરજી.
કામ ક્રોધ મદ લોભનું, જ્યાં લગી મૂળ ન જાયજી,
સંગ પ્રસંગે તે ઉપજે, જ્યારે જોગ ભોગનો થાયજી.
ઉષ્ણ ઋતુ અવનિ ઉપરે, બીજ નવ દીસે બહારજી.
ઘન વરસે વન પાંગરે, એમ ઈન્દ્રિય વિષય સંયોગજી,
અણ ભેટે અભાવ છે, ભેટે ભોગવશે ભોગજી.
ઉપર તજે ને અંતર ભજે, એમાં સરે ન અર્થજી.
તે વરણી આશ્રમથી, અંતે કરશે અનર્થજી.
ભ્રષ્ટ થયો જોગ ભોગથી, જેમ બગડયું દુધજી,
ગયું રે ગૃથ મહીં માખણથી, આપે થયું અશુધજી.
પળમાં જોગી પળમાં ભોગી, પળમાં ગૃહીને ત્યાગીજી,
નિષ્કુળાનંદ કહે એ નરનો, વણ સમજ્યો વૈરાગ્યજી."[૧૨]

ત્યાગ અને વૈરાગ્યને કલાત્મક રીતે સમજાવતાં કવિ અહીં ભોજાની જેમ સીધો ઉપદેશ આપતા નથી કે અખાની જેમ ઉગ્ર બની દલીલ કે ખંડન મંડન કરતા નથી. કવિએ 'ઘન વરસે વન પાંગરે.....' જેવી કડીમાં સુંદર પ્રતીકની કલ્પના કરી છે. અને આથી જ વિષ્ણુપ્રસાદ ત્રિવેદી ઉપરોક્ત પદની વિશિષ્ટતાઓને ધ્યાનમાં લઈ પ્રશંસાનાં ફૂલો વેરતાં વિવેચના કરે છે અને ભોજા કૃત 'હરિજન હોય તેણે હેત ઘણું રાખવું" કાવ્ય સાથે નિષ્કુળાનંદની ઉપર કથેલ 'ત્યાગ ન ટકે...' કૃતિને સરખાવતાં જણાવે છે—

૧૨ કીર્તનસારસંગ્રહ ભાગ–૨, પૃષ્ઠ–૩૮૯.

"શાંત રસ ઉપજાવવામાં અદ્‌ભુત કૌશલ્ય બતાવનાર સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓમાંના એક નિષ્કુળાનંદનું બોધક કાવ્ય 'ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના' એ લઈએ તો ઉપલા કાવ્યને મુકાબલે આ કેટલું ઊંચી કોટિનું અથવા ભોજાનું પેલું કાવ્ય જ નથી, અને નિષ્કુળાનંદનું આ બોધક છે પણ કાવ્ય નામને ખરેખર પાત્ર છે.

"એક જ વિચાર શાંત ઉત્સાહ, અનુપ્રાસને સ્વરની એક સરખી માત્રામાં વહેતો અનેક રીતે ઠસાવવાનો આ બહુ સફળ પ્રયત્ન છે. સ્વપ્રયત્નથી ઉદ્‌ભવતો ઉત્સાહ, ઢાળનું ઔચિત્ય અને ભાષાની સુસ્વનતા આ કાવ્યનાં તરી આવતાં લક્ષણ પણ કવિ પોતાનો ઉપદેશ દલીલથી ઠસાવે છે.'[૧૩]

ભજનોનો પ્રધાન સૂર વૈરાગ્યનો છે. જગત પ્રત્યે અણગમો જન્મે ત્યારે જ ઈશ્વરમાં રાતામાતા બની શકાય છે. પરંતુ જ્યાં સુધી સંસાર પ્રત્યેની અંદરથી વાસના દૂર થતી નથી ત્યાં સુધી ત્યાગ ટકતો નથી. અહીં કવિ બાહ્ય સંપત્તિનો ત્યાગ કરવાનું સૂચવતા નથી. એ ધન–મેડી–માલ–ખજાનાને છોડવાનું કહેતા નથી, પરંતુ કામ, ક્રોધ, લોભ અને મોહ જેવાં વાસનાનાં પ્રબળ તત્ત્વો મૂળમાંથી નિર્મૂળ બનાવવાની વાત કરે છે. સાંસારિક વાસનાનો ત્યાગ કરવાથી વૈરાગ્ય ઉદ્‌ભવે છે.

પદમાં સ્વકીય રમણીયતા અને સુંદર પ્રતીક છે. બગડેલા દૂધનું દષ્ટાંત ઔચિત્યપૂર્ણ છે અને આથી જ વિષ્ણુપ્રસાદ ત્રિવેદી લખે છે :—

'બગડેલા દૂધનું દષ્ટાંત ઔચિત્ય પૂરતું દષ્ટાંતોમાં પ્રથમ કોટિનું છે. પણ દૂધ, દહીં વગેરેનું દર્શન રમણીય નથી. ઉચ્ચ પ્રતિરૂપમાં ઔચિત્ય ઉપરાંત સ્વકીય શકિત જોઇએ એ સ્વકીય શકિત સ્વતંત્ર રમણીયતાની અને ભાવ પ્રેરકતાની હોઈ શકે. 'ઘન વરસે વન પાંગરે, ઈન્દ્રિય વિષય આકારજી' વરસતા ઘનનું અને પાંગરતા વનનું કલ્પના વડે દર્શન સાચે જ રમણીય અને આહ્‌લાદક છે. તેના પ્રતિરૂપ તરીકે તેમાં ઔચિત્ય ઉપરાંત સ્વકીય રમણીયતાની અને શાંત રસને અનુરૂપ ભાવ પ્રેરકતાની શકિત છે એમ ગણાય. પ્રતિરૂપની આ શકિત ગતિમાન (Dynamic) છે, પારસમણિ જેવી છે. તેની રમણીયતા અને ભાવપ્રેરકતા દૂધમાં સાકર પેઠે, ઓરડામાં પ્રકાશ પેઠે, કાવ્યમાં પ્રસરી જાય છે ને તેની આગળ પાછળ આવના શુષ્ક ભાગને સંસ્કારી કે સુવાચ્ય બનાવે છે.'[૧૪]

અને કવિ કહે છે તેમ આ વૈરાગ્ય પ્રાપ્ત કરવો સરળ નથી. એને વિઘ્નો ઘણાં છે :—

---

૧૩ 'વિવેચના' – વિષ્ણુપ્રસાદ ત્રિવેદી. (પ્રકાશક – ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલય, અમદાવાદ.) આવૃત્તિ ૨. ઈ. સ. ૧૯૬૪. પાન–૨૨૯.

૧૪ એજન, પાન–૨૩૦.

વૈરાગ્યને વિઘન ઘણાં, તાકી રહયાં તૈયાર જી,
માન મોટાઈ ઈચ્છે મારવા, છોડાવા ધન નાર જી."

—જેવી ધ્રુવપંક્તિથી શરૂ થતા પદમાં કવિ બાહય કે ઉપરચોટિયા વૈરાગ્યને મહત્ત્વ આપતા નથી—

અંતર ઉંડા અભાવથી, કરીએ તન મન ત્યાગ જી,
પછી ભરીએ પગલાં, તો વણશે વૈરાગ્ય જી.

આથી જ કવિ મંદ વૈરાગ્યને મહત્ત્વ ન આપતાં તીખી તરવાર જેવા બૃહદ્ વૈરાગ્યને પ્રાધાન્ય આપી બૃહદ વૈરાગ્ય ઉપર વારી જાય છે.

ભગવાં કપડાં પહેરી સંસારનો ત્યાગ કરવાથી કે ધૂણી ધખાવી સ્મશાનઘાટ ઉપર પડયા રહેવાથી સાચા વૈરાગી બની શકાતું નથી, કારણ કે આ પ્રકારના લોકોએ પંચ-માયિક વિષયોને અંતરથી તજયા નથી કે કામ, ક્રોધ જેવા પાંચ શત્રુઓને જીત્યા નથી. કવિનો આદર્શ તો જડભરતનો છે. એક આત્મલક્ષી પદમાં—

"અમે જડભરથી રે જોગીયા, ઈચ્છું નહીં વૈભોગ જી,
જકત પદારથ જીવને, રુચે નહિ જેમ રોગ જી."

જેવી ધ્રુવપંક્તિના પદમાં વૈરાગ્યના મૂર્તિમંત આદર્શને વાચા આપતાં કવિ સુખદુઃખ, હર્ષ કે શોકને ધીરજથી સહન કરવાનું કહી પોતાના કુળને લાંછન લગાડવા ઈચ્છતા નથી :—

હર્ષ શોક હાણ વધને, સહેશું સુખદુ:ખ તન જી,
નિષ્કુળાનંદ કહે નહિ દઈએ, નિજ કુળને લાંછન જી.[૧૫]

અખાના કવનનો મુખ્ય રસ બ્રહ્મરસ છે, પ્રેમસખી પ્રેમાનંદે પ્રેમલક્ષણા ભકિતના ઉન્મેષો ચમકાવ્યા છે. નરસિંહ જ્ઞાન અને ભકિતનો સુભગ સમન્વય સાધી શકયા છે. દયારામ ગોપીભાવે પનઘટને કે વૃંદાવનને બંસીના બોલથી સભર કરી શકયા છે તો નિષ્કુળાનંદ જીવન અને કવનમાં વૈરાગ્યના પ્રબળ ધ્વનિને પ્રગટાવી ગયા છે. ત્યાગ અને વૈરાગ્યના પાઠો સંપૂર્ણતઃ જીવનમાં ઉતારી જાણનાર આ સાધુકવિનું પ્રધાન અંગ વૈરાગ્યનું છે. તેમની ભકિતનિષ્ઠા, ધર્મનિષ્ઠા અને કર્તવ્યનિષ્ઠાને મીરાંએ કવેલા વૈરાગ્યના કંબલનો ઘેરો રંગ લાગી ગયો છે. બૃહદ્વૈરાગ્યને વાચા આપતાં કવિએ જીવનમાં એ વૈરાગ્યને ગૂંથી લીધો છે અને આથી જ તેમની અનુભવની વાણી—

"સંતો સાંભળો સાચી વારતા, નથી લીધો આ ભુખ્યે ભેખ રે," "હું બલિહારી રે વૈરાગ્યને, ઉપજયો જેને અંગ જી, ચૌદ લોક જે ચતુર્ધા, ન ગમે સુખનો સંગ જી"

---

૧૫ "કીર્તનસારસંગ્રહ" ભાગ-૨, પાન-૩૯૩.

કે "મૈં હું આદિ અનાદિ આ તો સર્વે ઉપાધિ, સદ્‌ગુરુ મીલ્યા અનાદિ મીટ ગઇ સર્વે ઉપાધિ" જેવી ધ્રુવ પંકિતઓવાળાં આત્મલક્ષી પદોમાં ગુંજી ઊઠે છે. આમ વૈરાગ્યની ઉચ્ચતમ ભાવનાની સેર કવિના કવનમાં અને જીવનમાં એક જ સપાટીએ વહે છે.

કવિની વિશિષ્ટતા તો ત્યાં છે કે તેમણે વૈરાગ્યની ભાવનાને લોકહૃદય સુધી પહોંચાડવા ભોજાની જેમ કઠોર વાણી વાપરીને ચાબખા વીંઝ્યા નથી અને માનવજીવનનું મૂલ્ય ઘટાડયું નથી પણ સંસારમાં આસકત ઇશ્વરવિમુખ જીવોને કાયમની ક્ષણભંગુરતાનું ભાન કરાવવા, માયિક પ્રીતિનાં બંધનોમાંથી મુકત કરાવવા, સંસારનો વ્યામોહ છોડાવવા અને વૈરાગ્ય ઉત્પન્ન કરાવવા સ્ત્રી અને પુરુષોનાં તેમણે એવાં શબ્દચિત્રો દોરી આપ્યાં છે, જે વાંચતાં આપોઆપ સ્વયં વૈરાગ્યની ભાવના પ્રેરિત થાય છે. કવિની આ કલા બીજા વૈરાગી કવિઓને વરી નથી. આથી જ તેમનું સ્થાન વૈરાગ્યને જગાવવામાં અનન્ય અને ઉચ્ચ છે. "ભકતચિંતામણિ" નામક સળંગ પદ્યકૃતિમાં બહાર સુંદર લાગતી નારી અંદરથી કેટલી ઘૃણાજનક છે તેનું સુંદર ચિત્ર કવિએ દોરી આપ્યું છે :—

"નારી ઉપર અંગ ઉજવળે, માંહી ભરી છે મૂત્ર ને મળે,
મજ્જા મેદ છે માંસનો પિંડો, થુંક લાળ કફ પિયા શેડો,
રગરગમાં ભર્યું રૂધિર, અસ્થિ ત્વચાએ મઢ્યું શરીર.
પરૂ પાય ઉદરમાં ઓકાર, મુખમાંહિ હાડકાંની હાર
નખ કેશ શલેષમ સોઇ, એમાં કામની વસ્તુ છે કોઈ
જે જે વસ્તુનાં લીધાં છે નામ, તેનું ભરી હોયે એક ઠામ,
તેને કરે ખાવા કોઈ ખાંત, તે કેમ કહેવાય મનુષ્યજાત,"[૧૬]

—જયારે દેવાનંદે તો

"આઠ પ્રકારે અબળાકેરો, ત્યાગ કરે તે ત્યાગી,
વિષય થકી વૈરાગ્ય પામ્યા, તે સાચા વૈરાગી"

એટલું કહીને જ સંતોષ માન્યો છે. નારીનું ઘૃણાજનક ચિત્ર તેમણે આપ્યું નથી. મંજુકેશાનંદે વૈરાગ્યનું સ્વરૂપ આપતાં કહ્યું છે—

"તમને કહું છું તે રૂડી રીતે રે, તમે સાંભળો પૂરણ પ્રીતે રે.
પ્રભુ વિના બીજામાં જે રાગ રે, તેનો અભાવ તે જ વૈરાગ્ય રે."[૧૭]

પંચવિષયોનો ત્યાગ કરવાની વાત તો બધા વૈરાગી કવિઓએ કરી છે, પરંતુ તે મોહ-માયાનું મૂળ જે નર અને નારી છે તેનું અંદરનું કુરૂપ કાવ્યમાં વ્યકત કરી તે પ્રત્યે

૧૬ "ભકતચિંતામણિ"—પ્રકરણ ૧૦૬, પાન—૩૨૫.
૧૭ "મંજુકેશાનંદકાવ્ય"—પાન—૧૮૪.

બફેરત જગાવવાના પ્રયાસો નિષ્કુળાનંદ સિવાય કોઈએ કર્યા નથી. નારીની જેમ નર પ્રત્યે જુગુપ્સા ઉપજાવે તેવું ચિત્ર પણ નિષ્કુળાનંદે આપ્યું છે:—

"જે પુરુષ માન્યા સુખરૂપ, તેનું સાંભળો કહું સ્વરૂપ,
જેને જાણે છે રૂડો રૂપાળો, તેને ભીનરનો માલ ભાળો.
માંહિણ ભર્યો મજ્જા મેદ માંસ, તેની અભાગણી કરે આશ,
પરુ પાચ પડે પિયા ઘણા, વહે લીંટ શેડા લજામણા,
કફ, થુંકને લાળની ખાડી, મુખે ઝરે તે મેઘ અપાડી,
પડે બળખા આવે ઓકાર, દિસે દાંત હાડકાની હાર.
મળ મૂતરે પૂરણ પેટ, તેની ભુંડણ્ય થાય છે ભેટ,
કુલટા મન રીઝી કરકે, જેણે કરીને જાશે નરકે.
માંહિ ભરિયો આંતર કર્મે, ઉપર મઢયો છે આળે ચર્મે,
ભર્યું રુધિર તે રગરગે, એવો અશુદ્ધ નર છે અંગે."[૧૮]

વૈરાગ્ય ઉપજાવવા વૃધ્ધાવસ્થાનો હાઉ બતાવનારાં નરસિંહનાં ચાર પદો સાથે નિષ્કુળાનંદે "યમદંડ"માં દોરેલું વૃદ્ધનું કરુણ ચિત્ર સરખાવીએ તો નિષ્કુળાનંદનો એ વૃદ્ધ વધુ અસરકારક રીતે વૈરાગ્ય તરફ પ્રેરી જાય છે. "યમદંડ"માં મોહ–માયામાં ફસાયેલો યુવાન પોતાનાં સંતાન અને પત્ની માટે જે અનેક પ્રકારનાં પાપકર્મો કરે છે તે યુવાન જ્યારે વૃદ્ધ થાય છે ત્યારે એ સ્વાર્થી સ્વજનો તેની કેવી દુર્દશા કરે છે તેનું સુરેખ ચિત્ર કવિએ આપ્યું છે :—

"બાળ ત્રિયાં બીજાં બહુ મળી, વચન કહે કરી રોષા જી,
અમે અમારું ઉકેલીશું, બેશી 'રે ને દુર્મતિ ડોસા જી
લવલવ કરતાં લાજ ન આવે, કહી કહીને શું કહિયે જી.
બોલતાં બંધ ન બેસે તારે, જિહવા ઝાલીને રહિયે જી,
ઉનું ટાઢું હાજર હશે, એવું અન્ન આણી દેશું જી,
ટંકટાણાંની ટેવ નહિ રહે, જ્યારે નવરાં થાશું જી,
તું જેવાં નકામાં નથી, અમારે છે કામ જી.
ન થાવાનાં નખરાં મૂકી, બેશી રહે એક ઠામ જી."[૧૯]

આ બુઢ્ઢો હવે નકામો થઈ પડયો છે. કુટુંબને બોજારૂપ છે. તેનું પળે પળે અસહ્ય અપમાન થાય છે. ડોસો અફસોસ કરે છે, પરંતુ તેનું કોણ સાંભળે? યુવાનીમાં જેણે પોતાનાં સંતાનોને લાડ લડાવ્યાં, પત્નીને મોજશોખ કરાવ્યા તે જ સ્વજનો ડોસાને કડવી વાણીમાં ફટકારે છે :—

૧૮ "ભકતચિંતામણિ" — પ્રકરણ ૧૧૧, પાન–૩૪૦.
૧૯ "યમદંડ" — કડવું ૪, પાન–૪૦૭.

"તારાં કર્તવ્ય નડિયાં તુને, દે માં કોને દોષ જી.
ભાવે કરીને ભોગવ્ય હવે, મેલી મન અપશોષજી."[20]

ઘડીભર ડોસાને ચટકો લાગી જાય છે. ભૂખ અને તરસથી બહાર બેસી રહે છે. કોઈ તેની ખબર લેતું નથી. આખરે પાપી પેટને ભરવા પાછો ઘરમાં જાય છે. નિષ્કુળાનંદની વૈરાગ્ય ઉત્પન્ન કરવાની કલા ડોસાના નીચેના કરુણ ચિત્રમાં વિકસે છે :—

"ઓશિયાળો આંગણિયે ઊભો, ટાંપા ટૈયા કરવા જી,
કાલાવાલા ક્રોડ કરે પણ, ઘરમાં ન દિયે ગરવા જી.
ઓશરિયે ઊભો અન્ન વિના, કંપે થરથર કાયા જી,
છોરું સહુ છણકાવવા લાગ્યાં, ન જુવે સામું જાયા જી,
પછી કહે ઘડી બે પછી, આપો એને અન્ન જી,
આજ પછી એ આવું વળી, ન કરે કોઈ દનજી."[21]

અંતે લોકલાજે ડોસાને ખાવાનું તો મળે છે. પરંતુ, કેવી કરુણ સ્થિતિમાં ! કવિની વૈરાગ્ય ઉત્પન્ન કરાવવાની કલા પરાકાષ્ઠાએ પહોંચે છે :–

"મળ મૂત્ર માંય તે લોટે, ભુંડી ગંધ્ય ઉઠે જ્યાં ભારી જી,
તેને અભાવે અળગાં રહી અન્ન આપે નર નારી જી."[22]

અને છેવટે તો સ્વાર્થનાં સગાં–સંબંધી તથા ઘરનાં લોકો ડોસાને–

"મરજ્યે મરજ્યે મરજ્યે મૂરખ, એવી આશિષ દીધી જી,
શા સુખ સારૂ જીવ છ પાપી, લાજ અમારી લીધી જી,
એમ કહીને ઊભાં આગે, પ્યાસ ભૂખનું ન પૂછે જી.

સંસાર પ્રત્યે વૈરાગ્યભાવના ઉત્પન્ન કરાવવા વૈરાગ્યમૂર્તિ ભર્તૃહરિએ તો કેવળ–

वलि मिर्मुखमाणानां, पलितै शङ्कित शिरः ।
गात्रनि शिथिलायन्ते, तृष्णैका तरूवजायते ॥

–જેવા વૈરાગ્યશતકના ચૌદમા શ્લોકમાં વૃદ્ધાવસ્થા દર્શાવી છે.

પણ જગત પ્રત્યે નિર્વેદ દર્શાવવા આ રીતે નિષ્કુળાનંદે સ્ત્રી પુરુષોનાં ચિત્રો એવી કલાત્મક રીતે દોરી આપ્યાં છે જે વાંચતાં જ આપોઆપ સંસારના વ્યામોહ પ્રત્યે

---

૨૦ એજન, કડવું ૪, પાન–૪૦૮.
૨૧ એજન, કડવું ૪, પાન–૪૦૮.
૨૨ એજન, કડવું ૪, પાન–૪૦૮

વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. કવિએ ભોજાની જેમ ચાબખા માર્યા નથી કે નથી સીધો ઉપદેશ આપ્યો. ગર્ભાવસ્થાનું દુ:ખ ભૂલી જનાર કૃતઘ્ની મનુષ્યની આંખો ખોલવા ભોજો આ પ્રમાણે કહે છે :—

"એ ગુણ પાડ તું ભૂલી ગયો, કૃતઘ્ની તું કેમ જ થયો,
શું કહી આવ્યો શું આદર્યું, મૂળગું ખાતું માથે ધર્યું.
જે છૂટયાનો કર ઉપાય (તો) સદ્ગુરુ સંતને મળીને એ ધાય,
અજ્ઞાનપણામાં ઊંઘી રહ્યો, એ ગુણ પાડ તું ભૂલી ગયો[૨૪]

ભોજાની ઉપરોક્ત પંક્તિઓ સાથે નિષ્કુળાનંદે ગર્ભવાસના દુ:ખનું સ્મરણ કરાવી ઈશ્વર પ્રત્યે મનુષ્યને અભિમુખ કરવા જે પંક્તિઓ સર્જી છે તેની તુલના કરીએ તો નિષ્કુળાનંદે 'યમદંડ'માં—

"ઉદરમાં જે અતિ ઘણું દુ:ખ, નવ માસ સુધી નહિ સુખ,
ઉંધે શિરે લટકાવે લઈ, તિયાં દુ:ખતણો તે પાર નઈ.
તપે જઠરા તાપ અપાર, બળે દેહને કરે પોકાર
દાઝે દેહ અતિ અકળાય, કોમળ તને તે કેમ સેંવાય."

—જેવી કડીઓથી શરૂ કરી ગર્ભવાસની ઘૃણાજનક સ્થિતિ નીચેની પંક્તિઓમાં દર્શાવી છે:—

"મહા દુર્ગંધ મધ્ય ઘર રહેવા, ઘડી એક નહિ સુખ લેવા.
ધાતુ સપ્તનો ભર્યો ભંડાર, રાતદિવસ કરે એ આહાર.
જીવ જંતુ તિયાં વસે જોઈ, ડસે છે દેહને પિયે છે લોઈ.
મોટાં જંતુ ફાડી રહ્યાં મુખ, રાત દિવસ દિયે બહુ દુ:ખ.
તેને દુ:ખે નાસવાને જાય, નાસી ભાગી તે કિયાં જવાય,
જેમ લટકે વડે વાગોલ્યું, એથી દુ:ખ સહે અણે તોલ્યું"[૨૫]

પ્રથમ બે કડીમાં જુગુપ્સાદ્વારા નિર્વેદ જગાડતા કવિએ યોનિ સંકટનું ચિત્ર ઘરગથ્થુ દૃષ્ટાંત દ્વારા આપ્યું છે તે ધ્યાનપાત્ર છે—

"કનક તણો જેમ તાણે તાર, તેથી વસમો લેવો અવતાર,
જેમ પિલે ચિચુમાં શેરડી, તેથી કઠણ ઘણી એહ ઘડી.
જેમ ભીડે સકંચે કપાસ, એથી તજવો કઠણ ગર્ભવાસ
અંગ ભીસાણું ચંપાણું ભારે, જયારે કાઢયો ઉદરથી બા'રે."[૨૬]

---

૨૪ "ભોજાભકતકૃત કવિતા" – પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ, ઇ. સ. ૧૮૯૦. પાન–૨.

૨૫ "યમદંડ" – કડવું ૨, પાન–૪૦૨.

૨૬ એજન–કડવું, ૨, પાન–૪૦૩.

નિર્વેદ જગાડી વૈરાગ્યને પ્રકટાવનાર એક પછી એક ચિત્રફલકની જેમ જે ચિત્રાવલિ નિષ્કુળાનંદે સર્જી છે તે નરસિંહ, અખો, ભોજો કે સ્વામીનારાયણ સંપ્રદાયના અન્ય કવિઓમાં જોવા મળતી નથી. આ રીતે અપાર વેદનાથી જેનો જીવ મૂંઝાય છે તે બાળક તે વખતે તો હરિસ્મરણ કરે છે. પરંતુ જેવો આ જગતમાં આવે છે ત્યારે—

"ઉદરમાંહિ જે હતી અસાધ્ય, આવ્યો બા'રે ને વિસારી વ્યાધ,
જેમ ભૂલ્યો ગોવિંદના ગુણ, તેમ સારી શિખ આપે કુણ."

અને જગતના સંબંધીઓ પુત્રરત્ન મેળવી આનંદ પામે છે. એ બાળક યુવાન થાય છે, અનેક પાપો કરે છે અને છેવટે જેના માટે પાપકર્મો કર્યાં હોય છે તે જ સ્વજનો એ વૃદ્ધને ઠેબે ચડાવે છે. કવિએ જગતના સુખની ક્ષણભંગુરતા કે સ્વજનોના નીચ સ્વાર્થની આટલી ચિત્રો દોરી પ્રબળ રીતે કાઢી છે. બાકી 'મૂરખો રળીરળીને કમાણો રે, માથે મેલેશે મોટો પાણો' કે 'પ્રાણિયા ભજી લેની કિરતાર, આ તો સપનું છે સંસાર' જેવાં ભોજાનાં કે 'આ તનરંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગેજી' જેવાં બ્રહ્માનંદનાં કે 'કર પ્રભુ સાથે દૃઢ પ્રીતડી રે, મેલી જાવું મેલી ધનમાલ, અંતકાળે સગું નહિ કોઈનું રે' જેવાં મંજુકેશાનંદનાં વૈરાગ્ય ઉત્પન્ન કરનારાં અસંખ્ય પદો મળી આવે છે. આથી જ આ બધા વૈરાગી ભક્ત કવિઓમાં નિષ્કુળાનંદનું સ્થાન નિરાળું છે.

કવિની માન્યતા છે કે જ્યાં સુધી મનમંદિર પંચવિષયોના વિકારોથી સ્વચ્છ થતું નથી ત્યાં સુધી હૃદયમાં પ્રકાશ થતો નથી અને જ્યાં સુધી માયિક વિકારોથી ઘેરાયેલું અંતર છે અને જગતનો વ્યામોહ છે ત્યાં સુધી ઈશ્વર પ્રત્યે સાચો પ્રેમ થતો નથી અને ભક્તિસાધના અધૂરી રહે છે. નરસિંહે ભલે ગાયું હોય, "જ્યાં લગી આત્મા તત્ત્વચિન્યો નહિ, ત્યાં લગી સાધના સર્વ જૂઠી" કે દયારામે ભલે કહ્યું હોય "મનજી મુસાફર રે ચાલો નિજ દેશ ભણી", પરંતુ આ દેશ ભણી જવા આત્માનાં અજવાળાં ઝગમગાવવાની જરૂર છે અને તે ત્યારે જ શક્ય બને છે જ્યારે જગતના પદાર્થોમાંથી પ્રીતિ હઠાવી કેવળ ઈશ્વર પ્રત્યે જ પ્રીતિ પ્રકટાવીએ. પરંતુ પ્રેમસહિત ભક્તિ તો અંદરના વિકારો દૂર કરવાથી જ થાય છે અને આ માયિક વિકારો બૃહદ્ વૈરાગ્ય પ્રકટાવવાથી જ દૂર થાય છે કારણ કે ત્યાગ વૈરાગ્ય વિના ટકી શકતો નથી. અખાનું "મિશન" વેદાંત છે. નરસિંહ, મીરાં કે દયારામની સમજણ પ્રેમલક્ષણા ભક્તિમાં છે, જ્યારે નિષ્કુળાનંદ કવનનો સમગ્ર ધ્વનિ બૃહદ્ વૈરાગ્ય પ્રકટાવવામાં છે. તેને મન વૈરાગ્ય વિના સર્વ સાધના જૂઠી છે. માટે જ—

"વૈરાગ્ય વિના તનસુખ ન તજાય જી, તનસુખ તજ્યા વિના હરિ ન ભજાય જી,
હરિ ભજ્યા વિના ભક્ત ન નિપજાય જી, લીધી મેલી વાતે ભક્તપણું લજાય જી"[૨૭]

૨૭ "ધીરજાખ્યાન" – કડવું ૬૨. પાન—૨૭૨.

રાગ અને ત્યાગ વચ્ચે પંચમાયિક વિષયોને તજી તો દેવાય છે, પરંતુ અંતઃકરણની વૃત્તિઓનાં જોડાણ માટે ઉચ્ચતમ માધ્યમની જરૂર રહે છે. હરિમાં રસ–બસ કરતા કવિને આ રીતે ઉચ્ચ માધ્યમ મળ્યું છે. આથી જ તેમણે માનવજીવનની ઉપેક્ષા કરી નથી. ગૃહસ્થાશ્રમ બજાવીને પણ હરિ ભજવાનું તેમણે કહ્યું છે. મોંઘા માનવદેહનું સાફલ્ય સાચા સંતનો સમાગમ કરી હરિપ્રાપ્તિ કરવામાં તેમણે સમજાવ્યું છે. તેમનું અણુ–અણુમાં ધબકતું અને રમતું વૈરાગી જીવન સ્વાભાવિક રીતે જ કવનમાં ઊતરી આવ્યું છે. આથી જ તેમના અંતરનો વૈરાગ્ય સ્વયંસ્ફૂરિત બની રહ્યો છે.

કવિની વૈરાગ્યભાવનામાં કૃત્રિમતા નથી, અખાના તણખા કે ભોજાના ચાબખા નથી, ઉપદેશોની હારમાળા કે માનવજીવનની ઉપેક્ષા નથી અને કઠોરતા કે કડવાશ નથી પણ એમનો વૈરાગ્ય તો કોઈ અગાધ જળાશયના શાંત વહેતા નીર જેવો છે. વૈરાગ્યની ઉચ્ચતમ ભાવના વ્યકત કરવામાં કડક ઉપાલંભો કે શુષ્ક બોધની પ્રણાલી આ કવિમાં નથી, પરંતુ તે સ્વાભાવિક ચિત્રોદ્વારા આપોઆપ જ તેમનામાં પ્રગટ થાય છે. આત્મલક્ષી પદોમાં સૌમ્ય માર્ગદર્શકની જેમ તેમની અનુભવવાણીનો ટહુકો ભાવકોના હૃદય સુધી તેઓ પહોંચાડી શકયા છે. તેમણે જડભરત કે ગોપીચંદના વૈરાગ્યનું કેવળ ગાણું જ ગાયું નથી, પરંતુ તેઓ પોતે જ એ ઉચ્ચતમ વૈરાગીની સ્થિતિએ પહોંચ્યા છે. આથી જ તેમના વૈરાગ્યનાં કવન અને જીવનમાં કુદરતી રીતે જ એકરૂપતા સધાઈ છે, જે સમગ્ર મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં અનન્ય છે.



## પ્રકરણ-૫

# નિષ્કુળાનંદની કાવ્યસૃષ્ટિ

### (અ)

### નિષ્કુળાનંદની કવિતા ઉપર અન્ય કવિઓની અસર

નિષ્કુળાનંદની કવિતાના ભાવપક્ષ અને કલાપક્ષનો વિગતે પરિચય મેળવી તેમની કવિ તરીકેની સિદ્ધિઓનો તાગ મેળવીએ તે પહેલાં વિચાર, વિષય, ભાવ અને પદ્ધતિ પરત્વે સામ્ય ધરાવતાં તેમનાં કેટલાંક પદો જે પુરોગામી કવિઓની અસર ઝીલે છે તેનાં કેટલાંક ઉદાહરણો જોઈએ એક રીતે જોઈએ તો કોઈ પણ કવિ તેના પુરોગામી કવિઓની અસરથી બચી શકતો નથી. આ અસર બે પ્રકારે સંભવી શકે. એક તો પ્રેમાનંદની જેમ નાકર કે ભાલણ પાસેથી કાચી વિષય સામગ્રી લીધી હોય અને એ કાચી સામગ્રીમાં પોતાની કવિત્વશકિત ઝળકાવી હોય. આ દિશામાં અખાએ પણ તેના પુરોગામી કવિ માંડણ પાસેથી બેઠી સામગ્રી લીધી છે. બીજી અસર એ હોય છે કે કાવ્યપ્રણાલીમાં પુરોગામી કવિઓનો સૂક્ષ્મ ધ્વનિ સંભળાતો હોય. અન્ય ભકતકવિઓની જેમ નિષ્કુળાનંદની કવિતા પણ સામાન્ય રીતે મધ્યકાલીન કાવ્યપરંપરામાં પર્યવસાન પામે છે, એટલે પુરોગામી કવિઓની અસર તેમની કવિતા ઉપર કયાંક કયાંક પડી હોય તે સ્વાભાવિક છે. નિષ્કુળાનંદમાં બીજા પ્રકારની અસર જોવા મળે છે. પ્રેમાનંદ કે અખાની જેમ કાચી સામગ્રી તેમણે લીધી નથી.

**નરસિંહ અને નિષ્કુળાનંદ :—** નરસિંહે જ્ઞાન અને ભકિતનો સુંદર સમન્વય "અખિલ બ્રહ્માડમાં એક તું શ્રીહરિ, જૂજવે રૂપ અનંત ભાસે" જેવી પંકિતથી શરૂ થતા પદમાં સાચી વિવિધતામાં એકતા જોઈ છે. નિષ્કુળાનંદે પણ—

"ખટબીજ પેર્યે પ્રભુ પ્રિછતાં, અનેકમાં એક એ સ્વરૂપ રે,
બીજી જેમ બરાસની મુરતિ, દિસે છે કાંયે રૂપ છે અરૂપ રે.
નિરગુણ સગુણ સંશય ટલ્યો, મલ્યો મુને માંહેલો મર્મ રે,
નિષ્કુળાનંદ આનંદીયો, ભાંગો કાંઈ ભીતર માંહેલો ભ્રમ રે."[1]

જો કે નરસિંહની જેમ જ્ઞાન અને ભકિતના સુંદર સમન્વયની ભવ્યતા અહીં દેખાતી નથી, પરંતુ વિવિધતામાં એકતાનો સૂક્ષ્મ ધ્વનિ સંભળાય છે.

---

૧ નિષ્કુળાનંદ કાવ્ય-પદ ૩, પાન-૪૪.

નરસિંહ :- "જે ગમે જગતગુરુ દેવ જગદીશને,
તે તણો ખરખરો ફોક કરવો.
આપણો ચિંતવ્યો અર્થ કંઈ નવ સરે,
ઉગરે એક ઉદ્વેગ ધરવો."[૨]

–જેવી કંડિકાઓમાં સર્વશક્તિમાન પરમાત્માની ઇચ્છામાં આનંદ માણવાનું સૂચવે છે. નિષ્કુળાનંદ પણ આ રીતે :—

"ભાઈ જે ગમે હરિ ગુર દેવને ખરૂં, દાસને એમ આનંદ રહેવું,
નિષ્કુળાનંદ એહ નર મંદમતિ, જે હરિ ઇચ્છામાં શુભ અશુભ કહેવું."[૩]

આમ, વિચારની દષ્ટિએ સામ્ય ધરાવે છે.

નરસિંહ – "જ્યાં લગી આતમા તત્ત્વ ચીન્યો નહીં,
ત્યાં લગી સાધના સર્વે જૂઠી."

–જેવી શ્રુતપંકિતઓથી આરંભાતા પદમાં સ્નાન, સેવા, પૂજા, તિલક, તુલસી, તીર્થ, જાગ, તપ આદિ બાહ્ય સાધનોને વ્યર્થ ગણાવી જ્ઞાનને ઉત્તમ ગણે છે.

"શું થયું સ્નાન સેવા ને પૂજા થકી,
શું થયું ઘેર રહી દાન દીધે,
શું થયું ધરી જટા ભસ્મ લેપન કર્યે,
શું થયું વાળ લોચન કીધે–જ્યાં૦
શું થયું તપ અને તીર્થ કીધા થકી,
શું થયું માળ ગ્રહી નામ લીધે,
શું થયું તિલક ને તુલસી ધર્યા થકી,
શું થયું ગંગાજળ પાન કીધે.–જ્યાં"[૪]

ઉપરોકત પંકિતઓ સાથે નિષ્કુળાનંદની સ્નેહભકિત ગાતી નીચેની પંકિતઓ સામ્ય ધરાવે છે :—

"તજી ઘરવાસ ઉદાસ ફરે કોઈ, કરે તીરથ વ્રત દાન,
માળા તિલક ધરે ફરે ફકત, નખ શિખા વધારી નિદાન,
કરે અટન રટન નિરંતર, વળી કરે ગંગાજળ પાન
સ્નેહ નહિ જેને નાથ શું રે, શું થયું તે કરતાં જ્ઞાન."[૫]

---

૨ પ્રસ્તુત ઉદાહરણો "નરસિંહકૃત કાવ્યસંગ્રહ"માંથી લીધાં છે.

૩ "કીર્તનસારસંગ્રહ ભાગ–૨", પાન–૪૫૭.

૪ કાવ્યપરિચય ભાગ ૧, પાન–૭.

૫ કીર્તનસારસંગ્રહ ભાગ ૨, પાન–૪૪૯.

શૃંગારની દૃષ્ટિએ નિષ્કુળાનંદ અને નરસિંહની ચાતુરીઓમાં એકાદ જગ્યાએ વિષય અને ભાવની દૃષ્ટિએ સામ્ય છે,

નરસિંહની ગોપાંગના વૃંદાવનમાં એકલી જાય છે તે વખતે શ્યામ તેને ભેટી જાય છે અને છેડછાડ કરે છે :-

"આજ મહાવંન હું ગઈ હુતી, મુસ્તક મહીનો ભાર,
કારમાં તે આવ્યો કુંજમાં, નટવર નંદકુમાર.
વહાલમાં એણે રોકી વનમાં, હું કરું તે કુણ ઉપાય,
આજ તે જાણી એકલી, માહાવજી મા કરશો અન્યાય"[૬]

નરસિંહની ઉપરોક્ત પંકિતઓ સાથે નિષ્કુળાનંદની નીચેની પંકિતઓ જોઈએ -

"આજ હું તો ગઈતિ મહાવન મોઝાર... ...જી
એ મારગે મુજને મલિયા મોરારજી રે
સુ કરૂ હું અબળા એકલી જો નારયજી.... ..."[૭]

**મીરાં અને નિષ્કુળાનંદ :-** બંનેની કવિતામાં કંઈક અંશે પ્રભુનિષ્ઠા અને ભકિતની ખુમારીમાં સામ્ય નજરે પડે છે. દા. ત.

મીરાં- "મુખડાની માયા લાગી રે, મોહન પ્યારા"
નિષ્કુળાનંદ- "તારા મુખડાની લાગી રે, મોહનભાયા"[૮]
મીરાં- "મેરે તો ગિરિધર ગોપાળ, દૂસરા ન કોઈ"

નિષ્કુળાનંદ-સનેહ એક સહજાનંદ અમારે, માત તાત સંજન એક સ્વામિ,
પ્રિતપ્રાણ આધારે, સ્વાસ ઉસ્વાસે સહજાનંદ સમરુ અન્ય ન કરુ ઉચારે.[૯]

મીરાં સંસારને અસાર ગણી કુળમર્યાદાની પરવા કર્યા વિના અનન્ય ભાવે કૃષ્ણ-ભકિતની તીવ્રતા પોતાના એક આત્મલક્ષી પદમાં દર્શાવે છે તેમ નિષ્કુળાનંદ પણ મીરાંની જેમ-

---

૬ બૃહતકાવ્યદોહન ભાગ ૨, પાન-૧૭.

૭ નિષ્કુળાનંદની અપ્રકટ ચાતુરીઓ. ચાતુરી નં. ૫.

૮ નિષ્કુળાનંદકાવ્ય, પાન-૫૮૬.

૯ એજન, પાન-૫૮૦.

"માત તાતનું માનું નહિ રે, મેલી કુલ મરજાદ,
ગામે ગણી મુને વેલડિ રે, મેલ્યો સંસાર સવાદ."૧૦

વિરહભાવ વ્યકત કરતી મીરાં કવે છે–

"કોને કહું દિલડાની વાત,
વારે વારે કોને કહું."૧૧

આ જ ભાવ વ્યકત કરતાં નિષ્કુળાનંદ લખે છે–

"દિલડાંની દાઝુ રે કહીએ કેની આગળે રે,
સુખદાયિ સુણી સુંદર શ્યામ"૧૨

મીરાં – "પિંડમાંસૂં પ્રાણપાપી, નિકસ કયું નહિ જાત."૧૩

નિષ્કુળાનંદ – "રિયો દેહ મારો તે કોણ રિત રે,
પાપિ પડયો નહિ કેમ પ્રિતે રે."૧૪

## અખો અને નિષ્કુળાનંદ

અખાએ 'અખેગીતા'માં દાર્શનિક નિરૂપણ કરતી વખતે બ્રહ્માંડમા સ્વરૂપને સમ-જાવવા નીચેનું દષ્ટાંત આપ્યું છે :–

"જેમ આકાશે કોઇ નર ચઢે, અતિશે તે આઘો જાય,
અવનીના અંકુર નાના, તે ન દેખે પ્રાય.
કહે અખો સહુ કો સુણો, આકાશ ફુર્યો મહંતને,
પિંડ બ્રહ્માંડ સ્વતંત્ર થઇને, દેખે તેના અંતને"૧૫

આકાશે ચઢી અવની ઉપર ચઢના નરનું દૃષ્ટાંત નિષ્કુળાનંદે પણ "યમદંડ" કૃતિમાં નિર્વિકલ્પ સમાધિની ચર્ચા કરતી વખતે આ પ્રમાણે આલેખન કર્યું છે :–

---

૧૦ એજન, પાન–૭૩.
૧૧ 'મીરાંનાં પદો,' સં. ભૂપેન્દ્ર ત્રિવેદી, પાન–૧૫૭.
૧૨ 'કીર્તનસારસંગ્રહ ભાગ ૧,' પાન–૫૫૪.
૧૩ 'મીરાંનાં પદો,' પાન–૩૧૨.
૧૪ 'નિષ્કુળાનંદકાવ્ય,' પાન–૪૪૫.
૧૫ બૃહત્ કાવ્યદોહન ભાગ ૨ (અખેગીતા), પાન–૫૨૮.

"જેમ નર આકાશમાં, અતિ ઉંચો કરે પ્રવેશ,
તેને આકાર અવનિતણા, નજરે ન આવે લેશ.
પણ અવનિ પર એ છે ખરા, નથી અસત્ય આકાર એક,
નોખા નોખા નજરે, આવે છે એહ અનેક.
તેમ નિરવિકલ્પ સમાધિમાં, નથી આવતાં નજરે જોય,
પણ જીવ ઇશ્વર માયા વળી, એ સાચાં છે સૌ કોય."[૧૬]

અખાએ કુટકળ અંગમાં કહ્યું છે –

"તિલક કરતાં ત્રેપન થયાં, જપમાલાનાં નાકાં ગયાં"

– તો નિષ્કુળાનંદે લખ્યું છે કે :

"ધરી માળા તિલક ને સાધુ કહેવાયો સોય,
અંતરમાં અસાધુતા, કાઢી ન શકયો કોય."[૧૭]

હવે નિષ્કુળાનંદની નીચેની પંકિતઓ જુઓ :—

"નકટે નકટા ભેળા થયા, વંઠેલમાં વંઠેલ વળી,
એમ વિમુખ વિમુખ ભેળા વસ્યા, કરી હેત પરસ્પર મળી."[૧૮]

આ પંકિત વાંચતા જ ઘડીભર અખાના છપ્પાની નીચેની પંકિત યાદ આવી જાય છે :—

"અંધ અંધ અંધારે મળ્યા, જ્યમ તલમાં કોદરા ભળ્યા."[૧૯]

આમ, અહીં સ્વરૂપની અસર ઝીલાઇ છે.

**દયારામ અને નિષ્કુળાનંદ** – બંને સમકાલીન હતા એટલે કોણે કોની અસર ઝીલી છે એ કહેવું મુશ્કેલ છે. દયારામનું જાણીતું પદ 'પ્રેમપરીક્ષા'[૨૦] વિષય અને ભાવનાની દૃષ્ટિએ નિષ્કુળાનંદના રાગ મંગલમાં—

"કોયે એક અમારી અરદાસ કેજો જઈ કૃષ્ણને,
પિયા અંતર રહે છે ઉદાસ, દાસ સદા કૃષ્ણને."[૨૧]

જેવી ધ્રુવ કડીથી આરંભાતાં ચાર પદો સાથે સામ્ય ધરાવે છે.

આમ, નિષ્કુળાનંદની કવિતા ઉપર મધ્યકાલીન અન્ય ભકત કવિઓની કયાં અને કેવી અસર ઝીલાઇ છે તેનું દર્શન કર્યા બાદ હવે તેમની કવિતામાં જે હીર સચવાયેલું છે, અને જે સ્વકીય પ્રદાન રહેલું છે તેનું વિગતે મૂલ્યાંકન 'ભાવ અને કલાપક્ષ'ની દૃષ્ટિએ કરીએ.

---

૧૬ "યમદંડ" – કડી ૧૮ થી ૨૦, પાન–૪૧૭.
૧૭ "હૃદયપ્રકાશ" – કડી ૨૯, પાન–૨૨૬.
૧૮ "વચનવિધિ" – કડવું ૪૩, પાન–૧૧૬.
૧૯ "અખાના છપ્પા" – પાન–૧૧૩.
૨૦ "દયારામ રસસુધા" – પાન–૧૦૧.
૨૧ નિષ્કુળાનંદકાવ્ય –પાન–૫૬૫ થી ૫૬૯.

# નિષ્કુળાનંદની કાવ્યસૃષ્ટિ

કવિની અક્ષરસાધનામાંથી વ્યક્ત થતા દાર્શનિક વૈરાગી કે ભક્ત નિષ્કુળાનંદના વ્યક્તિત્વનું વિશદ નિરૂપણ કર્યા બાદ હવે જોઈએ નિષ્કુળાનંદના કવિને. તેમની કવિતા-સરિતામાંથી વહેતી ભાવ અને કલાની ધારાઓનાં જળબિન્દુઓનો આસ્વાદ કરી કવિ તરીકેની તેમની સિદ્ધિઓનો વિચાર કરીએ.

## ભાવપક્ષ

કલ્પનાના ઉન્મેષો, વિવિધ વર્ણનો, સ્મરણીય શબ્દચિત્રો અને તેમાં ભરેલા વિવિધ ભાવોમાંથી ઉદ્‌ભવતા વિવિધ રસોની પર્યેષણા કરતાં સૌ પ્રથમ તરી આવે છે કવિના કલ્પનાલોકના કાલ્પનિક ઉન્મેષો.

### ૧. કલ્પનાના ઉન્મેષો

સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓએ પોતાના ઈષ્ટદેવ સહજાનંદ સ્વામીનાં અલૌકિક કાર્યોનાં જે વર્ણનો કર્યાં છે તેમાં કવિએ કરેલું નીચેનું વર્ણન તેમની કલ્પના-શક્તિથી અત્યંત ધ્યાનપાત્ર બની રહે છે:—

"સૂરજ સહજાનંદજી રે, આપે થયા છો ઉદ્યોત, પુ.
પૂર્વની દિશાએ પ્રગટી રે, ખોટા મોટા તે કર્યા ખદ્યોત, પુ.
અપાડિ મેઘે આવી કર્યાં રે, ઝાઝાં બીજાં ઝાકળ, પુ.
પુર ચાલ્યાં તે પૃથવીયે રે, ધોયા ધરતીના મળ, પુ.
ગાજ વીજને વર્ષવું રે, અગમ સુગમ કર્યું સોય, પુ.
સહુ જનને સુખ આપિયાં રે, દુઃખી ન રહ્યું કોય. પુ.[૧]

—ભગવાન સ્વામીનારાયણે અસુરોનો નાશ કરવા, કળીમત ચૂર કરવા અને કલ્યાણરૂપી કળશ ચઢાવવા જે લોકકલ્યાણનાં કાર્યો કરેલાં તેને કવિએ કેવી સુંદર કલ્પનાથી બિરદાવ્યાં છે. સહજાનંદજીને સૂર્ય કલ્પીને તેમનાં આધ્યાત્મિક તેજનાં અજવાળાંએ જે અજ્ઞાન અને અંધશ્રદ્ધારૂપી અંધકારને દૂર કર્યો તેમાં સૂરજ—"પૂર્વની દિશાએ પ્રકટી"ના શબ્દપ્રયોગમાં કલ્પનાના ચમકારા ચમકતા જ રહે છે. દુનિયાના નકશામાં ભારત પૂર્વનો દેશ છે. ભારતમાં પ્રકટી અગમ નિગમને સુગમ કરનાર પુરુષોત્તમનું પ્રાકટ્ય કવિએ કેવી કુશળતાથી કવ્યું છે! એ પછીની કડીમાં પણ "અપાડના મેઘે" કવિ કલ્પનાના હિંડોળે ઝૂલે છે. અસુરોનાં નીચ કર્મોથી ભ્રષ્ટ બનેલી ધરતીના મળ

૧ નિષ્કુળાનંદકાવ્યમ્ "પુરુષોત્તમપ્રકાશ" પાન—૬૬.

ધોવા ગાજવીજ સાથે પરમાત્મા સ્વામીનારાયણ અપાઢી મેઘરૂપે ધરતી ઉપર મુસળધાર વરસે અને એ વર્ષાની ધારાઓથી પાપી જનોએ કરેલાં પાપો ધોવાય. કેવી આહ્લાદક છે આ રમણીય કલ્પનાની નવીનતા અને મૌલિકતા! જે "પૂર્વની દિશા" અને "અપાઢી મેઘ" જેવી શબ્દપંકિતની વ્યંજનાથી પ્રગટ થઈ છે.

એક રીતે જોઈએ તો પદરાગ ધોળમાં સર્જાયેલું સમગ્ર પ્રસ્તુત પદ કવિની કવિત્વશકિતનું સુંદર ઉદાહરણ છે. એક સફળ ઊર્મિકવિ તરીકેની નિષ્કુળાનંદની પ્રતિભાને એ પ્રગટ કરે છે. પદનો પ્રારંભ—

"આનંદ આપ્યો અતિ ઘણો રે, આ સમામાં અલબેલ,
પુરુષોત્તમ પ્રકટી રે.
અમૃતના સિંધુ ઉલટયા રે, રંગડાની વાળી છે રેલ."

—જેવી કડીથી થાય છે. પછી તો નિર્ભય નોબતો વાગે છે, કલ્યાણરૂપી કળશ ચઢાવાય છે, પોતાના ઈષ્ટદેવના પુનિત દર્શનથી જ ખોટનાં ખાતાં સરભર થઇ ગયાં છે અને સર્વત્ર જય જયકાર થઇ આનંદ છવાઈ જાય છે.

કવિની કલ્પના ઈષ્ટદેવનાં અલૌકિક કાર્યોમાં જ મર્યાદિત રહેતી નથી. પોતાના ઈષ્ટદેવ સહજાનંદના નામનો મહિમા સ્વામીનારાયણ સંપ્રદાયના અન્ય કવિઓએ ઠેર ઠેર ગાયો તો છે, પરંતુ એ નામમાં જે વિશેષ અર્થ છે તેની અદ્વિતીય કલ્પના તો કરી છે કેવળ નિષ્કુળાનંદે—

"સકાર કે'તાં સર્વે દુઃખ વામે રે, હકાર કે'તાં હરિધામ પામે રે,
જકાર કે'તાં જય જય જાણો રે, નકાર કે'તાં નિર્ભય પ્રમાણો રે.
દકાર કે'તાં દર્દોમા દઈને રે, પામે ધામ સહજાનંદ કહિને રે,
સ્વામિનારાયણ નામ સાર રે, જેથી જીવ તર્યા છે અપાર રે."[૨]

આ છે સહજાનંદની અદ્‌ભુત સૃષ્ટિ જેમાં કવિ કલ્પના સાથે વિદ્વત્તાના આકાશમાં ઊડી રહે છે.

સહજાનંદની રૂપાસકિતમાં અનુરાગ અનુભવતા કવિ પ્રકૃતિનાં કોમળ અંગ પુષ્પોથી ઈષ્ટદેવનાં નયનરમ્ય સૌંદર્યને મઢી લઇ કવિત્વશકિતના ચમકારા વેરી જાય છે.

"કર્યું કેસર તિલક ભાલ રે, વચ્ચે કુંકુમ ચંદ્રક લાલ રે,
શોભાં અધર અરુણ પ્રવાલ રે, મૃગ મદની ટિબકડી છે ગાલ રે.

---

૨ એજન. પ્રકાર ૨૩. કડી ૧૮, ૧૯. પાન—૨૯.

શરદઋતુ તણું જે કમળ રે, પરમ પુનિત અરુણ અમળ રે,
તેની પાંખડી સરખાં શોભિત રે, અણિયાળાં લોચન ચોરે ચિત્ત રે.
તેણે વરષે અમૃત અવિનાશ રે, કરે પાન નિત્ય નિજ દાસ રે,
નિરખી નેણાં તૃપ્ત ન થાય રે, તેમને કલ્પ પલક સમજાય રે."[3]

શ્યામનું રૂપસૌંદર્ય ભરી ભરીને પીવામાં અલૌકિક આનંદ માણવાના ભાવનું નિરૂપણ કરતાં કવિ ઉપરોક્ત વર્ણનને ભાવપૂર્ણ બનાવી શકયા છે. એ સૌંદર્યના પાનનો આસ્વાદ ચિરંજીવ બની રહે છે.

પરમાત્મા રસરૂપ છે. કવિએ પોતાના ઈષ્ટદેવને નૂતન કલ્પનાથી નવે રસોમાં ભીંજવી દીધા છે :—

"નવરસ નવ મૂર્તિ ધરી, આણિ અનુપમ હેત,
સજળ જળદ શ્યામ તનુ, મન કર્મ કર્યું નિકેત.
વસ્યા વાસ જુકતે હરિ, નવ રસ નવે પ્રકાર,
ભ્રકુટિ નેત્ર મુખહાસગતિ, ઉર તન બાહુ ઉદાર.

ચોપાઈ

નવરસ જાણી નિજદાસ રે, આપ્યો નિજ તનમાંહિ નિવાસ રે,
રુદ્રવીર ભયાનક તિન રે, વસે ભ્રકુટિ માંહિ પ્રવિન રે.
રસશૃંગાર વસે તનમાંઇ રે, કરુણા શાંતિ નેણે સુખદાઇ રે,
રસહાસ્યને અદ્ભુત કેવે રે, હરે ચિત્ત હેતે બોલાવે રે.
રસ વિષે અમિત અલંકાર રે, ધર્યા નિજ ઈચ્છાએ અપાર રે.[4]

કાવ્યચાતુરીથી ઝળહળતો કેવો કલ્પનોન્મેષ ! કાવ્યકૌશલની સહાયથી સ્વેષ્ટદેવના રૂપ અને ગુણની અનુપમ અભિવ્યકિત ભાવકનું ચિત્ત ચોરી લે છે ! આટલું જ નહીં; પણ કવિ પોતાના વિવિધ રસજ્ઞાનની ગહનતાથી લીલા પુરુષોત્તમ સહજાનંદનું રસરૂપ ચિત્રિત કરી અજબ આહ્લાદક કલ્પના-ગતની સૃષ્ટિ ખડી કરી દે છે ! વસ્તુત : રસનિધિ પરમાત્માનાં વિવિધ અંગોમાંથી ઝરતા વિવિધ રસોનું રસભર્યું આલેખન કરી નૂતન કલ્પના કરનાર કવિનું સર્જન પ્રશસ્ય છે.

પ્રેમ અને સૌંદર્ય વચ્ચેના સંબંધો લાંબા અને ગાઢ છે. સૌંદર્ય પ્રેમને ઉદ્દીપન કરવામાં મૂળ કારણરૂપે ભાગ ભજવે છે. પ્રેમલક્ષણા ભકિતમાં આથી જ શ્યામના રૂપ-

૩ એજન, પ્રકાર ૩, કડી ૬ થી ૮, પાન-૪.
૪ એજન, પ્રકાર ૨, કડી ૩ થી ૭, પાન-૨.

સૌંદર્યને ભક્ત કવિઓએ ઠેર ઠેર ગાયું છે. તેમાં કોઈએ શ્યામની છવિની મેઘની સાથે તુલના કરી છે, તો કવિએ "નવીનમેઘ" શબ્દના પ્રયોગે રંજક કલ્પના પણ કરી છે :—

"દેખિ કોટિ રતિપતિ લાજે રે, મેઘ નવીન શ્યામ છબી છાજે રે,
ભક્તવત્સલ મહાભય હારી રે, એવા ધર્મ કુંવર સુખકારી રે."૫

ગગનમંડળે આચ્છાદિત નવમેઘની જેમ ખીલેલા સૌંદર્યથી શોભતી શ્યામની છબી રતિપતિને લજાવે છે. આમ, નૂતન મેઘની કવિની કલ્પના સુંદર છે.

કવિની કવિત્વશક્તિની ઝાંખી શ્યામનાં શોભતાં ચરણોના વર્ણનમાં ધ્યાનપાત્ર બને છે :—

એના ચરણની શોભા કહું, અતિ ઓપે નખ ને આંગળી,
જાણું જળમાં કમળ કેરી, ફુલી રહી રાતી કળી.
અંકિત લંકિત લાલ અંઘ્રી, પેની બની અતિ પાતળી,
ગુલ્ફ જંઘા જાનું જોતાં, ઉર ઉભય શોભે વળી."૬

શ્યામનાં ચરણોની શોભા ગાતા કવિએ પ્રકૃતિનાં કોમળ તત્ત્વોને લઈને કેવી આહ્‌લાદક કલ્પના કરી છે ! 'જાણું જળમાં કમળકેરી, ફુલી રહી રાતી કળી.'— જળમાં ખીલેલા કમળની રાતી કળીઓ સાથે શ્યામનાં મનોહર ચરણોમાં શોભતા નખ અને કોમળ અંગુલીઓની કવિએ જે કલ્પના કરી છે તે તાદૃશ અને નવીન છે. સામાન્યત: ભક્ત-કવિઓએ તો પરમાત્માનાં ચરણોમાં રહેલા સાચા સુખ અને આત્મિક શાંતિની વાતો જ કરી જાણી છે, પરંતુ એ ભક્તિ સમર્પણ આદિની ભાવના મોહક સૌંદર્યથી ઈષ્ટ-દેવ કે દેવીઓનાં શૃંગારનાં વર્ણનોમાં જે વિવિધ કલ્પનાઓ જોવા મળે છે તેમાં આ કલ્પના પણ નોંધપાત્ર બની રહે છે. ઉત્તરાર્ધની પ્રથમ પંક્તિની 'અંકિત લંકિત' જેવો સોહામણો શબ્દાનુપ્રાસ અલંકાર કવિની કલ્પનાને વધુ સુંદર બનાવી જાય છે.

મધ્યકાલીન ભક્તકવિઓએ લીલાકીર્તન ગાતાં ગાતાં ફાગ, હોળી કે વસંતના રંગોની હેલી રેલાવી છે. અને એ રંગતની હેલીની હેલીમાં મસ્ત બનેલા કવિએ ગુલા-લની લાલ પિચકારીમાં કલ્પનાનાં સોરંગવારિ જે મિલાવી દીધાં છે તે નોંધપાત્ર છે—

"પછી સખા સજ્જ થયા, ખેલ ખુબ ખરો મચાવિયો,
લાગી ઝડી બહુ રંગની, અરુણ વર્ણ અંબર થયો.
પરસ્પર પીચકારિયોની, છુટે છેડયું સામટી,
આંખ ન દિયે ઉઘાડવા, જાણું આવ્યો ઘન ઘણો ઉલટી

૫ એજન, પ્રકાર ૧, કડી ૨૦, પાન–૨.
૬ 'ભક્તચિંતામણિ,' પ્રકરણ ૩૬, કડી ૧૯, ૨૦. પાન–૧૧૧.

ગુલાલ લાલ નાખે ઘણો, ઝળકે કરમાં કડાં વળી,
થાય સલાવા તેહના, જાણું ચમકે ઘનમાં વિજળી."૭

રંગરમતમાં ઊડતા ગુલાલના લાલ રંગો અંબરને પણ અરુણ જેવા લાલ વર્ણથી જાણે રંગી નાખે છે ! પરસ્પર છૂટતી પિચકારીઓની છટકંતી જળધારાઓ અને અબીલ-ગુલાલના ગોટાઓથી જાણે આકાશે એક સામટો મેઘ ચડી આવે છે ! "ગુલાલ લાલ નાખે ઘણો" જેવી રમ્ય પદાવલિમાં ગુલાલ લાલની ઝડઝમક જ નથી, પરંતુ ગુલાલ પછી 'લાલ' શબ્દ શ્યામના અર્થમાં અહીં અભિપ્રેત છે, તો એ લાલના કરે ચમકતાં કડાં આકાશે ચમકતી વીજળીની જેમ ઝળકી ઊઠે છે ! આમ હોળી ખેલનના રંગભર્યા રંગીન વાતાવરણમાં કવિ કલ્પના વિદ્યુત શી ચમકાવે છે.

"ચાલે પરસ્પર પીચકારી, ઉડે રંગ સોરંગના વારી,
જાણ્યું આવ્યા મેઘ અપાડે, ચાલ્યાં પુર ભર્યાં નીર ખાડે.
મચી ઝડી ચાલ્યો રંગરેલી, થયો કીચ રચી જાણું એલી,
એમ રમે મુનિ માંહોમાય, વાજે બહુ વાજિંતર ત્યાંય."૮

કવિ એક બાજુ અનુભૂતિ સાથે કલ્પનાની રસાનુભૂતિનાં એ ગુલાલજળ આકાશને અરુણ સમાન રકત બનાવી ચમકતી વીજળી સાથે વાતો કરી આવે છે તો બીજી બાજુ તે પિચકારીઓમાંથી ઊડતી રંગ સોરંગની જળધારાઓ અપાડી વર્ષાની ધારાને એ આનંદોલ્લાસમાં સહભાગી બનાવે છે. આમ, પ્રકૃતિને કવિ એ ફાગના આનંદમાં ભાગ લેવા બોલાવી લાવ્યા છે. કવિના ઈષ્ટદેવ પોતાના સખાઓ સાથે જળક્રીડા કરવા જાય છે અને ત્યાંથી નગરના હરિભકતોને દર્શન દેવા શહેરના રાજમાર્ગ ઉપર પધારે છે. શ્વેત સુરવાળા, કસુંબી સોરંગી ફેંટો, ફૂલમાળાઓથી શોભતા તે ઈષ્ટદેવ શ્યામળા ઘોડે અસવાર થયા છે. આગળ વિવિધ વાજિંત્રો વાગી રહયાં છે. પ્રભુજીના આગમનની કલ્પના કવિ કેવી ભવ્યતાથી કરે છે ! —

"ચડી ગદે ઢંકાણો ગગન, જેમ ઘટા કાઢી ચડયો ઘન,
એવી રીતે પ્રભુજી પધાર્યા, જનને મનમોદ વધાર્યા."૯

રાજમાર્ગની બન્ને બાજુએ ભાવિક નરનારીઓ આ પુનિત દર્શન કરવા ટોળે વળ્યાં છે. કોઈ અટારીએ, કોઈ ઝરૂખે, કોઇ ગઢ પર, તો કોઈ ગોખે ઊભા રહી વહાલાના સૌંદર્યને જોવા ઊંચા–નીચા થઇ રહયા છે. પ્રીતમની પ્રતીક્ષા કરતી સ્રીઓએ જે નીલી,

---

૭ એજન, પ્રકરણ ૭૪, કડી ૨૫, ૨૬, ૨૭. પાન–૨૨૩.
૮ એજન, પ્રકરણ ૮૮, કડી ૫૨–૫૩, પાન–૨૬૫.
૯ એજન, પ્રકરણ ૯૧, કડી ૩૦, પાન–૨૮૯.

પીળી કે લાલ રંગવાળી સાડીઓ પહેરી છે તેની કલ્પના કવિએ કેવી મનોહર કરી છે તે જુઓ :—

"કેંક ચડયાં અટારી ઝરુખે, કેંક ગઢ ઘર વળી ગોખે,
પહેરી નીલી પીલી લાલ સાડી, શ્વેત શોભે જેમ ફુલવાડી."[૧૦]

ઉકત કડીની ઉત્તરાર્ધ પંકિતના ઉત્તરાર્ધ ચરણમાં "શ્વેત" શબ્દ સાડીના અન્ય વિશેષણો સાથે એક બીજું વિશેષણ બન્યું છે. સ્ત્રીઓએ પહેરેલી સાડીના વિવિધ રંગોની વિવિધતાથી વિવિધ રંગોનાં ફૂલોથી શોભાયમાન ફૂલવાડીનું પ્રત્યક્ષ રૂપ સર્જી કવિએ ખરેખર પોતાની કલ્પનાની નૂતનતા દર્શાવી છે. કવિની કલ્પના અહીં જ વિરમતી નથી લાગે છે કે તેમને તો કલ્પનાવિમાને ઊડીને ઊંચે ઊંચે સફર કરવી છે, માટે જ પેલાં ભાવિક નરનારીઓ પરમાત્મા સ્વામીનારાયણનાં મંગલ દર્શન કરવા ને ધરાઈ ધરાઈને નિરખવા ઊંચે ને ઊંચે ચઢતાં જાય છે— જાણે આસમાને વિમાન હારબંધ ઊડી રહયાં હોય !

"જેમ વ્યોમે વિમાનની હાર, એમ ઊંચાં ચડયાં નરનાર,
હાથ જોડી બોલે એમ જન, જય જય નાથ ધન્ય ધન્ય."[૧૧]

અને એ રૂપસૌંદર્યમાં મંત્રમુગ્ધ બનેલાં એ ભકતજનોને ચીલાચાલુ પૂતળાંની જેમ જ કવિએ કલ્પ્યાં નથી. પરંતુ —

"એમ બની બજારને શેરી, સહુની નજર નાથ પર ઠેરી,
જેમ ચિત્રમાં લખ્યા ચિતારે, નિર્ખિ મનુષ્ય મટકું ન મારે."[૧૨]

—જેવી કડીથી ચિતારાએ ચીતરેલાં મૂક ચિત્રો સાથે પેલા હરિજનોની કવિએ કલ્પના કરી છે.

કવિની સળંગ પદ્યરચના "સ્નેહગીતા"માં અક્રુરથી લઇ જવાતા કૃષ્ણનાં અંતિમ દર્શન કરવાની ઝંખનામાં ભાન ભૂલેલી ગોપીનું આ રહયું કલ્પનાપ્રધાન કરુણ ચિત્ર—

"દૂર લગી તો રથ દીઠો, પછી એહ તેહ રહી જોઈ,
જ્યારે નયણે ગરદ ન દીઠી, ત્યારે પડી પૃથવિયે રોઈ."[૧૩]

પ્રિયતમમય બનેલી ગોપીઓ જેમ જેમ રથ દૂર જતો જાય છે તેમ તેમ વૃક્ષોની ઉપર ને ઉપર ચડતી જ જાય છે. પહેલા કૃષ્ણ, પછી રથ, રથનો છેવટનો ભાગ અને છેવટે સ્મૃતિની અંતિમ નિશાની તરીકે રથે ઉડાડેલી ધૂળનાં દર્શન કરવા તરસતી ગોપાંગનાઓ

૧૦ એજન
૧૧ એજન, પ્રકરણ ૯૫, કડી ૩૩, પાન–૨૮૯.
૧૨ એજન, પ્રકરણ–૯૯, કડી ૩૫, પાન–૩૦૨.
૧૩ "નિષ્કુળાનંદકાવ્યમ્"–"સ્નેહગીતા", કડવું ૧૬, પાન–૭૭, કડી ૨.

વૃક્ષોની ટોચ ઉપરથી ભાન ભૂલી પૃથ્વી ઉપર નિશ્ચેતન બની પડી જાય છે. કવિ શ્યામનું મનોહર સૌંદર્ય ગાતા હોય કે હોળીનો આનંદ લૂંટતા હોય, પ્રેમલક્ષણા ભક્તિમાં ગોપીની દયનીય સ્થિતિ બતાવતા હોય કે તત્ત્વજ્ઞાન સમજાવતા હોય, તેમની કલ્પનાપાંખો બધે ઘૂમી વળે છે. તેમનો કલ્પનાલોક જેટલો વિવિધ છે તેટલો વિપુલ છે. તત્ત્વજ્ઞાન જેવા ગહન વિષયનું નિરૂપણ કરતા હોય ત્યારે પોતાની વાત ભાવકને સમજાવવા પ્રકૃતિનાં તત્ત્વોનો આશરો લઈ કવિ કલ્પનાની સફરે નીકળી પડે છે—

"જેમ સહુ સંગે રાકેશ રવિનું, અતિ તમે થાય તેજ લીન,
તેમ હરિવિમુખના સંગથી, થાય મતિ અતિ મલિન.
પ્રાવૃટ્ ઋતુઅંત પરખિયે, જ્યારે ઉગે અગસ્ત્ય આકાશ,
જળ સંકોચાયે સ્થળથી, તેમ વિમુખથી મતિ નાશ."[૧૪]

સત્સંગ અને કુસંગની ચર્ચા કરતાં કવિએ હરિવિમુખના સંગથી જે બુધ્ધિ મલિન થાય છે તેની કલ્પના રાહુના સંગથી તેજલીન બનતા રાકેશ સાથે કરી છે, તો પ્રાવૃટ ઋતુના સૌંદર્યનો અંત આકાશે ઊગતા અગસ્ત્યની સાથે થાય છે તેમ કુસંગથી સત્ત્વશીલ બુધ્ધિનો નાશ થઈ માનવ આત્મિક સૌંદર્ય ગુમાવી બેસે છે.

જેમ વેગે વહેતા પ્રચંડ વાયુથી આકાશે વાદળાં વિખરાય છે તેમ વિમુખના વચનથી શુભ ગુણ વિખરાઈ જાય છે—

જેમ વાયુના વેગે કરીને, વિખાઈ જાયે વળી વાદળાં,
તેમ વિમુખ વચનના વેગથી, જાય શુભ ગુણ આદિ ઘણા."[૧૫]

પંચમાયિક વિષયોથી કોઈ વેગળા રહ્યા નથી અને રહી શકે પણ નહીં, એ વિધાનની પ્રતીતિ કરાવવામાં કવિ એક કલ્પનાચિત્ર આપે છે—

"અંડજ જેમ ઉંચા ચઢી, ઇચ્છે અડવા વળી આકાશ,
પોંચે કઈ પેર પંખિયાં, જેનો વૃક્ષ પર છે વાસ.
તેમ વિષયથી વેગળાં, નવ રહે કોઈ નિરધાર,
એવી ખોટય ખોળતાં, કોય હોય નહિ ભવપાર."[૧૬]

માયામાં ફસાયેલા લોકોની પંચવિષયોમાંની આસક્તિ આકાશને સ્પર્શ કરવા મથતાં-ઊંચે ચઢતાં પેલાં પક્ષીઓની કલ્પનાથી કવિએ મૂર્ત કરી છે.

દાર્શનિક નિરૂપણ કરતા હોય કે ભક્તિની વિવેચના કરતા હોય, કવિની કલ્પના

---

૧૪ નિષ્કુળાનંદકાવ્યમ "વચનવિધિ", કડવું ૧૭, કડી ૩-૪, પાન-૧૦૬.
૧૫ એજન, "વચનવિધિ", કડવું ૧૭, કડી ૫, પાન-૧૦૬.
૧૬ એજન, 'હરિબળગીતા,' કડવું ૧૫, કડી ૫-૬, પાન-૧૯૪.

તો રહેવાની જ –

"વાંચી કાગળ કોઈ કંથનો, જેમ નાર અપાર રાજી થઈ,
પણ પ્રગટ સુખ પિયુ તણું, અણું જેટલું આવ્યું નઈ.
માટે પ્રગટ ભકિત વિના પ્રાપતિ, નથી નરઅમરને નિરધાર,
નિષ્કુળાનંદ કહે જુવો નિહાળી, ઉંડુ અંતર મોઝાર."[૧૭]

પ્રત્યક્ષ ભકિતનો મહિમા ગાતા કવિએ પ્રિયતમનો પત્ર વાંચતી પ્રિયતમાની સચોટ કલ્પના કરી છે. પ્રિયતમા પિયુના પત્રથી આનંદ તો જરૂર અનુભવે, પરંતુ પ્રત્યક્ષ મિલનના આનંદમાં જે મોજ છે તે પરોક્ષ પત્રમિલનમાં નથી તેમ જ પ્રત્યક્ષ પરમાત્માની ભકિતમાં જે મસ્તી છે તે પરોક્ષ ભકિતમાં નથી. પ્રત્યક્ષભકિતમાહાત્મ્ય સમજાવતાં કવિએ પત્ર વાંચતી નારીનું જે દૃષ્ટાંત લીધું છે તેમાં પણ કવિની કલ્પનાશકિત નજરે પડે છે.

માનવ જીવન અને પ્રકૃતિના સંબંધોમાં પણ કવિનું કલ્પનાનયન રમી રહ્યું છે –

"જેમ સૂર્યને ઉગવે કરી રે, પૂર્વ દિશા રહી શોભા ધરી રે,
એમ શોભી રહ્યાં પ્રેમવતી રે, કૃષ્ણપ્રવેશ કરીને અતિ રે."[૧૮]

પ્રેમવતીના ઉદરમાં ભગવાન સ્વામીનારાયણ કૃષ્ણરૂપે ગર્ભે રહેલા. તે સમયે ગર્ભવતી પ્રેમવતીની શોભા કવિએ કેવી અનુપમ કલ્પનાથી કલ્પી છે! સૂર્યના તેજથી પૂર્વદિશા ઝગઝળી ઊઠે છે, તેમ પ્રેમવતી તેજસ્વી પરમાત્માના તેજથી શોભી રહ્યાં છે! માનવજીવન સાથે પ્રકૃતિને અહીં ઉચિત નૂતન કલ્પનાથી કવિએ ગૂંથી લીધી છે.

કોયે એક અમારી અરદાસ, કેજો જઈ કૃષ્ણને,
પિયા અંતર રહે છે ઉદાસ, દાસ સદા કૃષ્ણને."[૧૯]

–જેવી ગોપીઓની ઉકિતથી આરંભાતી વિરહવિભાવનામાં કવિએ યોગ્ય કલ્પનાને પ આલેખી છે–

પ્રિયા મોર ચાહે ઘનઘોર, ચકોર યાચે ચંદને,
પ્રિયા એમ અમારું જો મન, યાચે નંદનંદનને રે.
પ્રિયા ચાત્રક મનમાં યાચે, સદાયે સ્વત્યં બુંદની,
પ્રિયા સસિ વિના સંકુચાયે, કરમાયે કમોદની.
પ્રિયા મોર કરે અતિ સોર, મેઘ માન્ય નવ ધરે,
કરી રહે કલાભંગ, ઉમંગ વિન્યા ફરે."[૨૦]

---

૧૭ એજન, 'ભકતનિધિ,' કડી ૯–૧૦, પાન–૧૬૬.
૧૮ 'ભકતચિંતામણિ,' પ્રકરણ ૧૬, કડી ૧૬. પાન–૪૪.
૧૯ નિષ્કુળાનંદકાવ્ય, પાન–૬૫.
૨૦ એજન, પાન–૬૬.

ઘનઘોર ગર્જતાં વાદળ વિનાના મયૂર, ચાંદ વિનાના ચકોર, મુરઝાયેલ કુમુદ અને સ્વાતિ બુંદ વિનાનાં ચાતક જેવી પ્રણાલી અનુસાર કલ્પનામાં ગોપીની વિરહવ્યથા વ્યકત કરીને કવિનો કલ્પનામોર થંભતો નથી, પણ આગળ વધે છે–

"પ્રિયા મોર કરે અતિસોર, મેઘ માન્ય નવ ધરે,
કરી રહે કલાભંગ ઉમંગ વિન્યા ફરે"

–જેવી એ પદની અંતિમ કડીમાં શ્યામ વિનાના વ્યથિત ગોપીના ગહન હૃદય સુધી પહોંચી એ વિરહવિભાવનાને જીવંત કરી સમસંવેદનાથી કવિએ સાક્ષાત મૂર્તિમંત કરી છે. જેમ પેલો મોર અતિ શોર કરી પોતાના પ્યારા પ્રીતમ મેઘલાને પુકારે છે, પરંતુ એનો મેઘલો સાંભળે ત્યારે ને! તેમ પેલી ગોપાંગનાનો મનમયૂર તેના શ્યામલાને ઝૂરી ઝૂરીને પુકારે છે, પરંતુ પેલા ઘનની જેમ આ ઘનશ્યામ કયાં નવરો છે! અને તેના પ્રત્યાઘાતરૂપે કલાભંગ કરી વિરહે ઝૂરતા મેઘની જેમ ઘેલી ગોપીઓ પણ જીવનના ઉલ્લાસને ખોઇ બેસે છે. એની ઉદાસીન જીવનવીણા ગમગીન તારોમાંથી દર્દભર્યા સૂરો રેલાવે છે. 'મયૂર અને મેઘ'ની વ્યંજનાદ્વારા કવિ પ્રકૃતિ અને માનવ વચ્ચેનાં ઊર્મિ-સ્પંદનોનું કેવું સામંજસ્ય સાધી જાય છે! તેમની કલ્પના ગોપી બની વિયોગ સારે છે અને એ જ કવિની કલ્પનાશકિતની મોટી સિદ્ધિ છે.

કવિની અપ્રકટ ચાતુરીઓમાં પણ કલ્પનાના ઉન્મેષો ઝબકે છે. લાંબા સમયથી વિરહતપ્ત ગોપી પિયુને મળતાં જ લોકલાજ મેલી, બાવરી બની પ્યારાના આલિંગનમાં જકડાઇ આનંદમાં તરબોળ બની જાય છે. જેમ–

"જાણું બાવના ચંદનને બાથે ભરયું રે.
મારું તનમન તપતું તેહ ઠરયું રે."[21]

શ્યામના આલિંગનની શીતળ અનુભૂતિને મૂર્તિમંત કરવા ચંદનવૃક્ષની કલ્પના કેટલી સચોટ અને યથાર્થ છે!

કવિના કલ્પના જગતમાં પ્રકૃતિનાં રમ્ય તત્ત્વો જ નથી, ઘરગથ્થુ દૃષ્ટાંતો દ્વારા પણ કલ્પના વિષય અને ભાવને સ્પષ્ટ કરવામાં તે સહાયભૂત બને છે–

"જેમ પશુ ઘાતકી ઘરનું પશુ, નીલી ચાર્ય પર નજર છે,
પણ કાંતે કરી કંઠ કાપશે, તેની તેને કયાં ખબર છે?
તેમ પશુવત પામર નરને, વિષયરુપ ચાર્ય મળી,
નિષ્કુળાનંદ નિરભાગી નરને, દુ:ખમાં સુખ મનાણું વળી."[22]

---

૨૧ અપ્રકટ ચાતુરીઓ – પ્રસ્તુત થીસીસના પરિશિષ્ટ–૧ ની બાવીસમી ચાતુરી.
૨૨ નિષ્કુળાનંદકાવ્યમ્ – 'વચનવિધિ,' કડવું ૪૭; કડી ૭-૮, પાન–૧૨૧.

પંચવિષયો રૂપી ચાગે ચરતા નરપશુના અજ્ઞાનની દયા ખાતા કવિ નીલી ચાર્ય ઉપર નજર નાખતા પશુ સાથે તેની કેવી ભાવાનુકૂળ કલ્પના કરે છે! ભાવને સ્ફૂટ કરવા સામાન્ય દૃષ્ટાંત ન પ્રયોજતાં કવિ કલ્પનાશીલ દૃષ્ટાંતનો સમુચિત પ્રયોગ કરે છે.

કલ્પનાવૈવિધ્યે હિમાચલનાં શિખરો સાથે પણ વાતો કરવાનું કવિ ચૂકતા નથી.

"ફેરે દૃષ્ટિને જુવે સઘળે રે, દીઠા હરિ બેઠા આંબા તળે રે,
ત્યારે ઉડી આકાશમાં ચડયો રે, આવી અંબ વૃક્ષ ઉપર ચડયો રે.
જેમ હિમાચળની શિખર રે, ત્રુટી પડે પર્ણ કુટિ પર રે,
એમ પડયો અસર અભારી રે, તેની ઝપટે પડયું ઝાડ ભાંગી રે."[૨૩]

હરિની બાળલીલાનાં પરાક્રમોનું વર્ણન કરતા કવિએ હરિના પ્રભાવથી પડતા અસુરની અવસ્થાને પર્ણકુટિ પર તૂટી પડતા હિમાચળના શિખરની સાથે સરખાવી છે.

ગોપીને વૃક્ષ ઉપર લટકાવી નટખટ શ્યામ તો પલાયન થઈ ગયા. પાછળ રહેલી ગોપીની ત્રિશંકુ અવસ્થાનું કલ્પનાચિત્ર –

"તરૂએ ટીંગાડી રે જાવું નો'તું જાદવા રે,
શ્યામળિયા આવી લીયોને સંભાળ.
અવની આકાશ રે, વચ્ચે રહી વનિતા રે,
રહી વિલખતી રોતી રાંક."[૨૪]

ઉપર આભ અને નીચે ધરતી જ ગોપીને માટે પ્રિયતમ વિના બાકી છે. વિયોગની વેદના અસહ્ય બની છે. મીરાંની જેમ વિરહદાવાનળે વન સળગી રહ્યું છે. ડુંગરિયા ડોલી રહ્યા છે. પાવકની ઝાળે એ પંખી તડપી રહ્યું છે. શ્યામઘનની વર્ષાની અનિવાર્યતા જણાય છેઃ–ગોપીના એ અંતર્ગત ભાવો સુધી પહોંચવા કવિનું કલ્પનાપંખી ઉડ્ડયન કરે છેઃ–

"દાવાનળ લાગ્યો રે ડુંગરિયા ડોલિયા રે,
કહોને કેમ કોગળે કરીને ઓલાય.
અમૃત એ લીયે રે, અલબેલા આવજો રે,
મુખ જોયે દુઃખ પળે પળમાંય......વાલા.–૨
પાવકની ઝાળે રે પંખી નવ પરજળે રે,
વીતે વનવેલીને વસમી રે વાર,

---

૨૩ 'ભક્તચિંતામણિ' – પ્રકરણ ૧૯, કડી ૪, ૫, પાન–૧૯૯.
૨૪ કીર્તનસારસંગ્રહ ભાગ ૨, સંપાદક–હરજીવનદાસ શાસ્ત્રી, પદ ૫, કડી બીજી, પાન–૫૫૪.

આગમને વિના રે આવી બની એહને રે.
શ્યામઘન વિના કરે કોણ સાર...... વાલા."[૨૫]

—કલ્પનાથી સભર કેવું સુંદર રૂપક ! કેવી મધુર વ્યંજન કલ્પના ! ગોપીના હૃદયમાં ધૂંધવતી વિરહજવાળાઓની અનુપમતા દર્શાવવા કવિ પોતાની કલ્પનાથી સહૃદયભાવકને ભીંજવી દે છે. એ જવાળાઓને શાંત કરવા શ્યામઘન રૂપે ઘનશ્યામને ઝંખતી ગોપીઓના મુખે "શ્યામઘન વિના કરે કોણ સાર" જેવી પંકિતના ઉદ્‌ગારો વિયોગની સમગ્ર પરિસ્થિતિના જવાબદાર શ્યામની ઝંખનાને મૂર્ત સ્વરૂપ આપી કવિના કલ્પનાકળશને ઝળહળતો બનાવી જાય છે.

ગોપીના વિજોગની વેદના હોય કે વૈરાગ્ય જેવા નીરસ વિષયની વિવેચના હોય, પણ કવિનો કલ્પનાસિતારો વિષય અને ભાવને અનુકૂળ બની ઝળકતો જ રહેવાનો ! વૈરાગ્યની ભાવના વ્યકત કરતા કવિ—

"ઉષ્ણઋતુ અવનિ ઉપરે, બીજ નવ દીસે બહારજી,
ઘન વરસે વન પાંગરે, એમ ઈન્દ્રિય વિષયવિકારજી."[૨૬]

—જેવી કડીમાં જ્યાં સુધી કામ, ક્રોધ, લોભ, મોહ કે મત્સર જેવા રિપુઓ અંતરમાંથી સમૂળા જતા નથી ત્યાં સુધી વાસનાનો ઉદય કોઈ કાળે પણ શકય છે તેવો ભાવ વ્યકત કરતા કવિએ જે "વરસતા ઘન" અને "પાંગરતા વનની" કલ્પના કરી છે તે રમ્ય અને ઉચિત છે.

ગરુડપુરાણના આધારે રચાયેલી "યમદંડ" જેવી સળંગ પદ્યરચનામાં પણ કવિના મૌલિક કલ્પના ઉન્મેષો ઝબૂકી જાય છે.[૨૭]

રૂમઝૂમ ઝૂમઝૂમ નૃત્ય કરતી કવિની કલ્પનારાણી આમ ચોમેર ઝાંઝરના ઝમકારે ઝણઝણી રહે છે. તેણે પહેરેલી નવલી નવરંગી સાડીમાં ઈષ્ટદેવના સૌંદર્યમાંથી ઝરતા નવે રસો ઝિલાયા છે ને પ્રકૃતિનાં વિવિધ રંગીન દશ્યોનાં ચિત્રો ચિતરાયાં છે. એ બહુરંગી બહુરૂપિણીએ ફાગના લાલ ગુલાબી રંગોથી આકાશે ઘેરાયેલા મેઘે વીજળીનાં તેજ ચમકાવ્યાં છે, તો ગોપીની વિરહવ્યથામાં દુઃખી બની ગમગીન ભાવો છવાયા છે. અપાડી મેઘરૂપે વરસતા ઈષ્ટદેવની જળધારાઓમાં જળબિન્દુઓથી એ કલ્પનારાણીએ

---

૨૫ એજન, સંપાદક—હરજીવનદાસ શાસ્ત્રી, પદ ૪, કડી ૨, ૫ પાન—૫૫૩.

૨૬ કીર્તનસારસંગ્રહ ભાગ ૧, સંપાદક—હરજીવનદાસ શાસ્ત્રી, પદ ૩, કડી ૪, પાન—૧૮૯.

૨૭ જુઓ પ્રસ્તુત થીસીસમાં આપેલી "યમદંડ"ની કૃતિચર્ચા.

સાડીના પાલવને ભીંજવ્યા છે તો ડુંગરિયે લાગેલ દવને ઓલવવા ઘનશ્યામને "ઘન-શ્યામ" રૂપે બોલાવ્યા છે. નીલી ચાર ચરતા પશુથી માંડી હિમાચળનાં ઉત્તુંગ શિખરો સુધી ફરતી કૂદડીની જેમ તે ફરી વળી છે. ઈષ્ટદેવનાં શૃંગારદર્શન કરવા વિવિધ રંગબેરંગી સાડી પહેરીને આવેલી સ્ત્રીઓની તુલના શોભતી ફૂલવાડીની સાથે કરતા કવિની જેમ વસ્તુત: તેમની જ કલ્પનારાણી રંગીન, નવીન રસભર્યાં તાજાં કલ્પનાપુષ્પોથી એક મહેંકતી ફૂલવાડીની જેમ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં મધુર ફોરમનો પમરાટ પ્રસરાવી રહી છે !

## ૨. વર્ણનકલા

નિષ્કુળાનંદે પોતાની સળંગ પદ્યરચનાઓ અને પદસામગ્રીમાં જે ભાવભર્યાં વિવિધ લાંબાં, ટૂંકાં વર્ણનો અને શબ્દચિત્રો આપ્યાં છે તેનો વિગતે અભ્યાસ કરતા સૌથી પ્રથમ નજરે પડે છે તેમનાં સ્ત્રી-પુરુષોનાં કલાત્મક વર્ણનોમાં રહેલી વિવિધતા અને નવીનતા.

સામાન્ય રીતે મધ્યકાલીન ગુજરાતી પદ્યસાહિત્યમાં સ્ત્રી-પુરુષોનાં વર્ણનો જાણે નકકી કરેલાં બીબાં સમાં જોવા મળે છે. સંસ્કૃતની આલંકારિક શૈલી નીચે ઘડાયેલાં સ્ત્રીઓનાં[૨૮] વર્ણનોમાં કવિઓ દાડમ જેવા દાંત, પોપટ જેવું નાક, ગજસૂંઢ જેવા હાથ, કેસરી જેવી કટી, માછલી જેવી આંખ—આમ રૂઢિ અનુસાર ઉપમાનો યોજી લાંબાં વર્ણનો યોજતાં. સ્ત્રીઓનાં આ પ્રણાલી અનુસાર કરાયેલાં વર્ણનોમાં નિષ્કુળાનંદે રંગીની વ્યભિચારિણી લલનાનું ચિત્રાત્મક શકિતનો સાદ્યંત પરિચય કરાવતું, જે વર્ણન કર્યું છે તે અનોખી ભાત પાડી મધ્યકાલીન સ્ત્રીવર્ણનોમાં સ્ત્રીસ્વભાવનું દર્શન કરાવે છે :–

"વસ્ત્ર આભૂષણ પહેરી અંગ, નિત્ય ફરે છે નવલે રંગ,
ગુંથે કેશ હંમેશ હરાડી, ફરે શેરી બજારમાં દાડી.
તને ચોપડી તેલ ફુલેલ, આંજી આંખ્ય ને જુએ છે છેલ,
રુડો પુરુષ દેખીને રીઝે, ગળે અંતર ભીતર ભીંજે."[૨૯]

યુવાનીના મદથી છકી ગયેલી સ્ત્રીની જેમ યૌવનથી બહેકી ગયેલા પુરુષનું વર્ણન કરી મધ્યકાલીન પ્રચલિત રીતિએ થયેલા પુરુષવર્ણનમાં[૩૦] કવિ વૈવિધ્ય લાવે છે—

---

૨૮ જુઓ ઓખા (કાવ્યદોહન ભાગ–૧, પાન–૬૮), દમયંતી (કાવ્યદોહન ભાગ–૧, પાન–૧૧૯), સુલોચના (કાવ્યદોહન ભાગ–૩, પાન–૧૪૯), દ્રૌપદી (કાવ્યદોહન ભાગ–૪, પાન–૧૭૪), રૂકિમણી (કવિચરિત ભાગ–૨, પાન–૧૪૧), મદાલસા (કાવ્યદોહન ભાગ–૨, પાન–૨૨૯).

૨૯ "ભકતચિંતામણિ", પ્રકરણ–૧૧૧, કડી ૧૧–૧૨, પાન–૩૪૦.

૩૦ જુઓ સભામાં આવતા નળનું વર્ણન (કાવ્યદોહન ભાગ–૧, પાન–૧૫૨), ચંદ્રહાસ વર્ણન (લક્ષ્મીદાસકૃત ચંદ્રહાસ આખ્યાન, કડવું ૧૫).

"ઈચ્છે વસ્ત્ર આભુપણ અંગે, રાચી રહયો તનસુખ રંગે,
મરડે મૂછ ને પાઘ સંભાળે, લઈ દર્પણ મુખ નિહાળે.
ચાલે જોબનગાં મદમાતો, દેખી ધન કુટુંબ ફુલાતો,
જોઈ છબી છોગલાની છાય, તેણે રહે મગનમાંય."[31]

આમ, મદમાતા યૌવનનાં લક્ષણો ચિત્રિત કરી યુવાનીની ચેષ્ટાઓ પણ કવિ અંકિત કરે છે —

"બરોબર બેસતાં બનાવી, પેરે લૂગડાં લજ્જિત લાવી,
પાઘે પેચ પોતિયે પાટલી, પાડે ભાવે કરી અતિ ભલી.
બણી ઠણી બેસે ચોરે ચોકે, જાણે લોક મને અવલોકે,
ચાલે છકમાં દેખાડે છાતી, બીજી ભુંડાઈ કહી નથી જાતી."[32]

આ છકીલા યુવાનનું સ્થાન બની ઠનીને ગામના ચોરે બેસી ગપાટા મારવામાં હોય કે પનઘટ પર પાણી ભરતી સ્ત્રીઓની છેડછાડ કરવામાં જ હોય ને !

"જુવે પનઘટ જઈ પરનારી અતિ હિણો હલકાઈ ભારી,
નાખે નજર પર નારી પર, પાપીને નહિ પ્રભુને ડર.
સુંઘે કાખ શીખ્યો સનકારા, થાય વિકળ દેખી પરદારા,
કામી હરામી શું હેત રાખે, ભુલ્યે નામ હરિનું ન ભાખે,
મરડ ઠરડમાં રહે મલકાતો, ઘણું જોબનને મદમાતો,
રાત દિવસ રહે રડવડતો, દામ વામ અરથે અથડતો."[33]

અને છેડતી કરવા પનઘટ પર એ નરને સુંદર નારી ન મળે તો હોકો, ગાંજો કે અફીણ જેવાં વ્યસનોમાં ચકચૂર બની ભાંડ કે ભવાઈમાં રાચતો તો હોય છે ને ! જન-સ્વભાવના નિરીક્ષક કવિએ મદમાતી યુવાનીની નશીલી પ્રવૃત્તિઓનું કેવું સૂક્ષ્મ અને સ્વાભાવિક આલેખન કર્યું છે ! —

"ભાંડ ભવાઈ પાતર્યો જોવા, થાય તૈયાર ત્યાં ધન ખોવા,
હોકા ભાંગ્ય ગાંજા ને અફીણ, થયો બંધાણી બુદ્ધિનો હીણ."[34]

યુવાવસ્થાના મદથી છકી ગયેલાં સ્ત્રીપુરુષોનાં આ સ્મૃતિગમ્ય વર્ણનો મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં ધ્યાન ખેંચે છે. એ વર્ણનોમાં ભાવવિકાસ પણ કવિ સાધી શકયા છે.

---

૩૧ નિષ્કુળાનંદકાવ્યમ્ — "યમદંડ" કડવું ૩, કડી ૭ અને ૮, પાન–૪૦૫.
૩૨ એજન. ,, ,, કડી ૯ અને ૧૦ ,,
૩૩ એજન, 'યમદંડ', કડવું ૩, કડી ૧૧ થી ૧૩, પાન–૪૦૫.
૩૪ એજન, ,, ,, કડી ૧૪, ,,

જુવાનીના વારંવાર રંગ જોવા દર્પણમાં અવારનવાર જોતો, વસ્ત્રાભૂષણ ધારણ કરી મૂછને મરડતો, પાઘડી સંભાળતો, ધમધમ ચાલતો કવિનો આ યુવાન નશીલી યુવાનીનાં આમ બધાં લક્ષણો દાખવી જાય છે અને એવી જ રસીલી પ્રવૃત્તિઓમાં વિંટળાતો બતાવી કવિ તેની વૃત્તિઓ અને પ્રવૃત્તિઓનું ક્રમશ: વર્ણન કરે છે. ગામના ચોરે ગપાટા મારવા, ભાંડભવાઈના ખેલો જોવા, પાણીડાં ભરતી યુવતીઓની છેડતી કરવી, ભાંગ કે ગાંજામાં "દમ મારો દમ" થી વ્યસની બનવું— આ બધી બહેકતા યૌવનની પ્રવૃત્તિઓ દર્શાવી કવિ ઉત્તરોત્તર ક્રમશ: ભાવવિકાસ સાધે છે અને છેવટે એ ભાવ સ્વાભાવિક રીતે હડકાયા શ્વાન જેવી સ્થિતિએ યુવાનને પહોંચાડવામાં પર્યવસાન પામે છે, જે સ્વાભાવિક છે. કારણ કે એવા પુરુષોની સ્થિતિ દામ-વામ માટે રઝળી આખરે હડકાયા કૂતરા જેવી જ થાય છે —

"જેમ હડકાયું શ્વાન દિયે દોટું, તેમ રઝળે કરવા કામ ખોટું,
જેમ અથડે ઓખરિયું ઢોર, તેમ આથડે દૈવનો ચોર."[35]

અને આવા પુરુષો રાતદિન રમાસંગે રાચી રહી સ્ત્રીચરિત્રોમાં ફસાઈને વાસ્તવમાં પશુ જેવા જ મૂઢ બની ગયા હોય છે. સ્ત્રીને પરાધીન આવા ગુલામપુરુષનું ભાવોચિત વર્ણન કરવાની તક કવિએ ગુમાવી નથી—

"જાણે કેમ રાજી રહે રમણી, રાખે સૌથી તે બરદાસ બમણી,
હાજી હાજી કરે જોડી હાથ, વર્તે વનિતા આગે અનાથ.
રાજી દેખે રમણીનું મુખ, ત્યારે વરતે શાંતિ ને સુખ,
એને અર્થે કરે કંઈ કર્મ, તેમાં ન જુવે ધર્મ અધર્મ."[36]

તેના જીવનનું વર્ચસ્વ કે સર્વસ્વ નારી જ છે અને નારી પણ આવા મૂર્ખ વિષયી પુરુષની મૂઢતાનો કેવો લાભ ઉઠાવે છે તેનું સચોટ નિરૂપણ સ્ત્રીસ્વભાવના સૂક્ષ્મ પરીક્ષણ દ્વારા કવિએ કર્યું છે—

"જેમ મૂષી ફુંકી ફુંકી ખાય, તેની પીડા તને ન જણાય,
તેમ નારી મીઠું મીઠું બોલી, ખાય નરનાં કલેજા ફોલી."[37]

એક તરફ યૌવનજામથી છલકંતા યુવાનની મદ અવસ્થાનું ભાવોચિત સુરેખ વર્ણન દષ્ટિગોચર થાય છે તો બીજી બાજુ દેહાભિમાનથી માતેલા સાંઢની જેમ ફુલાતા

---

૩૫ એજન કડવું ૩, કડી ૧૫, પાન-૪૦૬.

૩૬ એજન, ,, કડી ૨૭, ૨૮, પાન-૪૦૬.

૩૭ 'ભક્તચિંતામણિ,' પ્રકરણ ૧૦૬, કડી ૨૧, પાન-૩૨૫.

અહંભાવી યુવાનનું સ્વભાવોકત વર્ણન કરી કવિએ વાસ્તવમાં મધ્યકાલીન રૂઢિવર્ણનોમાં નવીનતાનો ચમક આણી છે–

"હું રૂપાળો રુડો ઘણું, હું ગોરો રંગ અપાર,
શોભા કલમાં કાતરા, મુછ મારી વળદાર.
પૂર્વ પશ્ચિમ હું ફર્યો, ઉત્તર દક્ષિણાદિ દેશ,
દાઢી જટા જોઈ જાણજો, રાખ્યા છે પંચ કેશ.
હું હું કરી હાલે ઘણું અહં મમત અપાર,
હું મારં માને સહિ, એહ જાણો અહંકાર."[38]

કવિએ કરેલું અહંભાવની દશા બતાવતું આ લાક્ષણિક વર્ણન અહંભાવને તાદ્દશ રીતે આપણી સમક્ષ રજૂ કરે છે.

બહારથી સુંદર દેખાતાં સ્ત્રી પુરૂષો અંદરથી કેટલી બધી જુગુપ્સા ઉપજાવે તેવાં હોય છે તે બતાવતી વૈરાગ્યની ભાવના તરફ પ્રેરી જવા કવિએ સ્ત્રી અને પુરુષોની આત્મિક કુરૂપતા દર્શાવતાં જે વર્ણનો[39] કર્યાં છે તે તેમની મૌલિક પ્રતિભાના ચમકારે મધ્યકાલીન ગુજરાતી પદ્ય સાહિત્યમાં શિરમોર જેવાં બની વિશિષ્ટ ભાત પાડે છે.

ગર્ભમાં રહેલા બાળકથી આરંભીને વિવિધ રોગોથી પીડાતી વૃદ્ધાવસ્થા સુધીનાં વર્ણનોમાં કવિની વર્ણનકલાની શકિતનો પરિચય મળે છે. એક ચિત્રફલકની જેમ ગર્ભમાં રહેલા બાળકની દયનીય સ્થિતિ, યોનિસંકટ, જન્મતા બાળકનું ભાવોચિત ચિત્ર, ખોટા લાડથી બગડતા બાળકની મુગ્ધાવસ્થા, યુવાનીમાં થનગનતા યુવાનની મદાવસ્થા અને મદાવસ્થાના વિકાર રૂપે ભોગવાતી કરુણ વૃદ્ધાવસ્થા–એમ કડીબદ્ધ વિકસતાં ભાવવર્ણનોની[40] ચિત્રાવલિ એક પછી એક આપણા ચક્ષુ સમક્ષ તરવરી રહે છે! વિવિધ ભાવઅવસ્થાથી સર્જાતી શૃંખલાની એક સાથે કરેલી આવી કડીબદ્ધ રચના મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં ગણતર છે. અને એ જ કવિને મધ્યકાલીન વર્ણનોમાં વિશિષ્ટ સ્થાન અપાવી જાય છે. સાથે સાથે વર્ણ્યવિષયોમાં દેખાતી તેમની શાસ્ત્રીય મૌલિક સૂઝ અને સૂક્ષ્મજીવંત નિરીક્ષકની શકિત પણ પ્રગટ થાય છે. અને તે ચિત્રાવલિનાં વિવિધ ચિત્રો અહીંથી જ અટકતાં નથી. યુવાવસ્થામાં કરેલાં વિવિધ પાપકર્મોનાં કડવાં ફળ જેમને માટે પાપકૃત્યો કરેલાં તે જ સ્વજનો એ વિવિધ રોગોથી પીડાતા વૃધ્ધને ચખાડે છે. અપમાનો કરી તે વૃધ્ધનું કુટુંબ તે વૃધ્ધને દુઃખી કરે છે.

અને ત્યારપછી તે પાપી જીવને વધુ દુઃખ દેવા યમરાજની સેના આવી પહોંચે છે–

---

૩૮ 'નિષ્કુળાનંદકાવ્યમ્,' 'હૃદયપ્રકાશ' પ્રસંગ ૪, કડી ૧૯ થી ૨૧, પાન–૨૧૪.

૩૯ ભકતચિંતામણિ – પ્રકરણ ૧૦૬, કડી ૨૯ થી ૩૧, પાન–૩૨૫.

૪૦ "નિષ્કુળાનંદકાવ્યમ્", "યમદંડ", કડવું ૨ થી ૪, પાન–૪૦૨ થી ૪૧૦.

"અતિ કાળાને બોલે છે ક્રૂર, નયણાં દિસે ઉગમતો સૂર
ક્રોધે ભર્યાં અતિવિકરાળ, તે તો સજ્જ થયા તતકાળ,
ધર્યાં રુપ ભયાનક ભુંડા, અતિ લોચન દિસે છે ઉંડા,
દિસ નાસિકા ગુફા સમાન, કીધા કપાટ જેવડા કાન.
રાડયા મુખ ફાટયો જાણ્યું આભ, તેમાં રાક્ષસીઓ બે બે વાંત"[41]

–જેવી કડીઓથી યમની ભયંકરતાનું વર્ણન ૪ થી ૨૦ કડીઓમાં થયું છે. ઉગમતો સૂર જેવી પ્રારંભની પંક્તિમાં ભયંકર યમની આંખોની લાલાશને ઉગમતા સૂરની કોમળ અને સૌમ્યલાલાશ સાથે સરખાવીને કવિએ અનુચિત ઉત્પ્રેક્ષા જે કરી છે તે સહૃદય વાંચકને જરૂર ખૂંચે. પણ એમાં વર્ણન છટા પણ છે. યમનાં નામો ઝડઝમકની ઝપટમાં કવિએ ગૂંથી લીધાં છે:–

"ઝટપટિયો ને ઝરપટિયો, અટપટિયો ને કુટપટિયો,
બળબળતો ને કળકળતો, વળવળતો ને ગળગળતો
હડહડતો ને ફડફડતો, કડકડતો ને ભડભડતો
એવાં જાણજયો જમનાં નામ, જેને મળે તેનું ટાળે કામ."[42]

કવિની ચિત્રાત્મક વર્ણનશકિતની પ્રતીતિ તો ધસી આવતી યમની સવારીના આલેખનમાં થાય છે–

"એવા ચૌદ ક્રોડ જમ જેહ, થઈ ભેળા નિદરયી તેહ,
ચાલ્યા કિંકર સરવે સજી, જેમ મેઘ આવે ઘનઘોર ગરજી,
ધાયા કિંકર કુટુંબ લઈ, જેમ ઉલટે સમુદ્ર સઈ,
કરે હો હો કતોહલ ભારી, જેમ ગરજે વારધિએ વારિ"[43]

આકાશે ગરજતા મેઘ કે સમુદ્રમાં ઊછળતાં ને ઘૂઘવતાં મોજાંની જેમ હાહાકાર મચાવતી ધાયધાય કરતી ગર્જતી ધસી આવતી એ યમસેનામાં 'કરે હો હો' જેવા શબ્દો મૂકી કવિ જીવંત વાતાવરણ ખડું કરી દે છે અને

"માર્ય માર્ય કરતાં તે આવ્યા સંગે સૈન સઘળું લાવ્યા"[44]

–જેવી પંક્તિ એ વાતાવરણને હૂબહૂ બનાવી જાય છે.

---

૪૧ એજન, કડવું ૫, પાન–૪૧૧,
૪૨ એજન, કડવું ૫, કડી ૨૪ થી ૩૦, પાન–૪૧૨.
૪૩ એજન, કડવું ૫, કડી ૩૩ થી ૩૫, પાન–૪૧૨.
૪૪ એજન, ,, કડી ૩૬મો પૂર્વાર્ધ, ,,

મધ્યકાલીન પદ્ય સાહિત્યમાં પ્રેમાનંદે પોતાની પ્રારંભકાળની કૃતિ 'સ્વર્ગ-નિસરણી'[૪૫] માં કે પ્રેમસખી પ્રેમાનંદે લખેલી અપ્રકટ કૃતિ "નિસરણી'[૪૬] માં જે યમનાં વર્ણનો જોવા મળે છે તેની તુલનામાં આ કવિએ કરેલ યમસેનાનાં વર્ણનો વધુ જીવંત છે, કારણ કે કવિનાં એ વર્ણનો ભાવસભર છે. યમસેનાનું વર્ણન કરતા હોય તો તેમાં તેની ભયંકરતા સાથે પાશવતાનું પણ નિરૂપણ થયેલું છે. કવિએ યમને ભયાનક બનાવવા કેવળ ભયંકર અંગોનું વર્ણન કરવામાં જ સંતોષ માન્યો નથી, પરંતુ તેની ભયાનક વૃત્તિ તથા પ્રવૃત્તિઓ બતાવી તે ભયાનકતાને ઉદ્દીપન કરનારાં તત્ત્વોને યોજીને સફળતાથી ભયાનક રસની નિષ્પત્તિ કવિ સાધી શકયા છે.

કવિનાં દાર્શનિક વર્ણનો જોઈએ તો તેમણે જીવ, માયા, બ્રહ્મ અને પરબ્રહ્મ વગેરેનું વર્ણન મિતાક્ષરી અને સરળ રીતે કર્યું છે. તત્ત્વજ્ઞાન જેવા ગંભીર વિષયને ખૂબ લંબાણથી ન વર્ણવતાં ટૂંકમાં પણ સ્પષ્ટ રીતે કવિ નિરૂપે છે. જો કે એ દાર્શનિક વર્ણનો ઉપર તેમના ઈષ્ટદેવ સ્વામીનારાયણના તત્ત્વજ્ઞાનની ગાઢ અસર છે. તેમણે જીવના સ્વરૂપનું આ પ્રમાણે સરળ અને મિતાક્ષરી વર્ણન કર્યું છે:-

"કહે સુણ્યું ગુરૂ મુખે અમે, કહું તે વરણી સુણો તમે,
સ્થૂળ સૂક્ષ્મ કારણ દેહ, તેમાં વ્યાપ્યો નખશિખા તેહ
છે પ્રકાશક તે ન છેદાય, ન બળે ન સરે ન સુકાય,
એવું જાણજ્યો જીવનું રૂપ, હવે કહું ઈશ્વરનું રૂપ."[૪૭]

એ જ ક્રમે ઈશ્વર, માયા, બ્રહ્મ અને પરબ્રહ્મ આદિનાં એક કે બે કડીમાં વર્ણનો[૪૮] કરી કવિ લાઘવતા સાથે સરળતાનો વર્ણનકલામાં પરિચય કરાવી જાય છે. કેટલીક વખત ભાવાનુકૂળ દષ્ટાંતો યોજી તે પોતાના વકતવ્યને વધુ સ્પષ્ટ કરે છે. જીવાત્માનાં સ્વરૂપની ચર્ચા કરતાં તેઓ અગ્નિ સાથે કૂટાતાં લોઢા અને એરણની કલ્પના કરી શરીર અને આત્માના સંબંધો સ્ફુટ કરે છે:

"જેમ વહનિ વ્યાપે લોકમાં, જુદા પણ જણાયે નહિ,
તેમ જીવ અવસ્થા શરીરમાં, તદાત્મક રહ્યો થહિ.
ઘણ એરણ્યને વચ્ચે આવી, લોહ જેમ ઘડાય છે,
તેમ જીવ શરીર સંબંધે, મારનો માર બહુ ખાય છે."[૪૯]

---

૪૫ બૃહત્ કાવ્યદોહન ભાગ ૪, પાન-૩૫૪.

૪૬ જુઓ કૃતિચર્ચા, પ્રેમસખી પ્રેમાનંદ, ડો. હરિપ્રસાદ ઠક્કર, ગુર્જર ગ્રંથ કાર્યાલય, પાન-૬૦૯.

૪૭ "ભકતચિંતામણિ", પ્રકરણ ૩૯, કડી ૩૦-૩૧, પાન-૧૨૧.

૪૮ ,, ,, કડી ૩૨ થી ૪૦, પાન-૧૨૧.

૪૯ નિષ્કુળાનંદકાવ્યમ્ — 'યમદંડ,' કડવું ૭, કડી ૨૬, ૨૭. પાન-૪૧૮.

તત્ત્વજ્ઞાન જેવા ગહન વિષયનું નિરૂપણ કરતો અખો ઉપમાઓ યોજી જાય છે તેમ નિષ્કુળાનંદ એના આલેખનમાં દૃષ્ટાંતો પ્રયોજે છે. ઉપર જોયું તેમ તે દૃષ્ટાંત ઘરગથ્થુ હોય છે તો કોઈ વાર કલ્પનાયુક્ત પણ હોય છે.

નિર્વિકલ્પ સમાધિની અવસ્થાનું વર્ણન કરતાં કવિ –

"જેમ નર આકાશમાં, અતિ ઉંચો કરે પ્રવેશ,
તેમ આકાર અવનિતણા, નજરે ન આવે લેશ.
પણ અવનિ પર એ છે ખરા, નથી અસત્ય આકાર એક,
નોખા નોખા નજરે, આવે છે એહ અનેક.
તેમ નિરવિકલ્પ સમાધિમાં, નથી આવતાં નજરે જોય,
પણ જીવ ઈશ્વર માયા વળી, એ સાચાં છે સહુ કોય."[૫૦]

જીવ, ઈશ્વર અને માયા આદિને વેદાંતીઓ સમજ્યા વિના અસત્ય ઠેરવે છે તેનું ખંડન કરતાં કવિએ આ પંક્તિઓમાં કલ્પનાથી અગમ વિષયને કેવો સુગમ બનાવી દીધો છે!

અક્ષરધામનાં સ્વરૂપવર્ણનમાં કવિ સંસ્કૃતમય અલંકૃત શૈલીનો વિનિયોગ કરે છે—

"શ્રી ગોલોક ધામ મોઝાર રે, અક્ષરધામ છે હરિનું સાર રે,
કોટિ રવિ શશિ તડિત અનળ રે, તેમના તેજથિ અતિ નિરમળ રે.
એ છે પરમ દિવ્ય અતિ શ્વેત રે, સચ્ચિદાનંદ રુપ નિકેત રે,
જેને બ્રહ્મપુર કહે અમૃતધામ રે, પરમપદ આદિ અનંત નામ રે.
જેને કે છે બ્રહ્મચિદાકાશ રે, એમાં સદાય શ્રીહરિનો વાસ રે,
એ શ્રીકૃષ્ણનું અક્ષરધામ રે, પરમ પાવન પૂરણ કામ રે."[૫૧]

આમ દાર્શનિક વર્ણનોમાં કવિ સંસ્કૃતમય શબ્દોની ઝલક દર્શાવી જાય છે, તો મિતાક્ષરી સૂત્રાત્મક શૈલીમાં જીવ, ઈશ્વર, માયા, બ્રહ્મ અને પરબ્રહ્મ આદિનું નિરૂપણ ખૂબ જ સાદાઈથી પણ કરી જાણે છે. પ્રાકૃત જન સમજી શકે તે માટે અગ્નિથી તપેલા લોઢા ઉપર કૂટાતાં એરણના ઘરગથ્થુ દૃષ્ટાંતદ્વારા શરીર અને આત્માના સંબંધોને સ્ફુટ કરે છે તો જીવ, ઈશ્વર કે માયાનું સત્યપણું સમજાવવા કલ્પનાયુક્ત વર્ણન પણ એ આપી શકે છે. આ રીતે તત્ત્વજ્ઞાનવિષયક વર્ણનોથી પણ કવિની પોતાની પ્રતિભા પ્રગટ થાય છે.

---

૫૦ એજન – કડવું ૭, કડી ૧૮ થી ૨૦, પાન–૪૧૭.
૫૧ નિષ્કુળાનંદકાવ્યમ – "પુરુષોત્તમપ્રકાશ", પ્રકાર ૧, કડી ૧૦ થી ૧૨, પાન–૧.

**વર્ણનોમાં બાણ ભટ્ટ અને નિષ્કુળાનંદ**—"બ્રહ્મવૈવર્તપુરાણ"ને આધારે "શ્રી કૃષ્ણજન્મ ચરિત્ર" નામક ગદ્ય-કૃતિ અને "ગરુડપુરાણ"ને આધારે "યમદંડ" નામક પદ્યકૃતિ સર્જનારા કવિનો સંસ્કૃતનો અભ્યાસ તલસ્પર્શી અને ઊંડો હોય તે સ્વાભાવિક છે. "ભકતચિંતામણિ"માં નારાયણઋષિ અને ગુસ્સાથી કંપતા દુર્વાસાનાં જે વર્ણનો કવિએ કર્યા છે તેમાં "કાદંબરી"ની અસર જોઈ શકાય છે.

"કાદંબરી"માં બાણ ભટ્ટે કરેલ ક્રોધથી કંપતા દુર્વાસાના વર્ણન સાથે નીચે આપેલું નિષ્કુળાનંદે કરેલું વર્ણન કેવું સામ્ય ધરાવે છે!

"એવા દુર્વાસા મહાઘોર, બોલ્યા કોપમાં વચન કઠોર,
કહે સાંભળજ્યો સર્વે જન, જેહ બોલ્યા દુર્વાસા વચન.
કરી રીસમાં લોચન લાલ, ચઢાવ્યાં વળી ભ્રકુટી ભાલ,
ધ્રુજે તન ફરફરે હોઠ, વાધ્યો વિકરાળ કાળ કોઠ."૫૨

નારાયણઋષિની સુંદરતાનું કવિએ કરેલું શૃંગાર વર્ણન બાણે કરેલ નારાયણઋષિના વર્ણનને બરાબર મળતું આવે છે :—

"નવા કંજ સમ નેણ હોય, પૂર્ણ ચંદ્ર સમ મુખ સોય,
દીપે હસવે દંત પંગતિ, ઉરૂ ચરણ કોમળ અતિ.
ઝીણા પીળા ઉગે શીષ કેશ, માટે મુકુટ તેનો છે હંમેશ.
ઓપે ઉર અનુપ વિશાલ, કહીએ કેમ તે તરૂ તમાલ.
શોભે કંઠ તે કંબુ સમાન, ઓપે ઉદર પિપ્પલપાન,
પડે ત્રણ તિયાં સાર, નાભી ઉંડી વર્તુલ આકાર.
પુષ્ટતન કંચન જનોઈ, ડાબે કરે કમંડલ સોઈ,
દક્ષિણ પાણિમાંહિ દંડ રાજે, શ્વેતાંબરે અંગે છબી છાજે."૫૩

પ્રકૃતિનાં પુષ્પોની ઉપમા આપી નારાયણઋષિના શૃંગારવર્ણનમાં કવિ સારી કવિત્વશકિત દર્શાવી જાય છે.

## પ્રકૃતિપ્રેમી કવિ

નિષ્કુળાનંદે પ્રકૃતિનાં વિવિધ સ્વરૂપોનું ભાવવર્ણન સહૃદયતા અને સરળતાથી કર્યું છે. તેમની પ્રકૃતિસૃષ્ટિ જેટલી વિશાળ છે તેટલી વિવિધ છે, જેટલી ભાવનાશીલ છે તેટલી ઊર્મિશીલ છે. તેમના કલ્પનાલોકમાં ચમકતા કલ્પનાઉન્મેષોની ચર્ચા વખતે જોયું

---

૫૨ ભકતચિંતામણિ—પ્રકરણ ૭, કડી ૩૧-૩૨, પાન—૧૭.
૫૩ એજન, પ્રકરણ ૫, કડી ૪૧ થી ૪૪, પાન ૧૨.

તેમ તેમની કલ્પનારાણી ક્યારેક પ્રકૃતિની રંગબેરંગી સાડીઓ ધારણ કરી મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં પ્રકૃતિની રંગીન ફૂલવાડીની જેમ મહેંકી રહી છે.

તેમનાં પ્રકૃતિવર્ણનોમાં તપોવનની સુંદરતા અને સૌમ્યતા છે, તો મેઘલી રાત્રે ગમકતી વીજળીમાં નાચતાં ભૂતો અને ગર્જતા હિંસક પશુઓની ભયાનકતા પણ છે. એમાં સજીવારોપણની રોચક આહ્લાદક ભાવના છે તો વાવાઝોડા જેવા પ્રકૃતિના રૌદ્ર સ્વરૂપના અટ્ટહાસ્યથી છવાયેલું તાંડવનૃત્ય પણ છે. એમાં શૃંગારની બંને અવસ્થાઓમાં પ્રકૃતિનાં તત્ત્વોને ઉદ્દીપન ભાવ તરીકે કવિએ કલ્પ્યાં છે તો ગોપી બની આત્મલક્ષી ભાવે પોતાના ઈષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાનના વિયોગમાં અનુભવ્યાં પણ છે. વસંતના રંગોથી વસંતવિલાસના એ સંયોગના ઉદ્દીપન ભાવોને કવિએ માણ્યા પણ છે, તો પૂજાના પુષ્પથી પોતાના ઈષ્ટદેવના શૃંગારનું સાંગોપાંગ વર્ણન કરી એ ફૂલછાબથી પ્રેમભાવ પણ વ્યકત કરી પ્રેમલક્ષણા ભકિતની અર્ચના કરી છે. તેમની પ્રકૃતિએ કહાનની બંસીની અસર ઝીલી છે- અને એ બંસીના નાદથી વૃંદાવન આનંદની હેલીએ ચઢી સંગીતમય બની ગયું છે અને આ છે એ પ્રકૃતિ સંગીતની વહેતી વિવિધ સુરાવલિઓ.

## પ્રકૃતિમાં સજીવારોપણની ભાવના

'ભકતચિંતામણિ' નામક સળંગ પદ્યકૃતિમાં હિમાલયની સૌમ્યતા અને આહ્લાદકતાનું વર્ણન કરતા કવિ એવા જ સૌમ્ય ભાવોથી તેની આસપાસના તપોવનને નંદનવન બનાવી એક રમ્ય વાતાવરણ સર્જી ગયા છે. ઋષિઓના તપોવનમાં અતિથિ સત્કાર મોટો ગુણ છે. ઋષિઓ બ્રહ્માનંદમાં ડોલે છે. અહીં પક્ષીઓ પણ અતિથિ-સત્કાર કરવા ઋષિઓને ભાવભર્યાં નિમંત્રણો આપી એ આનંદમાં મીઠી વાતો કરે છે, જેની પ્રતીતિ નીચેની પંકિતઓ કરાવી જાય છે :–

"સુંદર વાણિએ સર્વે બોલે, વૃક્ષ પર વિહંગ ચઢી.
અતિ અતોલ થાય કિલ્લોલ, જાણું વન કરે છે વાતડી.
મંદ સુગંધ શીતળ વાયુ, વહે સુંદર એ વનમાં,
સ્પરશ તેનો પામતાં શીતળ થાય તનમાં.
પંખી હિલોલા કરે કિલોલા, ગેહરે શબ્દે ગેકીરિયાં,
જાણું નૃત્યક નૃત્ય ભેદે, તાને ગાન ગાય તિયાં.
પરસ્પર પવન યોગે, ચાલે વિટપની ડાળીઓ,
તેમાં રવરૂડા કરે, કોયલાં રૂપાળિયો.
પંખી શબ્દે સાદ કરે, દ્રુમલતાકર કહે ઋષિ,
કંદમૂળ ફળફુલ સુંદર, આવો જમી થાઓ ખુશી."[૫૪]

૫૪ ભકતચિંતામણિ – પ્રકરણ–૪, કડી ૨૨ થી ૨૬, પાન–૯.

કેવી રમણીય આહ્‌લાદક કલ્પના ! તપોવનના એ સૌંદર્યે પ્રકૃતિનાં એ તત્ત્વો કેવી મિત્રતાથી કિલ્લોલ કરી મીઠી મીઠી વાતડી કરી રહયાં છે ! વૃક્ષની લતાઓ અને તેના ઉપર બેઠેલાં પંખીઓ ફળ-ફૂલ જમાડવા જાણે ઋષિમુનિઓને અંતરના પ્રેમના ઉમળકાથી નિમંત્રણ આપી રહયાં છે ! જાણે તપોવનમાં વસતા ઋષિઓની અતિથિસત્કાર જેવી ભાવનાના ઉચ્ચ આદર્શોનો પ્રભાવ ઝિલાય છે. મંદમંદ સુગંધી પવનથી લહેરાતાં એ વનમાં પંખી હિલોળા કરી મીઠાં ગીતો ગાઈ રહયાં છે અને નાચી રહયાં છે. એ આનંદ અને ઉલ્લાસથી જાણે સમસ્ત વન મીઠી મીઠી વાતો કરી રહયું છે !

એક બાજુ ફળોથી લચી પડેલી લતાઓ ઋષિમુનિઓને વિવિધ ફળ-ફૂલો પ્રેમથી ખવડાવવા બોલાવી રહી છે. ડાળીઓ ઉપર બેઠેલાં પંખીઓ સાદ કરી ઋષિમુનિઓને નિમંત્રણ આપી રહયાં છે, તો બીજી બાજુ સરયૂ નદીના સ્નાનનો આનંદ માણવા કિનારે બેઠેલાં પંખીઓ આવતા જતા પથિકોને ભાવભીનાં આમંત્રણો આપી રહ્યાં છે. સરયૂ નદીની રમ્યતાનું ટૂંકમાં કવિ વર્ણન કરે છે—

"કરે પરસ્પર પંખી નાદ રે, જાણે નાવાને કરે સાદ રે,
એમ શોભે છે સરયૂ ઘણી રે, કાંઠે ફુળમવાડી બહુબણી રે."[૫૫]

સરયૂની શોભાની કેવી મનોહર કલ્પના ! ખળખળ વહેતી સરયૂના કાંઠે ભાતભાતનાં પંખીઓ મીઠા કલરવ કરે છે. ત્યાં તાજાં ફૂલો ખીલેલાં છે અને મસ્ત બનેલાં પક્ષીઓ જાણે સ્નાન કરવાના આનંદમાં ભાગ લેવા આપણને બોલાવી રહ્યાં છે,

## બંસીની પ્રકૃતિ ઉપર અસર

બંસીના મધુર બોલે ગોપગોપીઓ એ કહાનના આકર્ષણ ઉપર મોહી પડે છે. તો બીજી બાજુ પશુ-પંખી અને સમગ્ર વૃંદાવન મસ્ત બની ડોલી ઊઠે છે એ ભાવ વ્યકત કરતાં કવિ ગાય છે –

"રુડિ રુડિ રુપાલિ રિત વાંસલિ વાગે છે,
તેણે હરયાં છે સહુના ચિત્ત રે. વાં...[૫૬] ૧

—જેવી ધ્રુવ પંકિતથી આરંભાતા વાંસળીની અસર વ્યકત કરતા પદમાં સૌ પ્રથમ રંગ-ભર્યા રસીલા રાગની બ્રહ્મા-ગાંધર્વ-નારદ-ગોપ-ગોપીઓ ઉપરની અસર દર્શાવી પ્રકૃતિનાં તત્ત્વો પરનો પ્રભાવ કવિ આલેખી જાય છે—

૫૫ એજન, પ્રકરણ-૨૦, કડી ૧૦, પાન-૫૯.
૫૬ નિષ્કુળાનંદકાવ્ય – પાન ૨૭૫.

"મોયા ઈંદ્ર ચંદ્ર રાગે રવિ રે, મોઈ વ્રજવનિતા વન આવિ રે,
મોયા ખગ મૃગ સુર સમિર રે, મોયા જમુનાજીના નીર રે." ૫૭

પ્રકૃતિ પર બંસીનો વિયોગ દર્શાવતાં પદો કવિ પાસેથી મળતાં નથી.

## વિરહવિભાવનામાં પ્રકૃતિ

વસંતનાં વધામણાં યુવાનીનો તાજો જામ છલકાવી જાય છે. ઋતુરાજ વસંત આવતાં ગોપીઓને સ્વાભાવિક રીતે ફાગ ખેલવાનું મન તો થાય, પરંતુ પ્રિયતમના વિયોગે ઝૂરતી ગોપાંગના કોની સાથે હૃદયનો રંગ મિલાવી પેલાં કેસૂડાંના રસીલા રંગમાં રંગાઈ જાય? વસંતનાં પદોમાં તેની મનોવ્યથા સુરેખ રીતે રજૂ કરતાં કવિ કહે છે—

"રત્યવસંત આવી રે મારા વાલા, મનમાં મનોરથ થાયે,
અસનપણુ હવે નહી રે અમારે, રસીયા વિના નહિ રહેવાયે."૫૮

—જેવી કડીથી આરંભાતા પદમાં વસંતઋતુની પશ્ચાદ્‌ભૂમાં આલેખાયેલ વિરહિણીની પ્રિયામિલનની ઉત્કંઠાને પછીથી કવિ વેગવંતી બનાવે છે.

આંસુભરી આંખે ગોપીઓ કહાનને વિનવે છે —

"એવું ન કરો જે રૈયે અમથાં, આ અવસર એકીલાં,
તેહ ઉપાય કરો હવે તમે, જે વાલમ મળીયે વહેલા......મારા વાલા.
એક ઉપાયે કરો મારા વાલા, આવો કે લીયો બોલાવી,
વિજોગે વસંત તે વસમો વિતે, રખે વાત મૂકો ભૂલાવિ.
અનેક જુગતી જાણો મારા વાલા, શું કૈયે સંભળાવી,
નિષ્કુળાનંદના નાથ વિચારો, રમવા તણી તક આવી......મારા વાલા.૫૯

અહીં વિયોગી ગોપાંગના વસંતના વિજોગની વેદનામાં પ્રિયતમને મળવા ઝંખી રહે છે, તો વિપ્રલંભશૃંગારમાં વલખતી ગોપી વસંતના સૌંદર્યથી પ્રીતમ વિના તડપી પણ ઊઠે છે. આ અંગે વિરહના ઉદ્દીપન વિભાવ તરીકે નીચેની પંક્તિઓ નોંધપાત્ર છે—

"રત્ય વસંત રૂડી મારા વાલા, શામ સંગે લાગી સારી,
વાલા વિજોગે વ્રત દેહતીમાં, નાખે વિશેપે વારી......મારા વાલા.
નાથ શું બાથ ભરિ હો ભામની, રસિયા તે કેશર ઘોળી,
તે સુખ આજ સંભારતાં સજની, લાગે છે હયામાં હોળી.
અખિલ લાલ ગૂલાલ ભરી મૂઠી, છુટિ નાંખી છે મુજ માથે રે,
તે કેમ મુને વિસરસે વાલા, જે રમીયા સુંદર વર સાથે."૬૦

---

૫૭ એજન. પાન ૨૭૬.

૫૮ એજન, પાન—૬૨૨.

૫૯ એજન, પાન—૬૨૨.

૬૦ એજન, પાન—૬૨૩.

અહીં વસંતની માદકતાનું સ્મરણ કરાવી ગોપીઓને પ્રભાવિત કરી કવિ વિપ્રલંભ-શૃંગારને ઉદ્દીપન કરે છે. ઋતુરાજ વસંતની જેમ વર્ષા પણ વિરહિણીની વ્યથાને ઘેરી બનાવે છે. કવિની એક બારમાસીના પદમાં ઘનઘોર આકાશે ચમકતી વીજળી અને ઘનઘોર ગર્જતાં વરસતાં વાદળને જોઈને ગોપીભાવે કવિનું મન પ્રિતમની યાદમાં સરી જાય છે–

"અસાડ માસે આવિયો ઘન દમ રે દામનિ જામનિ દન,
તેહ સમે મૂને સાંભળ્યો શામ, નિરખી પૂરતાં હૈયાની હામ."[૬૧]

નિષ્કુળાનંદે "ભક્તચિંતામણિ"માં પ્રકૃતિના રૌદ્ર સ્વરૂપ વાવાઝોડાની સાથે અતિવૃષ્ટિનું તાદૃશ વર્ણન પણ કર્યું છે–

"આવી અંધીને રજની મળ રે, કરે ઝબકારા સહુ વિજળ રે.
થાય ગાજમાં ઘોર કડાકા રે, દિયે દામિની તેમાં ઝડકારા રે.
વર્ષે મેઘ રહે નહિ મણા રે, ચાલ્યાં પૂર પૃથ્વી પર ઘણાં રે,
ઝરે મેઘ મચી બહુ ઝડી રે, વાયુ વેગે વૃક્ષ ગયાં પડી રે,
ત્રુટી પાંખો પંખી પડયાં ભોમ રે, મૃગજાતિ થયાં છે બેહોશ રે,
થયો અતિશે મોટો ઉત્પાત રે, પડી વચમાં વેરણ રાત રે."[૬૨]

પ્રથમ બે પંક્તિઓમાં મેઘલી ઘનઘોર રાત્રે વીજળીના ઝબકારા અને ગર્જતાં વાદળોના કડાકા કવિ સુપેરે અંકિત કરી શકયા છે. વર્ણ અને નાદ સૌંદર્યથી સેંદ્રલી તોફાની વર્ષાનું ચિત્ર બરાબર ઊપસે છે. ભયંકર વરસાદની ઝડીઓ મચી પડી છે. જાણે કવિ પણ કલ્પનાના ઝૂલે મચી પડયા છે. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં આ પ્રકારનાં વર્ણનો દુર્લભ છે. સ્વામીનારાયણ સંપ્રદાયના અન્ય કોઈ કવિએ આવું વર્ણન આપ્યું નથી. એટલે નિષ્કુળાનંદનું આ પ્રદાન અનન્ય ગણી શકાય.

સરયૂ નદીની જેમ મનોરમા નદીના કાંઠાનું એક કડીમાં ટૂંકું વર્ણન કરી કવિએ લાઘવનો ગુણ જે દર્શાવ્યો છે તે નોંધપાત્ર છે–

"સુંદર સર ત્યાં સોહામણું, અતિ અમળ જળ તે તણું,
પદ્મ પોયણાની પંકિતએ, શોભે છે સુંદર ઘણું"[૬૩]

કવિએ વનવર્ણનમાં તત્કાલીન રૂઢિ અનુસાર વૃક્ષો અને ફૂલોની કેવળ શુષ્ક નામાવલિ આપી નથી, પરંતુ તપોવનના આધ્યાત્મિક વાતાવરણને ધબકાવ્યું છે, જેનું સુંદર ઉદાહરણ નીચેની કડીઓ પૂરું પાડે છે:

---

૬૧ એજન, પાન–૪૫૬.

૬૨ ભકતચિંતામણિ–પ્રકરણ ૧૯, કડી ૨૧ થી ૨૩, પાન–૫૬.

૬૩ એજન, પ્રકરણ ૧૧, કડી ૨, પાન–૨૭,

(ચોપાઈમાં)

"જિયાં પહાડ પ્રૌઢ પ્રચંડ, વૃક્ષ કરે છે વાતો બ્રહ્માંડ,
તેનાં પુષ્પ પત્ર મૂળ કંદ, જેહ જમે તે પામે આનંદ.
અતિરસાળ કોમળ ફળ, વહે નદીએ નિર્મળ જળ,
તિયાં પશુને પક્ષી અપાર, ફરે હમેશ વન મોઝાર.
સિંહ વ્યાઘ્ર વરાહ મહિષુ, પાડે ગજ ગેંડા બહુ ચિશુ,
રીંછ ભીંછ સામસામાં હુકે, માંહિ કેશરી સિંહ તાડૂકે.
સુરા ગાયો ને રોઝડાં ઘણાં, ફરે ટોળાં સેમર શ્યાલતણાં,
વરૂ વાનર ને રૂ રૂ રમે, કસ્તુરિયાં મૃગ કાંઈ ભમે."[૬૪]

અહીં થયેલ સંક્ષિપ્ત અને કલાયુકત વર્ણનમાં શબ્દાલંકારનો ઉચિત પ્રયોગ થયેલો છે. ભાલણે કાદંબરીમાં–

પૂર્વપશ્ચિમ સાગરવલી, મધ્યપ્રદેશનું અલંકાર,
જાણી મહીની મેખલા, કટિ તટિછી શણગાર."[૬૫]

–જેવી કડીમાં વિંધ્યાટવીનું જે વર્ણન કર્યું છે તેની સાથે સરખાવતાં નિષ્કુળાનંદે કરેલુ વર્ણન સૂક્ષ્મ નિરીક્ષણ અને સજીવતાની દષ્ટિએ ચઢિયાતું છે. એમાં આધ્યાત્મિક ભાવોથી સભર શાંત રસની નિષ્પત્તિ થઈ છે. વનની ભીષણતાનું વર્ણન પણ કવિએ કર્યું છે–

"દિસે વન ભૂંડું ભયંકાર, પાસે વાઘ કરે છે હુંકાર,
પાડે કપિ ચિશું તિયાં કાળી, નાચે વૈતાળ ને ત્યાં વૈતાળી.
થઈ રહ્યો વને હોહાકાર, બોલે ટિડડાં તમરાં તાર,
ગાજે મેઘ ને નદી ઘૂઘવે, માથે વિજળી વેરણ્ય ખવે.
ભૂત પ્રેત દનુજને દૈય, યક્ષ રાક્ષસ રાક્ષસી સહિત,
ફરે પાપી એવાં આસપાસે, તે દેખાયે દામિની ઉજાશે."[૬૬]

જંગલની ભયંકરતાનો ચોપાઈઓ દ્વારા તાદૃશ ચિતાર આપતાં કવિ વર્ણવે છે–

"એવું ઘાટું વન છે વિષમ રે, જેમાં ન પડે રાત્યદિનની ગમ રે,
ન દિસે ઉગી આથમે દન રે, એવું ઝાડ છે વન સઘન રે.

---

૬૪ એજન, પ્રકરણ ૨૮, કડી ૬ થી ૯, પાન–૮૪.
૬૫ "કાદંબરી", સં. કેશવ હર્ષદ ધ્રુવ, પાન ૧૨–૧૩.
૬૬ ભકતચિંતામણિ–પ્રકરણ–૨૮, કડી ૨૨ થી ૨૪, પાન ૮૪–૮૫.

તિયાં ફળ ફુલ ફુલ્યાં કઈ રે, કંદ મૂળતણો પાર નઈ રે,
વળી સર સરિતા અપાર રે, અતિ અમળ જળ તે મોઝાર રે.
વળી ગેહરી ગુફા ત્યાં ઘણી રે, જાણું બહુ રહયાં મંદિર બણી રે,
વળી પશુ ને પક્ષી ત્યાં ઘણાં રે, વ્યાઘ્ર વારાહ બહુ નિયામણા રે.
સુરા ગાગો ને સેમર શ્યાળ રે, શશા નોળાં બોળ તિયાં વ્યાળ રે,
જયારે બોલે પરસ્પર એહ રે, થાયે શબ્દ ભયંકર તેહ રે.
મનુષ્યજાતિએ ત્યાં ન જવાય રે, જો જાય તો પાછું ન અવાય રે.
એવા વનમાં એકાએક ફરે રે, અતિ ધીર કોઈથી ન ડરે રે.
ભૂત પ્રેત દનુજને દૈત્ય રે, એવા મળે વન માંહિ નિત્ય રે,
યક્ષ રાક્ષસ રાક્ષસી જેહ રે, ભૈરવ ભૈરવી વૈતાલી તેહ રે."૬૭

અને ભયાનકતાની પ્રગાઢતા ખડી કરી કવિ ભયાનક રસ પણ નિષ્પન્ન કરે છે —

"વાઘ વારાહ વાનર બહુ રે, લડે માંહો માંહે એમ સહુ રે,
મહિષા નર નોળ વગી નાગ રે, એવાં હિંસકનો નહિ તાગ રે.
લાગ્યા દવ બળે બહુ વન રે, પાઠે કાળી શડયું પશુ જન રે,
ઉડે ઉપર ગીધ ને ગરજ્યું રે, જેથી દુઃખ થાયે અણસરજ્યું રે.
બોલે ઘુડ ફિયાવડાં ઘણાં રે, શબ્દ ભયંકર તેહ તણા રે.
એવા વનમાં ભૂલ્યા છે વાટ રે, ન મળ્યું ગામ ઠામ કોઈ ઘાટ રે."૬૮

કવિનાં વર્ણનો વાતાવરણને ભાવાનુકૂળ છે. ભયાનક જંગલનું વર્ણન કરતાં તેઓ ભીષણ હિંસક પશુઓની ચીસો, મેઘલી અંધારી રાત અને અંધકારમાં નાચતી ભૂતાવળ સૃષ્ટિ આદિ ભયંકર તત્ત્વોને ઉદ્દીપન કરી વનની ભીષણતાને સચોટ રીતે મૂર્તિમંત કરી એક બાજુ ભયાનક રસને વહેતો કરે છે તો બીજી બાજુ હિમાલય જેવા પવિત્ર પર્વત-ની આસપાસનાં તપોવનોનું વર્ણન કરતાં ત્યાંના સૌમ્ય, મધુર અને મંગલ વાતાવરણના આબેહૂબ ભાવાનુકૂળ વર્ણનદ્વારા શાંત રસની આહ્લાદક ધારા વહેવડાવે છે. એ અંગે દૃષ્ટાંતરૂપે એક વનવર્ણન જોઈએ :

"કુંદ કેસર કેસુ કુંભી, ગુલદાવદીને ગઢુલિયાં,
ચંપા થમેલી આદિ અનેક, ફુલ બહુ ફુલી રહ્યાં,
કંદ મૂળ રસાળ કોમળ, જેને જે જોયે તેહ જમે,
અતિ રસાળ ફળ વિશાળ, સુંદર મળે સર્વે સમે.
શરભ સિંહ શશા શેમર, કપિ કેરંગ ને કુરંભિ,

૬૭ એજન, પ્રકરણ ૩૦, કડી ૭ થી ૧૩; પાન ૯૦-૯૧.
૬૮ એજન; પ્રકરણ ૧૫; કડી ૩૮-૩૯-૪૦, પાન ૪૧-૪૨.

ચિત્ત માતંગ વારાહ મહિષા, શોભે રોઝ ને સુરભિ,
કરી કેસર વાઘ વાનર, સિંહ સુરભી ભેળાં રમે,
સહજ વૈર જેને સદા, તે કોઈ કેને ન દમે.
શુક સારસ હંસ મેના, કોકિલા કિલોલ કરે,
મોર ચકોર ચાકર ચતવા, નીલ કંઠ હરિ ઓચરે."[૬૯]

આ છે કવિનાં વનવર્ણન. ભયંકર જંગલમાં જે હિંસક પશુઓ કાળી ત્રાડો નાખી પરસ્પર લડતાં હતાં તે જ ભયાનક પશુઓ તપોવનના પવિત્ર, પાવનકારી અને સૌમ્ય વાતાવરણની અસર નીચે અન્ય પશુઓ સાથે આનંદથી ક્રીડા કરી રહ્યાં છે. પંખીઓ આનંદથી "નીલકંઠ" અને "હરિ" એવાં ભગવાનનાં નામોનું મધુર રટણ કરી રહ્યાં છે. અહીં રસાળ પ્રફુલ્લિત ફળફૂલ છે, જેને જે જોઈએ તે જમે અને મસ્ત રહે. ખરેખર મધ્યકાલીન સાહિત્યનાં રૂઢિગત વર્ણનોમાં ઉપરોક્ત વર્ણન વિશિષ્ટ છે. "જેને જે જોઈએ તેહ જમે" જેવી ઊર્મિ અને ભાવનું સામંજસ્ય વ્યકત કરતી પંકિત તપોવનના સંતોષમય વાતાવરણને કેટલી ઉચિત રીતે વ્યકત કરે છે! બીજી બાજુ "સહજ વૈર જેને સદા, તે કોઈ કેને ન દમે" જેવી પંકિતથી જંગલમાં મંગલ કરતી નિર્વ્યાજ પ્રેમસૃષ્ટિની ભાવના કેટલી સરળતાથી ઉતારી દીધી છે! ત્રીજી બાજુ એ તપોવનની ભકિતથી ભીંજાતા વાતાવરણનો સાક્ષાત્કાર કરાવવા "મોર ચકોર ચાતક ચતવા, નીલકંઠ હરિ ઓચરે" જેવી પંકિતમાં પક્ષીઓને પરમાત્માના નામનું કેવું ઉચિત રટણ કરાવ્યું છે! ઉકત વનવર્ણનમાં સ્વાભાવિક રીતે ભાવવિકાસ ક્રમિક અને સ્વસ્થ રીતે થાય છે. અને તે થતાં તેમાંથી આપોઆપ શાંત રસ વહેતો અનુભવાય છે. ગાઢ જંગલોની ભયાનકતાનાં કવિનાં વર્ણનો સાથે પ્રેમાનંદે "નળાખ્યાન"ના આડત્રીસમા કડવામાં –

"ઊંડાં કોતરમાં ઉતરે ચડે ગિરિ કરાડ
અશુધે ઉઘડકે નહીં, પાડે વાઘ બરાડ."[૭૦] વૈદર્ભી.

—જેવી છઠ્ઠી કડીથી અગિયારમી કડી સુધી કરેલું વનવર્ણન સરખાવતાં કહી શકાય કે નિષ્કુળાનંદનાં વનવર્ણનો રસ જમાવટ તથા ચિત્રાત્મકતાની દષ્ટિએ વધુ ઝળકી ઊઠે છે, કારણ કે દમયંતીને વનમાં વલવલતી દર્શાવવા જંગલની ભયાનકતા લાવવાના સભાન પ્રયત્નો તો સાતમીથી આઠમી કડી સુધી કવિએ કરેલા છે. પરંતુ તેમણે વર્ણવેલી ભીષણતા સામે નિષ્કુળાનંદની ભયાનક વાતાવરણ ખડું કરવાની આબેહૂબ ચિત્રાત્મક શકિત પ્રશસ્ય છે, જેની પ્રતીતિ ઉપર ટાંકેલાં વર્ણનોથી થાય છે.

---

૬૯ ઓજન, પ્રકરણ ૪, કડી ૧૬ થી ૨૦, પાન–૯.
૭૦ 'નળાખ્યાન' – સંપાદક–અનંતરાય રાવળ (ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ). આવૃત્તિ બીજી, ઈ. સ. ૧૯૬૫, પાન–૭૩–૭૪.

## તત્કાલીન સમાજનાં વર્ણનો

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં ખેડાયેલાં આખ્યાન, રાસ અને ગરબા જેવાં સ્વરૂપોમાં તત્કાલીન સમાજ અને સંસ્કૃતિનાં વિવિધ પાસાંનું ચિત્રણ આપતાં વર્ણનો દષ્ટિગોચર થાય છે. નિષ્કુળાનંદે પણ પોતાની લાંબી સળંગ પદ્યરચનાઓમાં આ પ્રકારનાં વિવિધ વર્ણનો આપ્યાં છે. તત્કાલીન ધાર્મિક સ્થિતિમાં વામમાર્ગી, દંભી ગુરુઓ અને ખાખી બાવાઓથી જે ચોમેર ભ્રષ્ટતા વ્યાપી ગઈ હતી તેને મૂર્ત કરતાં વર્ણનો આપણે જોયાં.[૭૧] એટલે એ ફરીથી આપ્યાં નથી, પણ બીજાં સમાજવર્ણનો જોઈએ. વરરાજાના શૃંગારનું વર્ણન સમકાલીન વસ્ત્રાભૂષણના સૌંદર્યને અંકિત કરે છે :–

''પહેર્યો કાછ કસુંબલ વાઘો રે, શિરે શોભે છે સોનેરી વાઘો રે,
હૈયે હારને મિંઢલ હાથે રે, સુંદર ખોસ્યાં છોગલિયાં માથે રે.
કાને કુંડલ વેલ્ય ને કડી રે, કંઠે શોભે છે હેમ હાંસડી રે,
હૈયે હુલર હીરા સાંકળી રે, ઓપે ઉત્તરી સુંદર વળી રે.
પહેરેલ મોહનમાળા રુપાળી રે, ઉર પર ઉત્તરી શોભાળી રે,
બીજી પહેરી છે ફુલની માળા રે, તેણે શોભે છે અતિ રૂપાળા રે.
બાજુ કાજુ પોંચિ કડા રે, સુંદર શોભે વર નાનકડા રે.
પહેરી વેઢ વિંટી જડી નંગ રે, મુદ્રિકામાં મણિ કણિ ઝગે રે.
અસે શોભે છે સોવરી અસિ રે, મુખે પટ દઈ રહ્યા હસી રે,
પાયે પહેરી છે મોજડી લાલ રે, ચાલે મલપતા જેમ મરાલ રે.
ચડયા ઘોડલે વર સુજાણ રે, વાજે ઢોલ ને ગડે નિશાણ રે,
જોડયાં રથ વહેલ ને ગાડલાં રે, ચાલે એક થકી એક ભલા રે.''[૭૨]

તત્કાલીન ગુજરાતી સમાજમાં પહેરાતાં આભૂષણોની નામાવલિ ઉકત વર્ણનમાં મળી આવે છે. સ્ત્રીઓની જેમ પુરુષો પણ હેમહાંસડી, બાજુબંધ, મોહનમાળા, કડાં, કુંડળ વગેરે પહેરતા અને મોજડી પહેરવાની પ્રથા પણ ત્યારે હતી.

પોતાના ઈષ્ટદેવ સહજાનંદના સૌંદર્યમાં આસકત થયેલા કવિ તેમના શૃંગારનું જે વર્ણન કરે છે તેમાં તત્કાલીન વિવિધ વેષભૂષાનો ખ્યાલ મળી આવે છે.

''અંગે દિગંબર વાઘાંબર રે, મૃગાંજિનને દિઠા ટાટાંબર રે
ગોદડીને ચાદર ચોફાળ રે, દિઠા ઓઢે દીન દયાળ રે,

---

૭૧ જુઓ પ્રસ્તુત મહાનિબંધના બીજા ખંડનું પ્રકરણ—''તત્કાલીન સમાજ.''
૭૨ ભકતચિંતામણિ–પ્રકરણ ૧૧, કડી ૨૦ થી ૨૯, પાન–૨૮–૨૯.

ધોતી ગુડકી ગૂઢે રંગરંગે રે, કસિ કમર દૂસા ફેંટે રે,
અંગરખી સુરવાળ જામે રે, જોઇ કેંક ગયા હરિધામે રે.
ડગળી સોનેરી રુપેરી પેરે, કિન ખાપની હૈયે ધારિયે રે,
ડગલી જરીની બોર કસુંબા વાળી રે, ચકમો પટુ પામરી રૂપાળી રે.
બોરિ ચોફાળ સાલ દુસાલે રે, ડગલી ગર્મ પોસની રૂમાલે રે,
પાઘ કસુંબી સોનેરી સારી રે, બાંધિ બોકાની લિયે ઉરધારી રે."૭૩

આ રીતે તત્કાલીન વસ્ત્રાભૂષણોમાં ધોતી, ગુડકી, સુરવાળ, પાઘ, ડગલી, કિનખાબની સોનેરી રૂપેરી ડગલી, પટુ, બોરીયો ફાળ, સાલદુસાલ, બોકાની અને જામો વગેરેનું ચિત્રાત્મક વર્ણન અહીં મળે છે. તેમની સળંગ પદ્યરચના "હરિસ્મૃતિ"૭૪માં પણ ઇષ્ટદેવની લીલા સંકીર્તનનું વિગતે વર્ણન કરતાં કવિ તત્કાલીન વસ્ત્રાભૂષણો તેમ જ વિવિધ વ્યંજનોનો વર્ણસગાઈ અલંકાર યોજી પરિચય કરાવે છે. વળી ધ્યાનપાત્ર છે તે વખતના વણિકનું એક શબ્દચિત્ર –

"વાલે લીધો વણિકનો વેશ, સુંદર મોબિડું બાંધિયું શિશ,
પહેરી અંગરખી લાંબી બાંય, ચાલ વિશાળ લડસડે પાય,
બાંધ્યો કમરે કસુંબી કણો, સોનેરી છેડે શોભે છે ઘણો,
તેમાં ખોસી જે સુંદર દાંત, કાંધે દુશાલ ઝીણેરી પોત.
હસે મુખે પડે ખાડા ગાલ, મોટા ધનાઢ્ય ઝળકે ભાલ,
કાંઈ બોલે મુખેથી તોતળિયું, લીધા રૂપૈયા ભરી કોથળિયું."૭૫

આ પ્રકારનાં વર્ણનો પરંપરા અનુસાર હોઇ કોઈ વિશિષ્ટતા ધરાવતાં નથી

ખાખી બાવાઓ અને પાખંડી ધર્મગુરુઓ અંધશ્રદ્ધાળુ લોકોને ધર્મને નામે ફસાવી જે વિવિધ પાપાચારો કરતા હતા અને "તીર્થસ્થાને ઝાઝાં પાપ"ની જેમ દ્વારકા જેવા પવિત્ર ધામે 'છાપ'ને બહાને જે પૈસા પડાવતા હતા તેનું તાદૃશ્ય વર્ણન કવિએ 'ભક્તચિંતામણિ'ના ૯૨ મા પ્રકરણમાં કર્યું છે. આવા ભયંકર ખાખી બાવાનું એક શબ્દચિત્ર જોઈએ —

"એવે સમે આવ્યા એક ખાખી, રોળી ખાખીમાંહિ દેહ આખી,
લોહ ચીપિયો લીધો છે હાથે, જટા મોટી વિંટી વળી માથે.
કિધી કેફે કરી આંખ્યો રાતી, ચાલે મરડનો કાઢતો છાતી,
ભાંગ્ય ગાંજાની ભેળી કોથળી, બોલે ગળેથી વાણી ગોગળી.

---

૭૩ પુરુષોત્તમપ્રકાશ – પ્રકરણ ૧૬, કડી ૯ થી ૧૨, પાન–૧૮–૧૯.
૭૪ હરિસ્મૃતિ – ચિંતામણિ ૨ અને ૩, પાન ૨૭૮ થી ૨૮૫.
૭૫ ભક્તચિંતામણિ–પ્રકરણ ૧૩૦, કડી ૨૦ મી ઉતરાર્ધ ૨૧–૨૨ તથા ૨૩ પૂર્વાર્ધ પાન ૩૧૨.

આવી અટક્યો કહે દ્યો મને છાપુ, અમે ત્યાગી તુંને ધન નાપું,
બોલ્યો અડબંગાઈમાં ગાળ, સુણી ઉઠયો ચારણ તતકાળ.''૭૬

જેમ સ્ત્રીપુરુષોનાં વિવિધ વસ્ત્રાભૂષણોનાં વર્ણનો નિશ્ચિત કરેલાં બીબાં સમાન જોવા મળે છે તેમ નગરનાં વર્ણનોમાં૭૭ પણ તત્કાલીન સુખી અને સમૃદ્ધ જીવનનાં ચિત્રો પ્રણાલી અનુસાર કવિએ અંકિત કર્યાં છે. પછી નળરાજાની નગરીનું વર્ણન કરતો પ્રેમાનંદ હોય કે બીજાં એવાં આદર્શ નગરનાં વર્ણનો હોય તેમાં લોકો ચાર આશ્રમો અને પોતપોતાનો ધર્મ પાળીતા હોય છે. તેઓ સુખી અને શાંતિપ્રિય હોય છે. આ પ્રકારનાં આદર્શ વર્ણનો કવિએ ''ભકતચિંતામણિ'' માં કર્યાં છે. અયોધ્યા નગરીના સમૃદ્ધ જીવનનો ખ્યાલ આપતાં કવિ વર્ણવે છે—

''ત્યારે દીવા કર્યા છે બહુ તીર રે, તેને પડયાં પ્રતિબિંબ નીર રે,
કાંઠા પર હવેલી છે ઘણી રે, કરી હાર્યો ત્યાં દીપકતણી રે.
તટ હવેલીના દીવા મળી રે, તેણે પુરી રહી ઝલ મળી રે,
એવું શહેર સોયામણું ઘાણું રે, રચેલ મનુરાજ તણું રે.''

આમ, નગરમાં રહેલી નદી તટના સૌંદર્યને ગાયા બાદ અયોધ્યાના રાજા રામનો ઉલ્લેખ કરી ત્યાંના વિશાળ રાજમાર્ગો, હવેલીઓ તથા દુકાનો અને સમૃદ્ધ જનસમાજની ધબકતી રોજિંદી પ્રવૃત્તિઓનું વર્ણન કવિ કરે છે—

''શોભે શેરી બજારો ચૌવટા રે, રુડા રાજ માર્ગ વાળ્યા મોટા રે,
સાત માળની હવેલી સાર રે; શોભે કૈલાસગિરિ આકાર રે.
બની પંગતિ તેની અપાર રે, શોભે તેમાં તેના બાર રે,
વળી હાટ વિવેકી ભાગે રે, બરોબર સુંદર સારાં લાગે રે,
કયાંય વેચાય દુધ ને દહીં રે, કયાંક ઘૃત મિસરી ને મઈ રે,
કયાંય ફળફુલ વળી પાન રે, કયાંય વસ્ત્ર વસ્ત્રના સમાન રે,
કયાંય વાસણ ભૂષણવાળી રે, કયાંય ઝવેરી ને મોનિયાળ રે,
કયાંય ગજબાજ શણગારી રે, ફરે નિત્ય તેની અસવારી રે,
કયાંક અનેક અન્ન રસાલું રે, કયાંક શાક સુંદર બકાલું રે,
કયાંક હાટ હારે હલવાઈ રે, વેચે વિવિધ ભાત્યે મીઠાઈ રે.

૭૬ ભકતચિંતામણિ — પ્રકરણ ૯૨, કડી ૪૪-૪૫-૪૬, પાન-૨૭૮.

૭૭ નળરાજાની નગરીનું વર્ણન (કાવ્યદોહન ભાગ-૧, પાન-૨૧૬) ચંદ્રહાસનું નગર (કાવ્યદોહન ભાગ-૮, પાન-૧૫૨), ધ્રુવના રાજ્યનું વર્ણન (કાવ્યદોહન ભાગ-૮, પાન-૩૯૨) પ્રાગજ્યોતિનું વર્ણન (કવિચરિત ભાગ-૨, પાન-૮૪૦), હરિશ્ચન્દ્રની નગરીનું વર્ણન (કા. દો. ભાગ-૬, પાન-૬૯૦).

કયાંક ગાંધી મોદી મણિયા રે, કયાંક નાણાવટી તણી હાર રે,
કયાંક માળી ને તંબોળી તેજ રે, કયાંક સાલવી ને રંગરેજ રે.
કયાંક ગાન તાન ને ગવૈયા રે, એમ સૌ કોઈ વિભાગે રેય રે,
કયાંક વિપ્ર કરે વેદાભ્યાસ રે, કયાંક બાળ ભણે પંડા પાસ રે.
કયાંક ક્ષત્રિ તણી સભા સાર રે, કયાંક વૈશ્ય કરે છે વેપાર રે,
કયાંક શુદ્ર કરે સેવા સારી રે, સહુ વર્ણ ધર્મ રહ્યા ધારી રે.
કયાંક લડે છે મલ્લ અખાટી રે, ખેલે કુસ્તિ ચેપ ને લાકડી રે,
કયાંક પડી છે રુની મલિયો રે, એમ શોભે છે શેરી ને ગળીયો રે,૭૮

તત્કાલીન રોજિંદા સામાન્ય જીવનની વિવિધ પ્રવૃત્તિઓ અહીં કંઈક જીવંત સ્વરૂપે ધબકી રહી છે.

## ઇષ્ટદેવનાં નખશિખ સૌંદર્યવર્ણનો

સગુણ ઉપાસનામાં પરમાત્માની ઉપાસના મૂર્તિદ્વારા થતી હોય છે. પરમાત્મા પ્રત્યેનો પરમ અનુરાગ તેમાં કેન્દ્રસ્થાને રહેલો હોય છે. ઇષ્ટદેવની પ્રતિમાનું ધ્યાન પણ એમાં એ જ દૃષ્ટિએ થતું હોય છે. આ સ્નેહભક્તિનો આદર્શ ઝીલીને ઇષ્ટદેવ દેવીઓના રૂપસૌંદર્યમાં મુગ્ધ બની તેમનાં વસ્ત્રાભૂષણો અને અંગસૌષ્ઠવાદિનાં વર્ણનો કે વિવિધ ભાવસંવેદનો ભક્તિભીની ઊર્મિથી ભક્તકવિઓએ અંકિત કર્યાં છે. પોતાના ઈષ્ટદેવ કે દેવીઓનું રૂપસૌંદર્ય તેમને લીલાસંકીર્તન તરફ પ્રેરી જઈ ભક્તિશૃંગારની છોળોમાં છાકમછોળ કરે છે. પ્રેમનું મૂળ કારણ પણ સૌંદર્ય છે અને આથી જ ભક્તકવિઓએ પ્રકટાવેલી પ્રેમલક્ષણા ભક્તિમાં આપણને ઈષ્ટદેવ કે દેવીઓના શૃંગારનાં વર્ણનો નજરે પડે છે. એ રૂપસૌંદર્ય ભક્તકવિઓના ચિત્તને હરી લે છે. તે આકર્ષણની પાછળ તેઓ ગોપી બનીને ઘેલા બનતા નજરે પડે છે. એ રૂપાસક્તિમાં મોહિત બની તેઓ સંયોગશૃંગારનો આનંદ તથા વિયોગશૃંગારની વેદના વ્યક્ત કરતા હોય છે. પછી એ નરસિંહ હોય કે મીરાં હોય, પ્રેમસખી હોય કે દાસી જીવણ હોય, ગરબીએ ઘૂમતા દયારામ હોય કે માતાજીને સોળે શણગાર સજાવી સ્તુતિ કે પ્રશસ્તિ કરતો ગરબો લેતા વલ્લભ ભટ કે રણછોડ ભગત હોય.

નિષ્કુળાનંદે પણ પોતાના ઈષ્ટદેવ સહજાનંદ કે કૃષ્ણચંદ્રના શૃંગારનાં વર્ણનો કરી પ્રેમલક્ષણા ભક્તિની માર્મિક અનુભૂતિ કુશળતાથી દર્શાવી છે. તેમાં પોતાના ઈષ્ટદેવના વ્યક્તિત્વને વ્યક્ત કરતાં અંગોપાંગનાં ભાવથી ભીંજાતાં વર્ણનો છે, સોળે ચિહ્નયુક્ત નખશિખ શોભાની અનુભૂતિ છે અને વસ્ત્રાલંકારના શૃંગારની રસિક સજાવટ પણ છે. અંતરની અનુભૂતિથી રંગાઈને તરી આવતાં એ ભાવવર્ણનોમાં પોતાના ઈષ્ટદેવ સહજાનંદનું પ્રત્યક્ષ દર્શન છે અને તેમની સાથે માણેલી લીલાઓનું કથન છે. જેને

---

૭૮ ભક્તચિંતામણિ–પ્રકરણ ૨૦, કડી ૨૨થી ૩૦, પાન ૬૦.

પરબ્રહ્મ પરમાત્મા તરીકે માન્યા છે એ સ્વામીનારાયણ ભગવાનની પ્રત્યક્ષ મૂર્તિમાં લીન બની જઈને તેની રૂપાસક્તિથી અંતરના ઊંડાણમાંથી જે પ્રેમોર્મિ વહે છે તે કવિનાં આ પ્રકારનાં વર્ણનોને ભીંજવી દે છે અને આથી જ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં પરંપરાગત વર્ણનોમાં ચોક્કસ બીબાંઓને તે કવચિત જ અનુસરે છે, જે નીચેનું વર્ણન દર્શાવે છે.

કવિ પોતાના ઈષ્ટદેવ સહજાનંદની રસમય મૂર્તિનું ધ્યાન ધરતાં ધરતાં તેમનાં અંગોપાંગનું મધુર સ્મરણ કરે છે. સોળે ચિહ્નયુક્ત નખશિખ શોભાના મનનચિંતનથી કવિ પોતાના પ્યારા ઈષ્ટદેવનો સાક્ષાત્કાર કરવા ઝંખે છે. એક એક અંગમાંથી ઝરતું સૌંદર્ય તેમની આંખો સામે તરવરી રહે છે અને એ ઝંખના ધીમે ધીમે સંયોગના દિવ્યાનંદની કલ્પનામાં પલટાય છે. અને એ કલ્પનાઆનંદના હૃદયની ઊંડી ઊર્મિમાંથી ઝરી ઉત્તમ વર્ણન આપી જાય છે. જુઓ–

"સુંદર મુરતિ શ્યામની, નખશિખા સુધી નિરખશું,
અંગોઅંગ અવલોકતાં, વળી હૈયામાં ઘણું હરખશું.
ઊર્ધ્વરેખા અષ્ટકોણ આદિ, જાંબુ જવ જોશું જૈયે,
કેતુ કોમળ કુલિશ જોતાં, અંતર સુખ થાશે તૈયે.
સ્વસ્તિ અંકુશ સોગામણાં, વળી દક્ષિણ પગમાં દેખશું
વામ પગમાં વિલોકશું, મત્સ્ય ત્રિકોણ કળશ વ્યોમને
ધનુષ મિનુ પગ પેખી, સુખ થાશે જોયે સોમને,
એડી રૂડી આંગળી, પગ અંગોઠે રેખા નખે.
ગુલ્ફ જંઘા જાનુ જોતાં, ચિહ્ન હોય વળી વામ પખે,
કરભ સમ સરખા ઉર, નાભિ ઊંડી ગંભીર ઘણી.
ઉરતરુ તમાલ શોભે, ક્યારે જોશું છબિ છબિલા તણી
કંઠ કંબુ સમાન સુંદર ભુજ ગજ કર સમ વળી,
હસ્તકમળ અરુણા ઓપે, કલિ વલિ એવી આંગળી.
અજબ કર આજાન બાહુ, નખ નિરખી જોશું જૈયે.
કંઠમાં તિલ અવલ જોતાં, સુખ ત્યારે થાશે હૈયે.
ચિબુક અધર દર્શન દેખી, લેખશું લાવો લોચને
નાસિકા તિલ નિરખી, પુરશું મનોરથ મને
કમળ નયન શ્રવણસુભગ, વામ કાને એક તીલ વળી,
ભ્રકુટિ ભાલનું ચિહ્ન ચિંતવતા, દુઃખ સર્વે જાશે ટળી.
શિરે સુંદર શિખા સારી, જોશું નિહાળી નયને,
એવી મૂર્તિ અવલોકશું, વાલો બોલાવશે મીઠું વયણે."૭૯

૭૯ ભકતચિંતામણિ–પ્રકરણ ૭૮, કડી ૩૧ થી ૪૧, પાન–૨૩૪.

સોળ ચિહ્નયુક્ત નખશિખ વર્ણન ક્રમબદ્ધ છે. ક્રમિક રીતે નખથી શિખા પર્યંત અંગેઅંગનું વર્ણન કરતા કવિ તે અંગોને નિરખવાના આનંદની કલ્પના કરીને સમગ્ર વર્ણનને ઊર્મિયુક્ત ભાવસભર બનાવે છે. 'વાલો બોલાવશે મીઠે વચણે' જેવી કવિની સ્વગતોક્તિ કવિની ઈષ્ટદેવ પ્રત્યેની પ્રેમલક્ષણાભક્તિ છલકાવી દે છે એક તો મધ્યકાલીન સાહિત્યમાં નખશિખ વર્ણનો ગણતર છે અને તેમાં પણ સોળે ચિહ્નયુક્ત ભાવ અને ઊર્મિથી ભીંજાતું, ક્રમિક વિકાસ સાચવતું નખશિખવર્ણન ક્વચિત જ નજરે પડે છે. એ દૃષ્ટિએ પ્રસ્તુત વર્ણન આ પ્રકારનાં વર્ણનોમાં વિશિષ્ટ છે.

નખશિખવર્ણનોમાં કવિની પ્રતિભા ઝળકતી જ રહે છે. કવિના હૃદયમંદિરમાં પોતાના ઈષ્ટદેવ સહજાનંદ પ્રત્યે જે મધુર રતિ છે, એ એમનાં ભક્તિશૃંગારનાં પદોમાં જ નહીં પરંતુ તેમણે સર્જેલાં નખશિખવર્ણનોમાં વિભાવ અનુભાવ દ્વારા ક્રમશઃ પરિપુષ્ટ બનીને શૃંગારરસનું રૂપ ધારણ કરે છે. ઉપરોક્ત વર્ણનમાં કલ્પનાનો આનંદ છે તો નીચેના વર્ણનમાં એ આનંદને અનુભવ્યા પછીની અલૌકિક તૃપ્તિ છે. આત્મલક્ષી ભાવે અનુભવાતી ભાવની ભીંજાશને વ્યક્ત કરતું નીચેનું વર્ણન લગભગ અશેષ છે. કથન સાથે ઊર્મિનું પ્રાધાન્ય છે અને આથી જ સમગ્ર વર્ણન ઉતારી લેવાની લાલચ રોકી શકાતી નથી:—

"જેણે જોયાં ચરણ રૂપાળાં રે, સોળે ચિહ્ન સહિત શોભાળાં રે
પગ જમણા અંગોઠામાં રેખે રે, જોઈ મિટે તે મેપો નમેપ રે.
જેણે પગ આંગળી વળી પેખી રે, પામ્યા ધામ ધન્ય કમાઈ લેખી રે,
નખ જોયા છે જેણે નિહાળી રે, જોઈ ફણાની શોભા રૂપાળી રે.
ઘુંટી પેની પીંડી પેખી હામે રે, તે તો પો'તા છે અક્ષરધામે રે,
જાણું ઉર જોયા જેણે ઝાંખી રે, દુંદ ફાંદ જોઈ રુદે રાખી રે,
કટિ જોઈ મોહયું મન જેનું રે, થયું અક્ષરમાં ઘર તેનું રે,
જોઈ નાભિ નયણાં ભરી રે, વળી પેટ જોયું પ્રેમે કરી રે.
નલસ્તન નિરખિયા જેણે રે, કર્યો વાસ અક્ષરમાં તેણે રે,
છાતી હૈયું જોયું જેણે હેરી રે, પામ્યા પ્રાપ્તિ તે ધામ કેરી રે,
કુખ પડખાં બે જે બગલું રે, તે જોઈ કરી લીધું જે ભલું રે,
ખભા ભુજા જોઈ જેણે દગે રે, નેહ પામ્યા ધામ ઉછરંગે રે.
બેઉ ડેડરિયો બહુ રુપાળી રે, કોંપી કલાઈ જેણે નિહાળી રે,
કાંડાં કરભ જોઈ મન મોહયું રે, હાથ હથેળીએ ચિત્ત પ્રોયું રે.
જોઈ જેને જે રેખા રુપાળી રે, પામ્યાં બ્રહ્મમાલ ભાગ્યશાળી રે,
પાંચે પાંચ આંગળી પ્રવર રે, નિરખી તસુ ટેરવાં સુંદર રે,

નખનિરખિ હરખશે ઉર રે, જાશે બ્રહ્મ મો'લે તે જરૂર રે,
કર સુંદર જોશે બે સાર રે, નિરખે પરમ સુખના દેનાર રે.
કંઠખાડા વચ્ચે એક તિલ રે, દાઢિ હોઠ દાંત જે અવલ રે,
જિવ્હા નાસિકા કપોલ સારા રે, જોયે પરમ સુખના દેનારા રે.
ડાબા કાનમાં બિંદુ જે શ્યામ રે, જે જુવે તે પામે સુખધામ રે,
વાંસે તિલ મોટો જોયો જેણે રે, ખરું કર્યું ધામે જોવા તેણે રે.
આંખ્યો પાંપણો ભ્રકુટિ ભાળી રે, ભાલ વચ્ચે જે રેખા રુપાળી રે,
નલવટ તાળું છે રુપાળું રે, જેણે જોયું મુખ મરમાળું રે.
વળી કેશ જોયા શ્વેત શ્યામ રે, તે સહુ પામિયા પરમધામ રે,
જેણે નખશિખ નિરખ્યા નાથ રે, તે તો સૌ જન થયા સનાથ રે."૮૦

નિજના ઈષ્ટદેવ સહજાનંદના સમગ્ર અંગોપાંગના વ્યકિતત્વને ઝીલતું ઉકત વર્ણન વિવિધ દષ્ટિએ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યનાં નખશિખ વર્ણનોમાં શિરમોર જેવું છે. તેની વિશિષ્ટતા એ છે કે એમાં શુષ્ક રીતે અંગોપાંગને વર્ણવ્યાં નથી, પરંતુ પંકિતના પૂર્વાર્ધમાં વર્ણન છે અને ઉત્તરાર્ધમાં અંગોપાંગને નિરખતાં જે દિવ્યાનંદ અનુભવાય છે તેની પ્રતીતિરૂપે એ અંગોપાંગનાં દર્શનનો લાભ લેનાર ભકતોને કવિએ અક્ષરધામના અધિકારી ગણ્યા છે. પોતાના ઈષ્ટદેવ પ્રત્યેની માહાત્મ્યજ્ઞાને યુકત પ્રેમલક્ષણા ભકિતભાવની ભીંજાશથી ઉકત વર્ણનને કવિએ હૃદયની પ્રબળ ઊર્મિથી ભીંજવી દીધું છે. બીજી વિશિષ્ટતા એ છે કે કવિએ અલંકારનો આશ્રય લીધો નથી, પણ સ્વાભાવિક રીતે ક્રમશઃ એક એક અંગને સૂક્ષ્મ રીતે નિરૂપ્યું છે. ચરણે શોભતાં સોળે ચિહ્નોના માત્ર ઉલ્લેખે નખ, આંગળી, ફણા, ઘૂંટી, પેની, પીંડી, ઉર, દુંદ, ફાંદ, કટિ, નાભિ, ઉદર, નલસ્તન, છાતી, કુખ, પડખાં, બગલ, ખંભા, કાંડાં, હાથની આંગળી, ટેરવાં, હાથના નખ, કંઠ, દાઢી, હોઠ, દાંત, જીભ, નાસિકા, કપોલ, કાન, આંખ, પાંપણ, ભ્રકૂટિ, ભાલ, તાળુ અને છેવટે કેશ એમ ક્રમિક ઉચિત વિકાસથી વર્ણન વિકસતું રહયું છે.

કવિની સળંગ પદ્યરચના "હરિસ્મૃતિ"માં —

"અંગોઅંગમાં અવિનાશ નાથ. તેણે હૈયે છે હુલાસ નાથ.
અંબુજ અરુણવર્ણ બે ચરણ, નાથ. હરિભકિતના ભયહરણ નાથ."

—જેવી ચોપાઈથી શરૂ કરી

"શિખા સુંદર છે સારી નાથ. નખશિખા પર બલીહારી નાથ.
એવી મૂર્તિ મિરાંથ મારી, નાથ. લેઉં અંતરે ઉતારી; નાથ.

૮૦ નિષ્કુળાનંદકાવ્યમ્ —પુરુષોત્તમપ્રકાશ", પ્રકાર–૧૫, કડી ૪ થી ૧૭, પાન ૧૭–૧૮.

—જેવી ચોપાઈઓથી[૮૧] વિસ્તરતું સંપૂર્ણ નખશિખ વર્ણન દષ્ટિગોચર થાય છે. ચાલીસ ચોપાઈઓ ઉક્ત વર્ણનને રોકી લે છે. ઈષ્ટદેવનાં બન્ને ચરણોમાં રહેલાં સોળે ચિહ્નોના દર્શને જે આનંદ અનુભવાય છે તેની સ્વાનુભૂતિ વ્યક્ત કરીને નખથી શિખા પર્યંતના એક એક અંગને નિરૂપી જાણે આપણી સમક્ષ સાક્ષાત સહજાનંદની મૂર્તિ ખડી કરી દે છે! આપણે જોયેલાં પ્રથમ બે વર્ણનોની જેમ આ ત્રીજું વર્ણન પણ કવિની પ્રેમલક્ષણા ભક્તિની ભાવનાથી ઓતપ્રોત છે. પોતાના ઈષ્ટદેવના અંગોપાંગની નિત્ય નવીન રૂપ-છટા જાણે કવિના અંગેઅંગમાં વસી ગઈ છે. તેમણે તો એ દિવ્ય મૂર્તિ અંતરમાં ઉતારી જ લીધી છે, પરંતુ અન્ય મુમુક્ષુઓ એ મૂર્તિના અલૌકિક સુખનો લ્હાવો લઈ પોતાની કાયાનું કલ્યાણ કરે તે જ ભાવના તેમને અભિપ્રેત છે. ઉપર જોયેલાં બન્ને નખશિખ વર્ણનોની જેમ આ વર્ણન પણ આત્મલક્ષી ભાવે કરી પોતાના હૃદયમાં જે પ્રેમભક્તિનો પ્રવાહ અસ્ખલિત રીતે વહે છે તેને સ્વાભાવિક ક્રમે અંગોપાંગના વર્ણનમાં વહેવડાવ્યો છે. એક એક અંગને નિરખીને કવિએ જે ઉલ્લાસ અનુભવ્યો છે તેને વિવિધ સ્પંદનોદ્વારા વ્યક્ત કર્યો છે. આ દિવ્ય મૂર્તિની પાછળ કવિએ જીવન ન્યોછાવર કરી દઈ તેમાં જ જીવનનું સર્વસ્વ માન્યું છે. ઉક્ત વર્ણનમાં અલંકાર નથી. સંસ્કૃત શબ્દો-નો વૈભવ નથી. સ્વસ્થ રીતે વહેતા નદીના પ્રવાહની જેમ કુદરતી રીતે વર્ણ્ય વિષયનો પ્રવાહ વહેતો નજરે પડે છે તો તેમની અન્ય કૃતિ "ચિહ્નચિંતામણિ"માં[૮૨] સોળ ચોપાઈ-ઓ દ્વારા પોતાના ઈષ્ટદેવનાં ચરણોમાં શોભતાં સોળે ચિહ્નો નિરખીને અભિવ્યક્ત થતા આનંદને વર્ણવ્યો છે.

એક બાજુ કવિ "નખશિખવર્ણનો" તેમ જ "ચિહ્નવર્ણનો"થી મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં વૈવિધ્ય લાવે છે તો બીજી બાજુ વસ્ત્રાભૂષણોથી શોભતા ઈષ્ટદેવ સહજાનંદ કે કૃષ્ણના રૂપસૌંદર્યને ગાય છે. તેમાં સૌથી મહત્ત્વનું વર્ણિવેષી ઘનશ્યામનું આબેહૂબ વર્ણન જોઈએ :—

"પ્રસન્ન વદન વર્ણિને વેશ રે, બાંધ્યો છે સારો અંબોડો શિશ રે
ચન્દ્રકાન્તિ સમ મુખ શોભે રે, નયણાં નવીન કમળ ઉભે રે.
ઘનશ્યામ સુંદર છે તન રે, પહેર્યું કોપીન પર આછાદન રે,
ખંભે શ્વેત વસ્ત્ર લીધું ધારી રે, કંઠે માળા બે સુંદર સારી રે,
પંચ ઉર્ધ્વ પુંડ્ર છે પુનિત રે, પહેરી શ્વેત સારી ઉપવીત રે,
એવી મૂર્તિમાં ચિત્ત ચોટ્યું રે, પામ્યાં અંતરમાં સુખ મોટું રે."[૮૩]

---

૮૧ નિષ્કુળાનંદકાવ્યમ્ – "હરિસ્મૃતિ," ચિંતામણિ ૧, પાન ૨૭૫ થી ૨૭૭.
૮૨ નિષ્કુળાનંદકાવ્યમ્ – "ચિહ્નચિંતામણિ". પાન ૩૯૮.
૮૩ ભક્તચિંતામણિ – પ્રકરણ ૨૩, કડી ૨૯ થી ૩૧, પાન—૭૨.

કવિના ઈષ્ટદેવ સહજાનંદ અગિયાર વર્ષની નાની ઉંમરમાં ઘનશ્યામ નામ ધારણ કરી વર્ણિવેષે તપ કરવા ગયેલા તે વખતના વર્ણિવેષને વ્યકત કરતું સ્વાભાવોકત વર્ણન સંપ્રદાયના અન્ય કવિઓમાં જોવા મળતું નથી. આથી સહજાનંદનાં વિવિધ વર્ણનોમાં આ એક વૈવિધ્ય પ્રકટાવે છે. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં કૃષ્ણ કે વિષ્ણુનાં કેટલાંક શુષ્ક વર્ણનોની[૮૪] તુલનામાં કવિનું નીચેનું કૃષ્ણના શૃંગારનું રસિક વર્ણન આપણું ધ્યાન ખેંચ્યા વિના રહી શકતું નથી :-

"સુવર્ણ વસ્ત્ર શોભે છે વળી રે, મુખે રૂડી વજાડે વાંસળી રે,
સુંદર શોભે નટવર વેષે રે, રત્નજડિત મુકુટ છે શીષે રે.
મકરાકર કુંડળ કાને શોભે રે, ઝીણા વક્ર કેશે મન લોભે રે,
ભાલે શોભા રહી છે ભલકી રે, તે પર તોરા રહ્યા છે લલકી રે,
મુખ પુરણ શશી સમાન રે, નયણાં કમળ દળ નિદાન રે.
મોટા મોતીની માળા તે લેકે રે, બીજાં સુગંધી પુષ્પની તે બેકે રે,
એવી અંગો અંગ શોભા અતિ રે, રસ રુપ રસિક મૂરતિ રે,
આમુદ્રિકે શોભા કહી જેવી રે, દિઠી મૂર્તિ મનોહર તેવી રે.
શોભાસાગર સુંદર શ્યામ રે, સારી પ્યારી છબી સુખધામ રે,
કોટી કામદેવ દેખી લાજે રે, એવી છબી છબિલાની છાજે રે."[૮૫]

રસનિધિ કૃષ્ણચન્દ્ર સોળે કળાએ ખીલી ઊઠયા છે! એમનાં ઝીણાં વાંકડિયાં ઝૂલ્ફાં કવિને લલચાવી રહયાં છે. "શોભાસાગર" શ્યામને કવિએ સુંદરતાથી જાણે છલકાવી નાખ્યા છે. "ભલકી રે" "લલકી રે" કે "લેકે રે, બેકે રે" જેવા નવીન શબ્દોથી સજાયેલા અંત્યાનુપ્રાસ અલંકારો પદાવલિને કર્ણપ્રિય બનાવી ગયા છે. તો 'છબી છબિલાની છાજે રે' માં 'છ'ની વર્ણસગાઈ કાવ્યના આત્મારસને અનુકૂળ બની દૂધમાં જેમ સાકર ભળે તેમ ભળી ગઈ છે. મોરમુકુટ, તિલક, કટિ પર પીતાંબર, કાનોમાં મકરાકર કુંડળ, અધર પર મોરલી અને ડોકમાં વૈજયંતીમાળા – આ પરંપરામાન્ય શૃંગારને કવિએ કેવી કવિત્વશકિતથી શોભાવ્યો છે! અને કેવળ શૃંગારસાધનોની નામટીપ આપી નથી, પરંતુ 'ઝીણા વક્ર કેશે મન લોભે રે" જેવી ઉકિતદ્વારા એ રસરાજ કૃષ્ણના શૃંગારમાં લલચાતા મનની ઝાંખી કરાવી ભાવસ્પંદન પણ વ્યકત કરી દીધું છે. આથી જ ફૂટનોટમાં ઉલ્લેખાયેલાં

---

૮૪ જુઓ કાલિદાસકૃત "પ્રહ્લાદ આખ્યાન"માં વિષ્ણુવર્ણન (કાવ્યદોહન ભાગ ૧, પાન ૫૪૦). દેવીદાસકૃત "રૂકિમણી હરણ"માં કૃષ્ણવર્ણન (કાવ્યદોહન ભાગ ૬, પાન ૪૨૮). હરિદાસકૃત "ધ્રુવાખ્યાન"માં (કાવ્યદોહન ભાગ ૬, પાન ૪૪૯). પ્રેમાનંદકૃત કૃષ્ણવર્ણન (કાવ્યદોહન ભાગ ૬, પાન ૪૨૦).

૮૫ "ભકતચિંતામણિ", પ્રકરણ ૧૪, કડી ૨૯ થી ૩૨, પાન–૩૮.

કૃષ્ણ, વિષ્ણુ કે હરિનાં શૃંગારવર્ણનોની જેમ એ શુષ્ક ન રહેતાં સહૃદય ભાવકોનાં મનડાં હરી લે છે.

વસ્ત્રાભૂષણોથી શોભતાં અનેકવિધ શૃંગારવર્ણનોમાં કવિએ પોતાના પ્યારા ઈષ્ટદેવ સહજાનંદને ફૂલોની છાબથી સુશોભિત કરી વૈવિધ્ય પ્રકટાવ્યું છે. પ્રકૃતિપ્રેમી કવિએ પૂજાના પુષ્પથી પ્રભુની પૂજા કરવા અને તેમાંથી પ્રસરતાં પુષ્પોના પમરાટમાં ખોવાઈ જવા એક ફૂલ લીધું અને એ ફૂલોની શબ્દમાળાઓથી ફૂલશૃંગાર પદને ફોરાવ્યું. ફૂલોની ફોરમમાં ફોરાઈ ફરતા ફરતા આવી પહોંચતા શ્યામને કવિ દૂરથી જુએ છે અને એ રૂપાસકિતમાં આસકત બની કવિની પ્રેમભકિતની ભાવોર્મિ ફરફરી જાય છે.

"ફૂલાળો આવે છે ફૂલ્યો ફૂલમાં જો,
ફૂલના કાંઈ કર્યા છે શણગાર જો,
તોરા ગજરા ને ટોપી ફૂલનિ જો,
હૈયે પેરિ ફુલડાના હાર જો...... ફૂલાળો......૧
બાયે બાજુબંધ બાંધ્યા ફૂલના જો,
ફૂલમાં કાંઈ પેર્યા કુંડલ કાન જો,
કરમાં કંકણ કર્યા ફૂલના જો,
ગુલકું જોઈ હું ગુલતાન જો....... ફૂલાળો...૨
કરિ છે કલગી છોગું ફૂલનું જો,
દડો રુડો: લડાનો હાથ જો.
છડિ રુડી ફૂલડે છાઈ રહી જો,
નખશિખા ફૂલે ફુલ્યા નાથ જો..... ફૂલાળો......૩
ફરિ ફરિ શોભા જોઈ ફુલનિ જો,
મોઈ રહ્યું છે મારું મન જો.
નિષ્કુળાનંદનો સ્વામિ નિરખતા જો,
તેણે મારું તાઢું થયું તન જો......... ફૂલાળો...૪"[८६]

પ્રસ્તુત આત્મલક્ષી પદમાં ગોપીભાવે શ્યામના ફૂલના શૃંગારને નિરખીને જ કવિ બેસી રહેતા નથી, પરંતુ સંયોગશૃંગારના આનંદમાં ફૂલની શોભા ઉદ્દીપન ભાવ તરીકે ગોપી-હૃદયી કવિને સ્પર્શી ગઈ છે અને આથી જ ફૂલના શૃંગારથી અનુભવેલી આનંદો-ર્મિની રસાનુભૂતિ પણ સાથે સાથે વહેતી નજરે પડે છે. અને આ કારણથી નિષ્કુળા-નંદને ઉકત પદ ઊર્મિકવિ ઠેરવી જાય છે. પ્રસ્તુત પદનો પ્રારંભ 'ફૂલાળો આવે છે ફુલ્યો ફૂલમાં જો' જેવી પાસાદાર સચોટ પંકિતથી થાય છે. કવિએ કેવી કુશળતાથી એ

८६ એજન, પદ ૧, પાન–૩૫૦.

'ફૂલથી ફૂલ્યા આવતા ફૂલાળા' ને આપણાં ચક્ષુ સમક્ષ ચિત્રિત કરી દીધો છે! અને પછી તો એ શ્યામના અંગોપાંગ ફૂલછાબથી ઢંકાઈ તેમાંથી વ્યકત થતી ફોરમમાં કવિ મોહી પડે છે અને 'ગુલફુ જોઈ થઈ હું ગુલતાન જો' જેવી સ્વગતોકિત સરી પડે છે. ફરી ફરીને એ સૌંદર્ય રસપાન કરતાં નયનોની પ્યાસ તો 'તેણે મારું તાઢું થયું તન જો' જેવી પદની અંતિમ પંકિતએ જ બુઝાય છે.

ઊર્મિકવિ બ્રહ્માનંદે પણ આ પ્રકારનાં ફૂલશૃંગારનાં[૮૭] પદો રચ્યાં છે. એ ચાર પદો સાથે ઉકત પદને સરખાવતાં પ્રથમ ત્રણ પદમાં તો કવિએ પરલક્ષી ભાવે કેવળ અંગોનો શણગાર ફૂલોથી શોભાવ્યો છે. તે ફૂલશોભાની અસર ગોપીભાવે વ્યકત ન કરતાં બ્રહ્મા અને ઈન્દ્રાદિ દેવો પ્રત્યે દર્શાવી છે અને ચોથા પદમાં—

"મન મારું મોહયું રે, હેલી મન મારું મોહ્યું,
એની ફુલડાંની શોભા જોઈને, મન મારું મોહયું"

—જેવી ધ્રુવપંકિતથી કવિ એ ફૂલોમાં મોહિત તો બની જાય છે, પરંતુ ઉપર જોયું તેમ નિષ્કુળાનંદના ફૂલાળાની જેમ ચિત્ર તો ખડું કરી શકતા નથી, તો તેમાં ગુલતાન બની વારંવાર એ સૌંદર્યનું રસપાન કરવા લલચાતા નથી. વિષય અને ભાવની દષ્ટિએ ઉભય પદો સમાંતરે વહેવા છતાં નિષ્કુળાનંદનું પ્રસ્તુત પદ તેની વર્ણનકળા અને તેમાં વ્યકત થતાં વિવિધ ભાવસંવેદનોને કારણે બ્રહ્માનંદનાં એ પદો કરતાં ચડિયાતું છે.

પ્રકૃતિના પૂજારી વર્ણનકલામાં ફૂલને લે તો રંગને કેમ બાકી રાખે ? એક જ ફૂલની જેમ એક જ રંગ લઈને પ્રિયતમને રંગી નાખતા કવિ પ્રણાલી અનુસાર શૃંગારવર્ણનોમાં વિવિધતા સાથે કાંઈ નવીનતા આ રીતે પ્રકટાવે છે:—

"રંગડાનો રાતો વાતો વાંસળી જો,
ગાતો આવે ગોવાળુંને સંગે જો,
રાતિરાતિ મોહ્યું સોયે માયડે જો,
રાતે રાતે રંગે રંગ્યું અંગ જો... રંગડાનો" ૧,[૮૮]

કવિએ આવી ચાર ચાર કડીઓથી રંગાયેલા લાલ રંગની લીલામાંથી જાણે શ્યામની કાળાશને ભૂંસી નાખી છે! તેનો શ્યામ રાતા રંગડાથી રાતોમાતો બની ગાયો ચરાવતો સખાઓની સાથે આવે છે. તેનું મોલીડું રાતા રંગનું છે. તેને રાતા રંગનું તિલક ઝળકે છે. તેના દાંત રાતા છે અને અધર લાલ છે, અને વાંસળી પણ લાલ છે. એટલે

---

૮૭ જુઓ બૃહત્‌કાવ્યદોહન ભાગ ૨, પદ ૩૭ થી ૪૦, પાન—૮૦૯—૮૧૦.
૮૮ નિષ્કુળાનંદકાવ્યમ્‌, પદ ૨, પાન ૩૫૧.

ફૂલના હાર પણ લાલ જ હોય ને ! રેંટો–ફેંટો પણ રાતો છે. એ વાલીડાએ તો સૂંથણી પણ લાલ પહેરી છે. અને એની નાડી પણ રાતી જ છે ! કવિએ પણ શું કલ્પના કરી છે ! અરે ! છબીલાના હાથમાં શોભતી છડી પણ લાલ જ છે હોં ! અને પછી મોજડી ? એ પણ લાલ જ છે !

ન જાણે દીનાનાથે કઇ ઘડીએ કવિના દિમાગમાં કલ્પના મૂકી હશે કે ભક્તકવિઓથી કાંઈક અલગ જ રીતે તેમણે શ્યામળા રંગવાળા શ્યામને લાલ રંગથી રંગી નાખી શોભાવી દીધા !

જ્યાં ફૂલ હોય, રંગ હોય ત્યાં રસ તો હોય જ ને ! કવિએ એ જ ક્રમે રંગીલાની રસિકતામાં રસબસ બની રસભર્યું રસાલેખન કર્યું છે. શ્યામનાં રસિલાં નેયનો, રસિલી વાતો, રસિલાં લટકાં મટકાંને સંયોગશૃંગારના ઉદ્દીપન ભાવે કવિને રસબસ કરી નાખ્યા છે. નીચેનું સમગ્ર પદ એ રીતે રસમય બની ગયું છે :–

"રસિલો છબિલો છે રસે ભર્યો જો,
રસિક વર રસનો ભંડાર જો.
ભારિ ભાલ ભૃકુટિ રુડી રસે જો,
આંખડિ છે રસિલિ અપાર જો...રસિલો ૧
રસિલિ વાણિ છે વળિ વદને જો,
રસ ભરિ કરે વાલો વાત જો.
રસિલાં કરે છે લાલ લટકાં જો,
જોતાં એને મનડું હરાત જો...રસિલો ૨
રસિલિ વાયે છે વાલો વાંસલિ જો,
રસિલાં ગાયે છે માંઈ ગિત જો.
રસબસ થયાં એનાં રંગમાં જો,
પરવસ થઈ કરિ પ્રીત જો....રસિલો ૩
રસમય મૂર્તિ મહારાજની જો,
રસ રૂપ અનુપ અલબેલ જો.
નિષ્કુળાનંદનો સ્વામિ રસિયો જો,
જોતાં વલે રંગડાની રેલ જો....રસિલો ૪"[૮૯]

આ રસિક વરને જોઈ કવિ મોહી પડે છે. પરંતુ એ રસમાં લીન બનવા એકાંતમાં મળવાનું ગોપીભાવે કવિ વહાલાને નિમંત્રણ પણ આપી દે છે : પ્યારાનાં રસિલાં નયન, એની ચટકતી ચાલ અને એની નમણી નાસિકાનું રસમય વર્ણન કરતા કવિ

૮૯ એજન, પદ ૩, પાન–૩૫૧.

એ રસને માણવા શૃંગારમાં સરકી જાય છે :—

"રસિલા લાલ રસમાં ભરી છે તારી આંખડિ,
કમલદલના જેવિ પાંખડી.... રસિલા... ૧
હસિને હેરો છો તમે હેત સું
તમ મન પ્રાણ લ્યો સમેત શું... રસિલા... ૨
નાસકા દિસે છે તારિ નમણિ,
કપોળ જોઈને રયાં કાંમણિ.... રસિલા... ૩
વાત્સલ્ય ઘણિ છે તારી વાતમાં,
એક વાર મળીએ એકાંત્યમાં...... રસિલા... ૪
વારિ વારિ જાઉં હું વદનને
કરને લટકે લિધું મનને...... રસિલા... ૫
ચટકંતિ ચાલ્ય લાલ જોઈને,
મન તો રહ્યું છે મારું મોઈને...... રસિલા... ૬
ચિતડું ચોર્યું છે તમે ચાલ્યમાં,
ચંચલ ચપલ મારા વાલ્યમાં...... રસિલા... ૭
નિષ્કુળાનંદના હો નાથ જી,
સદાયે રેજ્યો હો મારે સાથજી...... રસિલા... ૮"[૯૦]

કવિએ ભક્તિશૃંગારની માર્મિક અનુભૂતિ કુશળતાથી દર્શાવી દીધી છે અને ત્યારપછી આવે છે વૃંદાવનમાં ગાયો ચરાવી પાછા આવતા બાળકૃષ્ણની શોભાનું સુરેખ નયનરમ્ય વર્ણન:—

"ગઉ ચારિ ગોવિંદજી રે વનમાંથિ પાછા વળ્યા,
અળગાથિ ઓળખ્યા રે કે અંગ એંધાણે કળ્યા. ૧
માથે મોર મુગુટ રે કુંડળ પેર્યાં કાને,
ગળે ગુંજાનિ માળા રે ભુધર ભાલ્યા ભિને વાને. ૨
મોગરાનિ માલા રે બિજા બહુ ફૂલતણી,
તુલસિને ટોકરે રે કે આપે છે અતિ ઘણિ. ૩
અંગ રંગ્યું છે રુડુ રે લિલે પિળે રાતે રંગે,
ઘણા ફૂલના ગુંથિરે આભુષણ કિધાં અંગે. ૪
બાજુબંધ બેરખા રે કર્યા બેઉ ફૂલ તણા,
તોરા ગજરાને ટોપિ રે હિયે હૈયે હાર ઘણાં. ૫

૯૦ એજન, પદ ૧, પાન ૩૫૮–૩૫૯,

વાડિયાની ફડસુ રે પાગડિને પેચે ધણિ,
આવો આંખ દેખાડું રે કે મુરત્ય માવતણી. ૬
અલબેલો એ આવે રે કે ઓળખિ લીયો અંગે,
રાતો માતો રુપાળો રે શોભે છે સખાને સંગે. ૭
લટકાળાના લટકાં રે રુદિયામાં રમિ રયાં,
સ્વામિ નિષ્કુળાનંદનો રે સખિ મુને ગમિ ગયા, ૮[૯૧]

ઉક્ત પદની પ્રથમ પાંચ કડીઓમાં તો બાળકૃષ્ણના મનોહારી સૌંદર્યને પરંપરાગત રીતે કવિએ વર્ણવ્યું છે, પરંતુ પછીની ૬ થી ૮ કડીઓમાં એ વર્ણન ભાવસભર બની કવિની વર્ણનકલામાં સરસતા સજાવી જાય છે. એ સૌંદર્યમાં આસક્ત બનેલ ગોપીભાવે કવિ "આવો સખિ દેખાડું રે કે મુરત્ય માવતણી" જેવી પંક્તિના ઉદ્‌ગારો અન્ય સખીઓને એ રૂપસૌંદર્ય દેખાડવા પ્રેરાયા છે. અને એ પ્રેરણા મૂક રહેતી નથી. "અલબેલો એ આવે રે કે ઓળખિ લીયો અંગે" જેવી ઉક્તિથી દૂરથી આવતા અલબેલડાને દેખાડવા ગતિશીલ બની છે. અને તેને ઓળખી લેવાની પણ ગોપીહૃદયે કવિ પોતાની સખીઓને ભલામણ કરવાનું ચૂકતા નથી. "અલબેલો એ આવે રે" જેવી શબ્દાવલિએ કેવું રમ્ય ચિત્ર સર્જી વાતાવરણને જીવંત બનાવ્યું છે ! અહીં કવિની વર્ણનકલાની પ્રતીતિ અનુભવાય છે. સખાને સંગે શોભતો કનૈયો પણ મૂક નથી. તે તો આકર્ષક લટકાં અને મટકાં કરી ગોપીઓના હૃદયમાં રમી રહ્યો છે !

**સ્વભાવચિત્રણ :—** કવિની સૂક્ષ્મ નિરીક્ષણશક્તિ અને ગતિશીલ ચિત્રો ખડાં કરવાની કુશળતાની પ્રતીતિ કરાવતાં ઘણાં સ્વભાવોક્ત વર્ણનો-શબ્દચિત્રો તેમની રચનાઓમાં પ્રતિબિંબિત થયેલાં છે. તેમાંનાં કેટલાંક વિવિધ ઉદાહરણો—

**હરિની બાલચેષ્ટાનું સ્વાભાવિક ચિત્ર જુઓ—**

"રિખે રડે પડે પેટ વડે રે, અતિ દાબડે ઉંબરો ચડે રે,
ખાય ગોટિલાં ગડથલાં ઘણાં રે, કરે ચરિત્ર બાળકતણાં રે."[૯૨]

કાળઝાળ બની હરિને મારવા આવતા અસુરોનું આલેખન કરતાં કવિ કહે છે—

"અતિ કાળા ક્રોધવાળા વળી વેષ જેના વિકરાળ છે,
જોર જટાળા લાંબી કોટાળા, કહીએ કેવા જેવા કાળ છે.
મૂછ મરડે કાંડા કરડે, વળી ભર્યા બરડે ભાથ છે,
કેંક ભુરા અતિ લંબુરા, પુરા પાંચ તે હાથ છે.

---

૯૧ એજન. પદ ૬, પાન ૨૩૫-૨૩૬.
૯૨ ભક્તચિંતામણિ – પ્રકરણ ૧૮, કડી ૫૨, પાન-૫૪.

ખડગ ખાંડાં હાથ પખેડાં, સમશેર સાંગ્ય કરે ગ્રહિ,
બંદુક બરછી ખરી ખરચી, અસુર ભુર આવ્યા લઈ.
ડાઢાં મોટાં પહેરી લંગોટાં, ડોટુ દિયે મારવા,
ચારે દશા આવ્યા ધશા, ઠાઉકો કર ઠારવા.
વણ વૈરી લીધા ઘેરી, જમતા હતા જીવન વળી,
મોટી ડાઢી ખડગ કાઢી, મારવાને ત્રુટયા મળી."૯૩

અસુરોના ભયંકર પાશવી સ્વભાવના આ સ્વભાવોકત વર્ણનમાં કવિની ચિત્રાત્મક શકિત તાદૃશ્ય રીતે ખડી થાય છે. ચિત્ર મૂક નથી. પરંતુ ગતિશીલ છે. તેની ગતિએ અસુરોની ભયંકરતાનું જીવંત વાતાવરણ ચક્ષુ સમક્ષ ખડું કરી દીધું છે.

## ગોપીને આંગણે ઊભેલો સખાઓથી શોભતો લટકાળો લાલ :

"મનનું હરિને લીધું રે, લટકાળે વાલે મનડું હરીને લીધું રે, ટેક.
આવીને એ ઉભા સામો, જરકશી પહેરી જામો,
જોઇ મને લાગ્યો ભામો રે, લટકાળે. ૧
ઉભા છે કમર કસી, હેતે મને જોયું હસી,
દીઠે દિલ ગયા વસી રે, લટકાળે... ૨
તાને રે શું પાડતા તાળી, વનમાંયે વનમાળી,
ભુલી શુધ એને ભાળી રે, લટકાળે. ૩
લાલ છડી લઇ હાથ, શોભે છે સખાને સાથ,
નિષ્કુળાનંદના નાથ રે. લટકાળે.... ૪"૯૪

અહીં આત્મલક્ષી ભાવે ગોપીની આનંદોકિત આપોઆપ સરી પડે છે : કવિની ચિત્રાત્મક શકિતનો સુંદર પરિચય કરાવતું પ્રસ્તુત ભાવપદ કવિને સફળ ઊર્મિકવિ ઠેરવી જાય છે. કમર કસીને ઊભા રહેલા અને જરકશી જામો પહેરેલા શ્યામ હાથમાં લાલ છડી લઈને સખાઓ સાથે ગોપીની સામે આવીને ઊભા રહે છે તેટલી જ વિગતો પૂરું પાડતું આ ચિત્ર નથી, પરંતુ તેના રૂપસૌંદર્યથી ગોપીભાવે પોતાના ઉપર પડતા પ્રભાવની આત્મલક્ષી ભાવે થયેલી આનંદોર્મિની અનુભવી વાણી પણ છે ! વળી–

"હેતે મને જોયું હસી,
દીઠે દિલ ગયા વસી રે"

–માં કેવળ "હસી" અને "વસી"નો અંત્યાનુપ્રાસ જ સધાયો નથી, પરંતુ શ્યામના

---

૯૩ એજન, પ્રકરણ–૫૧, કડી ૩૧ થી ૩૫, પાન–૧૭૮.

૯૪ કીતર્નસારસંગ્રહ ભાગ–૨, પાન–૫૫૦.

એ હાસ્યે કવિએ ગોપીભાવે શ્યામને પોતાના દિલમાં વસાવી દીધા છે. ગતિશીલ ચિત્ર સાથે ગોપીના આત્મલક્ષી ભાવોનો સમન્વય સાધતા પ્રસ્તુત ઊર્મિગીતમાં અલંકારનો ઠાઠમાઠ નથી, પણ તે તો સાદું, સ્વચ્છ તેમ છતાં ઊર્મિસભર છે.

બંસીના નાદે વિહ્વળ બનતી ગોપીનું કવિચિત્ર જુઓ—

"વાલમ વાઈ તમે વાંસલી રે, કરો ન ઉત્તમ નાદ,
સાંભળતાં સુધ્ધ વિસરી રે, હારે સુંદર લાગો સવાદ.
અંતર આવ્યું તેણે ઉફણી રે, ભુલી કરવા હું કાજ,
ઘર પરથી ચિત્ત ઉતર્યું રે, રહિ નહિ લોકલાજ.
વ્યાકુળ થઈ છું હું તો વ્રેહમાં રે, તપી આવ્યું છે તન,
મોહન તમને મળવા, હારે કરે મનોરથ મન."[૯૫]

પ્રસ્તુત આત્મલક્ષી પદમાં કવિએ જે વાંસળીના મધુરા સ્વરોથી વિહ્વળતા અને કૃષ્ણ-મિલનની તીવ્ર ઝંખનાની અનુભૂતિ અનુભવી છે તેનું સચોટ સમ્‌સંવેદન વ્યક્ત થયેલું છે.

કવિએ કરેલું નાદસૌંદર્યથી રમઝમતું સંધ્યાઆરતીનું તાદૃશ વર્ણન જોઈએ—

"તીયાં નિત્યે ઉઠી નરનાર રે, આવે દર્શને કરી પ્યાર રે,
થાય આરતીના ઝણકાર રે, કરે ઉત્સવ જન અપાર રે.
ઝાંઝ મૃદંગ ઝાલરી શંખ રે, ભેરી તુરી ને વીણા અસંખ્ય રે,
થાય નાદ તેનો પુરમઈ રે, ઘોષે શહેર રહયું છાઈ રે."[૯૬]

## રાસની રમઝટ :–

નરસિંહે રાસોચિત સામગ્રી લઈ

"રૂમઝુમ નાદે ને પૂર વાજે, ઝાંઝરના ઝમકાર રે,
તાલીતાલ મૃદંગ ધૂને નાચે, કટિ કિંકણી રણકાર રે."[૯૭]

–જેવી કડીઓથી રાસની રમઝટ બોલાવી છે. નિષ્કુળાનંદે કૃષ્ણ અને ગોપીઓની રાસ-લીલાની રંગતનું ઝડઝમકથી સંગીત અને ભાવોની એકરૂપતા સાધતું ચિત્રાત્મક વર્ણન કરેલું છે:–

---

૯૫ નિષ્કુળાનંદકાવ્ય – પદ ૫, પાન–૫૧૮.
૯૬ ભક્તચિંતામણિ – પ્રકરણ ૨૦, કડી ૩૩ – ૩૪, પાન–૬૦.
૯૭ નરસિંહકૃત કાવ્યસંગ્રહ – બાળલીલા પદ ૧૦.

રસિયે રચ્યો રુડા રાસને જો, વાજિંતર વાજે છે બહુવિધ જો,
ઝાંઝ મરદંગ ચંગ મોરલી જો, ડફ તુરિ શરણાઈ પ્રસિધ્ધ જો,
ધાયે વાયે ધસરકે બોલે ઘણાં જો, ત્રણે મળી ત્રોડે છે એકતાન જો,
વચમાં વગાડે વાલો વાંસલી જો, ગાયે સપ્ત સ્વર સંગીતગાન જો.
રમકઝમક વાગે ઝિણિ ઝાંઝરી જો, ઠમકે ધમકે ઘૂઘરિ ઘમકાર જો,
અંગ મોડે ત્રોડે તાલિ તાનને જો, વાલો કરે વિધિવિધે વિહાર જો."[૯૮]

નરસિંહે રાસવર્ણનના એ પદમાં નેપૂર, ઝાંઝર, મૃદંગ કે ઘૂઘરીના સંગીતમય અવાજોને મૂર્તિમંત કર્યા નથી. પ્રારંભની કડીમાં રાસોચિત વાજિંત્રોનાં વર્ણસગાઈમાં નામો આપી બાકીની કડીઓમાં કૃષ્ણનાં વસ્ત્રાભૂષણોદ્વારા કૃષ્ણ પ્રત્યેની લાગણી કવિએ વ્યકત કરી છે.[૯૯] જ્યારે નિષ્કુળાનંદે વાજિંત્રોના નાદને શબ્દાનુપ્રાસ અલંકારમાં ઝીલી રાસનું ધ્વન્યાત્મક જીવંત વર્ણન આપ્યું છે. "રમકઝમક" "ઠમકધમક"માં વહાલાને અંગેઅંગનો મરોડ તરોડ કરી ગોપીઓ વચ્ચે નૃત્ય કરતો પણ બતાવ્યો છે. આ રીતે નાદસૌંદર્ય સાથે ઉકત ચિત્રમાં નૃત્ય પૂરકતત્ત્વ બની ગયું છે.

## ગોપીને સતાવતો નટખટ કહાન

જમનાને ઘાટે પાણીડાં ભરવા જતી ગોપીને રોકીને આંખ ઉલાળીને ચાળા કરતા નટખટ કૃષ્ણનું એક સુંદર ચિત્ર કવિએ આ રીતે ઝડપી લીધું છે :–

વ્રજની વિથીમાં રે, સામો મલે શામલો રે.
જાવું જયારે જમુનાજીને રે ઘાટ,
તક જોઈ ટાણે રે, આવે અમ કારણ રે.
જાણું જોઈ બેઠો વાલમ મારી વાટ......૧
અણબોલે આવે રે, માથે મેલે મોરિડો રે,
ઘુંઘટ પટ પરો કરિ મુખ જોયે
હેતનો હોસિલો રે, રસિલો રસનો રે,
કારણ એનું કલિ ન શકે રે કોયે."......૨
આંખને ઉલાળે રે ચાલો કર્યો ચાવળો રે,
અલબેલે આવિ બાંધિ મારી બેલ,
જાવા દેને જિવન રે દેખે દુરિજન દગે રે,
માર્ગ જાતાં માવજી મુને મેલ."[૧૦૦]

---

૯૮ નિષ્કુળાનંદકાવ્ય – પદ ૫ ની કડી ૩ થી ૫, પાન ૩૨૪–૩૨૫.
૯૯ જુઓ મધ્યકાળના સાહિત્યપ્રકારો – ડૉ. ચંદ્રકાન્ત મહેતા, પાન–૬૨.
૧૦૦ નિષ્કુળાનંદકાવ્ય–પદ ૭ માંની પ્રથમ ત્રણ કડી, પાન–૫૩૦.

'ચાવળો' શબ્દમાં કવિએ વ્યંજનાશકિતથી ગોપીની કહાન પ્રત્યેની લાડભરી ખીજ વ્યકત કરી દીધી છે!

કવિએ કહાનને મળવા જતી હોંશભરી કોડીલી ગોપીનું ચિત્ર આપ્યું છે–

"જીવન જોવા રે હોંશ થઈ મને હૈડે, મોહન મળવા રે માટ ભર્યો મેં મેડે,
ચટકે ચાલી રે વૃંદાવનની વાટે, હૈડું હિસે રે મોહન મળવા માટે
આડી આંખ્યે રે જાઉં વનમાં જોતી, અંતર ઇચ્છે રે ગીરધર લઉં ગોતી."[૧૦૧]

ચટકંતી ચાલતી મસ્ત ગોપી શ્યામને મળવા આતુર છે અને તેના પ્યારાને ગોપી લેવા આડી આંખ કરી વનને જોઈ લે છે, કયાંક પ્રીતમ તો આડાઅવળા છુપાયા તો નથી ને! આમતેમ નજર ફેરવવા આડી આંખ કરે તે સ્વાભાવિક છે. અને આ સ્વાભાવિક ચિત્ર ગતિશીલ છે. જાણે આપણા નયન સમક્ષ ગોપી ખડી થઇ પ્યારાને મળવા આતુરતાથી ન દોડી જતી હોય!

કવિએ દોરેલ સખા વચ્ચે હોળી ખેલતા રંગભર્યા શ્યામનું ચિત્ર નોંધપાત્ર છે–

"રંગ સોરંગ લાવે સખા, નાખે નાથને બહુ પેરે,
અલબેલો થઇ આકળા, લાલ ચડયા લિંબ ઉપરે.

... ... ... ... ... ... ... ...

પછી બાંધી બે મંડળી, વળી શ્યામ સખા સજ્જ થયા,
ચાલે બહુ પીચકારિયો, લાલ ઢાલ આડી દઈ રહ્યા.
પછી ફાંટું માંડી ફેંકવા, ગુલાલની લાલે ઘણી,
તેની ગગનમાં ગરાંદ ચડી, સોરંગ રંગ રાતા તણી."[૧૦૨]

## હરિની લીલાચરિત્રોનાં કેટલાંક જીવંત સ્વાભાવિક ચિત્રો

કવિના ઈષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાન પોતના ભકતોને લાડ લડાવવા અનેક લીલાઓ કરતા. વડતાલ, ગઢડા, અમદાવાદ અને લોયા વગેરે સ્થળોએ તેમણે જે કાર્યો કરેલાં તે કવિએ 'ભકતચિંતામણિ'માં વિગતે ઉતાર્યાં છે. તેમાંનું એક વર્ણન–

"ધરી હરિ કૃષ્ણ અવતાર, કરે લીલા અનંત અપાર,
ઉઠે બેસે બોલે જુવે જમે, હાલે ચાલે હરિ હસે રમે.

---

૧૦૧ કીર્તનસારસંગ્રહ ભાગ–૨, સંપાદક : શાસ્ત્રી હરજીવનદાસ, સ્વામીનારાયણ મંદિર, વડતાલ. ઈ. સ. ૧૯૫૧, આવૃત્તિ ૧, પાન–૫૬૯.

૧૦૨ ભકતચિંતામણિ – પ્રકરણ ૭૦, કડી ૨૫ – ૨૭ – ૨૮, પાન–૭૧.

સુવે જાગે માગે કાંઈ જેહ, આવે જાય ઉભા રહે તેહ,
ચાલે ચટકે લટકે ચાલ, કરે કરના લટકાં લાલ.
કહે સાંભળે ને લિયે દિયે, કેમ લખાય જે ગાય પિયે,
પૂજે પૂજાવે પિરસે હાથે, અતિ હેત કરે જન માથે.
પહેરે પહેરાવે વસ્ત્ર ઘરેણાં, સર્વે ચરિત છે સુખ દેણાં,
ત્યાગે તજાવે વઢે વખાણે, માને મનાવે જણાવે જાણે."૧૦૩

અને ત્યાર પછી હરિની પ્રાતઃકાળની સ્વાભાવિક ક્રિયાઓનું વર્ણન કવિ આ રીતે કરે છે–

"કરે દાતણ ને મુખ ધુવે, વસ્ત્ર લાસે ઝીણે મુખ લુવે,
ચોળે તનમાં તેલ ફુલેલ, નાય ઉને નીર અલબેલ."૧૦૪

ઈષ્ટદેવના સ્વભાવનું કવિવર્ણન જુઓ–

"ખીજે રીઝે રાજી રહે રાખે, કાંઈક ભૂત ભવિષ્યનું ભાખે,
ડરે ડરાવે દેખાડે બીક, રાખે રખાવે ઠેરવે ઠીક.
બુદ્ધિ પાર રે વિચાર કરે, ધરે ધ્યાન જ્ઞાન અનુસરે,
ગાયે ગવરાવે ત્રોડે તાન, સુણે સુણાવે સમજાવે સાન."૧૦૫

કવિએ હરિલીલાનું જીવંત ચિત્ર આપ્યું છે:–

"ક્યારેક દેખે છે જરકશી વાઘે, શાલ દુશાલ કસુંબી પાઘે,
ક્યારે દેખે ફુલમાં ફુલતા, ક્યારેક દેખે રંગડામાં રાતા.
ક્યારે દેખે નાખતા ગુલાલ, કર પીચકારી કરે ખ્યાલ,
ક્યારે દેખે અશ્વે અસવાર, ક્યારે લેતા લટકેશું હાર.
ક્યારે દેખે પંગત્યમાં ફરતા, લઈ મોદક મનવાર્યું કરતા,
ક્યારે દેખે ચંદનની ખોરે, ક્યારે ઝુલતા હિંડોળે,
ક્યારે દેખે કપૂરની માળ, ક્યારે દેખે પૂજ્યા છે મરાળ."૧૦૬

અહીં કવિની રમતિયાળ શૈલી નોંધપાત્ર છે.

---

૧૦૩ એજન, પ્રકરણ ૧૦૨, કડી ૯ થી ૧૨, પાન–૩૧૧.
૧૦૪ એજન, ,, કડી ૧૩, પાન–૩૧૧.
૧૦૫ એજન, ,, કડી ૧૫ થી ૧૭, પાન–૩૧૨.
૧૦૬ એજન, પ્રકરણ ૬૯, કડી ત્રીજીની ઉત્તરાર્ધ તથા ૪–૫–૬ કડીઓ, પાન ૨૦૯.

## વડોદરાના રાજા સયાજીરાવે કરેલા ભવ્ય સ્વાગતનું સ્વભાવોક્ત ચિત્ર

સં. ૧૮૮૨માં વડોદરા નરેશ સયાજીરાવે સ્વામીનારાયણ ભગવાનનું સ્વાગત કરવા જે ભવ્ય સવારી કાઢેલી તેનું સચોટ વર્ણન પણ કવિએ કર્યું છે:—

"થયું સવાર શ્યામ, આવ્યા છબીલોજી છાણી ગામ,
મુક્યું શિયાજીએ ત્યાં સામૈયું, બની શોભા જાય નહિ કહીયું.
આવ્યા પાયગા પાળા અપાર, સામા શણગાર્યા ગજ ચાર,
તે ઉપર અંબાડી જડીની, સહિ શોભા હું કહું હરિની.
ચિત્ર વિચિત્ર ભાત્યને રંગે, શોભે હસ્તિ વસન સોરંગે,
વળી ઉંટ શણગારી સારાં, ધર્યાં તે પર મોટા નગારાં.
બીજા બાધ્યા છે ઘોડે આનક, બની જોયા સરખી બાનક,
પડે નગારે ધ્રોશ ધીમેરી, શોભે નેજા નિશાણ મફેરી
વાજે પડઘમ ભેરી વાંસળી, ભેર ભુંગળ ને ત્રુંઠ વળી,
બોલે શરણાઇ સ્વરે સારી, વાજે વાજાં મંગળકારી.
રથવેલ્ય ગાડી ઘણી મેના, આવ્યા સામૈયે સહુ તેના,
બની શોભા સામૈયાની બહુ, સુણી લોક આવ્યા સામા સહુ.
આવી લાગ્યાં પ્રભુજીને પાય, નિર્ખે નાથ હરખ ન માય,
કહે સૌ જોડી એમ હાથ, આવો બેસો અંબાડિયે નાથ."[૧૦૭]

અને ત્યાર પછીના વર્ણનમાં ગાયકવાડ । દિવાન નારુપંત નાના સ્વામીનારાયણ ભગવાનને ચમર ઢાળે છે. લોકો અબીલ-ગુલાલ ઉડાડી જયજયકાર કરે છે. ઝાંઝમૃદંગ લઈ ભજનમંડળીઓ એ સામૈયામાં ગુલતાન કરે છે.[૧૦૮] અહીં "શિયાજી" સયાજીરાવ માટે વપરાયેલ છે. વિવિધ વાજિંત્રોથી ગુંજતું–હાથી–ઘોડા–રથથી શોભતું, કીર્તનમંડળીથી રમઝણતું, ભક્તોની ઊંડી ભાવનાથી ભીંજતું પ્રસ્તુત વર્ણન અતિશયોક્તિ ભરેલું નથી, પરંતુ સ્વાભાવિક છે. સ્વામીનારાયણ સંપ્રદાયના સંસ્કૃત કવિ શતાનંદે પોતાના "સત્સંગી જીવન" ગ્રંથના ચોથા ભાગ (પૃષ્ઠ ૨૭૧ થી ૩૮૨)માં આ વર્ણન કરેલું છે. એમાં આપેલી વિગતો સાથે પ્રસ્તુત વર્ણન સરખાવતાં કવિની સ્વાભાવિકતાનો ખ્યાલ આવે છે.

કવિએ આપેલું પૂર્ણમાસી ગ્રહણનું ચિત્ર નોંધપાત્ર છે—

---

૧૦૭ એજન, પ્રકરણ ૯૯, કડી ૨૧ થી ૨૭, પાન–૩૦૨,
૧૦૮ એજન, ,, ,, કડી ૨૮ થી ૩૫, પાન–૩૦૨.

"પછી આવી છે પૂરણ માસી, લીધી સકેશ રાહુએ ગ્રાસી,
મોટું ગ્રહણ થયું મહાભારી, થઈ નિશા અતિશે અંધારી.
જ્યારે શુદ્ધ થયો શશિ અંગે, ત્યારે નાવા ચાલ્યા નાથ સંગે,
ગાડાં ઘોડલાંનો નહિ પાર, ચાલ્યા જન હજારો હજાર."૧૦૯

કૃષ્ણ વિના વિયોગના દર્દે દીવાની બનેલી ગોપીનું ચિત્ર જુઓ—

"અંતર દાઝે છે અતિ રે, ઓધવજી મારું અંતર દાઝે છે અતિ રે, ટેક.
જે દિન સધાવ્યા શ્યામ તે દિન ન સુઝે કામ,
મુંઝાઈ ગઈ છે મતિ રે, ઓ. ૧
દરદે દીવાની ડોલું, બોલતાં બે દોમે બોલું
ઘેલાના જેવી ગતિ રે. ઓ. ૨
બોલ્યું નવ ગમે કેનું, મુખ જોયા વિના એનું
હદે સુખી નથી રતી રે. ઓ. ૩
નિષ્કુળાનંદનો સ્વામી, જાણે છે અંતરજામી
તોયે કહેજો મારી વતી રે. ઓ. ૪"૧૧૦

ગોપીની વિરહી મનોદશા અહીં વ્યકત થઈ છે.

## ઘોડાના શણગારનું સ્વભાવોકત ચિત્ર

સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓએ માણકીના અવતાર સ્વામીનારાયણ ભગવાનને ઘોડે વિરાજતા બતાવી તેમનાં રૂપસૌંદર્યનાં વર્ણનો કર્યાં છે. "માણકીએ ચડ્યા રે મોહન વનમાળી, શોભે રૂડી કરમાં લગામ રૂપાળી"૧૧૧ જેવી પંકિતથી પ્રેમસખી પ્રેમાનંદે ચાર પદમાળાઓમાં, તો "રોઝે ઘોડે રાજેશ્વર બિરાજે રે, છબી જોઈ કોટી કંદર્પ લાજે રે"૧૧૨ જેવી પંકિતથી ભૂમાનંદે પોતાના પ્યારા પ્રિયતમને શોભાવ્યા છે, પરંતુ તેમણે પ્રાણેશ્વરના ઘોડા કે ઘોડીના રૂપસૌંદર્યનું ચિત્રાત્મક વર્ણન કર્યું નથી. આમ જોઈએ તો મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં પ્રેમાનંદે ઘોડાની કુરૂપતાનું વર્ણન "નળાખ્યાન"માં

"કરણલૂલાને ચરણ રાંટા, બગાઈ બહુ ગણગણે
અસ્થિ નિસર્યા ત્વચા ગાઢી ભયાનક હણહણે."૧૧૩

---

૧૦૯ એજન, પ્રકરણ ૮૭, કડી ૫૮–૫૯, પાન–૨૬૨.
૧૧૦ કીર્તનસારસંગ્રહ ભા. ૨, પાન–૫૨૨–૫૨૩.
૧૧૧ કીર્તનસારસંગ્રહ ભાગ–૨, સંપાદક–હરજીવનદાસ શાસ્ત્રી, પાન ૨૫૨ થી ૨૫૪.
૧૧૨ એજન, ,, પાન–૫૭૫.
૧૧૩ કાવ્યદોહન ભાગ–૧, પાન ૧૯૧–૧૯૨.

–જેવી કડીમાં કર્યું છે. આ કુરૂપ વર્ણનથી વિપરીત ઢબે નિષ્કુળાનંદે ઘોડાના રૂપસૌંદર્યનું સ્વભાવોક્ત ચિત્રાત્મક વર્ણન કર્યું છે :–

"કોટે કોટિયું હૂલરહાર, પગે ઝાંઝરનો ઝમકાર,
ચાંદી ચોકડે મોંવડે જડી, માથે કરી છે કલંગી ખડી.
શોભે તાવિથે ઘુઘરીસાર, કેડ્યે કનકભૂષણની હાર,
કાઠું જિન કનકનું રાજે, દોય પાઘડે મોર બિરાજે.
અંગો અંગ શોભા સઈ ભણું, શોભે ઘોડો ઘરેણામાં ઘણું,
સારાં શીલ સોયામણો લાગે, ચાલે ઘમકે ઘુઘરિયો વાગે.
ધીરે ચાલે ને લિયે વારકી, ઘોડ્યે પહોંચાય નહિ કોઈ થકી,
એવે અશ્વે ચડ્યા મહારાજ, દેવા દાસને દર્શન કાજ."૧૧૪

અહીં રૂપાળા સાજથી શોભતા ઘોડાના પગે ઝાંઝરનો ઝમકાર ઝણઝણાવતા કવિ તેની ઘમકતી ચાલ પણ અંકિત કરી ગયા છે. આ છે કવિના જીવતાં, જાગતાં અને હાલતાં ચાલતાં સ્વાભાવિક ચિત્રો. એ ચિત્રોમાં ધ્વનિ છે, ગતિ છે, સંગીત છે અને રાસની રમઝટનું નૃત્ય છે, એમાં ગોપીની વ્યથાના ભાવો છે તો આનંદની હેલી પણ છે. પનઘટ પર ગોપીને પજવતો નટખટ કહાન છે તો તેની બાળચેષ્ટાઓ પણ છે.

કવિએ કરેલાં વર્ણનોમાં ભાવ અને કલા ઉભય પક્ષે ઝગી રહ્યાં છે. વિવિધતા અને નવીનતાની સાથે રંગીનતા વ્યક્ત કરતાં વર્ણનો શબ્દમાધુર્ય, અર્થાનુસારી લય, કલ્પનાના ચમકારા અને પ્રકૃતિના હિલોળાથી ધબકી ઊઠયાં છે. વિવિધ ભાવોની ભીંજાશ નિષ્પન્ન કરતાં એ વર્ણનોમાં વિવિધ રસધારા સહજભાવે વહી રહે છે.

## રસમીમાંસા

કવિના અક્ષરજીવનમાંથી વિવિધ રસધારાઓ વહેતી નજરે પડે છે. વર્ણ્ય વિષય સામગ્રીમાં ઝબકતા કવિની કલ્પનાશકિતના ઉન્મેષો, વિવિધ ભાવોને અભિવ્યકત કરતાં વર્ણનો કે શબ્દચિત્રોનું ભાવનિરૂપણ કરતી વખતે આપણે જોયું તેમ એ ભાવોમાંથી વિવિધ રસો સાહજિક રીતે વહી રહ્યા છે. તેમની રચનાવાનગીઓ વિવિધ રસોનો આસ્વાદ કરાવે છે.

સૌથી પ્રથમ આવે છે રસરાજ શૃંગારનું રસભર્યું આલેખન. સંયોગ અને વિયોગ બન્ને પ્રકારોની રસાનુભૂતિ આત્મલક્ષીભાવે અને પરલક્ષીભાવે અભિવ્યકત થઈ છે અને તેમાં પણ તેમની જે વિશિષ્ટતાઓ ખાસ જોવા મળે છે.

---

૧૧૪ ભકતચિંતામણિ – પ્રકરણ ૫૮, કડી ૨૭ થી ૩૦, પાન–૧૮૨.

શૃંગારના આલેખનમાં પ્રથમ વિશિષ્ટતા છે કવિની દ્વિમુખી દષ્ટિ. તેમની પ્રેમલક્ષણા ભકિતની ઊર્મિ સ્પષ્ટરૂપે બે પ્રકારે વહે છે. તેમનું લીલાસંકીર્તન રાધાકૃષ્ણની લીલાઓ અને નિજના ઈષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાન સાથે પ્રત્યક્ષ રીતે માણેલી લીલાઓમાં વિંટળાયેલું છે. આત્મલક્ષીભાવે ગોપીરૂપે કૃષ્ણ અને સહજાનંદ બન્ને પ્રત્યે સંયોગમાં મિલનની આનંદોર્મિ અને વિયોગમાં વિરહોર્મિનું સમસંવેદન અભિવ્યકત થયું છે તો પરલક્ષીભાવે પણ આ જ પ્રકારે કવિએ શૃંગાર નિરૂપણ કર્યું છે. ઈષ્ટદેવ સહજાનંદને વર્ણ્ય વિષય બનાવીને તેમનું લીલાસંકીર્તન કરતા હોય ત્યારે સહજાનંદની રૂપાસકિતના અનુરાગમાં મસ્ત બનીને કવિ તેમના રૂપસૌંદર્યમાં મસ્ત બની જાય છે અને તેમની સાથે માણેલો હોળીનો આનંદ તથા વસંતનો વૈભવ અહોભાવથી વ્યકત કરે છે. ભકિતશૃંગાર ગાતા કવિ ઈષ્ટદેવની લીલાઓમાં ગોકુળસમ ગઢડું, યમુનાસમ વેલા, દ્વારકાસમ વડતાલ, કૃષ્ણના રથની જગ્યાએ સ્વામીનારાયણ ભગવાનની માણકી ઘોડી વગેરે શૃંગારના બન્ને પ્રકારોમાં ઉદ્દીપનભાવ તરીકે કામ કરે છે. બારમાસીમાં પોતાના ઈષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાનના વિયોગમાં ઝૂરી વિપ્રલંભ શૃંગારમાં કવિ તડપે છે. આ તડપની વેદનામાં હૃદયની અંતર્તલ ઊર્મિઓ સ્વયંભૂ રીતે વહે છે, કારણ કે એ તો સ્વાભાવિક છે કે કવિએ નરસિંહ–મીરાં કે દયારામની જેમ પરોક્ષ ભકિતશૃંગાર માણ્યો નથી. તેમણે તો પરમાત્મા સાથે વિવિધ લીલાઓ અનુભવી છે. એ મિલનનો આનંદ કે વિરહની વેદનાના દર્દમાં કવિએ પ્રત્યક્ષ રીતે માણેલા પરમાત્મા સાથેના ભકિતશૃંગારના ભાવસ્પંદનોમાં સાહજિકભાવે આવિષ્કાર થયેલો જોવા મળે છે.

કૃષ્ણગોપી પ્રત્યેના શૃંગાર આલેખનમાં મધ્યકાલીન શૃંગાર પ્રણાલિકા જાળવી રાખતા કવિએ સંયોગ અને વિયોગનું નિરૂપણ પરલક્ષી અને આત્મલક્ષી–એમ ઉભય પ્રકારે કર્યું છે.

કવિએ કવેલી શૃંગારોચિત સામગ્રી જોઈએ તો તેનું ફલક પ્રેમસખી પ્રેમાનંદ કે દયારામના જેટલું વિસ્તૃત તો નથી. તેમણે રાધાકૃષ્ણની કુંજલીલા, રાસલીલા, માનલીલા, પનઘટલીલા કે બાળલીલા એમ વૃંદાવનીય લીલાઓમાં વિવિધ દશ્યો શબ્દોમાં ઝડપ્યાં નથી, પનઘટ રાધાકૃષ્ણનાં તોફાન–ચેડાં કે મેણાં–ટોણાંની રમઝટ આ કવિમાં નહીં જોવા મળે. તેમની ગોપી ધીંગામસ્તી કરતી નટખટ નથી, પરંતુ દીન છે, તેમની રાધાકૃષ્ણની ખબર લઈ નાખનારી ગુમાની કે માનિની નથી. તેનામાં સ્રીસહજ ઈર્ષ્યાભાવ પણ નથી. દાનલીલાની એકમાત્ર પદમાળા, બંસીલીલાના આઠેક ફૂટકળ પદો, સહજાનંદ અને કૃષ્ણનો વિપ્રલંભ શૃંગાર વ્યકત કરતી બારમાસી, “સ્નેહગીતા” જેવી સળંગ પદ્યકૃતિ, રાધાકૃષ્ણનો શૃંગાર ગાતાં ગણ્યાંગાંઠયાં ફુટકળ પદો અને અપ્રકટમાં રાધાકૃષ્ણની કેલિનાં તેજ ઝાંખા ન પાડતી તેમની શૃંગારરભર ચોવીસ ચાતુરીઓ–આટલી છે તેમની શૃંગારની મર્યાદિત વિષય સામગ્રી અને તેમ છતાં કવિએ કુશળ છબીકારની જેમ ગોપીના પ્રેમની

વિવિધ અવસ્થાઓ શૃંગાર આલેખનમાં ઝડપી લીધી છે. પ્રણયોર્મિનાં સ્પંદનો સ્વકીય પરકીયભાવે મઢી લેતાં કવિએ કવેલા શૃંગારનાં વિવિધ અવસ્થાનાં ભાવચિત્રો એક ચિત્રફલકની જેમ આપણાં ચક્ષુ સમક્ષ તરવરી વળે છે અને એ છે તેમની બીજી વિશિષ્ટતા. સંયોગશૃંગારને ઉદ્દીપન કરતાં એ ભાવચિત્રોને જોઈએ–

## (૧) નયનની ચોટ અનુભવતી ગોપી–

વૃંદાવનને માર્ગે ચાલી જતી ગોપીઓને મસ્તીખોર કહાન આંખો આંખોમાં કે વાતો વાતોમાં ઈશારો કરે છે. એ આંખના ઉલાળા ગોપીના સંયોગ શૃંગારને સંચારિત કરી તેની સૂધબૂધ હરી લે છે. ગોપી તો લોથપોથ થઈ જાય છે અને કવિ ગોપીભાવે તે કામણગારાં નયનોની અસર વ્યક્ત કરે છે :–

ચંચલ નયણાની ચોટસું કરી લોટ પોટ હો,
સામું જોતાં સુધબુધ હરી, મારી સુધન રે.
ચિત્રવત ચાલુ નહિ, અંગ થયું છે એમ,
નયણે નયણાં રે જાડીયાં, પ્રગટયો પૂરણ પ્રેમ."[૧૧૫]

## (૨) કૃષ્ણાસક્ત ગોપાંગનાની મુગ્ધાવસ્થા–

"સખિ હરખિ રયું મારું હૈડું રે, મનડું થયું છે મેણ,
ભુદરજીને ભેટતાં રે, લાજ તજી લઈ લોકનિ રે.
કેનું ન માણિયું કેણ ... ... ... ભુ. ૧
માન તાતનું માનું નહિ રે, મેલિ કુલ મરજાદ,
ગામે ગણી મુને ઘેલડિ રે, મેલ્યો સંસાર સવાદ... ભુ ૨"[૧૧૬]

## (૩) મિલનનો આનંદ કલ્પતી ગોપી :–

મોયું મોયું છે મારું મન રે, નટવર નાગરને,
હું તો આપીશ એને તન રે. ... ... ન. ૧
એના હાથમાં દિયું મારો હાથ રે. ... ન.
હું તો જઈશ એને સાથ રે. ... ન.
હું તો હસિ હસિ દઈશ તાલિ રે. ... ન.
હું તો વરસિ વનમાલી રે. ... ન.
હું તો ભેટિશ અંગો અંગ રે. ... ન.

---

૧૧૫ નિષ્કુળાનંદકાવ્યમ – પદ ૭. કડી ૨–૩, પાન–૫૫.
૧૧ એજન – પદ ૪, કડી ૧–૨, પાન–૭૩.

હું તો સુખ લઈ શામ સંગ રે. ... ન.
હું તો બાંધિસ એસું બેલ્ય રે.
એહ સંગે રમિસ રંગ બેલ્ય રે. ... ન.
હું તો ભાવે તેડિશ ભૂવન રે. ... ન.
હું તો જુગત્યે જમાડિશ જીવન રે. ... ન.
એને આપિસ અવલ એલચિ રે. ... ન.
મેં તો રમવા સેજ રહિ રચિ રે. ... ન.
સુખ લઈશ સુંદરવર સાથ રે. ... ન.
નહિ મેલું નિષ્કુળાનંદનો નાથ રે. ... ન.[૧૧૭]

એક જ વિષય અને એક જ ભાવમાં સ્વસ્થ રીતે વહેતા ઉપરોકત પદમાં ગોપીના સંયોગશૃંગારની કલ્પનાનો આનંદ ક્રમશઃ વિકસિત થતો નિહાળાય છે. શ્યામના સૌંદર્યમાં મુગ્ધ ગોપીભાવે કવિએ–

"મોયું મોયું છે મારું મન રે, નટવર નાગરને
હું તો આપીશ એને તન રે.... ન."

–જેવી ધ્રુવ કડીથી મુગ્ધાવસ્થામાં તેમનું તન સમર્પિત કરી દેવાનું સૂચવ્યું છે અને પછી ગોપી કલ્પનાના આનંદમાં ખોવાઈ જાય છે. આ કલ્પનાની આનંદોર્મિ પણ ક્રમશઃ વિકસિત રીતે વહે છે. સૌથી પ્રથમ હાથમાં હાથ લઈને શ્યામ સાથે વિહાર કરવાની તે ઈચ્છા વ્યકત કરે છે. ફરતા ફરતા એક સુંદર જગ્યાએ જાણે બેઠા હોય અને હાસ્યવિનોદમાં હસી હસીને એકબીજાને તાળી દેવાતી હોય! ત્યારબાદ તો વનમાળીને પોતાનો માળી બનાવવા લગ્ન કરવાની સુખદ કલ્પના કરી તે તેના આલિંગનમાં જકડાઈ જવાની મધુર અભિલાષા દર્શાવે છે. પછી તો પોતાના આવાસે બોલાવી પ્રીતમને ભાતભાતનાં ભોજન જમાડી એલચીનો ઉત્તમ મુખવાસ કરાવી રંગે રમવા સેજડી બિછાવવાની તે કલ્પના કરે છે. આમ, ક્રમશઃ ગોપીની પ્રણયભાવના સંયોગશૃંગારની કલ્પનામાં પરિણમે છે. સંયમપ્રધાન સ્વામીનારાયણ સંપ્રદાયની અસર નીચે કવિ કલ્પના વ્યકત કરવામાં મર્યાદા જાળવે છે.

કવિ કોઈ વખત કલ્પનામાં સંયોગશૃંગારે રાચે છે તો કોઈ વખત અંતરે ભરેલા કોડને વ્યકતી કરતી અને–

---

૧૧૭ એજન, પદ ૧૨, પાન–૨૭૪.

(૪) **મિલનની પ્રતીક્ષા કરતી કોડીલી ગોપીનો** ભાવ પ્રકટ થાય છે–

"મારે કોડ ઘણો છે કાનજી ... ... કો.
મારે તેને મળવા તાનાજી ... ... કો.
મારાં નયણાં તરસે નિરખવા ... ... કો.
જોઈ મોઈ હયામાં હરખવા ... ... કો.
મારા મનમાં મનોરથ થાયે ઘણો ... ... કો.
મારું અંગ ભર્યું અતિ ઉછરંગે ... ... કો.
અલબેલાજી મળવા અંગે ... ... કો.
મારા ચિતમાં ચિતવણિ થાય છે ... ... કો.
તે તો ચરણ તમારાં થાયે છે ... ... કો.
આવો ભુધર ભેટિયે ભાવશું ... ... કો.
અલબેલા આજ ઉછાવશું ... ... કો."[૧૧૮]

આમ, કોડીલી ગોપાંગનાના કોડ મિલનના સંયોગશૃંગારમાં રસીલો શ્યામ પૂર્ણ કરે છે. એ રસાનંદની ઊભરાતી છાકમછોળો પોતાની સખી પાસે ઉડાડી હૈયાને ખાલી કર્યા વિના એ કેમ રહી શકે?

(૫) **સંયોગરસની તૃપ્તિ સખી પાસે વ્યકત કરતી ગોપીનું આલેખન ધ્યાનપાત્ર છે–**

"અલબેલો અંકે આવ્યા રે,
મુને ભુદર ઘણું ભાવ્યા રે.
આલિંગન એસું લીધું રે,
મારૂં તનડું ટાઢું કીધું રે,
મારા વ્રેહની વ્યથા ટાળી રે,
અને અંતર શાંતિ વળી રે."[૧૧૯]

પરંતુ સંયોગાવસ્થાનો આનંદ કેટલો સમય? જેવી ક્હાનની સક્રિય સંગિની બંસી સપ્તસ્વરો રેલાવે છે કે એ પ્રેમમંત્રભર્યા સૂરો સાંભળવા આકુળવ્યાકુળ બની દોડી જતી ગોપીઓ ઘેલી થી ઘાયલ બની પ્યારા કૃષ્ણના મિલનને ઝંખે છે.

(૬) **બંસીના નાદે વિહ્વળ થયેલી ગોપીનું ચિત્ર જુઓ–**

હું તો સુણતાં સુદ્ધબુદ્ધ ભુલિશ રે. ... મોરલી.
થઈ વ્યાકુળ દરદે ડોલિ રે. ... મોરલી.

---

૧૧૮ એજન, પદ ૭, કડી ૧ થી ૬, પાન–૨૯૦.
૧૧૯ એજન, પદ ૪, કડી ૩ થી ૫, પાન–૩૦૦.

મારું મન ચિત ચોરી લિધું રે. ... મોરલી.
મુને કાંઈક કામણ કિધું રે. ... મોરલી."૧૨૦

દયારામની જેમ નિષ્કુળાનંદે પણ કૃષ્ણની નિર્જીવ મોરલીને કૃષ્ણ–ગોપીના સ્નેહસેતુ તરીકે ગણી છે. પરંતુ દયારામે જેમ બંસી અને ગોપી વચ્ચેનો સંવાદ રચ્યો છે તેમ આ કવિએ કર્યું નથી અને ગોપીઓના મુખે બંસીને સંબોધતી ઈર્ષાસૂચક ઉકિતઓ મૂકી નથી ગોપીઓ કોઈ વખત વાંસળીના સાદે પોતે શણગાર સજી અને સખીઓને શણગાર સજવાનું કહી વનમાં વહાલાને મળવા દોડી જાય છે :

"અચાનક ઉઠી હું ઉતાવળી જો, કરું મારી સયસ્ને સાદ જો,
સૂણો હો સાહેલી વાજે વાંસળી જો, નટવર કરે નૌતમ નાદ જો.
સણગાર સજો સખી શોભતા જો, ઓપિતાં પેરોને અલંકાર જો.
વાલોજી તેડાવે સખી વનમાં જો, વિનતા મ કરો ઘણી વાર જો." ૧૨૧

આમ, બંસી એ સંયોગશૃંગારમાં ઉદ્દીપન ભાવ બની શણગાર સજતી ગોપીઓને પ્રીતમના સંયોગશૃંગારનો લ્હાવો લેવા મોકલી આપે છે. વાંસળીના એ સૂરોમાં ગોપીઓ એટલી બધી મિલનના તલસાટમાં બહાવરી બની ગઈ છે કે શણગાર સજવામાં પણ ભાન ગુમાવી બેસે છે–

"આભુપણ ધેર્યા અંગે અવળા જો,
જેને જોઈ રિઝે નહિં સંસાર જો."૧૨૨

તે પ્રણયભાવનામાં કોઈ વખત શ્યામને ઈજન આપે છે.

**(૭) શ્યામને ઇજન આપતી ગોપીની પ્રગલ્લતા જુઓ –**

"મારા સમ મંદિરયે મારે,
રાજ રહો રંગ ભિના રે... મા.
પલ એક સુખ દઈને સધાવ્યા,
કેની બીકે એવા બિનારે.....મા.
સિદ ઉઘકડીને ઉઠો છો એવા,
નિસંક રહો નાથ દિના રે......મા.

---

૧૨૦ એજન. પદ ૧, કડી ૨ થી ૩, પાન ૩૦૩.
૧૨૧ એજન. પદ ૧, કડી ૨ અને ૩, પાન ૩૨૦.
૧૨૨ એજન. પદ ૨, કડી ૩, પાન ૩૨૧.

ભડકિને ન ભાગિયે ભૂધર ભોળા,
નહિ મેલું નાથ નવિના રે......મા."[123]

કોઈ વખત ગોપી શ્યામ પાસે ગુપ્ત સંયોગક્રીડાની વાત કઢાવવા પ્રશ્નો પછી મસ્તીખોર સ્વભાવ પણ પ્રગટ કરે છે :—

"આવા અંગે ચોળ્યા રોળ્યા રંગમાં, કોને કિયા રમિ આવ્યા રાતડિજિ રે,
થયા ગિરધર કઈ ગોપીને ઘેરે, આવો વાત કરો ભાગે ભ્રાતડિજિ રે,
શી પેરે સખિયે સુખ આપીયું, ઠિક કોને કરે મારી છાતડીજી રે."[124]

(૮) તો કોઇ વખત જારભાવે ઈજન પાઠવતી ગોપીનું ચિત્ર પણ કવિ આપે છે –

ફુલડે સમારિ સજ્યા, કોડે તમ કાજ કાના,
આવોને રમિયે વાલા, અલબેલા આજ કાના,
ઘરનાં ગામ સધાવ્યાં, કોયે જવે કે નાર કાના.
નાથજી નીસંક આવો, પ્રાણના આધાર કાના."[125]

(૯) તો કોઈ વખત પ્રેમીને નિમંત્રણ આપી અભિસારિકા સહજ મિલનોત્કંઠા વ્યક્ત કરતી ગોપી પણ નજરે પડે છે –

મારે મંદિર પધારો હો માવજી,
વાલા જોઉં છું વાટ.
આવડી વાર કયાં વિલસા રે,
નાથ નાવ્યા આ માટ......મારે......૧
અલબેલા તમ વિના એકલાં,
કોને કેં પેરે કરીયે,
વેરણ રજની વિતે નહિ રે
ધિરજ સે પેરે ધરિયે......મારે......૨"[126]

અલબેલડાને ઉર પર રમાડવા ગોપીને ઘણી હોંશ છે. ખાંતીલાની સાથે ખાંતે ખેલ ખેલવા, વસ્ત્રાભૂષણો ધારણ કરી, મિલનની પ્રતીક્ષામાં તેની આખી રાત ચાલી જાય છે અને તે સવારે પાછું નિમંત્રણ આપી જ દે છે–

૧૨૩ એજન. પદ ૪, કડી ૧ થી૩, પાન ૩૫૭.
૧૨૪ એજન. પદ–૧, પાન–૩૩૮.
૧૨૫ એજન. પદ–૧, કડી ૧–૨, પાન–૪૨૦.
૧૨૬ એજન. પદ ૪, કડી ૧ થી ૨, પાન–૬૩૭.

"મારા દલડાનો જે કોડ, લેરિલા વાલમજિ રે,
કાયે કાનજી પુરો કોડ, વારિ વાલમજિ રે... ...૧
મારે મંદિરે આવો માવ... ... ...લે.
ભલા પુરિયે મારો ભાવ... ... વા......૨
આવો અલબેલા એકાંત... ... ...લે.
વાલા કરિયે વાલિ વાત... ... ...વા......૩
લયે અમસું આલિંગન... ... લે.
તેણે થાયે ટાઢું તન... ...વા. ૪"[૧૨૭]

આમ, તેણે નિમંત્રણ તો આપી દીધું, પણ મિલનની પ્રતીક્ષા કરતાં કરતાં ગોપીને સહેજ ઊંઘનું ઝોકું આવી ગયું અને પછી તો સ્વપ્નાવસ્થામાં શ્યામ સાથે સંયોગશૃંગાર માણતી રહી.

"હું તો સેજમાં સુતિ રે કે શામળા સેજ વિસે,
મારા મનમાં એમ વિચારું રે કે કાનવર કિયાં હસે... ૨
એમ કરતાં આવિ રે કે નિદ્રા નાથ મુને
સુપનામાં સુંદરવર કે કે ત્રિકમ દિઠો તુંને... ૩
જાણું સેજમાં સૂતો રે શામળો મુજ સાથે,
ઓછિતાનાં અમને રે કે ભૂધર ભિડી બાથે... ૪
અલબેલા અંગો અંગ રે કે મોહનજી મળિયા,
કોય કંન્દ્રેપ કેતાં રે કે નાથ ન જાયો કલીયા... ૫
ચાંપિ ચોળિ ને રોલિ રે, રસિયાજી મુજને રંગે,
જોતાં આવ્યું જણાઇ રે, આલિંગન અંક અંગે... ૬"[૧૨૮]

**(૧૦) સંયોગશૃંગારની અંતિમ અવસ્થા એક બીજામાં ખોવાઈ જઈ કામક્રીડામાં મસ્ત બનવાની છે. કવિએ અંતિમ અવસ્થાનું આલેખન પણ કર્યું છે—**

"નયણે નયણાં રે મુખેમુખ જ ભેળું, હૈડે હૈડું રે ભેટી કીધું ભેળું... ૪
ઉરે ઉરજ રે નાભી નાભી સાથે, દાવે દાવજ મેલ્યો નટવર નાથે... ૫
ક્રીડા કરતાં રે ઓછપ ન રાખી અંગે, પતિરતિનો રે જાણ્યું રાચ્યો રંગે... ૬[૧૨૯]

—અને એ સંયોગાવસ્થામાં ક્રમિક વિકસતી પ્રેમાવસ્થા પણ કવિએ અંકિત કરેલી છે.

૧૨૭ એજન. પદ ૪, કડી ૧ થી ૬, પાન–૨૩૩.
૧૨૮ એજન, પદ ૪, કડી ૧ થી ૬, પાન–૨૩૩.
૧૨૯ એજન, પદ ૮, પાન–૨૯૭.

(૧૧) સ્વપ્નાવસ્થાના શંગારનું આલેખન નોંધપાત્ર છે–

"પ્રથમ પિયુને પામતા, મારા અંતરની આંટી તજી,
માન મેલી હું તો મનનું રે, ભાવે ભુદર વરને ભજી... ૩
હાથ સાથે મેં હાથ દિધો રે, તન મલિયું તેહને તને,
ચિત્ત ચોટિયું રે તેના ચિતસુ રે, મન મેલિયું તેહને મને... ૪
ઉર સંગ ઉર એક કિધું રે, અને ગાલ મલિયા ગાલસુ,
નાસિકા મહિ મલી નાસિકા રે, ભાલ મળિયું વળી ભાલસું... ૫
અરસ્પરસ્પ એહ સાથે રે, અલબેલાસું અમે મલાં,
અંગોઅંગ કરી અમે એકતા રે ભુદરવર સંગે ભલા."[૧૩૦]

અને સંયોગના રસીલા બની આનંદ લેવા અને આપવા ગોપી પોતાના કઠણ આભૂષણો રખેને શ્યામને ન કઠે તે માટે અળગા કરી ફૂલનો કોમળ શણગાર સજવાની સુંવાળપની તક છોડતી નથી —

"ઉતારિયા હાર ઉતારિયા જે કોયે, ખુચે ખેલતા ખાંતિલાને જે ખેલતાં,
અણસોભતા સણગાર અંગથી, વલી વિલયમ ન કરિ મેં મેલતા ૫
કુસુમે સમારિ મે સેજડિ, પેળ્યા હૈયે કુસુમના હારને,
બાજુબંધ બેરખા કુસુમના, સજા કુસુમના સણગારને. ૬
કઠણ નંગ અંગ સંગસિયું, જે કાંયે આલિંગનમાં અંતરાયે કરી,
તે તો કોરે કરું મેં કંઠથિ રે, રખે રોસ રસિયો મનજી પેર. ૭"[૧૩૧]

આ અલૌકિક રસશૃંગાર માણતી ગોપીને સવાર પડે છે તેનો પણ ખ્યાલ રહેતો નથી. એ રસની મજા જ એવી છે કે જેના પાનથી તૃપ્તિ થતી જ નથી. તે તો "લોકલાજે પ્યારાને ઘરમાં છુપાવી રાખવા ઈચ્છે છે."[૧૩૨] કારણ કે એ દિવ્યાનંદ આપતું અલૌકિક શૃંગારરસનું સુખ અકથ્ય છે, જેની પ્રતીતિ કરાવતા ગોપીભાવે કવિ ગાય છે–

"એ સુખ મુખે કરી કેમ જાયે કયુ રે,
જે સુખ દયા કરી દીનેનાથે દયુ રે.
એ સુખ ભવ બ્રહ્માને ભેલેરૂ ભાવે રે,
એ સુખ સેસ સહસ્ત્ર મુખે નિત ગાવે રે
એ સુખ વ્યાસને છે જો વલ્લભ ઘણું રે,
એ સુખ મળે મોયુ મન શુકજી તણું રે.

---

૧૩૦ અપ્રકટ ચાતુરીઓ – જુઓ પ્રસ્તુત થીસીસના પરિશિષ્ટની આઠમી ચાતુરી.
૧૩૧ એજન. ,, ,, ,, અગિયારમી ચાતુરી.
૧૩૨ એજન જુઓ પ્રસ્તુત થીસીસના પરિશિષ્ટની નવમી ચાતુરી.

એ સુખ સનકાદિક સરાયે સઈ રે,
એ સુખ નારદ આયે જોઈ છે કઈ રે... ૨"[133]

–જેવી કડીઓમાં કરાવે છે. અને આમેય વૈરાગી કવિને ભૌતિક સુખો નજરે પણ ન ગમે તેની ઉદાસીનતા તો –

"મુને સુપને ન ગમે રે સંસાર, કોને કેમ કીજીયે"[134] કે

"અમે જડભરતી જોગિયા, વાંછુ નહી વૈભોગજી."[135]

–જેવાં આત્મલક્ષી પદોની ધ્રુવાંકિતથી પ્રગટ કરી દીધી છે.

કવિએ પ્રગટ સહજાનંદની ભકિત પણ ગોપીભાવે જ કરી છે. આથી રાધાની જેમ સહજાનંદમાં તે અનુરાગ અનુભવે છે. ઈષ્ટદેવ સહજાનંદનું રૂપસૌંદર્ય તેમને આકર્ષી ગયું છે. તેમને તેમના લટકે લોભ અને મટકે મોહ વ્યાપી ગયો છે. રસીલા લાલનાં રસભર્યાં લોચન, ચટકંતી ચાલ કે મીઠી વાતો જેવા સંયોગશૃંગારના ઉદ્દીપન ભાવોમાં આસકત બની ગોપીભાવે કવિએ–

"રસિલા લાલ રસમાં ભરિ છે તારી આંખડિ"[136]

–જેવી પંકિતથી પ્રારંભાતા પદમાં સંયોગાવસ્થાનું રસપાન કરવા ઈષ્ટદેવને "એક વાર મળિયે એકાંત્ય"માં જેવી ઉકિતથી આમંત્રણ આપી દીધું છે, તો–

"સહજાનંદ ચંદ હું ચકોર છઉં, જોઈ રહી જીવનપ્રાણ રે,
વચન અમૃત લાગ્યાં વરસવા, સિંચે વલી સામલિયો સુજાણ રે."[137]

–જેવી ધ્રુવ કડીથી આરંભાતા પદમાં ગોપીભાવે સહજાનંદ સાથે માણેલ સંયોગસુખના આનંદની તૃપ્તિ કવિએ વ્યકત કરી છે.

પિયુના પ્રથમ સંયોગથી જે રોમાંચ અનુભવાય તેનું સ્વભાવોકત આલેખન કરતાં ગોપીભાવે પ્રેમની પ્રથમ અવસ્થાનો અનુભવ કવિએ વર્ણવ્યો છે–

"પ્રથમ પિયુના સંયોગથી, પલટિયો અંગનો અવેવ રે,

---

૧૩૩ એજન. ૨૪ મી ચાતુરી.
૧૩૪ નિષ્કુળાનંદકાવ્ય, પદ ૫, પાન–૬૭૬.
૧૩૫ એજન. પદ ૮, પાન–૬૧૫.
૧૩૬ એજન. પદ ૧, પાન–૨૫૮.
૧૩૭ એજન. પદ ૪, પાન–૪૪.

નયણ વયણ હરિ વારતા, તેનિ કેણે ન જાણિ ટેવ રે.
અંગો અંગે રંગે મલ્યા માવજી, રસિયે વાલિ છે રસરેલ રે,
ઢાંકિને મુકયાં રે મેં તો ઢિંગલા, છેક જાણિ છોકરાંનો ખેલ રે."૧૩૮

અને સંયોગાવસ્થાની મોજ માણી આવેલી ગોપીનું રસાલેખન પણ કવિએ સખીને સંબોધીને જે કર્યું છે તે જુઓ–

"મુખ જોઈ મેં માનિયું, તુને લાલી ચડી છે લાલનીં,
નયણ તારાં જો નથિ નિરાશી, જોઈ જુવતિ ગતિ મે ગાલનિ. ૨
તારા પયોધર પરિણાંમ પામ્યા રે અને પિલપ ગઈ તારાં પડતલિ
આજ અંગ તારું અવલોકિયું રે, તું નખશિખ્યા શોભે છે અતિઘણિ ૩
અંગનો રંગ તારો ઉલટનો, અને પલળ્યુ છે પંડનું પોતઃ
સખિ વણકયે વરતાય છે રે, આલિંગન અંકનું દ્યોત" ૪ ૧૩૯

શ્યામના સાત્ત્વિક અને આત્મિક સૌંદર્યના રસપાનમાં માણેલી શૃંગારક્રીડાથી ગોપી પણ તેજથી ઝગમગી ઊઠે છે.

"જોબન આવું છે જણાઈનિ, તારું તન કરે છે જો તેજ" જેવી ઉક્ત ચાતુરીની પછીની પંક્તિમાં તેની પ્રતીતિ કરાવતા કવિ ગોપી ભાવે એની મતવાલી સખીને એ રંગભરી રાતડી કેવી રીતે રમી તે જિજ્ઞાસાથી પૂછી પણ લે છે.

"અવેવ જોયા તારા અંગના ફરી નયણ વયણં વળી વાતડી,
સાચું કહે સખી સમ મારા, કેકે રંગે રમી રૂડી રાતડી." ૧૪૦

વૃંદાવનની વાટે જતી ગોપીને કહાન મળે છે. ગોપીને એકલી જોઈને કહાન ચાળો કર્યા વિના રહે ખરો? તો પછી એ નટખટ શાનો? સંયોગશૃંગારમાં છેલ છબીલા કહાનની મસ્તીની વાત પણ પોતાની સાહેલીને ગોપી કહી દેવાનું ચૂકતી નથી :

"સુણજો સાહેલી એ વાતનો વિચારજી રે.
આજ હું ગઈતિ મહાવન મોઝારજી રે.
એ મારગે મુજને મલીયા મોરારજી રે,
સું કરૂં હું અબલા એકિલી જો નાચ્યજી રે... ૧ ઢાળ

---

૧૩૮ એજન. પદ ૫, કડી ૨–૩, પાન–૪૫.
૧૩૯ અપ્રકટ ચાતુરીઓ. પ્રસ્તુત થીસીસનું પરિશિષ્ટ ૧, ચાતુરી બીજી.
૧૪૦ એજન. પ્રસ્તુત થીસીસનું પરિશિષ્ટ ૧, ચાતુરી બીજી.

નાથ્ય અબલા હું એકલી, વળી એ પણ મલિયો એકલો.
અનેક પ્રકારે હું તો અંગ ઢાંકું, તોય છેડ ન મેલે છબિલો." ૧૪૧

છેલછબીલાએ રસિલી આંખડી અને મીઠી મીઠી વાતડીથી જે મદનસર માર્યાં તેની રસાનુભૂતિ–

"સખિ લોચનિયે લલચાવિયા, મિઠું બોલી મદનસર મારિયાં"ની ચાતુરીની પછીની પંક્તિમાં સાહેલી પાસે વ્યકત કરતી ગોપાંગનાએ શ્યામને તેનો છેડો છોડવા કાલાંવાલાં તો કર્યાં પણ નટખટ કહાને તો પગમાં પગ ભરાવી તેને પોતાના વિશાળ બાહુપાશમાં રસબસ કરી દીધી અને ગોપી પણ –

"બાઈ અમે વસ્ય તેને થયાં" કહી પ્રિયતમને વશ થયાનું જણાવે છે અને રસબસ બની–

"એમ સુખ સણગારરસનું, જે સામ સમાગમ સાથનું,
નથિ કેવાતું એ સુખ સર્જનિ, નિષ્કુળાનંદના નાથનું."૧૪૨

–જેવી ચાતુરીની અંતિમ કડીમાં સંયોગશૃંગારના રસનો અવર્ણનીય આનંદ સખી પાસે વ્યકત કરી જાય છે.

વૃંદાવનને વાટે કે યમુનાના ઘાટે નટખટ કહાન ગોપીની છેડછાડ કર્યા વિના રહેતો નથી. ગોપી પોતાની સાહેલીને–

"આંખ્યને ઉલાળે રે, ચાળો કર્યો ચાવળે રે"૧૪૩ જેવી ઉકિતદ્વારા મસ્તી કરતા કનૈયાનો રસાનુભવ કહે છે અને ગોપી અલબેલડાનો હાથ છોડાવતી મસ્તીખોર કહાનને સમજાવતાં કહે છે–

"જાવા દેને જિવન રે દેખે દુરિજન દગે રે,
માર્ગે જાતાં માવજી મુને મેલ."૧૪૪

–અને પોતાના ઘરે આવવાનું નિમંત્રણ આપી ગોપી ધન્યતા અનુભવે છે. પ્રીતમ પણ એ આમંત્રણ સ્વીકારી હસીને તાળી આપી દે છે.

આમ, શૃંગારાલેખનમાં કવચિત નટખટ કહાનનો મસ્તીખોર સ્વભાવ નજરે પડે છે. બાકી તો તેમનું વૃંદાવનીય લીલાકીર્તન નરસિંહ, પ્રેમસખી પ્રેમાનંદ કે દયારામ

---

૧૪૧ એજન. ચાતુરી ૫.
૧૪૨ એજન. ચાતુરી ૫.
૧૪૩ નિષ્કુળાનંદકાવ્ય, પદ ૭, પાન–૫૩૦.
૧૪૪ એજન. " "

જેટલું વિસ્તૃત અને વૈવિધ્યપૂર્ણ નથી. પરિણામે કૃષ્ણ સાથે ધીંગામસ્તી કરતી નટખટ ગોપી કે ગોપીઓ સાથે છેડછાડ કરતા કાનુડાની પ્રણયભાવનાનાં ચિત્રો વારંવાર નજરે પડતાં નથી. આથી નરસિંહ કે દયારામ જેટલો પ્રગલ્ભ શૃંગાર આ કવિમાં જોવા મળતો નથી. ગરબીઓમાં દયારામે જે ગોપી કહાનના પ્રણયની રમઝટ બોલાવી છે તે પણ નજરે પડતી નથી. રિસામણાં કે મનામણાં પણ દષ્ટિગત થતાં નથી. તેમનો સંયોગશૃંગાર તો સંયમપ્રધાન સ્વામીનારાયણ સંપ્રદાયની અસર નીચે સંયમિત બન્યો છે.

મર્યાદિત શૃંગારોચિત સામગ્રીથી પણ કહાન-ગોપીના પ્રેમની વિવિધ ભાવાવસ્થાઓ નિરૂપતાં ચિત્રો કવિએ દોર્યાં છે. શૃંગારના સંયોગ અને વિયોગ ઉભય પ્રકારમાં આમ થયું છે. કૃષ્ણાસમી ગોપીની મુગ્ધાવસ્થા, બંસીનું કામણ, વાટે કે ઘાટે છેડછાડ કરતો મસ્તીખોર કાનુડો, પ્રેમમાં ઘાયલ થયેલી ગોપી, કૃષ્ણને ઈજન આપતી ગોપાંગનાની પ્રગલ્ભતા, તેની અભિસારિકા-સહજ મિલનની ઉત્કંઠા, તેની પ્રતીક્ષા, તેણે સ્વપ્નાવસ્થામાં માણેલો શૃંગાર, જારભાવે ઈજન પાઠવતી નાયિકા અને ક્રમશઃ વિકસતી પ્રેમાવસ્થા આદિ વિવિધ પ્રણયોર્મિનાં સ્પંદનો કવિએ સંયોગશૃંગારના રસાલેખનમાં અંકિત કર્યાં છે. ચિત્રપટના ફલકની જેમ એક એક ભાવચિત્ર રજૂ કરતા કવિએ મુખ્યત્વે આત્મલક્ષી ભાવે ગોપી બની સહજાનંદ અને કૃષ્ણ એમ દ્વિમુખી રીતે સ્નેહાકર્ષણ, મિલન, મિલનનો આનંદ, પ્રણયક્રીડા આદિનું રસાલેખન કરી રાધા કે ગોપીની ઊર્મિસભર દીપ્તિ અને વિવિધ ભાવસંવેદનો વ્યક્ત કર્યાં છે.

## વિપ્રલંભશૃંગાર :-

શૃંગારાલેખનમાં કવિને સંયોગ કરતાં વિયોગ ઉપર સારી ફાવટ જણાય છે. રસ-મીમાંસકો વિયોગ યા વિપ્રલંભને પ્રણય આલેખનમાં મહત્ત્વનું સ્થાન આપે છે. એક વિવેચકના કથન મુજબ "પ્રથમ વિયોગ પછી સંયોગ-વિયોગ વિના સંયોગશૃંગાર પુષ્ટ થતો નથી."[૧૪૫]

"વિયોગી હોગા પહિલા કવિ, આહસે ઉપજા હોગા ગાન,
ઉમડકર આંખોસે ચુપચાપ, વહી હોગી કવિતા અનજાન."

-જેવી ઉક્તિ અનુસાર કવિ પહેલાં વિયોગી બને છે, ત્યારે જ એ કવિ બની શકે છે.

પ્રિયપાત્ર માટે ઝૂરવું અથવા તલસાટની સ્થિતિ અનુભવવી એ વિરહનું વ્યાવર્તક લક્ષણ છે. "કાવ્યશાસ્ત્ર"[૧૪૬]ના આધારે વિરહના (૧) અભિલાષામૂલક (૨) માનમૂલક

---

૧૪૫ જુઓ "રીતિકાલીન કવિતા એવં શૃંગારરસકા વિવેચન" લેખક-રામેશ્વરપ્રસાદ ચતુર્વેદી, પાન-૩૭.

૧૪૬ કાવ્યશાસ્ત્ર-લેખક ડૉ. શંભુનાથ પાંડે, પ્રકાશક-વિનોદ પુસ્તક મંદિર, હોસ્પિટલ રોડ, આગરા, આવૃત્તિ-૨, ઇ. સ. ૧૯૫૮, પાન-૫૩.

(૩) ઈર્ષામૂલક (૪) પ્રવાસમૂલક અને (૫) "શાપમૂલક" એમ પાંચ પ્રકાર ગણાવી શકાય. આમાં નિષ્કુળાનંદમાં અભિલાપામૂલક અને પ્રવાસમૂલક એમ બે પ્રકારો નજરે પડે છે. પ્રેમીઓમાં અકારણ માન હોય છે. રાધા કે ગોપી માનલીલામાં રિસામણાં અને મનામણાં વચ્ચે ઝૂલે છે. કૃષ્ણ તો અનેક ગોપીઓ સાથે પ્રેમ રાખે, તે માનિની રાધાને શાનું ગમે? અને આથી ઈર્ષાથી અને કોઈ વાર રોષથી કૃષ્ણ સાથે તે રિસામણાં લઈ લે છે અને તેમાંથી વિપ્રલંભ શૃંગાર સર્જાય છે. પરંતુ આપણા કવિએ આ લીલાનાં પદો લખ્યાં નથી. તેમનાં વૃંદાવનીય લીલાસંકીર્તનમાં માનિની, ઈર્ષાળુ રાધા કે ગોપીની મનોદશાના ભાવ આલેખન થવા નથી. પરિણામે વિયોગશૃંગારમાં માનમૂલક વિયોગ દષ્ટિ-ગોચર થતો નથી. એ જ રીતે ઈર્ષામૂલક પ્રકાર પણ નજરે ચઢતો નથી અને શાપમૂલકમાં તો શાપના પ્રભાવથી વિરહમાં ઝૂરવાના પ્રસંગો તેમના કવનમાં આવતા નથી, તેથી શાપ-મૂલક વિપ્રલંભશૃંગારનું પણ આલેખન થયું નથી. તેમની ગોપીઓનો વિયોગ કૃષ્ણના મથુરાગમનને કારણે ઉદ્‌ભવ્યો છે. એટલે એ "પ્રવાસવિયોગ" છે. એ જ રીતે તેમના ઈષ્ટ-દેવ સહજાનંદ વડતાલ, ગઢડા વગેરે સ્થળોએ જાય છે અને સમયસર પાછા ફરતા નથી. એને લીધે કવિને જે વિયોગ સાલે છે તે પણ 'પ્રવાસમૂલક' વિયોગ છે. તેઓ ગોપીભાવે શ્યામ માટે ઝૂર્યા છે. તેમણે મિલનની પળેપળ ઝંખના સેવી છે. અને વિયોગાવસ્થામાં કૃષ્ણને ઉપાલંભો આપ્યા છે, કટાક્ષ કર્યો છે, પૂર્વે માણેલ મિલનશૃંગારના સ્મરણમાં રસોદ્‌-ગાર પણ તેમણે ગાયો છે અને તે મધુર સ્મૃતિમાં ખોવાઈ જઈ પ્રતીક્ષાની પળો અનુભવી છે. સંયોગશૃંગારમાં જોયું તેમ વિયોગશૃંગારમાં પણ કવિની આત્મીયતા અને ભાવપક્ષની પ્રધાનતા છે. મિલનની સતત અભિલાષા, ઈંતેજારી અને ચિંતન–સ્મરણથી તેમનો વિયોગ "અભિલાપામૂલક" બની શક્યો છે.

શ્યામના નેહમાં જકડાયેલી ગોપી સંયોગનો અલૌકિક આનંદ માણી રહી છે ત્યાં તો અક્રૂરજી કૃષ્ણને તેડવા આવી પહોંચે છે અને રથને જોતાં જ ગોપાંગનાઓના ચહેરે શંકાકુશંકાઓનું કાળું વાદળ છવાઈ જાય છે. કોણ હશે? શા માટે આવ્યા હશે?–વગેરે અનેક સમસ્યાઓનું સમાધાન કરવા ટોળે મળી ગોપીઓ હકીકત જાણી લાવે છે. પછી તો આ દુઃખદ પરિસ્થિતિમાંથી ઉગરી જવા તેઓ યોજનાઓ ઘડે છે. કોઈ કહાનને પ્રેમથી સમજાવવાની વાત કરે છે તો કોઈ નટખટ ગોપી પિયુને છુપાવી દેવાની કલ્પના કરે છે, પરંતુ કૃષ્ણની મક્કમતાથી પેલી યોજનાઓ સાથે ગોપાંગનાની લાલી પણ સરી જાય છે. જ્યારે ગોપીઓનું કંઈ પણ ચાલતું નથી ત્યારે પંકજનયનની પ્રીતડીમાં નેહનાં નીર તેમનાં નયને વહે છે–

"નહિ હું જવા દઉં નાથજી, મોહન મથુરા મોરારરાજ,
વાલા વિલખતી વનિતા રે, મેલી જાશો માં મોરારરાજ.
દગો રાખીને દલમાં રે, સ્નેહ કીધો તો શા માટે રાજ,
સુખમાં દુઃખ દેખ્યું નહિ રે, આવ્યો ઓચિંતો ઉચાટ રાજ."[૧૪૭]

૧૪૭ કીર્તનસારસંગ્રહ ભાગ–૨, સંપાદક–હરજીવનદાસ શાસ્ત્રી, પદ ૪, પાન–૫૬૫

–જેવી કડીઓથી આરંભાતા પદની પછીની કડીઓ "શેરીએ શેરીએ શ્યન કરી આંખમાં વહેતાં અશ્રુબિંદુઓની હેલી રચી ગોપાંગનાઓની વ્યથા વ્યકત કરે છે. ગોપાંગના આજીજીભર્યા સ્વરે શ્યામને સમજાવતાં "દિલમાં દગો રાખીને શા માટે પ્રીત કરી" જેવી ઉકિતઓથી હળવો ઉપાલંભ તો આપી દે છે, પરંતુ આ ઉપાલંભમાં પ્રગલ્લભતા નથી, પણ દીનતા અને આઘાત છે. "આંખ્યે આંસુની એલી રચી રે, નયણે નીર નદીપુર રાજ"થી અશ્રુધારાઓને પ્રેમાળ સાંત્વનાથી લૂછી કૃષ્ણ મથુરા જવા અક્રૂરજી સાથે નીળી પડે છે. અને બિચારી ગોપાંગનાઓ આંસુ લૂછતી–

"વાલમ વેલેરા વળજો રે, દયા આણી દીનદયાળ રાજ"

–જેવી પંકિતથી આરંભાતા પદમાં[૧૪૮] વહેલા આવવાની આજીજી કરી પોતાની વાલમ વિનાની પંગુ ને દયનીય દશાનો ખ્યાલ આપે છે. જેમ જળ વિના મીન, નદી વિનો નીર, કંથ વિનાની કામિની કે તેજ વિનાની આંખ છે, તેમ પ્રીતમ વિના ગોપાંગનાઓ છે. અને એથી જ પ્રિયતમના મધુર દર્શનમાં એક એક પળની લોલસા તેઓ રોકી શકતી નથી. દૂર જતા રથને જોવા ગોપીઓ વૃક્ષની ડાળીઓ ઉપર ચઢે છે. જેમ જેમ રથ દૂર થતો જાય છે તેમ ગોપીઓ ઊંચે ને ઊંચે ચઢતી જાય છે. અને છેવટે ભાન ભૂલી પૃથ્વી ઉપર મૂર્છિત થઇ જાય છે :–

"દૂર લગી તો રથ દીઠો,–પછી બેહ તેહ રહી જોઇ
જયારે નયણે ગરદ ન દીઠી, ત્યારે પડી પૃથવિયે રોઈ.
જેમ પ્રાણ જાતાં પંડને, અતિશય પીડા ઉપજે,
એવી ગત્યને પામી ગોપીકા, જાણે તન તજ્યું કે તજે.
શુધ્ધ ન રહી શરીરની, મૂર્છા ખાઈ. પડી માનિની.
ઊઠી ન શકે અવનિ થકી, વળી ભૂલી દયા દેહભાનની."[૧૪૯]

તેનો હંસલો તો હરિની સાથે ગયો. તે તો ચાવી વિનાની પૂતળીની માફક નિશ્ચેતન બની પૃથ્વી પર પડી જડ બની ગઈ. અહીં પ્રેમસખી પ્રેમાનંદની વિરહભાવનાનું સ્મરણ થાય છે. વિરહદશાની દશ અવસ્થાઓમાં 'પ્રેમસખીની વિરહભાવનામાં જડતાની દશા જોવા મળતી નથી.'[૧૫૦] અહીં દેહભાનની દશા ભૂલી જઈ, મૂર્છિત થઈ, નિશ્ચેત બની તેઓ જડ દશાને પામે છે. ધીમે ધીમે ભાન આવતાં "ભૂદરને કયારે ભાળશું"– એ ચિંતાએ તેઓ ગમગીન બની જાય છે. તેમને ઘરે જવું તો ગમતું નથી, અને

૧૪૮ એજન, સંપાદક–હરજીવનદાસ શાસ્ત્રી, પદ ૫, પાન–૫૬૫.
૧૪૯ નિષ્કુળાનંદકાવ્યમ્ – 'સ્નેહગીતા' કડવું ૧૬, કડી ૨–૩–૪. પાન–૭૭.
૧૫૦ જુઓ "પ્રેમસખી પ્રેમાનંદ" – ડો. હરિપ્રસાદ ઠક્કર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. આવૃત્તિ ૧, ઈ. સ. ૧૯૭૧, પાન–૨૩૪.

તેમનાથી રથ સુધી પહોંચાતું નથી. આવી ત્રિશંકુ અવસ્થામાં ગોપીનું મન ચકડોળે ચઢે છે. તેનું સચોટ નિરૂપણ કરતાં કવિ લખે છે :–

"ઘેર જતાં ચરણ ન ચાલે, આધી ચાલીને પાછી વળે,
પછી પગલાં જોઈને પિયુજીનાં, વારંવાર તિયાં ટળવળે"[૧૫૧]

અને પછી ચરણરજ શિરે ચઢાવીને પ્રિયતમને વહેલા પધારવાની વિનવણી કરી તેઓ પોતપોતાને ઘેર જાય છે અને રસ્તામાં અનેક વિચારે ચઢે છે. તેને તો પિયુના વચન ઉપર વિશ્વાસ નથી અને "નખશિખ લગી નાથ બાઈ, ઘણું છબિલોજી છળમાં ભર્યા"[૧૫૨] જેવી ઉકિતથી હળવો ગુસ્સો પ્રકટ કરે છે, પરંતુ એ તો ક્ષણિક છે. અને સાચા સ્નેહમાં ઓગળી પણ જાય છે. કૃષ્ણની મહત્તા અને પોતાની પામરતાનો ખ્યાલ તેમને આવે છે. ઘરમાં પગ મૂકતાં જ ઘી–દૂધ–માખણ કે છાશની ગોળી જોઈને પૂર્વે માણેલ મિલનની મધુર સ્મૃતિના અનુરાગમાં ખોવાઈ જઈ વિપ્રલંભ શૃંગારમાં તેઓ સરી પડે છે. કાનુડા વિના ઘરમાં આ કોણ પીશે? જળ ભરવા જાય છે તો કહાન વિનાના પનઘટ દેખીને અંતર્ગત વિરહની વેદનાથી તે વલખે છે–

"જળ ભરવા જાય જુવતી, સ્થળ સ્થળ પ્રત્યે થોભે ઘણું,
ઈયાં રહી મારી આળ કરતા, ઈયાં તાણ્યું તું અંબર અંગતણું.
ઈયાં મુજને આડા ફરતા, ઈયાં રોકી મુંજને રાખતા,
હેત દેખાડી લોભ લગાડી, ઈયાં ફંદમાં મને નાખતા.
ઘડો ચડાવી ઘણા હેતે, વળી સાનમાં સમજાવતા,
કોયે ન જાણે જન બીજા, એમ મંદિર મારે આવતા.
એવા સુખ સંભારતા, વળી હિયે ભરાય છે રોદને,
એકાંત જઈ રવે અબળા, કરી વિલાપ ઉચ્ચે વદને."[૧૫૩]

રસમીમાંસકોએ "વિરહની દશ અવસ્થાઓ"[૧૫૪] દર્શાવી છે :–

(૧) અભિલાષા (૨) ચિંતા (૩) સ્મૃતિ (૪) ઉદ્વેગ (૫) ગુણકથન
(૬) પ્રલાપ (૭) ઉન્માદ (૮) વ્યાધિ (૯) જડતા (૧૦) મૃત્યુ.

ઉન્માદ અને મૃત્યુ સિવાયની બધી અવસ્થાઓ કવિની વિરહવિભાવનામાં અહીં નજરે પડે છે. ઉપરના અવતરણમાં જળ ભરવા જતી ગોપીઓ શ્યામનાં મધુર સંસ્મરણોમાં

---

૧૫૧ "સ્નેહગીતા," કડવું ૧૬, પાન–૭૮.

૧૫૨ એજન, કડવું ૧૭, પાન–૭૮.

૧૫૩ એજન, કડવું ૧૯, કડી ૩ થી ૬, પાન–૭૯.

૧૫૪ કાવ્યશાસ્ત્ર–લેખક–ડો. શંભુનાથ પાંડે, પાન–૫૪.

વિપ્રલંભ શૃંગાર અનુભવી "સ્મૃતિ" દશાને પામે છે તો પ્રિયતમની ગેરહાજરીમાં 'કરી વિલાપ ઉચ્ચે વદને'થી તેઓ પ્રલાપ અવસ્થા પણ અનુભવે છે. અને એ વિરહવ્યથા પિયુના સ્મરણની કે પ્રલાપની દશાએ જઈને અટકતી નથી. એ દર્દ તો ગોપીની માનસિક સ્થિતિને પરિતાપ પહોંચાડે છે. એ પરિતાપથી વ્યાકુળ બનેલી ગોપાંગનાઓ માનસિક સ્થિતિ ધીમે ધીમે ખોઈ બેસે છે. પનઘટે પાણીડાં ભરવા તો ગઈ પરંતુ પ્રિયતમ સાથે માણેલાં મધુર સ્મરણોમાં તેઓ મગ્ન બની ગઈ અને પોતાને માથે ભરેલાં પાણીનાં બેડાંનું વજન છે તે પણ ભૂલી ગઈ :—

"ઘટ ગાગર સોતી ઘેર પો'તી, વિસ્મરતો નથી વિયોગ વળી,
ભાર ન ગણે ઊભી આંગણે, જાણિયે પ્રાણ વિનાની પૂતળી."[૧૫૫]

કવિની વિરહવિભાવનાનો ક્રમશ: વિકાસ અહીં સ્પષ્ટ થાય છે. આપણે જોયું તેમ ચોથી પ્રથમ ગોપાંગનાઓ પોતાના પ્રિયતમને અંત સુધી નિરખવાની આશાથી વૃક્ષો ઉપર ચઢે છે અને જેમ જેમ રથ દૂર થતો જાય છે તેમ તેમ વિરહવેદના વધતી જાય છે. અને છેવટે પૃથ્વી ઉપર પડી મૂર્છિત દશાને પામે છે. જ્યારે તેઓ ઘેર આવે છે ત્યારે દહીં–દૂધ જોતાં પ્રીતમ યાદ આવી જાય છે. પનઘટ ઘાટે મધુર સંસ્મરણોને યાદ કરતી ગોપી વિપ્રલંભશૃંગારની 'સ્મરણઅવસ્થા'માં રાચે છે. ત્યારબાદ પિયુની ગેરહાજરીમાં ઊંચે અવાજે આક્રંદ કરી પ્રલાપ અવસ્થાએ પહોંચી છેવટે પોતાના માથે પાણીનું બેડું છે તેનો સામાન્ય ખ્યાલ પણ તેઓ ગુમાવી દેતાં તેમની માનસિક સ્થિતિ કથળી જાય છે. આમ, વિરહવિભાવનાની જુદી જુદી અવસ્થાઓનો ક્રમિક વિકાસ સાધતાં કવિ એ જ ક્રમે ત્યાર પછીની જડતા અવસ્થા તરફ પ્રેરી જાય છે. આમ, પાણીના બેડાનું વજન ભૂલી જનારી ગોપી શરીરનું ભાન વિસરી જઈ જડતા અવસ્થાના પ્રથમ ચરણે તો પહોંચી ગઈ છે. પિયુ વિરહે તડપતી ગોપી વિવેકબુદ્ધિ ભૂલી જઈ પોતાના જીવરાને ઢૂંઢવા જ્યાં જ્યાં સંયોગની લીલાઓ માણેલી તે તે કુંજ કુંજ, વાટ વાટ કે ઘાટ ઘાટમાં ફરી વળે છે–

"ક્યાં હશે બાઈ કહોને, એમ માંહો માંહિ પૂછે વળી,
જ્યારે ખબર ન પામે ખોળતાં, ત્યારે વલવલે વિલખે વળી.
કહે આ જ વનમાં ક્રીડા કરતાં, કહે આ જ વનમાં રાસ રમિયાં,
તેહ જ વનમાં જીવન જાતાં, સર્વે સ્થળ ખાવા થયાં."[૧૫૬]

સંયોગના આનંદોલ્લાસમાં જે પ્રકૃતિનાં તત્ત્વો રસપૂર્વક સાથ આપતાં હતાં તે આજે શ્યામ વિના ગોપીને જાણે ખાવા દોડી જતાં હોય તેમ જણાય છે. આમ, વિરહવિભાવનામાં પ્રકૃતિનું સજીવારોપણ થયેલું નજરે પડે છે.

---

૧૫૫ એજન, કડવું ૧૯, કડી ૯, પાન–૮૦.
૧૫૬ એજન, કડવું ૨૦, કડી ૪–૫, પાન–૮૦.

"એમ વૃક્ષવેલી વન સરવે, ઘણું શોધતાં સંધ્યા પડે,"[૧૫૭]–એમ સાંજ સુધી વાલમાને શોધતી ફરે છે. અને "વાલમ" વિના અકળાયેલી ગોપાંગનાઓ ઉપસ્થિત થયેલી વિરહ અવસ્થામાં કૃષ્ણનો દોષ જોતી નથી. કૃષ્ણને દગાખોર અને નિષ્ઠુર કહી તે મહેણાં મારતી નથી. પરંતુ–

"આપણો અવગુણ પરઠી, અબળા મુખે ઉચ્ચરે,
અહો બાઈ કૃષ્ણ વિના, હેત એવું કોણ કરે."[૧૫૮]

– જેવી કડીઓથી પોનાના દોષ પરખી કૃષ્ણના ગુણો યાદ કરે છે. વિરહવિભાવનાની દશ અવસ્થાઓમાં "રૂપગુણકથન"ની જે અવસ્થા છે તે સ્થિતિએ પહોંચી કૃષ્ણના ગુણોને યાદ કરે છે,[૧૫૯] અને કૃષ્ણને કાળો ચોર કહીને કે કોઈ વખત ખાટી છાશ આપીને જે પજવતા તે માટે પશ્ચાત્તાપ કરે છે.

## વિયોગાવસ્થામાં ગોપીઓના સ્નેહસંદેશા :-

મધ્યકાલીન કવિતામાં મુખ્યત્વે ઉદ્ધવજી અને ભ્રમરને દૂત તરીકે પસંદ કરી ગોપાંગનાઓએ વિરહવ્યથાનો ભાર હળવો કરવા સ્નેહસંદેશાઓ કૃષ્ણને મોકલ્યા છે. કૃષ્ણ વ્રજાંગનાઓને ઉદ્ધવજી સાથે 'જોગ સંદેશો' મોકલે છે. અને એ 'જોગસંદેશા'-થી અકળાયેલી ગોપીની વિરહવિભાવના વધી જાય છે. એક તો ગોપીઓ પોતાના પ્રિયતમના વિયોગે રાતદિવસ ઝૂરે છે અને તેમાં પણ પોતાનો જીવરો દર્શન દઈ સંયોગ આનંદ માણવા – આપવાને બદલે જોગી બની જવાનો સંદેશો પાઠવે, ત્યારે ગોપાંગનાઓની માનસિક સ્થિતિએ અસહ્ય આઘાત પહોંચાડે એમાં આશ્ચર્ય પણ શું ? ભાન ભૂલેલી ગોપીઓ કૃષ્ણને મહેણાં મારે છે, ઉપાલંભો આપે છે, દગાખોર કહી આક્ષેપો મૂકે છે અને છેવટે ભૂતકાલીન સહઆનંદનાં મીઠાં સંસ્મરણો તાજાં કરી જે જે સ્થળોએ લીલા માણેલી તે સ્થળો ઉદ્ધવજીને બતાવી વિપ્રલંભશૃંગારમાં રાચી કૃષ્ણ પ્રત્યેનો ભારોભાર અનુરાગ ઉદ્ધવજી પાસે પ્રગટ કરી પોતાના અપૂર્વ પ્રેમની પ્રતીતિ કરાવી સંદેશો પહોંચાડે છે. આ મધ્યકાલીન પ્રણાલીને નિષ્કુળાનંદ પણ અનુસરે છે. ઉદ્ધવજી રાગ અને ત્યાગ વચ્ચે ઝૂલતા કૃષ્ણનો યોગસાધનાનો સંદેશો વ્રજાંગનાઓ પાસે લઈને આવે છે. પ્રેમલક્ષણા ભકિતમાં ચકચૂર બનેલી ગોપાંગનાઓને આ 'જોગ-સંદેશો'[૧૬૦] કયાંથી ગમે ? એ તો કહે છે કે આ નીરસ સંદેશાની જગ્યાએ 'કેમ

---

૧૫૭ એજન કડવું ૨૦, કડી ૮ ની પૂર્વાર્ધ, પાન–૮૦.
૧૫૮ એજન, કડવું ૨૧, કડી ૨, પાન–૮૧.
૧૫૯ એજન, કડવું ૨૧, કડી ૬થી૮, પાન–૮૧.
૧૬૦ એજન, કડવું ૨૯ અને ૩૦, પાન ૮૬ અને ૮૭.

નોક્યો કૂપ વિષનો ભરી.'[૧૬૧] કારણ કે તેમનું દિલડું તો પ્યારાનાં દર્શન વિના પળે પળે દાઝી રહ્યું છે. એથી તો –

'મારી મલ્લમામાને માર્યો, એમ આવી મારે મન અમને,
પણ દૂર રહીને દગા રચે છે, તે તો ઘટતું નથી ત્રિકમને.'[૧૬૨]

–કહી કૃષ્ણને મહેણું મારી દે છે. અને પછી તો મતલબી કૃષ્ણને ચીતરતી ગોપાંગનાઓ 'પુષ્પનો મધુ પીને ઊડી જતા ભમરા સાથે' તો "ફળ ખાઈને ઊડી જતા પક્ષી" સાથે કે 'સૂકા સરોવરને મૂકીને ઊડી જતા હંસ' સાથે સરખાવે છે.[૧૬૩] કારણ કે તેમની તો–

"સુતાં બેઠાં સ્નેહ સાલે, પળે પળે પિંડ ઘણું પરજળે"[૧૬૪] જેવી સ્થિતિ છે. અને આમ મતલબી થઈ બેદરદી સ્થિતિ જાણવાની પરવા ન કરવી હોત તો માટે પહેલેથી પ્રેમ કર્યો ? આમ, ઉદ્ધવજીને તે ખરેખરી સુણાવી દે છે. બિચારા ઉદ્ધવજી પણ ગોપાંગનાઓની આ દયનીય કરુણ સ્થિતિ જોઈ તેમની સાથે મૂઢ બની જાય છે. વિરહ-વિભાવનામાં આ ગુસ્સો તો ક્ષણિક છે. કૃષ્ણની મહાનતા સામે પોતાની પામરતાનો ખ્યાલ આવતાં ગોપીઓ–

"ભયા ક વ્યોમાસુર ભયથી વળી રાખિયાં રૂડી રીતશું,
શકટાસુર તૃણાવર્ત તેથી, પહેલાં ઉગારિયાં એણે પ્રીતશું."[૧૬૫]

–જેવી કડીઓથી કૃષ્ણનાં પરાક્રમો યાદ કરી વિપ્રલંભશૃંગાર આલેખે છે. ઇન્દ્રના ગર્વને ચૂર કરતા ગોવર્ધનધારી કૃષ્ણનું પરાક્રમ યાદ કરી રડતી ગોપાંગનાઓ ઉદ્ધવને મિત્રભાવે આત્મીયતાથી પોતાની વિરહાસક્તિની વેદના–

"નથી ખમાતું ઉદ્ધવ અમે, પીડી પીડી જે લેશે પ્રાણ,
અંતરની શું કહીએ ઉદ્ધવ, તમે નથી અમારા અજાણ."[૧૬૬]

–જેવી કડીમાં પ્રગટ કરે છે. અને પછી તો પોતાની વ્યાકુળતા અને મિલનોત્કંઠા વ્યક્ત કરતી ગોપીઓ ઉદ્ધવને પોતાની સાથે લઈને જે તે સ્થળોએ સંયોગાવસ્થામાં આનંદ માણેલો તે તે સ્થાનો નયને વહેતાં અશ્રુઓ સાથે બતાવે છે :—

---

૧૬૧ એજન, કડવું ૩૧, પાન–૮૭.
૧૬૨ એજન, કડવું ૩૩, કડી ચોથાની પૂર્વાર્ધ, પાન–૮૯.
૧૬૩ એજન, કડવું ૩૪, કડી ૩ થી ૫, પાન–૮૯.
૧૬૪ એજન, કડવું ૩૪, કડી ૯, પાન–૮૯.
૧૬૫ એજન, કડી ૩ થી ૮, કડવું ૩૫, પાન–૯૦.
૧૬૬ એજન, કડી ૯, કડવું ૩૫, પાન–૯૦.

"ઈયાં એણે અઘાસુર માર્યો, ઈયાં બ્રહ્માજીએ વત્સ હેરિયાં,
ઈયાં બેસી અન્ન જમિયા, ઈયાં વસ્ત બાળક બીજાં કરિયાં.
આ સ્થળે એણે ગાયો ચારી, આ સ્થળે પાયાં એણે નીર.
આ સ્થળે એ સ્નાન કરતા, સુંદર શ્યામ સુધીર," ૧૬૭

– જેવી કડીઓમાં વિપ્રલંભ શૃંગારનું આલેખન કરતા કવિ પછીની કડીઓમાં વિયોગ-શૃંગારને ક્રમિક રીતે તીવ્ર બનાવે છે. ગોપીઓ તો એ સ્થાનો જોઈને સંયોગશૃંગારમાં આનંદ આપતા નટખટ કાનુડાના મસ્તીખોર સ્વભાવને યાદ કરી વિરહવિભાવનામાં તીવ્રતા પ્રગટાવે છે :–

"આ ઠામ એણે અમને રોક્યાં, આ ઠામે મહી લઈ લુંટિયાં.
આ ઠામ એણે અંબર તાણ્યું, તેણે કરી માંટમારા કુટિયાં." ૧૬૮

પનઘટલીલા અને દાનલીલાનાં એ મધુર સંસ્મરણોને તાજાં કરતી ગોપાંગનાઓ રાસલીલા કે બંસીલીલાને શેની ભૂલે ? રાસ રમતાં નટખટ કાનુડો પલાયન થઈ ગયો. બહાવરી બનેલી ગોપીઓ તેનું પગેરું ઢૂંઢવા નીકળી પડી અને કહાને પણ મસ્તીથી બિચારી ગોપાંગનાઓને વૃક્ષની ડાળે ટીંગાડી દીધી :–

"પછી ઈયાં જોયાં એનાં પગલાં, તિયાં લાધી અમને ભાળ.
જુવતી સહિત જાતા જાણ્યા, વળી વળગાડી તેને ડાળ." ૧૬૯

–જેવી કડીઓમાં ભૂતકાળની લીલા સ્મૃતિને તેજ કરતી ગોપાંગનાઓ આંખડિયે આંસુ સારતી –

"એવાં સુખ નથી દીધાં એણે, જે વિસાર્યાં પણ વિસરે,
નિષ્કુળાનંદના નાથ વિયોગે, પાપી પ્રાણ પણ નવ નિસરે," ૧૭૦

–જેવી કડીમાં વિરહવેદનાની પરાકાષ્ઠાએ પહોંચે છે. મીરાંની જેમ પ્રેમકટારીએ વીંધાયેલી વ્રજાંગનાઓ પિયુ વિના પાપી પ્રાણ પણ છોડવા તત્પર બની જાય છે. જ્ઞાની ઉદ્ધવ ગોપાંગનાઓના પ્રેમની આગળ ઝૂકી જાય છે. મથુરા જતા ઉદ્ધવને ગોપીઓ પોતાના વાલમ માટે પ્યારથી ભાનભાતની ભેટો મોકલાવે છે. અને સંદેશમાં તો દર્શનદાનની યાચના કરતી ગોપીઓ —

---

૧૬૭ એજન. કડી ૩ થી ૪, કડવું ૩૬, પાન–૯૦.
૧૬૮ એજન. કડી ૫, કડવું ૩૬, પાન–૯૦.
૧૬૯ એજન. કડી ૭, કડવું ૩૬, પાન–૯૧.
૧૭૦ એજન. કડી ૧૦, કડવું ૩૬, પાન–૯૧.

"વળી સહુ મળી પ્રણામ કહ્યા, ઉદ્ધવ કહેજો જઈ કૃષ્ણને,
દયાનિધિ દયા કરીને, દેજો વહેલાં હરિ કૃષ્ણને.
ઉદ્ધવજી સ્તુતિ કરજો, કર જોડી અમારી વતી,
નિષ્કુળાનંદના નાથ આગળ, વિધવિધ કરજો વિનતિ." [૧૭૧]

નિષ્કુળાનંદની ગોપીઓ સ્નેહસ્મૃતિઓ તરીકે જે જાત જાતની ભેટો મોકલાવે છે. તેમાં કોઈ કાળી કાંબળી મોકલે છે, તો કોઈ કાનુડાને ભાવતાં દહીં-દૂધ કે માખણનાં મટકાં મોકલાવે છે. કોઈ વસ્ત્રાભૂષણો તો કોઈ વિવિધ માળાઓ અર્પે છે. એમાં પણ સ્નેહોર્મિના ઉમળકા તો રહે જ છે, કોઈ નટખટ ગોપી વાલમના ગાલ ખેંચી પ્યાર કરવાનું પણ સૂચવી દે છે. [૧૭૨]

"ગોપીઉદ્ધવ"ના કુટકળ પદોમાં વિરહે તડપતી વ્રજાંગનાઓ ઉદ્ધવ સાથે સંદેશો મોકલતી વખતે વિયોગાવસ્થાનું તાદૃશ ચિત્ર જે ઉપસાવી જાય છે તેમાં "જોગી" બનેલા પ્રિયતમ પાછળ "જોગણ" બનતી વ્રજાંગનાનું નિરૂપણ છે –

"ઓદ્ધવજી અમારિ રે જીવનને કેજો જઈ.
અને અંગ અબલા રે જોગલહિ જાણું નહિ ॥૧॥
જોગિ અમને જાણજો રે ભોગી તમે કુબજ્યા કરિ
એવું સાંભલિ શ્રવણે રે ધિરજ્ય નથિ જાતિ ધરિ ॥૨॥
તમે ચાલ્યા તે દિના રે કેસ નથિ ગુંથ્યા કેણે
જાણું જટા વધારિ રે લટા લટકે છે તેણે ॥૩॥
પાણિ ભરતાં પોરભર રે આરે અમે ઉભા રહુ
તપ તે છે અમારું રે સિત વૃષા સિર સહુ ॥૪॥
રોતાં રોદન કરતાં રે સ્વાસ મારો ત્યાંયે સમે
એમ પ્રાણ રોધન રે આઠું પોર કરું અમે ॥૫॥
હસિ હેત સમેતે રે હિસતું બોલતાં હયું
હવે કોયેસું ન બોલું રે બેસો અમે મુંય ગ્રહ્યું ॥૬॥
સેજ તજિ સાયર રે સેન અમે સર્વે કરું
મોર મુગટ માળા રે એવું અમે ધ્યાન ધરું ॥૭॥
ઈચ્છે જોગ અમારો રે જાણે તો જાણજો તમે
સ્વામિ નિષ્કુળાનંદના રે બિજું નવ જાણ્યું અમે ॥૮॥[૧૭૩]

---

૧૭૧ એજન. કડી ૧૦, કડવું ૩૮, પાન-૯૨.
૧૭૨ એજન. કડવું ૩૮, કડી ૩ થી ૮, પાન-૯૨.
૧૭૩ નિષ્કુળાનંદકાવ્ય – પદ ૧૯, પાન ૨૪૭-૨૪૮.

"જોગસંદેશો' સાંભળતા વ્રજાંગનાઓએ પિયુ વિના લીધેલા જોગનો સંદેશો કવિએ આ રીતે નિરૂપ્યો છે. વિરહિણી નાયિકા પરદેશ ગયેલા નાયકના વિજોગમાં વસ્ત્રાભૂષણો ધારણ કરતી નથી. કોને બતાવવા શણગાર સજે? કારણ કે રંગરાગ તો ખેલવાના નથી. વાલમના વિયોગે જોગણ બનતી ગોપાંગનાઓએ સેજ તજી દીધી છે. અને 'જોગી' બનતા કાનજી આમ 'જોગણ' રૂપે પોતાને સ્વીકારે અને પૂર્વની જેમ સંયોગના આનંદથી ફૂલવાડી મહેંકાવી લે એવી ભાવના ઉકત સંદેશામાં ઝિલાઈ છે. 'જોગી' ને 'જોગણ' પ્યારી લાગે. એ રીતે 'જોગ' સંદેશો સાંભળતી ગોપીઓ જે દિવસથી કાનુડો ગયો છે તે દિવસથી તેના વિના ઝૂરતી જોગણ જેવું જીવન ગાળી રહી છે. આ રીતે પણ 'જોગી કહાનને' પોતાનો કરી લેવા તલસતી ગોપાંગનાઓ પોતે લીધેલા 'જોગ'ને વર્ણવતો સંદેશો ઉદ્ધવદ્વારા પહોંચાડે છે.

સામાન્ય રીતે મધ્યકાલીન કવિતામાં વિરહ વ્યકત કરતા 'સ્નેહસંદેશ' કાવ્યોમાં ગોપાંગનાઓ કૃષ્ણને સલાહસૂચન, ભલામણ, ઉપાલંભ, દર્શનદાનની યાંચનાઓ, વિનંતી અને ભૂતકાળનાં મીઠાં સંસ્મરણોની સ્મૃતિઓ વગેરે વ્યકત કરે છે. પરંતુ કૃષ્ણને જોગી બનતા જાણી તેની પાછળ ભેખ લીધેલી જોગણરૂપે સંદેશો પાઠવતી ગોપીનો 'જોગસંદેશ' કવચિત્ જ જોવા મળે છે. આ રીતે વૈવિધ્યની દૃષ્ટિએ ઉકત સંદેશ વિશિષ્ટ બની રહે છે.

પરંપરાને અનુસરીને નિષ્કુળાનંદે ઉદ્ધવજી ઉપરાંત ભ્રમર સાથે ગોપીઓનો સંદેશ પાઠવ્યો નથી.

## બારમાસી

'મહિના' અથવા 'બારમાસી' કાવ્યસ્વરૂપ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં વિરહિણીની વિયોગવ્યથા વ્યકત કરે છે. રત્નાના મહિનાને યાદ આપતાં નિષ્કુળાનંદનાં મહિનાનાં પદોમાં ઋતુને અનુરૂપ વાતાવરણ, મિલન ઝંખના, ભૂતકાલની મધુર સ્મૃતિ, મધુર પદલાલિત્ય અને પ્રકૃતિની પાર્શ્વભૂમિકામાં વિરહિણી વ્યથા આદિ મહિના-કાવ્યનાં લક્ષણો નજરે ચડે છે.

કવિએ બારમાસીનાં સાત પદો[૧૭૪] રચ્યાં છે. બે કારતક માસથી શરૂ થાય છે. બાકીનાં પાંચ જેઠ માસથી આરંભાય છે. સહજાનંદ સ્વામી જેઠ મહિનામાં નિર્વાણ પામેલા એથી કવિએ જેઠથી શરૂ કરી વૈશાખ મહિના સુધી પ્રત્યેક માસનું ઔચિત્યપૂર્ણ ભાવવર્ણન કર્યું છે. એકેય બારમાસીનો આરંભ ઈષ્ટદેવના સ્મરણ કે વંદનરૂપ મંગલાચરણથી થયો નથી. કારતક માસથી આરંભાયેલાં બારમાસીનાં બે પદોમાં માસના

૧૭૪ નિષ્કુળાનંદકાવ્ય – પાન–૪૨૪ થી ૪૬૦.

અંતે મધુર મિલનનો આનંદ વ્યક્ત થયો છે. જ્યારે જેઠ માસથી આરંભાતી બારમાસીઓમાં પ્રત્યેક માસે વિરહવિભાવના વધુ પ્રબળ દર્શાવી મહિનાના અંતે ઇષ્ટદેવના મિલનની ઈચ્છા વ્યક્ત થઈ છે, કારણ કે એ બારમાસી પદોમાં તો કવિના પ્રિયપાત્ર સહજાનંદ સ્વામીના મૃત્યુનો વિયોગ છે. આથી એ કરુણાત્મક વિયોગશૃંગાર દર્શાવી જાય છે.

રાગ ગરબીમાં રચાયેલ–

સખિ કારતક માસે કંત, પિયુ ગયા પરહરિ,
સખિ ઉપનું દુઃખ અત્યંત કંગાલ મુને કરિ."[૧૭૫]

–જેવી ધ્રુવપંક્તિથી આરંભાતી બારમાસીનો આરંભ સખીને ઉદ્દેશીને કરેલો છે અને અંત સુધી સખીનું સંબોધન ચાલુ રાખ્યું છે. ચાર ચાર કડીઓનું એક પદ બનેલું છે. શ્યામ વિના કવિનાં નયનોમાંથી આંસુ વહે છે. શ્યામનો સંદેશો આવ્યો નથી. અંતર ઉદાસ છે. વિયોગની આગ લાગી છે. માગશર મહિનામાં વ્યથા વધુ તીવ્ર બને છે. પોષ મહિનામાં તો કવિને વિયોગ એટલો સતાવે છે કે પોતાના શ્યામને મીઠો ઉપાલંભ આપી પોતાનો રોષ સખી પાસે–

"સખી પ્રિત કરી અમ સાથ, ચેપ રાખી પેટશુ"[૧૭૬] જેવી પંક્તિમાં એ ઠાલવે છે. ફાગણનાં ફૂલ તો કવિને પોતાના પ્રિયતમ વિના શૂળની જેમ ખટકે છે અને વસંતનો માણેલો ઉત્સવ યાદ આવે છે. ચૈત્ર બેસી ગયો. પિયુનો સંદેશો આવ્યો નહીં અને હવે કવિને ચિંતા થવા લાગી છે. તે ધીરજ હારી બેઠા છે. વૈશાખ અને જેઠનો બળબળતો તાપ કવિના વિરહ અગ્નિને વધુ બાળી નાખે છે. ક્રમિક વિકસતી વિયોગવ્યથા કવિને પિયુ વિના આત્મઘાત કરવા પ્રેરી જાય છે —

"સખી ચડી ઉપલે આવાસ, પંડય મેલું પડતું,
સખી પ્રાણ જાયે પિયુ પાસ, દેહ રહે નડતું
સખી એમ આવે અતિ રોસ, કહો કેમ કરિયે,
પણ વાલા ઉપર દૈ દોસ, એમ કેમ મારિયે."[૧૭૭]

અષાડે મેઘ, મોર અને બપૈયો કવિની વિરહવ્યથાને અકળાવે છે અને શ્રાવણની લીલોતરી જોઈ કવિ સુંદર કલ્પના કરે છે :–

---

૧૭૫ એજન. પાન નં. ૪૨૪.
૧૭૬ એજન. પાન નં. ૪૨૬.
૧૭૭ એજન, પાન–૪૨૮.

સખિ શ્રાવણે સૌ વેલિ વન, ત્રણ્ય લીલાં થયાં,
સખિ અમે સુકાડયાં તન, વાલા વિના રયાં."[૧૭૮]

શ્રાવણની હરિયાળીએ કવિના શરીરને વિયોગથી સૂકવી નાખ્યું છે. ભાદરવો જતાં આસો મહિનામાં પ્રિયતમ પધારે છે અને કવિ મિલનનો આનંદ માણે છે :–

"સખિ કારતક માસે કંત, શામ સધાવ્યા રે,
સખિ ત્રિકમે બાંધિયો તંત, નાથ ન આવ્યા રે."

–જેવી ધ્રુવપંકિતથી આરંભાતી તેરમાસી પણ સખીને ઉદ્દેશીને રચાયેલી છે. અધિક માસથી તેર મહિનામાં રચાયેલી પ્રસ્તુત તેરમાસી સહજાનંદના વિયોગની જગ્યાએ કૃષ્ણના વિરહની છે. ફાગણ મહિનામાં પ્રકૃતિનાં તત્વોને ગૂંથી લઈને કવિએ હોળીના મધુર આનંદનું સ્મરણ કર્યું છે ચુવા, ચંદન, અંબર અને કેસરથી સખાસંગ હોળીની મઝા માણવા ઈચ્છતી ગોપી શ્યામ વિના 'સખિ આજ રમું કોણ સાથ' જેવી પંકિતથી નિરાશ બની જાય છે. તેને વૈશાખમાં શ્યામ વિના આવાસ ખાલી ખાલી લાગે છે અને સેજ નો સર્પનું દર થઈ ગયું છે. આ માટે "સખિ સેજ સરપનું દર કેમ સેવાયે રે"[૧૭૯] પંકિત નોંધપાત્ર છે. શ્રાવણનાં સરવરિયાં જોઈ કવિનું મન વ્યાકુળ બને છે. વિરહની વ્યથા વધુ વિકસતાં કવિ વક્રોકિત કરે છે –

"વાલા આગે દઈ અમરત્ય, વિખ મ આપો રે,
વાલા કુવામાં ઘાલિને વૃત, કાં હરિ કાપો રે."[૧૮૦]

ભાદરવા મહિનામાં ઈટનો પરદુખભંજક સ્વભાવ યાદ કરી આસો મહિનામાં કવિ મિલનનો આનંદ અનુભવે છે.

કવિના વિપ્રલંભશૃંગારને વિષાદની ઘેરી છાયામાં વધુ તરબોળ કરે છે. કવિએ રચેલાં જેઠ માસથી આરંભાતાં બારમાસીનાં પદો, શુદ્ધ કરુણજન્ય વિયોગથી નીતરતું નીચેનું બારમાસી પદ કવિની વિરહવિભાવનાને અચ્છી રીતે વ્યકત કરે છે. પ્રસ્તુત પદમાં અંતે કવિએ પોતાના ઈષ્ટદેવના મિલનની ઈચ્છા વ્યકત કરી નથી. આથી પોતાના ઈષ્ટદેવનો વિયોગ શુદ્ધ કરુણમાં પર્યવસાન પામવાથી પ્રસ્તુત પદને વિયોગાત્માક શુદ્ધ કરુણની બારમાસી કહી શકાય[૧૮૧] :

"કેમ વિતસે વિસમ દન રે, મનમોહન વિન્યા. ટેક.

૧૭૮ એજન, પાન–૪૨૯.
૧૭૯ એજન. પાન ૪૪૯.
૧૮૦ એજન. પાન ૪૫૧.
૧૮૧ રીતિકાલીન કવિતા, પાન ૨૩.

જેઠ માસમાં ચાલ્યા જીવન, કેમ કરિ ધરું ધીરજ્ય મન.
જાતિ વેળા કઈ ન ગયા કાંઈ, મનનિ વાત રહિ મનમાંઈ,
માઇ લાયે લાગિ, કેમ વિતસે વિસમ દન રે."[૧૮૨]

–જેવી ચોટદાર ધ્રુવપંક્તિથી આરંભાતી પ્રસ્તુત બારમાસીમાં કવિનો વિરહ ઉત્તરોત્તર વિકસતો રહે છે. પોતાના ઈષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાન વિનાના વસમા દિવસો કઈ રીતે વ્યતીત થશે તેની કવિને વ્યથા છે. મનની વાતો હવે કોની પાસે ઠાલવી તે હૈયાભાર હળવો કરશે. અષાડના ગર્જતા મેઘ અને ચમકતી વીજળીએ કવિના હૈયાને તોડી નાખ્યું છે :–

"અસાડ માસે આવિયો ઘન, દમકે દામનિ જામનિ દન,
તેહ સમે મૂને સાંભળ્યો શામ, નિરખિ પૂરતાં હૈયાનિ હામ.
હામ હવે ભાંગિ રે"[૧૮૩]

અષાડે હૈયાની હામ ભાંગી નાખી. કવિની વ્યથા શ્રાવણ માસનાં નિર્મળ નીર જોઈને વધે છે. ઈષ્ટદેવ સાથે માણેલી જળક્રીડાનું મધુર સ્મરણ કવિને બેચેન બનાવે છે. આસો મહિમાની દીપાવલીની દીપમાળાઓ તો–

"આસુ માસે આવ્યો દિવાલી દન, દિપમાળા દેખિ દાઝિયું મન"[૧૮૪]

–જેવી પંક્તિની દીપમાળાઓ કવિના વિરહાગ્નિને વધુ પ્રજ્વલિત કરે છે. કવિને કારતકના ઉત્સવો યાદ આવે છે અને ત્યારપછી વસંતનો ફાગોત્સવ–લીલાઓ કવિની આંખડી ભીની કરે છે. ફાગણમાં સાથે ખેલેલી હોળી યાદ આવી જાય છે. રાગ ગરબીમાં રચેલી બીજી એક બારમાસીમાં પોતાના ઈષ્ટદેવ સ્વામીનારાયણના વિયોગમાં કવિ ઝૂરે છે.

"જેઠે માસે જાવું નોતું રે, ઓચિંતાનું અલબેલ રાજ" જેવી પંક્તિથી આરંભાતી બારમાસીમાં કવિ માર્મિક રીતે ઉપાલંભ આપી તે–

"પેલિવેલિ કરિ પ્રિતડિરે, સમે સમે દિધાં સુખ રાજ,
વેલિ ઘેલાનાં છેતર્યાં રે, દઈ ગયા વાલા દુખ રાજ."[૧૮૫]

–ની કડીમાં હળવો રોષ વ્યક્ત કરે છે. શ્રાવણમાં કવિને જળક્રીડા યાદ આવે છે, તો

૧૮૨ નિષ્કુળાનંદકાવ્ય – પાન–૪૫૬.
૧૮૩ એજન. પાન–૪૫૭.
૧૮૪ એજન. પાન–૪૩૧.
૧૮૫ એજન. પાન–૪૩૧.

કારતક માસથી શરૂ થતા નવા વર્ષનો શૃંગાર યાદ આવે છે. પછી તો મહિના ઉપર મહિના ચાલ્યા જાય છે. કવિઅંતરમાં ઊંડી ઝાળ ભભૂકી ઊઠી છે અને કાળજું કળકળે છે. વ્યથાથી કવિનું હૃદય વિંધાઈ ગયું છે. હવે તેમનો જીવ પણ જતો નથી. કવિને પ્રિયતમ વિના બધું શુષ્ક લાગે છે. જીવને ફટકાર આપતા કવિ–

"ફાગણ માસે ફરિફરિ રે, દિયું જીવને ફટકાર રાજ,
લજ્યા વિના શું લોભિ રિયો રે, તમને નિરખ્યા વિન્યા નાથજી રે"૧૮૬

–જેવી કડીમાં જીવનને ઇષ્ટદેવ વિના વ્યર્થ સમજે છે. ચૈત્ર માસમાં તો પ્યારાના વિયોગે ચિત્ત ફટકી ગયું છે. ઉન્માદ અવસ્થામાં કવિ–

"ચૈત્ર માસે ચિતવતાંરે, હાથ રયું નહિ હૈયું રાજ.
ચિત્ત મારું ચલી ગયું રે, લાગિ બકોમે હું બોલવા રે."૧૮૭

– શ્યામને પોકારતા કવિને શરીરનું ભાન રહેતું નથી. વિરહવિભાવનાના ક્રમિક વિકાસમાં કવિ ધરણી ઉપર ઢળી પડે છે:–

"શામ તમને સંભારતાં રે, શુધ્ધ શરિરનિ ટલિ રાજ,
કરિ પોકાર પડિ ગઈ રે, ધરણિ ઉપર્યે હું ઢળિ રાજ"૧૮૮

આઠે જામ યાદ કરતા કવિની આંખમાંથી અશ્રુધારા વહી જાય છે. વૈશાખમાં મિલનની ઇચ્છા વ્યક્ત કરતા કવિ બારમાસી પૂરી કરે છે. આમ બારમાસીમાં વિયોગવ્યથા વ્યક્ત કરતા કવિએ સહજાનંદ સ્વામીની લીલાઓને યાદ કરી છે. ભૂતકાલીન મધુર પ્રસંગોમાં સાથે માણેલો ફાગ–હોળીનો આનંદ, જળક્રીડાઓ અને ધાર્મિક ઉત્સવોને યાદ કરી હૃદયવેધક દૃશ્યો ખડાં કર્યાં છે. ઋતુગત વિશિષ્ટતાઓ પણ નજરે ચડે છે, તો કયારેક "શ્રાવણ માસની લીલોતરી વચ્ચે વિયોગથી શુષ્ક બનેલું હૃદય"૧૮૯ તો "દિપાવલીની દિપમાળાઓ દેખી દાઝતું વિયોગ અંતર"૧૯૦ જેવી મોહક કલ્પનાઓ પણ નોંધપાત્ર બની જાય છે. તેમની બારમાસીઓમાં વિરહવ્યથાની સ્વાનુભૂતિનો રણકો છે અને દૈન્ય-ભાવ અને અસહાય સ્થિતિનું નિરૂપણ છે. માનસિક પરિતાપને વાચા આપતા કવિએ પ્રસંગોપાત પ્રકૃતિનાં તત્ત્વોને પાર્શ્વભૂમિકામાં ઝીલ્યાં તો છે પરંતુ તેમાં વૃત્તિમય ભાવાભાસ દેખાતો નથી.

---

૧૮૬ એજન, પાન–૪૩૭
૧૮૭ એજન, પાન–૪૩૭.
૧૮૮ એજન, પાન–૪૩૮.
૧૮૯ એજન, પાન–૪૩૯.
૧૯૦ એજન, પાન–૪૪૧.

## તિથિઓ

કવિએ તિથિવિષયક બે પદો લખ્યાં છે. તેમાં એકમાં ઇષ્ટદેવના શૃંગારને જોઇને મિલનનો આનંદ વ્યક્ત થયો છે અને બીજું વિયોગની વેદના ગાય છે–

"પિયુજી વેલા રે પધારજો, વાલા જોઉં છું વાટ,
વાયદો કરયો તે વહી ગયો નાથ નાવ્યા શા માટ."[૧૯૧]

–જેવી કડીથી આરંભાતા પદના અંતમાં પૂર્ણિમાને દિન મધુર મિલન સર્જાય છે. અમાસે કવિને પ્રિયતમનો દગો ખટકે છે. પ્રીતડીનો સ્વાદ ચખાડીને નાસી ગયેલા પ્રીતમને તે હળવો ઉપાલંભ આપે છે. પડવાને દિવસે "એક જ આધાર" પ્રિયતમ બને છે અને બીજે મન ગોઠતું નથી. આમ, ઉત્તરોત્તર વિરહવ્યથા વધતી જાય છે. નોમને દિવસે તે માર્મિક ઉક્તિઓ કાઢે છે–

નોમે તે નવલિ પ્રીતમાં તમો લોભાણા લાલ,
વિસારી મુને વાલમા, કાંઈ જાણિ કંગાલ."[૧૯૨]

આમ, એક 'તિથિ' વિરહવ્યથા વ્યક્ત કરી મધ્યકાલીન રૂઢ પરંપરામાં પર્યવસાન પામે છે. નિષ્કુળાનંદે વિયોગવિષયક 'વાર'નાં પદો લખ્યાં નથી.

નિષ્કુળાનંદની વિરહવિભાવનાનું સમગ્રતયા મૂલ્યાંકન કરીએ તો સ્પષ્ટ થાય છે કે કવિના વિયોગમાં નિજની અનુભૂતિનો સાચો રણકો છે. એમાં વિયોગશૃંગારની જુદી જુદી અવસ્થાઓ નજરે ચડે છે. "સ્નેહગીતા" એનું સુંદર દૃષ્ટાંત છે. ગોપાંગનાઓના મુખે એમાં વિરહ સંદેશો પાઠવ્યો છે. બારમાસીઓમાં કવિએ સ્વેષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાન સાથે માણેલી લીલાઓ યાદ કરી વર્તમાનની વિષાદદશા ખડી કરી છે. તેમની વિરહ-વ્યથામાં પ્રકૃતિનાં તત્ત્વો ભળ્યાં છે. એમાં વાંસળીની અસરથી ઘેલી બનેલી ગોપી દર્દે દિવાની બની છે. વસંતનાં પદો વિરહિણીની વ્યથાને ઘટ્ટ બનાવે છે. તેમના વિયોગ-શૃંગારમાં અંતરમાં ઊભરાતી નિર્ભેળ ઊર્મિનો પડઘો છે. તેમાં મીરાંની સરળતા અને સ્ત્રી-સહજ નાજુકતા તો ભળી છે, પણ મીરાંમાં જોવા મળે છે તેવી જીવનની વિષમતા નજરે પડતી નથી અને નરસિંહ કે દયારામની પ્રગલ્ભતા પણ નથી. નિષ્કુળાનંદની ગોપી મસ્તીખોર નથી, પરંતુ દીન છે. હળવા ઉપાલંભો વિયોગઅવસ્થામાં તે આપી તો જાય છે, પરંતુ કડક વાણીમાં કૃષ્ણને તે હૃદયભેદક કટાક્ષો કે દોષારોપણ કરતી નથી.

---

૧૯૧ એજન, પાન–૨૨૪.
૧૯૨ એજન, પાન–૨૨૫.

## કરુણ રસ

કરુણ રસનો સ્થાયી ભાવ શોક છે. કોઈ પણ પ્રિયજનના અસહ્ય વિયોગના કારણે ઉત્પન્ન થતી વ્યાકુળતા જ શોક છે. "ભક્તચિંતામણિ" જેવી સળંગ પદ્યરચનામાં કવિએ પોતાના ઈષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાનને અગિયાર વર્ષ જેવી નાની ઉંમરમાં કરેલો ગૃહત્યાગ વર્ણવ્યો છે: "સ્વામી સહજાનંદ બાલ્યાવસ્થામાં ગૃહત્યાગ કરે છે તે વખતે તેમના ભાઈ તથા ભાભી હૈયાફાટ રૂદન કરીને વિલાપ કરે છે. તેમને શોધવા માટે, વિયોગથી ભાન ભૂલેલાં ભાઈ-ભાભી, પાગલની જેમ આમતેમ ભમે છે, અને અનેક ચિંતાઓ કરે છે કેમ કે તેમણે તો નાના ઘનશ્યામને લાડલા બેટાની જેમ ઉછેર્યો છે. રાત પડી ગઈ છે. ઘરનાં બધાં આવી ગયાં છે. હજુ ઘનશ્યામ આવ્યો નથી. ભાઈભોજાઈને પેટમાં ફાળ પડી. ભોજાઈ વહાલા દિયર વિના મૂર્છાથી ભોંય ઉપર ઢળી પડી. ધીમે ધીમે શોક વધતો જાય છે. સુંદર બાળઘનશ્યામના શરીરના એક એક અંગ યાદ કરીને ભાભી વિલાપ કરે છે."

"એ કટિ ઉપર કર, લીયે લથડિયાં રે,
નયણે ચાલ્યાં નીર, દુ:ખડાં પડિયા રે.
એ પછી પોત્યાં ઘેર, ગુણ ખટકે ખરા રે,
સંધ્યા રહ્યાં અન્ન, નાવી નિંદરા રે.
એ ઝંખે સર્વ જન, સંભારી શ્યામને રે,
ગયા ઘનશ્યામ, ઘેલું કરી ગામને રે.
એ ભાભી ભવનમાંય, જોઈ જાણશું રે,
હૈયે ન રહી ધીર, જોઈ ચિનડું ખશું રે.
એ પડી રહી પાઘ, ન પહેરી ઝુલડી રે,
ગયા નાગે પાય, ન પહેરી મોજડી રે.
એ કાંટા ને કાંકરા, પીર ખુંચશે રે,
લાગશે જ્યારે ભુખ, ત્યારે કોણ પુછશે રે.
એ એમ કલપે ભાઈ, ભોજાઈ મનમાં રે,
જાણું છું જીવન, ગયા, છો વનમાં રે.
એ વરૂ વાનર વાઘ, વસે વનમાં રે,
તેથી બીશો તાત, તમે મનમાં રે."[૧૯૩]

નાનકડા દિયરના વિયોગથી ઝૂરી ઝૂરી વિલાપ કરતાં ભાઈ-ભાભીનો શોક અહીં કરુણરસ પ્રગટાવે છે.

---

૧૯૩ 'ભક્તચિંતામણિ – પ્રકરણ ૨૭, કડી ૪૦ થી ૪૬, પાન-૮૩.

કવિના ઈષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાનના અંતર્ધાન થવાના સમયે શોકથી વ્યાકુળ હરિભક્તો સહજાનંદના વિયોગથી વિલાપ કરે છે. કોઈના પ્રાણ ખેંચાવા લાગ્યા છે અને કોઈ ચિત્તભ્રમ બની ગયા છે :–

"કરે કલ્પાંત કઈ રે, કહે અમને ચાલો ભેળાં લઇ રે,
કહે તમ વિના કેમ રહેવાય રે, પળ ઘન દિન કેમ જાય રે.
હાય હાય મનખો હરામ રે, તમ વિના રહીએ આણે ઠામ રે,
અન્ન વસ્ત્ર જળ ઝેર થાય રે, તમ વિના અમે ન રહેવાય રે.
તમે જાઓ ને રહીએ અનાથ રે, એવું કરશો માં મારાં નાથ રે,
આપ્યું આટલા દિવસ સુખ રે, હવે દેખાડશો મા એવું દુઃખ રે,
એવાં પાપ અમારાં છે શિયાં રે, તમે જાઓને રહીએ અમે ઈયાં રે,
આવ્યો હોય એવો થર ભાર રે, ભોગવા વજ્યો બીજે પ્રકારે રે.
પણ એવાં દુઃખને જોઈ રે, જન તમારા ન જીરે કોઈ રે,
એમ કહે રહે નહિ છાના રે, રૂવે વૃદ્ધ જોબન ને નાનાં રે.
કરે વિલાપ વલવલે વળી રે, થાય ઊભાં પડે છે ઢળી રે."૧૯૪

## હાસ્યરસ

નિષ્કુળાનંદમાં હાસ્યરસ ક્વચિત્ જ નજરે પડે છે. તત્કાલીન અંધશ્રધ્ધા અને ભૂવાની માન્યતા વગેરે ઉપર એમણે કટાક્ષ કર્યો છે. 'યમદંડ' જેવી સળંગ પદ્યરચનામાં મોહ અને માયાના પાશથી અંધ બનેલ યુવાન પોતાના બાળકુંવર માટે જાતજાતની બાધા આખડી રાખવા ભૂવા પાસે જાય છે. અને ભૂવો પણ તેની અંધશ્રાધ્ધાનો લાભ લઈ જે ઉપાય બતાવે છે તે વાંચતાં સૂક્ષ્મ હાસ્યરસ નિષ્પન્ન થાય છે.

"એમ કરતાં સુખી દુઃખી થાયે, ત્યારે ભુવાને પુછવા જાયે,
ભુવો કહે વળગી છે ભૂતડી, આપું આખ્યા તું રાખ્ય આખડી.
ખાજ્યે ખપ્પરમાં ઉભો અન્ન, તો નથી તારા સુતને વિઘન,
માની મૂરખે સાબિત કીધું, મેલી થાળીને ઠીકરું લીધું."૧૯૫

અખાએ દંભી ગુરુઓ ઉપર કટાક્ષ કર્યો છે. ઉપહાસ અને વ્યંગથી અખો છપ્પામાં હાસ્યરસ સર્જી જાય છે. નિષ્કુળાનંદે પણ આવા ગુરુઓને છોડયા નથી. "ગુરુ વિના જ્ઞાન નહીં" અને "જ્ઞાન વિના મુક્તિ નહીં" એવાં સૂત્રો અનુસાર તત્કાલીન સમયમાં ભોળી પ્રજાને ફસાવવા ઘરે ઘરે ગુરુઓનો રાફડો ફાટી નીકળ્યો. ગુરુઓના શરણે જવાથી સ્વર્ગના અધિકારી બની શકાય છે એવી ભ્રામક માન્યતાથી પાપાચારમાં મસ્ત રહેતા

---

૧૯૪ એજન, પ્રકરણ ૧૬૦, કડી ૩૫ થી ૪૦, પાન–૫૮૭.
૧૯૫ યમદંડ–કડી ૩૨–૩૩, પાન–૪૦૬.

અજ્ઞાની જીવડાઓ સામે નિષ્કુળાનંદે કટાક્ષ કરી લાલબત્તી ધરી છે. યમરાજ પણ આવા ગુરુઓથી ઘડીભર મુંઝાઈ જઈ પરમાત્મા પાસે આવીને કહે છે કે હવે યમપુરીનું શું કામ છે, કારણ કે લોકોને ગુરુઓ મળી ગયા છે. શાસ્ત્રના અર્થનો અનર્થ કરતા આવા પાખંડી ગુરુઓ ઉપર કટાક્ષ કરવા કવિએ યમરાજાના મુખમાં વ્યંગાત્મક વાણી મૂકી સૂક્ષ્મ વિનોદ પ્રગટ કર્યો છે—

"એવું સાંભળીને જમે જાણ્યું રે, પડયું ભાગી આપણું પ્રમાણ્યું રે
કહે ચલો રાયને જઈ કહિયે રે, અમે તેડવા તે કેને જઈયે રે.
સહુ ગુરુનો આશરો લઈ રે, બહુ બેઠાં છે નિર્ભય થઈ રે,
તેને અમે કેમ લાવું તેડી રે, મહામોટાની મરજાદ ફેડી રે.
લિયો કાળપાશને ફંતડાં રે, કરો ઉજડ જમનાં ગામડાં રે,
હુકમ હવે તમારો ન રહ્યો રે, તે તો જમરાય જાણી લિયો રે.
એવું કહ્યું છે જમદૂતે જયારે રે, જમરાયે વિચાર્યું ત્યારે રે,
હવે આ વાતનું કેમ થાશે રે, જાઉં શ્રી હરિ શ્યામની પાસે રે.
પછી શ્રી હરિ પાસળ જઈ રે, વાત મનુષ્યલોકની કઈ રે,
મર્ત્યલોકે થઈ મોટી વાત રે, કરે પાપ સહુ દિનરાત રે.
તેના ભોગવ્યાનો ભય ટાળી રે, બેઠા નિર્ભય થઈ ગાંઠય વાળી રે,
કહે છે નગરાનું નરસું થાશે રે, સગરા સહુ ધામમાં જાશે રે.
માટે ગુરુ વિના નથી તરવા રે, કાલા ઘેલા પણ ગુરુ કરવા રે,
એમ બેઠા સહુ ગુરુ ધારી રે, ગુરુ વિના નથી નરનારી રે.
હવે સંયમિનું શું કામ રે, કહો તો કરીએ ઉજડ એ ધામ રે,
ગુરુ મુખીને દેવો જે દંડ રે, થાય પાપ એ મોટું પ્રચંડ રે."૧૯૬

## રૌદ્રરસ

રૌદ્રરસનો સ્થાયી ભાવ ક્રોધ છે. ખૂબ મોટું અહિત કરવાવાળા દોષીને દંડ દેવા માટે સર્જાયેલ ઉત્તેજક મનોવેગને ક્રોધ કહે છે. નિષ્કુળાનંદે "ભકતચિંતામણિ"માં દુર્વાસાનું રૌદ્ર સ્વરૂપ નીચે પ્રમાણે દર્શાવી રૌદ્રરસ નિષ્પન્ન કર્યો છે :—

"એવા દુર્વાસા મહાઘોર, બોલ્યા કોપમાં વચન કઠોર,
કહે સાંભળજો સર્વે જન, જેહ બોલ્યા દુર્વાસા વચન.
કરી રીસમાં લોચન લાલ, ચઢાવ્યાં વળી ભ્રકુટી ભાલ,
ધ્રૂજે તન ફરફરે હોઠ, વાધ્યો વિકરાળ કાળ કોઠ."૧૯૭

૧૯૬ "કલ્યાણનિર્ણય"—કડી ૨૧ થી ૨૮, પાન ૩૭૩.
૧૯૭ ભકતચિંતામણિ, પ્રકરણ ૪, કડી ૩૧–૩૨, પાન—૧૭.

ભગવાન સ્વામીનારાયણે પોતાના નિર્દોષ સંતોને વિના કારણ પાશવી માર મારતા પાખંડી બાવાઓ ઉપર જે ક્રોધ કરેલો તેનું આબેહૂબ રૌદ્ર સ્વરૂપ કવિએ નીચેની પંક્તિઓમાં ગૂંથી લીધું છે—

"સુણી શ્રીહરિ શ્રવણે, અંગે ઉભી થઈ રોમાવળી,
એવો કોણ અવનિ ઉપરે, જે મારા સંતને મારે વળી.
કરી નજર અતિ કરડી, થયાં લોચન લાલ વિશાળ,
ભ્રકુટિભ્રંગ ચડાવિયો, દેખી કંપવા લાગ્યો કાળ.
શશિ સૂરજ ઝાંખા પડયા, વળી ઉઠયો અજ અકળાઈ,
શિવ કહે સંહાર વળશે, આજ નથી રહેવાનું કાંઈ.
ઈંદ્ર સુરને ભય ઉપજ્યો, વળી દલે ડર્યા દિગપાળ,
જોઈ કોપ મહારાજનો, તેણે કંપ્યો પન્નગ પયાળ."[૧૯૮]

## વીરરસ

વીરરસનો સ્થાયી ભાવ ઉત્સાહ છે.

શ્રીહરિની ઈચ્છાથી અસુરો વચ્ચે પરસ્પર જે યાદવાસ્થળી સર્જાઈ તે ભયંકર યુદ્ધચિત્રમાં વીરરસ બરાબર જામે છે :—

"લીધી લડવા પહેલી લાકડી, તે તો પરસ્પર બહુ પડી,
પછી લીધાં ખાંડાં કરમાંય, આવ્યા સામસામા મળી ધાય.
નાખે બર્છિયો બહુ સામસામી, ચાલે લુલુ વાગ્યું ન રહે ખામી,
સલકે સાંગ્ય ને સણેણે તીર, લડે માંહોમાંહે શૂરવીર,
કરે પ્રાર્થના બહુ પ્રહાર, નાખે ધોકા છરા ને કટાર,
તીખાં ત્રિશૂળ ચાલે ત્યાં ઘણાં, કરે ઘા ચક્ર ચિપિયા તણા.
બંધુકે જંજાળ્યો કોક બાણ, નાખે માંહોમાંહે અસુરાણ,
એમ જોરે મંડાણું છે યુધ, પામ્યા ત્રાસ આકાશે વિબુધ.
વાજે ઢોલ નગારમાં જુજર્યો, ચાલે સામસામી તરવાર્યો,
તુરી રણશિંગાં બોલે શંખ, પડે પાપીનાં માથાં અસંખ્ય.
મચ્યો યુદ્ધ રહી નહિ મણા, પડયાં પૃથિવીએ ધડાં ઘણાં,
તેને દેખી હરખ્યાં માંસારી, કહે ખાશું આજ ખુબ કરી.
ભૂતપ્રેત ને આવ્યા ભૈરવ, પિશાચ યક્ષ રાક્ષસ સર્વ,
ડાકણી સાકણી ને જોગણી, આવી ભુખી ભૈરવીયો ઘણી."[૧૯૯]

---

૧૯૮ એજન, પ્રકરણ ૨૭, કડી ૧૦ થી ૧૨, પાન–૧૭૮.

૧૯૯ એજન, પ્રકરણ ૩૩, કડી ૩૯ થી ૪૪, પાન–૧૦૨–૧૦૩.

"મનગંજન" જેવી રૂપકપ્રધાન સળંગ ગદ્યરચનામાં પરતકમન (જીવને પ્રતિકૂળ વર્તનારાં તત્ત્વો) અને નિજમન (જીવને અનુકૂળ વર્તનારાં તત્ત્વો) વચ્ચે સંઘર્ષ જગાવી જે વીરરસની જમાવટ કરી છે તે મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં નૂતન ભાત પાડે છે. શબ્દાદિ પાંચ વિષયો અને તેનાથી ઉત્પન્ન થયેલા કામ, ક્રોધ, લોભ, મોહ અને મદ જેવા દોષરૂપ મહારથીઓ નિજમનને અનુકૂળ રહેનારાં શીલ, સંતોષ, વિવેક, ક્ષમા અને દયા જેવા ગુણવાન યોધ્ધાઓ સામે યુધ્ધ કરે છે. પરતકમન વિષય સંકલ્પરૂપી અશ્વ ઉપર ચડી નિજમનનો પરાજય કરવા લડાઈ કરે છે. અને નિજમન પણ ભગવત્સંકલ્પરૂપ અશ્વ ઉપર ચડી પરતકમનનો સામનો કરે છે. અને યુધ્ધના શસ્ત્રસરંજામો કામે લાગી ગયાં છે. કવિએ શબ્દશકિતથી યુધ્ધ ગાજતું કરી મૂકયું છે :

"ટણણણ ટંકારવ હવા, ચણણણ ચલે ચુક બાણ,
તણણણ ત્રાંસાં ત્રસ્ત્રસે, ધણણણ બજે ઘુંટાણ
હણણણ હય ઘણું હાકલે, બણણણ બોલે બાણ,
ગણણણ ગાજે ગોળિયો, ભણણણ પડે ભંગાણ.
ગરરર ગોળા નાપિના, તરરર બોલે તૂર,
અરરર કરે અધમૂવા, ભરરર ભાગે ભૂર.
ફરરર નેજા ફરહરે, ઘરરર નગારાં ઘૂર.
થરરર કંપે કાયરાં, ડરરર ભાગે દૂર.
ધણણણ ધ્રૂજે ધરતી, ઝણણણ હુવા ઝણકાર,
ઠણણણ ઠમકા હો રહ્યા, રણણણ હુવા રણકાર.
ઝલબલ ઝબકે બરછિયો, ઢળળળ ઢળકે ઢાલ,
બલલલ બર્કી બોલતો, તે ગલલલ બોલિયો ગાળ.
હડડડ આયો હાકલી, ફડડડ ભાગી ફોજ,
કડડડ પાડયો કારમો, મડડડ માર્યો મનોજ."[૨૦૦]

## ભયાનક રસ

ભય આનો સ્થાયી ભાવ છે. પ્રબળ અનિષ્ટોનાં કારણોને જોઈને મનમાં ઉત્પન્ન થતી વ્યાકુળતા એ ભય છે.

શ્રીહરિને ડરાવવા ભૈરવ ભયંકર રૂપ ધારણ કરીને ધસ્યો આવે છે. કવિએ ભૈરવની ભયંકરતા દ્વારા ભયાનક રસ નિષ્પન્ન કર્યો છે.

"ડાકણી શાકણી પિશાચણી, ભેળી ભૈરવી લાવ્યો છે ઘણી,
રકતલોચન હાથે ત્રિશૂળ ભુંડું રૂપ છે, પાપનું મૂળ.

---

૨૦૦ મનગંજન – ૧૧૨ થી ૧૧૮ દોહા, પાન–૩૧૯.

અતિ ઉંચો કાળો જાણું કાળ, ફાટે મોઢે મોટો વિકરાળ,
તીખી ડાઢે ચાવી પશુપંખી, આવ્યો મનુષ્યનું માંસ ભરખી
ભેળી દિવી હજારો હજાર, આવ્યો વડ નિકટ નિરધાર,
આવી ખરસમ શબ્દ કર્યો, આખા અંગમાં રૂધિરે ભર્યો.
ભેળી ભૂતની સૈના છે બહુ, પશુ પંખી મારી લાવ્યાં સહુ,
એ તે વડમાં છે એનો વાસ, તિયાં જે આવે તે પામે નાશ."[૨૦૧]

બાળહરિને મારવા ધસ્યા આવતા ભયંકર અસુરનું શબ્દચિત્ર જુઓ–

"કરી રાતિ આંખ્યો તતકાળ રે, વાધ્યો અંગે થયો વિકરાળ રે,
ફાડ્યું મુખ ફાડયો જેણું આભ રે, કાઢી જીભ લાંબી વિશવાભં રે.
કરડે દાંત ક્રોધમાં અતિ રે, આવ્યો કૃષ્ણ મારવા કુમતિ રે,
થયો ભુંડો ભયંકર બહુ રે, તેને દેખી બીન્યાં બાળ સહુ રે."[૨૦૨]

## બીભત્સ રસ

જુગુપ્સા એનો સ્થાયી ભાવ છે. ઘૃણાસ્પદ વસ્તુઓને જોઈને તેનાથી દૂર રહેવા માટેની વૃત્તિ એ જુગુપ્સા છે. નિષ્કુળાનંદે "યમદંડ" નામની સળંગ પદ્યકૃતિમાં ગર્ભાવસ્થામાં રહેલા બાળકની ઘૃણાજનક સ્થિતિનું આબેહૂબ વર્ણન કરીને બીભત્સ રસ નિષ્પન્ન કર્યો છે–

"મહા દુર્ગંધ મધ્ય ઘર રહેવા, ઘડી એક નહિ સુખ લેવા,
ધાતુ સપ્તનો ભર્યો ભંડાર, રાતદિવસ કરે એ આહાર.
જીવ જંતુ તિયાં વસે જોઈ, ડસે દેહને પિયે છે લોઈ,
મોટાં જંતુ ફાડી રહ્યાં મુખ, રાત દિવસ દિયે બહુ દુઃખ.
તેને દુઃખે નાસવાને જાય, નાસી ભાગી તે કિયાં જવાય,
જેમ લટકે વડે વાગોલ્યું, એથી દુઃખ સહે અણતોલ્યું."[૨૦૩]

"યમદંડ"નો વૃદ્ધ અને રોગી હવે તેના કુટુંબ માટે નકામો થઈ ગયો છે. જે ડોસાએ પોતાના કુટુંબ માટે અનેક પાપો યુવાનીમાં કરેલાં તે જ પાપકર્મોનું ફળ ચખાડનાર તેનાં કુટુંબીજનો ડોસાની જે દુર્દશા કરે છે તે વાંચતાં જુગુપ્સા ઉપજે છે :

૨૦૧ ભક્તચિંતામણિ – પ્રકરણ ૨૮, કડી ૨૬ થી ૨૯, પાન–૮૫.
૨૦૨ એજન, પ્રકરણ ૧૯, કડી ૧૭–૧૮, પાન–૫૬.
૨૦૩ યમદંડ, કડવું ૨, કડી ૧૭–૧૮–૧૯, પાન–૪૦૨.

"મળ મૂત્ર માંય તે લોટે, ભુંડી ગંધ્ય ઉઠે જ્યાં ભારીજી.
તેને અભાવે અળગાં રહી, અન્ન આપે નરનારીજી.
પાસું ન ફરે પ્યાસે મરે, કોઈ ન લિયે સારજી,
લોક સગામાં લજ્જા ખોવા, પાપી કરે પોકારજી.[૨૦૪]

નિષ્કુળાનંદની વર્ણનકળામાં જોયું તેમ બહારથી સુંદર લાગતી નારી અંદરથી કેટલી જુગુપ્સા ઉપજાવે તેવી છે તે નારીનું વર્ણન[૨૦૫] પણ બીભત્સ રસનો સુંદર નમૂનો પૂરો પાડે છે.

## શાંત રસ

નિર્વેદ એનો સ્થાયી ભાવ છે. ભક્તકવિ નિષ્કુળાનંદનાં વૈરાગ્યનાં પદોમાં શાંત રસની પ્રચુરતા છે. સંસારમાંથી વિરક્ત થવા તેમણે સંસારની નિ:સારતા જણાવી છે. "મુને સુપને ન ગમે રે સંસાર, કોને કેમ કીજીયે", "જંગલ વસાયો રે જોગિયે, તજી તનની આશ જી", "જનુની જીવો રે ગોપીચંદની, પુત્રને પ્રેર્યો વૈરાગજિ", "હું બલહારી એ વૈરાગ્યને, ઉપજ્યો જેને અંગજી", "ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના, કરીયે કોટય ઉપાયજી"–જેવાં લોકહૈયે ચઢેલાં પદો [૨૦૬] સંસારના વ્યામોહમાંથી નિર્વેદ જગાવી શાંત રસ સ્ફુરે છે. બીજી બાજુ કવિને જે પરબ્રહ્મ પરમાત્મા સ્વામીનારાયણ ભગવાનનો અહોનિશ સુખદ સંગ પ્રાપ્ત થયો છે તેનો દિવ્યાનંદ "આજ સિંધુ ઉલટયા, પ્રગટયા તે પુરણાનંદ રે", "લેરય આવે છે આનંદની, પ્રગટ પરિબ્રહ્મને પરસિ રે" જેવાં પદોમાં[૨૦૭] વ્યક્ત કરતા કવિ ઈશ્વરનું તાદાત્મ્ય અનુભવી સ્વાનુભૂતિના પ્રબળ રણકારનો પડઘો શાંત રસમાં વહેવડાવે છે. "પુરુષોત્તમપ્રકાશ" "ધીરજાખ્યાન", "હરિબળગીતા", "ભક્તનિધિ" અને "સારસિદ્ધિ" જેવી સળંગ પદ્યરચનાઓમાં જીવની નશ્વરતા, મનુષ્યજન્મની દુર્લભતા અને સંસારી સુખનો વ્યામોહ બતાવી શાંત રસમાં કવિ તરબોળ કરે છે.

નિષ્કુળાનંદની કવિતામાં આત્મલક્ષી અને પરલક્ષી બન્ને ભાવો વ્યક્ત થાય છે. ગોપીભાવે તેમણે મિલનનો આનંદ અને વિરહની વેદનાની અનુભૂતિ ભાવભીની ઊર્મિઓના મંથન દ્વારા અનુભવેલ છે. હૃદયની સચ્ચાઈ અને ઉત્કટ લાગણીથી કલાત્મક ભાવસર્જન સર્જ્યું છે. કૃષ્ણ–ગોપીનાં શૃંગારાત્મક પદો, વિયોગશૃંગારની જુદી જુદી અવસ્થાઓનું આલેખન કરતાં પદો, ઇષ્ટદેવ સહજાનંદના મધુર સાતત્યમાં માણેલી

---

૨૦૪ એજન, કડવું ૪, કડી ૨૪–૨૫, પાન–૪૦૮.

૨૦૫ ભક્તચિંતામણિ–પ્રકરણ ૧૦૬, ૨૯ થી ૩૧, પાન–૩૨૫.

૨૦૬ નિષ્કુળાનંદકાવ્ય–પાન ૬૦૬ થી ૬૧૮.

૨૦૭ એજન, પાન ૧૩–૧૪.

મસ્તીનાં હૃદયંગમ ભાવચિત્રો, ઉત્સવગીતો, અને સહજાનંદનું પ્રેમમસ્તીભર્યું શૃંગાર આલેખન વગેરે એના ભાવકૌશલ્યની પ્રતીતિ કરાવે છે.

નિષ્કુળાનંદે સખીભાવે, ભકતભાવે, દાસીભાવે, પ્રિયતમાભાવે અને સખાભાવે પ્રેમલક્ષણાભકિત અને લીલાસંકીર્તન ગાયાં છે. સ્વકીય અને પરકીય ઉભય ભાવે મિલનનો આનંદ અને વિરહનું દર્દ માણી ઉભયનાં ભાવચિત્રો તેમણે ખડાં કર્યાં છે. પોતાને સાક્ષાત પરમાત્મા મળ્યા છે તેનો દિવ્યાનંદ વ્યકત કરી અજબ ખુમારી દર્શાવતાં પદોમાં તેમનો અનન્ય ભકિતભાવ પ્રગટે છે. નિષ્કુળાનંદની ઉપદેશ આપવાની પદ્ધતિ ભોજા, અખા કે સ્વામીનારાયણ સંપ્રદાયના દેવાનંદ અને મંજુકેશાનંદ જેવા અન્ય વૈરાગી કવિઓ કરતાં નિરાળી છે. તેઓ એક હિતેચ્છુ મિત્રની જેમ સંસારની અસારતા સમજાવે છે.

"જનુની જીવો રે ગોપિચંદની, પૂત્રને પ્રેર્યો વૈરાગ્યજી" જેવી ધ્રુવપંકિતથી આરંભાતું પદ કવિના મિત્રભાવનું દ્યોતક છે. જુઓ–

"છત્રપતી રે ચાલિ ગયા, રાજ મુકી રાજનજી,
દેવ દાનવરે માનવમુનિ, સર્વે જાણો સૂપનજી.
સમજી મૂકે તો સારું ઘણું, જરુર મુકાવશે જમજી,
નિષ્કુળાનંદ એ નહિ મટે, સાચુ કઉં ખાઇ સમજી."[૨૦૮]

આમ, મિત્રભાવ પણ વ્યકત થયેલો છે.

નિષ્કુળાનંદનાં ભાવચિત્રોમાં ક્રમિક વિકાસ પણ સ્પષ્ટ રીતે વિકસેલો નજરે પડે છે. "સ્નેહગીતા" જેવી સળંગ પદ્યકૃતિમાં ગોપીઓની વિરહવ્યથા ક્રમિક રીતે વિકસી જુદી જુદી અવસ્થાઓને ધારણ કરે છે, તો વૈરાગ્યની ભાવના વ્યકત કરવા ભકતકવિ–

"પ્રથમ વૈરાગ જેને પ્રગટે, તજે સકળ સંસારજી" જેવી ધ્રુવપંકિતવાળું પદ સર્જી વૈરાગ્યમાં ક્રમિક વિકાસ દર્શાવે છે. આ રીતે કવિની ભાવનિરૂપણની કુશળતાનો પરિચય થાય છે.

## નિષ્કુળાનંદનો કલાપક્ષ

ભાવને પ્રકટ કરવાનું પ્રબળ સાધન ભાષા–શૈલી છે, જેમાં શબ્દશકિત, વિવિધ શબ્દાવલિ, છંદ, અલંકાર વગેરે મહત્ત્વનાં છે. નિષ્કુળાનંદની અક્ષરસાધનાના કલાપક્ષનો વિચાર કરીએ.

---

૨૦૮ નિષ્કુળાનંદકાવ્ય, પાન–૬૦૮.

**શૈલી :** શૈલીનો સંબંધ કેવળ ભાષાને જ મર્યાદિત નથી, પરંતુ તે કાવ્યના આત્મા રસ સાથે પણ સંકળાયેલ છે. કોઈ પણ કવિની અભિવ્યક્તિ તેની શૈલીને જ નિર્ભર રહે છે. કવિનું વ્યક્તિત્વ તેની શૈલી દ્વારા ઝબકે છે. દંડી અને કુંતક જેવા ભારતીય મીમાંસકોએ તેનું સમર્થન કર્યું છે.

નિષ્કુળાનંદની શૈલી પ્રાસાદિક છે. કોમલ અને કર્ણપ્રિય શબ્દાવલીથી શૈલી મધુર બને છે. નિજના ઈષ્ટદેવ સ્વામીનારાયણ ભગવાનનું લીલાસંકીર્તન ગાતાં કવિ વર્ણોનાં આરોહ–અવરોહથી ભાવનાને તાદશ રીતે ખડી કરી મોહક શબ્દચિત્રો આપે છે :

"રમવા રાસ હૈયે હુલાસ, પહેર્યાં અંબર સુંદર અતિભલાં,
પાઘ પેચાળી અતિ રુપાળી, છાજે તિયાં બહુ છોગલાં.
ફરે ફુદડી રંગઝડી, ગુલાલની કરે ઘણી,
પછી દિન વળતે કરી, જને પૂજા જીવન તણી,
ચંદન ચરચી હાર સુંદર, પ્રભુને પહેરાવિયા,
ધુપ દીપ ને આરતી, ઉતારવા જન આવિયા." ૨૦૯

ઉપરોકત કંડારિકાઓમાં રાસ, હુલાસ, ફુદડી અને રંગઝડી જેવા પ્રાસો કેવળ પ્રાસને ખાતર જ વપરાયા નથી, પરંતુ તે ભાવસભર છે. કવિમાં શબ્દપરાંદગીની હૈયાસૂઝ છે, હૃદયમાં ઊભરાતી રાસ રમવાની ઈચ્છામાં ઉલ્લાસનો ભાવ કવિએ શબ્દપસંદગીથી સચોટ રીતે વ્યકત કરેલ છે. રાસ રમવા ફરાતી "ફૂદડી" હૃદયની "રંગઝડી" બની ગઈ છે. 'ચંદનચરચી'માં ચંદન પાછળ 'ચરચી' અને 'ધુપ' સાથે ચાલ્યા આવતા 'દીપ'થી એક પ્રકારનું ભકિતમય વાતાવરણ કવિ ખડું કરી શકયા છે. ભાવ પ્રદર્શિત કરવા માટે 'વ્યંજના' મહત્ત્વની છે. શબ્દશકિતમાં વ્યંજનાને કુશળતાથી વ્યકત કરી કવિએ ઉપરોકત કર્ણપ્રિય પદાવલિમાં હૃદયમાં છલકાતી અનન્ય ભકિતભાવનાનું ઉલ્લાસભર્યું મધુર ચિત્ર દોરી આપ્યું છે.

કવિએ શબ્દરમત જ યોજી નથી, પરંતુ પાસાદાર ભાવને વ્યકત કરવા કવિના ઊર્મિશીલ હૃદયમાંથી ભાવભીના શબ્દો સરી પડે છે અને પદાવલિને રમ્ય બનાવી જાય છે.

"કયારે દેખે ફુલમાં ફુલતા, કયારે દેખે રંગડામાં રાતા,
કયારે દેખે નાખતા ગુલાલ, કર પીચકારી કરે ખ્યાલ.
કયારે દેખે અશ્વે અસવાર, કયારે લેતા લટકેશું હાર,
કયારે દેખે પંગત્યમાં ફરતા, લઈ મોદક મનવાયું કરતા.
કયારે દેખે ચંદનની ખોરે, કયારે દેખે ઝુલતા હિડોરે
કયારે દેખે કપુરની માળ, કયારે દેખે પૂજયા છે મરાળ."૨૧૦

---

૨૦૯ "ભકતચિંતામણિ" પ્રકરણ ૬૮, કડી ૨૪ થી ૨૬, પાન ૨૦૮.
૨૧૦ એજન, પ્રકરણ ૬૯, કડી ૧ થી ૭, પાન–૨૦૯.

ઈષ્ટદેવની વિવિધ લીલાઓને ઉપરોક્ત પંક્તિઓમાં સરળ રીતે વ્યક્ત કરી કવિએ જીવંત વાતાવરણ ઊભું કર્યું છે. સાચા સંત ફૂલ સમાન છે. સંતો સાથે સ્વામીનારાયણ ભગવાન જે હોળી ખેલે છે, તેની અભિવ્યક્તિ કવિએ કમળના ફૂલના પ્રતીકમાં વ્યંજનાશક્તિનો સુંદર પરિચય કરાવ્યો છે–

"પછી મંગાવ્યા રંગ સોરંગ, કેશુ કસુંબી રંગ પતંગ,
લાવ્યા સખા આપ્યો હરિ હાથે, નાથે ઢોળ્યો સહુ સખા માથે.
નાખ્યો ઉપરે રંગગુલાલ, તેણે સખા થયા સહુ લાલ,
જેમ ફુલ્યું કમળદળ વળી, તેમ શોભે છે સંતમંડળી.
ડોડો કમળ મધ્યે દયાળ, ફરતી પાખંડી શોભે મરાળ,
એમ ખેલે સંગાસંગે નાથ, નિરખી જન થાય છે સનાથ."[૨૧૧]

પ્રીતની રીત તો ન્યારી જ છે. કોમલ પદાવલિમાં કવિએ જીવંત બાનીથી ગોપાંગનાઓની પ્રીતડી રજૂ કરી છે–

"સ્નેહ વિના શોભે નહિ, હૃદય તે હરિદાસનું,
નેહના નયણે નીર વરસે, ગાતાં ગદગદ ગિરા નિસરે.
કૃષ્ણ કૃષ્ણ કહેતાં મુખે, વળી વપુ વિકારને વિસરે."[૨૧૨]

ગોપાંગનાઓની કૃષ્ણ વિનાની વ્યાકુળતા ચિત્રાત્મક શક્તિથી સુંદર બાનીમાં ખડી કરતા કવિ–

"વળી ગોરસ મથતાં ગોપિકા, અને જુવે વાલાની વાટ રે,
હમણાં આવે મને બોલાવે, એમ તલપે મોહન માટ રે.
કસણ તૂટે કેશ છૂટે, તેને નેક ન રહે સંભાળવા,
વત્સ છોડાવે ધેનુને ધાવે, તેને ન જાયે વાળવા."[૨૧૩]

ગોપીઓનું લક્ષ્ય તો તેના લાડીલા લાલમાં જ લોભાયું છે. કવિએ શબ્દશક્તિના જાદુથી પ્રકૃતિની પાર્શ્વભૂમિકાનો ઉચિત પ્રયોગ કરી સચોટ શૈલીનો પરિચય પણ કરાવ્યો છે:

"લક્ષ લાગ્યો લાડિલાશું, અંતર મળ્યું અલબેલ શું,
રહી હેતે પ્રીતે હળીમળી, જેમ વૃક્ષ વિંટયું વેલ્ય શું." [૨૧૪]

---

૨૧૧ એજન, પ્રકરણ–૯૮, કડી ૩૪ થી ૩૬, પાન–૨૯૯.
૨૧૨ નિષ્કુળાનંદકાવ્યમ્ – સ્નેહગીતા, કડી ૮ અને ૯, પાન–૩૮.
૨૧૩ એજન, ૬–૭, પાન ૭૧.
૨૧૪ એજન, કડવું ૫, કડી ૯, પાન–૭૧.

"પુરુષોત્તમપ્રકાશ" જેવી સળંગ પદ્યરચનામાં પદે પદે સંસ્કૃતમય શબ્દોનો ઉચિત પ્રયોગ કવિએ કર્યો છે. સંસ્કૃતની સૌરભ પ્રસરાયેલી નજરે પડે છે. ભાષાના વેગને અલંકૃત સંસ્કૃત શૈલી કઠતી નથી, પરંતુ કાવ્યના આત્મા રસમાં મળી ગઈ છે. ગોલોક-નું વર્ણન કરતા કવિ –

"શ્રી ગોલોક ધામ મોઝાર રે, અક્ષરધામ છે હરિનું સાર રે,
કોટિ રવિ શશિ તડિત અનળ રે, તેમના તેજથી અતિ નિરમળ રે.
એ છે પરમ દિવ્ય અતિ શ્વેત રે, સચ્ચિદાનંદ રુપ નિકેત રે,
જેને બ્રહ્મપુર કહે અમૃતધામ રે, પરમપદ આદિ અનંત નામ રે.
જેને કે' છે બ્રહ્મ ચિદાકાશ રે, એમાં સદાય શ્રી હરિનો વાસરે,
એ શ્રીકૃષ્ણનું અક્ષરધામ રે, પરમ સાવન પૂરણકામ રે."૨૧૫

વિષય અને ભાવને અનુકૂળ શૈલીદ્વારા કવિએ જીવંત વાતાવરણ ખડું કરી દીધું છે. યુદ્ધચિત્ર ખડું કરતાં કવિ –

"ટણણણ ટંકારવ હવા, ચણણણ ચત્રે ચુક બાણ.
તણણણ ત્રાંસાં ત્રસશે, ઘણણણ બજે ધુંટાણ." ૧૬

–જેવી કડીથી આરંભી "ગરરર ગોળા" "ફરરર નેજા ફરહરે", "ઘણણણ ધ્રૂજે ધરતી," ફડડડ ભાગી ફોજ" "ઝલલલ ઝળકે બરછિયો" જેવા ધ્વનિસૂચક શબ્દોનો પ્રયોગ કરી જીવંત શૈલીનો સુંદર નમૂનો પૂરો પાડે છે. એમાં ઓજસનો ગુણ છે.

રાસરમઝટની મસ્તી વ્યકત કરવા કવિએ ઉચિત શબ્દપ્રયોગવાળી સચોટ શૈલીનો પરિચય કરાવ્યો છે. જુઓ –

"ઝાંઝ મરદંગ ચંગ મોરલી જો, ડફ તુરિ સરણાઈ પ્રસિધ્ધ જો,
ધાયે વાયે ઘસરકે બોલે ઘણાં જો, ત્રણે મળિ ત્રોડે છે એકતાન જો.
વચમાં વગાડે વાલો વાંસલ જો, ગાયે સપ્તસ્વર સંગિતગાન જો,
રમક ઝમક વાગે ઝિણિ ઝાંઝરિ જો, ઠમકે ઘમકે ઘુઘરી ઘમકાર જો,
અંગ મોડે ત્રોડે તાનને જો, વાલો કરે વિધે વિધે વિહાર જો."૨૧૭

---

૨૧૫ પુરુષોત્તમપ્રકાશ, પ્રકાર ૧, કડી ૧૦ થી ૧૨, પાન ૩.
૨૧૬ "મનગંજન", કડી ૧૧૨ થી ૧૧૮.
૨૧૭ નિષ્કુળાનંદકાવ્ય, પાન–૩૨૫.

ઉપરોક્ત કડીઓ નાદસૌંદર્ય પ્રકટાવી રાસરમતની રંગતને જમાવી જાય છે.

હરિના અલૌકિક શૃંગારનું ભાવાલેખન કવિએ અલંકૃત શૈલીમાં કર્યું છે :–

"કોટિ કામતણિ છબિ છાજે રે, હરિનું હસવું જરા જોઈ લાજે રે,
હરિનાં દિવ્યવસ્ત્રને જોઈ રે, લાજે તડિત ચામીકર દોઈ રે.
હરિનાં અમૂલ્ય આભૂષણ જોઈ રે, રહ્યા સુર નર મુનિ મોઈ રે,
કરણે કુંડળ મકરાકાર રે, મહાતેજ તણો અંબાર રે.
નિરખી લાજ પામ્યા વારમવાર રે, વસ્યા રવિ શશિ ગગન મોઝાર
શોભાસાગર શોભાના ધામ રે, ભક્તવત્સલ દીનબંધુ નામ રે."[૨૧૮]

અહીં સંસ્કૃત સામાસિક શબ્દોથી શૈલી વિકૃત બની નથી, પરંતુ પ્રાસાદિક બની છે. ક્યારેક સંસ્કૃત સુભાષિતોની અસર દેખાય છે :

"સ્થાનભ્રષ્ટનો સર્વે ઠેકાણે, અતિ અનાદાર થાય છે,
દંત ને નખ કેશ નરા, ખરા નઠારા કે'વાય છે."[૨૧૯]

કોઈવાર ઘરગથ્થુ દષ્ટાંતો દ્વારા ભાવને સ્પષ્ટ કરવા કવિ તળપદી શૈલીનો પણ પરિચય કરાવે છે–

"વાણ્યો મોલ સારો ત્યાં લગી, જ્યાં લગી નથી ખવાણો ખડજમાં,
તેમ ભક્તની ભલાઈ ત્યાં લગી, જ્યાં લગી ના'વ્યો વિમુખની વડજમાં."[૨૨૦]

પ્રગટ પ્રભુનું માહાત્મ્ય સમજાવતાં કવિ ગાય છે–

"જેમ બેડુ ખેતરમાં, વણ તકે વાવવા જાય,
તે ઘેર ન લાવે ભરી ગાડલાં, મરકરે કોટિ ઉપાય.
તેમ પ્રકટ પ્રમાણ પ્રભુને મૂકી, ચૂકી સમો થાય સાવધાન,
તે જાણુ કમાણી કરશું, પણ સામું થયું જયાન."[૨૨૧]

જીવ, માયા, ઈશ્વર, બ્રહ્મ અને પરબ્રહ્મ જેવા ભારેખમ તત્ત્વજ્ઞાનના નિરૂપણમાં કવિની લાઘવયુક્ત સૂત્રાત્મક શૈલીનો પરિચય મળે છે.

---

૨૧૮ એજન – પ્રકાર, કડી ૧૧ થી ૧૩, પાન–૩.
૨૧૯ વચનવિધિ–, કડવું ૩૮, કડી ૬, પાન–૧૧૬.
૨૨૦ એજન, કડવું ૧૩, કડી ૬, પાન–૧૦૫.
૨૨૧ ભક્તનિધિ, કડવું ૨૪, કડી ૮–૯, પાન–૧૭૨.

"વિરાટ સૂત્રાત્મા દેહ જાણો, અવ્યાકૃતમાં વ્યાખ્યા પ્રમાણો
ઉત્પત્તિ સ્થિતિ પ્રલય જેહ, કરે સર્વે જગતનો તેહ."૨૨૨

–જેવી કડીમાં કવિએ સૂત્રાત્મક શૈલીમાં જીવ, માયા અને ઈશ્વર જેવાં પંચ અનાદિ તત્ત્વોનું સ્વરૂપ સમજાવ્યું છે. વૈરાગ્ય જેવા ભારેખમ વિષયના સ્વરૂપને કવિએ કેટલી સંક્ષિપ્તતા અને સરળતાથી સમજાવી દીધું છે, તેનું એક ઉદાહરણ જોઈએ–

"દેહરૂપ થઈ કરે ત્યાગ, તેનો ટકે નહિ વૈરાગ,
દેહ હોય ત્યાં દેહનું કુળ, દેહ સર્વે સનેહનું મૂળ."૨૨૩

ભાવ અને ઊર્મિને વ્યકત કરવા તેમની પાસે શબ્દચયનની સ્વાભાવિકતા તેમની તેજસ્વી કલમને શબ્દો શોધવા જવી પડતી નથી. શબ્દોનું ઝરણ સ્વતઃ તેમના સાહિત્યમાં વહે છે. હરિને મારવા ધસ્યા આવતા અસુર પિંગકની જે મરણતોલ સ્થિતિ થઈ છે તેનું આબેહૂબ ચિત્ર કવિ ખડું કરી દે છે:

"ફાટયું મોઢું અને આવિયું ફીણ, પડી ગઈ અંગની નાડિયો ક્ષીણ,
માથું ગરિ ગયું મહીં માંઈ, મુખમાં ગઈ ધુડપ ભરાઈ.
પડયો ભેચક થઈ રીત્ય ભુંડી, આંખો ઉતરી ગઈ છે ઉંડી,
નાખ મુખમાંથી લોહી વહયું, પછી ઉઠવા જેવું ન રહયું."૨૨૪

ઉપરની કડીઓમાં "પડયો ભેચક થઈ" જેવો શબ્દ વાતાવરણને જીવંત બનાવે છે. કવિએ એકનો એક શબ્દ વારંવાર વાપર્યો નથી. ભાવ અને લયને અનુરૂપ તેમણે શબ્દોના પર્યાયો યોજ્યા છે. "ભકતચિંતામણિ" માં ઘોડા માટે "તોરંગ" અને "કેકાણ" જેવા શબ્દપ્રયોગો કર્યા છે :

"મેલા મજીઠા નીલા નવરંગ, રાના રાતા કે તાતા તોરંગ" જેવી પંકિતથી વિવિધ ઘોડા–ઘોડીઓની જાતોનું વર્ણન કરતાં કવિ ત્યાર પછીની સાતમી કડીમાં ઘોડા માટે "કેકાણ" શબ્દનો ઉપયોગ કરે છે–

"કર્યા સજ્જ કેકાણ, માંડિયાં શંખલાદિ પલાણ."૨૨૫

સખી માટે સજની, કામિની, સૈયર, સાહેલી અને સુંદરી જેવા પર્યાયશબ્દો તેમનાં પદોમાંથી મળી આવે છે :

---

૨૨૨ ભકતચિંતામણિ, પ્રકરણ ૩૯, પાન–૧૨૧.
૨૨૩ એજન, પ્રકરણ–૧૦૯, કડી ૩૬, પાન–૩૩૬.
૨૨૪ એજન, પ્રકરણ–૩૨, કડી ૩૯–૪૦, પાન–૯૯.
૨૨૫ એજન. પ્રકરણ–૭૯, કડી ૩ અને ૭, પાન–૨૩૫.

"સાંભળી સજની રે લાલતણી કહું લીલા, કુંજ ભવનમાં રે કાન કરે છે કીલા."[226]

... ... ... ... ... ...

"કો કેમ કરૂં હું કામિની રે, જીવન પ્રત્યે નહિ જોર રાજ."[227]

... ... ... ... ...

"સાંભળ સૈયર વાતડી રે, અલબેલાની એક."[228]

... ... ... ... ...

"સાંભળને સાહેલી રે મારી, વર્ણવી કહું એક વાત"[229]

... ... ... ...

"જી રે સજ થાઓને સુંદરી, મુકિ પરિઆવ્યા નિરે આસકે સુંદર સુંદરી"[230]

આંખ શબ્દ માટે આંખડી, લોચન, નયન, નેણ, આંખ્ય, નયણાં, નેણાં, નજર અને આંખલડી જેવા ભિન્ન ભિન્ન શબ્દો પદોમાં યોજ્યા છે.

"આંખ્યે આંસુનીની એલી રચી રે, નયણે નીર નદીપુર રાજ."[231]

... ... ... .. ...

"લોચન મારા લોભી રહ્યાં છે રે, તે તમને જોવા ચા'ય છે રે."[232]

"નયણાંની કરી સાને, મુજ પર તાંડયું તાને."[233]

... ... ... ...

"કમલ નેણ કંકોળેલ વ્હાલા, હેતે ભર્યાં અતી દીસે દોઈ."[234]

... ... ... ...

"નેણાં વિશાળ ને વાણી રસાળ, તે પર તન મન વારું રે."[235]

... ... ... ...

---

૨૨૬ કીર્તનસારસંગ્રહ ભાગ–૧, સં. શાસ્ત્રી હરજીવનદાસ. સ્વામીનારાયણ મંદિર વડતાલ, સં. ૨૦૦૭, આવૃત્તિ ૧, પાન–૫૬૮.

૨૨૭ એજન, પાન–૫૬૬.

૨૨૮ એજન, પાન–૫૪૪.

૨૨૯ એજન, પાન–૫૪૨.

૨૩૦ નિષ્કુળાનંદકાવ્ય, પાન–૧૪૮.

૨૩૧ કીર્તનસારસંગ્રહ ભાગ ૧, પાન–૫૬૫.

૨૩૨ એજન, પાન–૫૫૬.

૨૩૩ એજન, પાન–૫૫૦.

૨૩૪ એજન, પાન–૫૩૨.

૨૩૫ એજન, પાન–૫૩૦.

"આંખડીએ આવે છે આંસુ લોકડીયાં કરે છે હાંસુ."[236]

... ... ... ...

"નજર તારિ મારા નાથજી રે, બહુ મારે છે બાણ."[237]

... ... ... ...

પરમાત્મા સહજાનંદની માહાત્મ્યભકિત ગાતા કવિ વિશેષણોની પરંપરા યોજી ભાષાપ્રભુત્વનો પરિચય આપે છે.

"અવતારી અકળ અમાપને, વંદું હું વારંવાર,
અજર અમર અવિનાશને, જાઉં વારણે વાર હજાર.
અગોચર અતોલ અમાપિક, અખંડ અક્ષરાતિત,
અગમ અપાર અખિલાધાર, અછેદ્ય અભેય અજીત.
પુરુષોત્તમ પરબ્રહ્મ પૂરણ, પરાત્પર પરમ આનંદ,
પરમેશ્વર પરમાત્મા, પૂરણ પૂરણાનંદ.
સુખદ સરવેશ્વર સ્વામી, સરવાધાર સદાસુખકંદ,
સતચિત આનંદમય, શ્રીહરિ સહજાનંદ."[238]

સહજાનંદ કે શ્રીકૃષ્ણના અનેક પર્યાયશબ્દો તેમનાં પદોમાં મળી આવે છે.

"લટકાળો લટકંતો રે આવે, મોહન મોરલી વાતો રે" નીધ્રુવપંકિતથી આરંભાતા આઠ પદોના ગુચ્છમાં કૃષ્ણ માટે મોહન, શ્યામળીઓ, છેલછબીલો, લટકાળો, છોગાળો, નટવરનાગર, કાન, વાંસળીવાળો, ગિરિધારી, નંદનો લાલો, ભૂધર, નાથ, શ્યામ, વૃંદાવનવાસી, જીવન અને રાજરસીલો જેવા પર્યાય શબ્દો[239] કુશળતાથી યોજયા છે. આવાં અનેક ઉદાહરણોમાં માધુર્યગુણનો અને ગેયતાનો પરિચય મળે છે. નિજના ઈષ્ટદેવ સ્વામીનારાયણના સંયોગશૃંગારના આનંદની અનુભૂતિ વ્યકત કરી છે, તો ગોપાંગનાઓના મુખે લાડીલા કૃષ્ણ પ્રત્યે સ્નેહ અને પ્યારસૂચક નામોનું સંબોધન કર્યું છે. વાલમ, જીવન, પ્રીતમ, પ્રાણ, લાલ, અલબેલડો, લેરખડી, મીઠડો, ખાંતીલો, રસિલો, પિયારા, લાલ, લટકાળો, રસિકવર, બાલમ, નાનકડા, વાલમા, લાડીલો, ડોલરિયો, કોડીલો, પિયુ અને ચાવળો જેવા અનેક વિવિધ પર્યાયવાચી શબ્દો[240] મૂકી પદાવલિને

---

૨૩૬ એજન, પાન-૫૨૨.

૨૩૭ નિષ્કુળાનંદકાવ્ય, પાન-૩૬૯.

૨૩૮ પુરુષોત્તમપ્રકાશ, પ્રકરણ ૫૧, દોહા ૧ થી ૪, પાન-૬૧.

૨૩૯ કીર્તનસારસંગ્રહ ભાગ ૧, પાન-૫૨૯થી૫૩૧.

૨૪૦ નિષ્કુળાનંદકાવ્ય, પાન-૨૫૮ થી ૩૯૭.

કવિએ કર્ણપ્રિય બનાવી છે. રાગ ગરબીમાં કૃષ્ણલીલાનાં પદોનાં ગુચ્છમાં ઉપરોક્ત શબ્દોનાં ઉદાહરણો મળે છે. કેટલાંક ઉદાહરણોની ધ્રુવપંક્તિઓ નોંધપાત્ર છે–

"રસિલા લાલ રસમાં ભરી છે તારિ આંખડી, કમલ દલના જેવી પાંખડી"[૨૪૧] જેવી ધ્રુવપંક્તિથી આરંભાતાં ફુટકળ પદોના ગુચ્છની ધ્રુવપંક્તિઓ ગેય બની સમસ્ત પદોને ગેય બનાવી જાય છે. કેટલાંક ઉદારણો જોઈએ:

"સલુણા શામ એકવાર આવો મારે ઓરડે, અમે બંધાસું કાચે દોરડે."[૨૪૨]

.... ... ... ... ...

"મિઠા હો માવ મિઠીને વાપોછો તમે મોરલિ, તેણે ચિત્તાવૃતિ મારિ ચોરલિ."[૨૪૩]

કોડિલા કાંન કોડ જો ઘણો છે મારા મનને, વારિવારિ જોઉંવદનને."[૨૪૪]

છબિલા છેલ અલવ્યમ કરો તમે એવડિ, હું તો નથિ જોડય તમ જેવાંડ."[૨૪૫]

... ... ... ... ...

ડસિલા લાલડસ ઘણો રાખિ રહો દલમાં, કાન પડે પોખો કોપે પલમાં."[૨૪૬]

... ... ... ... ...

લાડિલા લાલ લાલ એવાં મકરો લાડકડા, નાથ નાથિ છો હવે નાનકડા."[૨૪૭]

પિયારા લાલ પ્રિતડિ કરિ છે તમસું, સર્વે કેસો તેમ અમે ખમસું."[૨૪૮]

**ભાષા** – ભાષા એટલે શબ્દોનો સમુદાય. નિષ્કુળાનંદ પાસે શબ્દભંડાર છે. વિવિધ શબ્દાવલી તેમના સાહિત્યમાંથી મળી આવે છે. કવિનો શબ્દભંડાર જેટલો વિસ્તૃત છે તેટલો વૈવિધ્યપૂર્ણ છે.

**તત્સમ શબ્દો** – "પુરુષોત્તમપ્રકાશ." "સ્નેહગીના," "કલ્યાણ નિર્ણય," "મનગંજન," "હૃદયપ્રકાશ" કે "ભક્તચિંતામણિ" જેવી સળંગ પદ્યરચનાઓ અને રૂપગુણ, ભક્તિ-

૨૪૧ એજન, પાન–૨૫૮.
૨૪૨ એજન, પાન–૨૫૯.
૨૪૩ એજન, પાન–૨૬૦.
૨૪૪ એજન, પાન–૨૬૦.
૨૪૫ એજન, પાન–૨૬૧.
૨૪૬ એજન, પાન–૨૬૨.
૨૪૭ એજન, પાન–૨૬૩.
૨૪૮ એજન, પાન–૨૬૪.

મહિમાનાં પદોમાં ઠેર ઠેર તત્સમ શબ્દોનો ઉપયોગ થયેલો છે. સંસ્કૃતમય લાંબા સમાસો પણ તેમની રચનાઓમાં વિપુલ રીતે મળી આવે છે. તત્સમ શબ્દોનાં કેટલાંક ઉદાહરણો નોંધીએ–

અલિ, ખગ, સર, મરાલ, પાવક, અર્ક, અંબર, અજ, ઈશ, દિનેશ, સૂર, વિટપ, વિધિ, વામ, રાજીવનેણ, નવકંજ, અધમોચન લોચન, વસન, દામિની, અશરણ–શરણ, વ્યાળ, અજાનબાહુ, વિરહાબ્ધિ, હરિઅર્ક, રસના, ગિરા, લંબોદર, વ્યોમ, ત્રિબુધ, નૃત્ય, સુરનરમુનિ.

સંસ્કૃતમય તત્સમ શબ્દોથી યુકત પદાવલિની મધુરતા કર્ણપ્રિય બની છે. દા. ત.

"તે સમે પ્રગટયા મહારાજ રે, કરવા અનેક જીવનાં કાજ રે,
વ્યોમે વિબુધ વાજાં વજાવિ રે, કરે દર્શન વિમાન લાવિ રે.
સુરવનિતા ગાય વધાઈ રે, અતિ મોદભરી મનમાઈ રે,
મંદ સુગંધ શીતળ વાય રે, વાયુ સુંદર જન સુખદાય રે
સ્વર્ગ શોભિ રહ્યું છે અપાર રે, થાય જયજય શબ્દ ઉચ્ચાર રે,
કરે પુષ્પવૃષ્ટિ પુરંદર રે, વર્ષે સુગંધી સુમન સુંદર રે.
તાંડવ નૃત્ય તોડે શિવતાન રે, ગાયે ગાંધર્વ અપ્સરા ગાન રે,
થયા નિર્ધૂમ યજ્ઞ હુતાશન રે, હવાં નિર્મળ જનનાં મન રે.
એમ અમર પામ્યા આનંદ રે, તેમ ભૂમિ મગન જનવૃંદ રે."[૨૪૯]

ઈષ્ટદેવ સ્વામીનારાયણના જન્મોત્સવનું હૃદયંગમ ચિત્ર કેવી આહ્‌લાદક વાણીમાં કવિએ ખડું કર્યું છે! સંસ્કૃત શબ્દોની સુવાસ ફેલાયેલી છે. સ્વામી સહજાનંદનો શૃંગાર-વર્ણનમાં કવિએ સંસ્કૃત શબ્દોનો છૂટથી ઉપયોગ કરી પદાવલિને રમ્ય બનાવી છે :–

"કોટિ કામતણિ છબિ છાજે રે, હરિનું હસવું જરા જોઈ લાજે રે,
હરિના દિવ્ય વસ્ત્રને જોઈ રે, લાજે તડિત ચામીકર દોઈ રે.
હરિના અમૂલ આભૂષણ જોઈ રે, રહ્યા સુર નર મુનિ મોઈ રે,
કરણે કુંડળ મકરાકાર રે, મહા તેજ તણો અંબાર રે.
નિરખી લાજ પામ્યા વારમવાર રે, વસ્યા રવિ શશિ ગગન મોઝાર રે,
શોભાસાગર શોભાના ધામ રે, ભકતવત્સલ દીનબંધુ નામ રે."[૨૫૦]

---

૨૪૯ પુરુષોત્તમપ્રકાશ – પ્રકાર ૫, કડી ૬ થી ૧૦, પાન–૬.

૨૫૦ એજન, પ્રકાર ૩, કડી ૧૧ થી ૧૩, પાન–૩.

"શોભે અધર અરુણ પ્રવાલ રે, મૃગમદની ટિલકડિ છે ગાલ રે"[251]

... ... ... ...

"આજાનુ ભુજા અભિરામ રે, બાંધ્યા બાજુ શોભે સુખધામ રે."[252]

... ... ... ...

"અંગે દિગંબર બાઘાંબર રે, મૃગાજિનને દીઠા ટાટાંબર રે."[253]

... ... ... ...

"રહે રસનાએ રવ એનો રે, ધારા અખંડ ઉચ્ચાર તેનો રે."[254]

... ... ... ...

"જેમ પુષ્પની વાસ લઈ વેગળો, અલિ ઉડીને આઘો ફરે,
જેમ ફળ ખાઈ ખગ તજે તરુ, તેમ કૃષ્ણજી પણ એમ કરે."[255]

"જેમ પન્નગારી પંખીઓમાં સરસ, શૈલમાં સરસ સુમેર,
તેમ ભકિત સરસ સર્વે સાધને, એમાં નથી કહ્યું કાંઈ ફેર."[256]

... ... ... ...

બેન બેટી માશી માતા, અનુજ વધુ સુતપ્રિયા ગોત્ર નારી નવ ગણે"[257]

શણગારના વર્ણનમાં કવિની સચોટ શબ્દપસંદગીનો પરિચય મળે છે–

"અંસે શોભે છે સોલરી અસિ રે, મુખે પટ દઈ રહ્યા હસી રે,
પાયે પહેરી છે મોજડી લાલ રે, ચાલે મલપતા જેમ મરાલ રે."[258]

–ઉપરોકત કડીમાં અંસે (ખભા ઉપર) જેવો સંસ્કૃત શબ્દ યોજી તેની પાછળ 'અસિ' શબ્દ આપોઆપ ગોઠવાઈ જાય છે. 'અંસે' અને 'અસિ' બન્ને સંસ્કૃત શબ્દોનો ઉચિત રીતે

૨૫૧ એજન, કડી ૬ નો ઉત્તરાર્ધ, પાન–૪.
૨૫૨ એજન, કડી ૧૧ નો પૂર્વાર્ધ, પાન–૪.
૨૫૩ એજન, કડી ૯ નો પૂર્વાર્ધ, પાન–૧૮.
૨૫૪ એજન, કડી ૧૫ નો ઉત્તરાર્ધ, પાન–૨૮.
૨૫૫ સ્નેહગીતા, કડવું ૩૪, કડી ૩, પાન–૮૯.
૨૫૬ ભકિતનિધિ, કડવું ૭, પાન–૧૬૧.
૨૫૭ ભકતચિંતામણિ, પ્રકરણ ૯, કડી ૫૫, પાન–૨૪.
૨૫૮ એજન, કડી ૨૮, પ્રકરણ ૧૧, પાન–૨૯.

પ્રયોગ થયેલો નજરે પડે છે. ઉત્તરાર્ધની પંક્તિમાં 'મલપતા જેમ મરાલ રે'માં વર્ણ-માધુર્ય છે અને 'અસિ રે' સાથે 'હસી રે'ના પ્રાસમાં માધુર્ય છે.

સંસ્કૃત શબ્દોમાં પણ એક શબ્દના પર્યાયવાચી શબ્દો કવિમાં જોવા મળે છે. દા. ત.

ઈન્દ્ર માટે મઘવા, પુરંદર, સુરેશ–

"સખ વર્ષમાંહિ ભગવાન રે, તમે મોડયું મઘવાનું માન રે."[259]

... ... ... ...

"શેષ દિનેશ ને સશિ સુરેશ, વળી કર્યા રાજી અજ ઈશ."[260]

... ... ... ...

"વળી પુરંદર વૈરાગ્ય પંખી, માગ્યાં અસ્થિ ગયો ઋષિ ઘરમાં."[261]

આ રીતે કવિના શબ્દભંડોળમાં સંસ્કૃતની સુવાસ મઘમઘે છે.

**તદ્ભવ શબ્દો :**– કવિએ વાપરેલ તદ્ભવ શબ્દોનાં કેટલાંક ઉદાહરણો જોઈએ–

કમળનેણ – "કમળનેણ કંકોળેલ વ્હાલા હેતે ભર્યા અતિ દીસે દોય"[262]

રાતદિવસ – "કરી જતન દિવસરાત, સુતા બેઠા સંભારજો રે."[263]

રત્ય (ઋતુ) – "રત્ય વસંત આવી રે મારા વાલા."[264]

અધમઉધાર – "અનાથના નાથ અધમ ઉધાર રે,"[265]

અમરત – "વાલા આગંદઈ અમરત્ય, વિખ મ આપો રે."[266]

---

૨૫૯ એજન, પ્રકરણ ૧૬, પાન–૪૬.
૨૬૦ સારસિદ્ધિ, કડવું ૧, કડી ૩, પાન–૧૨૬.
૨૬૧ એજન, કડવું ૬, પાન–૧૨૯.
૨૬૨ કીર્તનસારસંગ્રહ ભાગ ૨, પાન–૫૩૨.
૨૬૩ કીર્તનસારસંગ્રહ ભાગ ૧, પાન–૩૮૪.
૨૬૪ નિષ્કુળાનંદકાવ્ય, પાન–૬૨૨.
૨૬૫ એજન, પાન–૫૮૫.
૨૬૬ એજન, પાન–૪૫૧.

કઠણ કરમ – "કોએ કઠણ કરમનો થઈ આવ્યો રે."[267]

દુરિજન – દુરજનીઆ છોને દાઝીને મરતા, શું કરશે ઘણું ઘણું નડી."[268]

**દેશ્ય :**– કવિએ વાપરેલ દેશ્ય શબ્દો નોંધપાત્ર છે–

ડુંગર – "દાવાનળ લાગ્યો રે ડુંગરિયા ડોલિયા રે."[269]

ધૂડ – "માથું ગરિ ગયું મહીં માંઈ, મુખમાં ગઈ ધુડય ભરાઈ."[270]

બાપ – "તમે બીશો બાપ, ઘેરે આવો વળી."[271]

પેટ – "રિંખે રડે પડે પેટ વડે રે, અતિ દાખડે ઉંબરો ચડે રે."[272]

છાકમછોળ – "અતિ આનંદમાં અલબેલો, દિયે છાકમછોળ છબીલો."[273]

સોકડલી – "સોકડલીનું સાલ ટળ્યું છે, કોણ ચીંધે હવે આંગળીએ."[274]

મીઠડા – "મીઠડા બોલાજી મુરતિ તારી, પ્યારા મેં ચિત્તમાં લીધી પ્રોઈ."[275]

હડકાયું, ઓખરિયું ઢોર–

"જેમ હડકાયું શ્વાન દિયે દોટું તેમ રઝળે કામ કરવા ખોટું
જેમ આથડે ઓખરિયું ઢોર તેમ આથડે દૈવનો ચોર."[276]

ગોખરું – "ગોખર વાડે ઘર ભર્યું, ઉકરડો અતિ ગંધ્ય."[277]

---

૨૬૭ એજન, પાન–૪૪૫.
૨૬૮ કીર્તનસારસંગ્રહ ભાગ ૨, પાન–૫૩૧.
૨૬૯ એજન, પાન–૫૫૩.
૨૭૦ ભક્તચિંતામણિ, પ્રકરણ ૩૨, પાન–૯૯.
૨૭૧ એજન, પ્રકરણ ૨૭, પાન–૮૩.
૨૭૨ એજન, પ્રકરણ ૧૮, પાન–૫૪.
૨૭૩ એજન, પ્રકરણ ૮૧, પાન–૨૪૧.
૨૭૪ કીર્તનસારસંગ્રહ ભાગ ૨, પાન–૫૩૧.
૨૭૫ એજન, પાન–૫૩૨.
૨૭૬ યમદંડ – કડવું ૩, કડી ૧૪, પાન–૪૦૫.
૨૭૭ હૃદયપ્રકાશ – પ્રસંગ ૪, કડી ૩૩, પાન–૨૧૪.

તોતળું – "બોલે તોતળું તેહની સાથે, તેડે ભિડે ને ચડાવે માથે."[278]

ઢિંગલાં – "ઢાંકિને મુકયાં રે મેં તો ઢિંગલાં, છેક જાણિ છોકરાંનો ખેલ રે."[279]

લટકે – "લટકે હું લોભી રહી, લટકાળજી રે."[280]

બરકી – "એમ કરીને ઉચ્ચે સાદે, બોલ્યાં બરકી બહુજી."[281]

ચિચુ – "જેમ ચિચુમાં શેરડી, તેથી કઠણ એહ ઘડી."[282]

વતુ કરાવવું – (હજામત)– "વતુ કરાવતા વળી નાથ."[283]

છાશ – "છાશ ખાટી વાટિ દેતાં, વળી માખણ દઈને નચાવતાં."[284]

કવિની કૃતિઓમાં યોજાયેલ અરબી ફારસી શબ્દોનાં કેટલાંક ઉદાહરણો ધ્યાનપાત્ર છે–

**અરબી શબ્દો :–**

બંદૂક –

"જેમ બંધૂક બગ ઠરે કે, દારુ જો ડોઢો ભરે,

તેમ શિયળ બગડે રે કે, આહાર જો અધિક કરે."[285]

... ... ... ...

અમલ, હુકમ – "હાલે હૂકમ એ નામતણો રે, આજ અમલ એહનો ઘણો રે."[286]

હજૂર – "જરુર પોંચશું જાણવું, શ્રીહરિની હજૂર."[287]

---

૨૭૮ યમદંડ – કડવું ૩, કડી ૩૧, પાન–૪૦૬.
૨૭૯ નિષ્કુળાનંદકાવ્ય, પાન–૪૫.
૨૮૦ એજન, પાન–૨૨.
૨૮૧ યમદંડ – કડી ૨૭, કડવું ૪, પાન–૪૦૮.
૨૮૨ એજન, કડી ૩૪, કડવું ૨, પાન–૪૦૩.
૨૮૩ હરિસ્મૃતિ, પાન–૨૭૮.
૨૮૪ સ્નેહગીતા, કડી ૪, કડવું ૨૨, પાન–૮૧.
૨૮૫ નિષ્કુળાનંદકાવ્ય, પાન–૧૬૦.
૨૮૬ પુરુષોત્તમપ્રકાશ, પ્રકાર ૨૨, કડી ૧૯, પાન–૨૭.
૨૮૭ હરિબળગીતા, કડવું ૮, કડી ૬, પાન–૧૦૯.

ખબર – "દુઃખી ગરીબની ખબર લેવી, હરિની સહજ પ્રકૃતિ એવી."[૨૮૮]

નજર – "મોટી નજર કરી મે'રકી, દેખો હો દીનદયાલ."[૨૮૯]

કુરબાન – "કરું તમ ઉપર કુરબાણ કાયા રે."[૨૯૦]

મશાલ – "બળે બહોળી મેતાબું મશાલ, બેઠા મુનિના મધ્યમાં લાલ."[૨૯૧]

અરજી – "અરજી એ સુણી દયા દલ આણ, શ્યામળિયા સજ થાયો જો સુજાણ[૨૯૨]

ઘાયલ – "ઘાયલ થઇ કે, હું તો ન શકુ રહી રે વાલા."[૨૯૩]

ફારસીઃ-

કારભાર – "પાંચ મળીને પૂછતાં મુને, કરતો હું કારભાર રે."[૨૯૪]

દરિયો – "જ્યારે દુઃખનો દરિયો ઉલટે રે."[૨૯૫]

દગો – "દગો રાખીને દલમાં રે, સ્નેહ કીધો તો શા માટે રાજ."[૨૯૬]

કમર – "ઉભા છે કમર કસી, હેતે મને જોયું હસી"[૨૯૭]

દરબાર – "આવ્યો હું અનાથ તુજ દરબાર."[૨૯૮]

શહેર – "જેમ આવ્યા છો આજ લહેરમાં, તેમ નાથ પધારો શહેરમાં.[૨૯૯]

બાગ – "બેઠા બાગ મસ્તુમાં બે ઘડી, આપી અદેશરને પાઘડી."[૩૦૦]

---

૨૮૮ હરિ સ્મૃતિ – પાન ૨૮૭.

૨૮૯ ગુણગ્રાહક, કડી ૯૬, પાન – ૩૨૭.

૨૯૦ નિષ્કુળાનંદકાવ્ય, પાન – ૪૧૨.

૨૯૧ ભકતચિંતામણિ, પ્રકરણ ૭૯, કડી ૭૦, પાન – ૨૩૭,

૨૯૨ અરજીવિનય – કડી ૯૨, પાન – ૭૫૬.

૨૯૩ કીર્તનસારસંગ્રહ ભાગ ૨, પાન – ૫૩૯.

૨૯૪ કીર્તનસારસંગ્રહ ભાગ ૧, પાન – ૪૦૫.

૨૯૫ કીર્તનસારસંગ્રહ ભા. ૨, પાન–૫૨૭.

૨૯૬ એજન, પાન – ૫૬૫.

૨૯૭ એજન, પાન – ૫૫૦.

૨૯૮ "અરજીવિનય" – કડી ૨૫, પાન – ૩૫૨

૨૯૯ "ભકતચિંતામણિ" – પ્રકરણ ૯૫, કડી ૨૨, પાન – ૨૮૯

૩૦૦ એજન, પ્રકરણ ૯૫, કડી ૫૪, પાન – ૨૯૧.

ગર્દ — "ચડી ગર્દ ઢંકાણો ગગન, જેમ ઘટા કાઢી ચઢયો ઘન."૩૦૧
બંદો, બંદગી — "કરતરિંદગિ બંદગી માનત, દેખત નહિ દિલહેર
કયું પાયે ઘર દૂર બંદે કયું પાયે ઘર દૂર"૩૦૨
દરદ — "જેને દિઠે જ દુખ, દરદ જાય દલનું"૩૦૩
ગરીપ — "ગાય સુણી ગરીબની, ગુણનિધિ ગ્રેજો ખાય."૩૦૪
હત્રા — "ટણણણ ટંકારવ હવા, ચણણણ ચલે ચુક બાણ."૩૦૫
ખુની — "ખુની ન થાય ખમે ઘણું, એવો સહજ સ્વભાવે.૩૦૬
નેજાનિશાન — "પડે નગારે ધ્રોજ ધીમેરી, શોભે નેજાનિશાન નહેરી."૩૦૭
કમાનતીર — 'બેલે શાંગ્ય કમાનને તીર રે, બાંધ્યો કટાર તેં મહાવીર રે."૩૦૮
તોપ જેવો તુર્કી શબ્દ પ્રયોજાયેલો છે.
"તીર આછિ ગોળો તોપનો તેનો વારવા જાય તાજ રે."૩૦૯

**લાલિત્યસભર શબ્દરચના :**— નિષ્કુળાનંદનાં પદોમાં પદલાલિત્યથી નિપજતી ગેયતા છે. પદાવલિને કર્ણપ્રિય બનાવતા શબ્દપ્રયોગો પણ ધ્યાનપાત્ર છે—

રાતડી, વાતડી, ઘાતડી, ચોરાણું–લોભાણું, લટકે, ચટકે, ખટકે; પટકે, ઘટકે અને વટકે જેવા ચરણાંતે પ્રાસ યોજી માધુર્ય પ્રકટાવ્યું છે. બતિયાં–ગ્રતિયાં જેવા શબ્દો કર્ણ-પ્રિય બની ગયા છે. લટકાળા, મટકાળા, છોગાવાળા, રંગભીના, શામસલુણા અને રસિલા જેવા સોહામણા શબ્દો પદાવલિમાં શોભી અર્થબોધ પ્રકટાવી લયમાં વધારો કરે છે. આનાં કેટલાંક ઉદાહરણો નોંધપાત્ર બને છે—

"તમે આવો વાલજિ કરો વાતડિજિ રે,
ગોલિ મોહન મનની વાતડીજી રે.
આવા અંગે ચોટ્યા રોલ્યામાં,
કોને કિયાં રમિ આવ્યા રાતડીજી રે."૩૧૦

---

૩૦૧ એજન, પ્રકરણ ૯૫, કડી ૩૦, પાન–૨૦૯.
૩૦૨ નિષ્કુળાનંદ કાવ્ય પાન–૫૨૨.
૩૦૩ એજન. પાન–૫૯૭.
૩૦૪ હરિબળગીતા–કડવું ૪૦, કડી ૨, પાન–૨૦૬.
૩૦૫ મનગંજન–કડી ૧૧૨, પાન–૩૧૯.
૩૦૬ કીર્તનસારસંગ્રહ ભાગ–૧, પાન–૪૫૫.
૩૦૭ "ભક્તચિંતામણિ"–પ્રકરણ–૯૯, કડી ૨૩, પાન–૩૦૨.
૩૦૮ પુરુષોત્તમપ્રકાશ–પ્રકાર ૧૭, કડી ૧૩, પાન–૨૧.
૩૦૯ કીર્તનસારસંગ્રહ–ભાગ–૧, પાન–૩૯૮.
૩૧૦ નિષ્કુળાનંદકાવ્ય–પાન–૩૩૦.

ની કડીઓથી આરંભાતા પદમાં ભાતડિ–છાતડિ–ખાંતડી જેવા ચરણાંત પ્રાસો પદના માધુર્યમાં વધારો કરે છે.

"લાલ તમે લટકે લિધું મન લાલ તમે લટકે,
ચિતડું મારું ચોરી લીધું, ચાલ્યતણે ચટકે."[૩૧૧]

ની ધ્રુવકડીથી આરંભાતા પદમાં "વાંસળીના કટકે", "પિતાંબરના પટકે", "ઘોળી પીયો ઘટકે", "વાત કર્યે વટકે" જેવા સોહામણા શબ્દો કેવળ પ્રાસ ખાતર જ વપરાયા નથી, પરંતુ ગોપીના હૃદયની અનુરાગ ભાવનાને મધુર બાનીમાં અભિવ્યક્ત કરવા સહાયક બની ગયા છે. "લટકાળા રે લટકાળા" ની ધ્રુવપંક્તિથી આરંભાતા આઠ પદોના ગુચ્છની[૩૧૨] ધ્રુવકડીમાં મરમાળા, છોગાળા અને રંગભીના જેવા શબ્દોથી પદની ગેયતા વધે છે.

'કેટલાંક શબ્દયુગ્મો વાપરી કવિએ પદના લાલિત્યને વધાર્યું છે.

દા. ત.

રસિલોછબિલો, રસબસ, રાતોવાતોગાતો, અંકિતલંકિત, લથબથ, સજનીરજની, રાતીમાતી, હસતાંરમતાં વગેરે અનેક લલિત શબ્દયુગ્મો ભાવને સભર કરી પદાવલિને રમ્ય બનાવે છે. આનાં કેટલાંક ઉદાહરણો જોઈએ–

'રંગડાનો રાતોવાતો વાંસળિ જો, ગાતો આવે ગોવાળુંને સંગજો.'[૩૧૩]
–ઉપરની પંક્તિમાં ગોપાલસંગ ચાલ્યા આવતા બાલકૃષ્ણનું કલાત્મક ચિત્ર ખડું કર્યું છે. મસ્તીના રંગમાં રાતોમાતો, વાંસળી વગાડતો, ગોપાલસંગ ગાતો કૃષ્ણ કેવો હસનો હસતો આવે છે!

'રંગરાતી મનમાતી, ગાતી ગોવિંદ ગુણ ઘરે ઘરે.'[૩૧૪]

... ... ... ...

'હસતાં રમતાં જોડે જમતાં, વળી વીતે ઘડી ઘણું સુખની.'[૩૧૫]

... ... ... ...

'લથબથ જુથ રમે હોળી, સામસામી છે સરખી ટોળી.'[૩૧૬]

---

૩૧૧ એજન પાન–૫૩૬

૩૧૨ એજન પાન–૩૪૫ થી ૩૪૯

૩૧૩ એજન પાન–૩૫૦.

૩૧૪ 'સ્નેહગીતા'–કડવું ૯, પાન–૭૩.

૩૧૫ એજન-કડવું ૯, પાન–૭૩.

૩૧૬ 'ભક્તચિંતામણિ'– પ્રકરણ ૬૫, પાન–૨૦૧.

– ઉપરની પંક્તિમાં 'લથબથ' શબ્દયુગ્મ પ્રયોજી કવિએ 'હોળી-ખેલન'ના ઉત્સાહ અને મસ્તીની તાદાત્મ્ય ભાવનાને કેવી સ્ફૂટ કરી છે!

કવિએ કહેવતો અને રૂઢપ્રયોગો પણ યોજ્યા છે. દા. ત.

'દાસ ઉપર દયા દિલ આણી, આજ રાખ્યું હરિ અમારું **પાણી.**'[317]
'વિઘન પાડે છે વણસમજે, **કાપે છે ડાળ બેસવા તણી**'[318]
'જાણે અણગેલે રહે એકલો, જેવો ઉજડ **ગામનો એરંડો**'[319]
'જેનું કામે **કાપી લીધું નાક**, લોભે લઈ **લાજ લીધી રે**'[320]

... ... ... ... ...

'સઈ કહું આ સમાની રીત, આજ **આડો આંક વાળ્યો.**'[321]

... ... ... ... ...

'**છોરું જો કછોરું હોયે છેક**, નથી કોઈ તાત તરછોડતા નેક.'[322]

... ... ... ... ...

'ન હોય ! **એટલું દૂધ રે**, તે પણ સમજી લેવું સબુધ રે.'[323]

... ... ... ... ...

'તેણે સ્વામી સધાવ્યા સાંભળી રે, **ગયા ઘુડ ફાકતા** તે વળી રે.'[324]

... ... ... ... ...

'એમ કરતાં જો **પંડ પડશે**, તો આગળ સુખ છે અતિ ઘણું.'[325]

... ... ... ... ...

'માટે અમારા **દાખડા**, સામુ જોજ્યો સહુ મળી.'[326]

... ... ... ... ...

'તો બહોળા પુત્ર પુરુષ મળશે, થાશે ફજેતિ બહુ સહિ.'[327]

---

૩૧૭ નિષ્કુળાનંદકાવ્ય–પાન–૧૧૪
૩૧૮ વચનવિધિ–કડવું ૧૯, કડી ૨, પાન–૧૦૬.
૩૧૯ એજન.–કડવું ૩૫, કડી ૩, પાન–૧૧૫.
૩૨૦ 'નિષ્કુળાનંદકાવ્યમ્' – 'ચોસઠપદી', પાન–૩૦૮.
૩૨૧ એજન.–ચોસઠપદી પાન–૩૧૨.
૩૨૨ એજન. 'અરજીવિનય', કડી ૮૭, પાન–૩૫૬.
૩૨૩ 'કલ્યાણનિર્ણય' નિર્ણય ૪, કડી ૨૭, પાન–૩૬૪.
૩૨૪ ભક્તચિંતામણિ–પ્રકરણ ૬૧, કડી ૨૪, પાન–૧૯૦.
૩૨૫ એજન.–પ્રકરણ ૭૬, કડી ૪૦, પાન–૨૨૯.
૩૨૬ એજન.–પ્રકરણ ૮૪, કડી ૪૪, પાન–૨૫૧.
૩૨૭ એજન.–પ્રકરણ ૮૪, કડી ૪૪, પાન–૨૫૧.

... ... ... ... ...

'ત્યારે **ઘાંઘા થયા** ગિરધારિ, કરી તર્ત ઘોડે અસવારી,
પછી પધારિયા **પુરબ્બાર**, સંગે ગાભા હજારો હજાર.'[328]

... ... ... ...

'ગઇ **હાથથી વાત** વેગળી રે, હાર્યા મહાચિંતામણિ મળી રે.'[329]

... ... ... ... ...

'સહુની ઉપર શ્રીહરિ, **શકો** બેસાર્યો સુંદર.'[330]

'તેને તળે બેસી રહ્યા બાળ રે થયો **નહિ વાંકો એક વાળ રે.**[331]
'સર્વેના **શાહીસમ** મુખ થયા.'[332]

નિષ્કુળાનંદ ગુજરાતી સિવાય સંસ્કૃત, હિન્દી અને વ્રજ ભાષાઓ ઉપર પણ પ્રભુત્વ ધરાવે છે. કચ્છી અને કાઠિયાવાડી બોલીના રણકા પણ તેમનાં પદોમાં સંભળાય છે. કવિ સંસ્કૃતજ્ઞ છે. 'શિક્ષાપત્રી' જેવી સંસ્કૃત રચનાનો અનુવાદ તેમણે સફળતાથી કર્યો છે. 'પુરુષોત્તમપ્રકાશ', 'ભક્તચિંતામણિ', 'સ્નેહગીતા' અને 'સારસિદ્ધિ' જેવી સળંગ પદ્ય-રચનાઓમાં સંસ્કૃત શબ્દોનો તેમણે વિપુલતાથી ઉપયોગ કર્યો છે. 'અરજીવિનય' જેવી કૃતિનું મંગલાચરણ જોઈએ:

જયજય મંગળ રુપ અનુપ જય જગવંદ, જયજગકારણ તારવ ભવભંજન દુઃખ
જય મહારાજ અધિરાજ અકળ અજિત, જય જય કંદનકાળ દયાળ નરતન નીત.
જય મનરંજન ભંજન ભયમંજન બુદ્ધિ દેણ મુદા, શ્રી સહજાનંદ આનંદકંદ
વારમવાર વંદુ સદા.' [333]

સંસ્કૃત શબ્દોની નોંધ તેમના શબ્દભંડોળનો પરિચય કરાવતી વખતે લીધી છે તેથી તેની પુનઃઉકિત જરૂરી નથી.

**હિન્દી** – 'ચિહ્નચિંતામણિ', 'લગ્નશકુનાવલિ', 'હરિવિચરણ', અને 'ગુણગ્રાહક' જેવી સળંગ પદ્યરચનાઓ કવિએ હિન્દી ભાષામાં રચી છે. હિન્દી ભાષામાં લખાયેલાં પદો પણ સારી સંખ્યામાં જોવા મળે છે.

---

૩૨૮ એજન.–પ્રકરણ ૮૮, કડી ૪૭, પાન–૨૬૫.
૩૨૯ પુરુષોત્તમપ્રકાશ–પ્રકાર ૪૯, કડી ૧૯, પાન ૬૦.
૩૩૦ એજન.–પ્રકાર ૫૫, પાન–૬૬.
૩૩૧ ભક્તચિંતામણિ–પ્રકરણ ૧૯, કડી ૨૮, પાન–૫૬.
૩૩૨ સારસિદ્ધિ–કડવું ૨૬, કડી ૮, પાન–૧૪૨.
૩૩૩ 'અરજીવિનય' – પાન–૩૫૦.

'સોગત એ સબ જુઠી બની હૈ, રામ વિના તેરો કો ધની હૈ'[૩૩૪] જેવી ધ્રુવપંકિતથી લખાયેલ 'ચોસર'માં કવિએ હિન્દીમાં ઉપદેશ આપ્યો છે.

'પિયુ મેરા પ્રેમકા પ્યારા, રહે નહિ પ્રેમસું ન્યારા'[૩૩૫] જેવી ધ્રુવપંકિતથી આરંભાતાં ચાર કુંડળ પદોમાં કવિએ પરમાત્મા પ્રત્યેની પ્રીત વ્યકત કરી 'પ્રીતકી રીત હૈ ન્યારી, જીનકું લાલકી યારી'[૩૩૬] જેવી ધ્રુવપંકિતથી આરંભાતા પદમાં પ્રેમની રીત સમજાવી છે. તો 'મેં હું આદી અનાદિ આ તો સરવે ઉપાધિ' જેવી પંકિતથી આરંભાતા પદમાં કવિએ બ્રહ્માનંદની ખુમારી વ્યકત કરી છે.

'જાઓ રે મેરે જૂઠડે બાલમ ન માનું બતિયાં.
ન માનું બતિયાં તેરે ઘટમેં ઘનિઘતિયાં.'[૩૩૭]

—જેવી ધ્રુવ કડીથી આરંભાતી પદચોસર હિન્દી ભાષાનું કૌશલ્ય બતાવે છે. આ સિવાય તેમની સળંગ પદ્યરચનાઓમાં પ્રસંગોપાત હિન્દી શબ્દો આવી ગયા છે.

**વ્રજભાષા** —

'પિયા ચલે પરદેશકું, મહાદુઃખ દૈ ગયે મોય,
અબ કબ દેખું કમળને, તરહિ ડગરા જોય.'[૩૩૮]

—જેવા દોહાથી આરંભાતી 'પુષ્પચિંતામણિ' સળંગ પદ્યરચનામાં વ્રજભાષાની છાંટ છે. કચ્છી બોલીનો પ્રયોગ કવિએ—

"ઈજવાની ઓરા એસાં વટડે, મોજયા વાહયમનિલો,
કીજાનિ દરસન ડાનડે, સચ્ચાનિ સગાડો...મો'[૩૩૯]

—જેવી ધ્રુવ કડીથી આરંભાતાં ચાર પદોમાં કર્યો છે. પ્રસ્તુત ચાર પદો કચ્છી બોલીમાં લખેલાં છે.

**કાઠિયાવાડી બોલી**નો ટહુકો પણ તેમની રચનાઓમાં સંભળાય છે.

'વે'તિ કિધિ છે અક્ષરવાટ રે, જાવા જીવ સહુને એ માટ રે.'[૩૪૦]

---

૩૩૪ 'કીર્તનસારસંગ્રહ' – ભાગ ૨, પાન–૪૬૦–૪૬૧.

૩૩૫ એજન,–પાન–૪૦૩–૪૦૪.

૩૩૬ નિષ્કુળાનંદકાવ્ય,–પાન–૫૩૯–૪૦.

૩૩૭ એજન.–પાન–૫૬૦ થી ૫૬૨.

૩૩૮ પુષ્પચિંતામણિ – પાન–૩૯૬–૩૯૭.

૩૩૯ નિષ્કુળાનંદકાવ્ય પાન–૪૮૧ થી ૪૮૬

૩૪૦ પુરુષોત્તમપ્રકાશ–પ્રકાર ૨૦, કડી ૧૦, પાન–૨૫.

આ 'વેના થવું' શબ્દ કાઠિયાવાડમાં વિશેષ પ્રચલિત છે.

ચાલેની જગ્યાએ હાલે.

'હાલે હૂકમ એ નામતણો રે'[341]

... ... ... ...

'બીજા છે બહુ બકાલી, બાંધી બેઠા ઢુંગ ઢાલી રે.'[342]

× × × × ×

'ભડવા કેના ભરથાર, વેશ્યા કેની કુળ નાર.'[343]

અહીં 'બકાલી' કાયરના અર્થમાં અને 'ભડવો' બાયલાના અર્થમાં છે. 'વાવરી' –

'બહુ સામગ્રી વાવરી શ્યામ, કામ તે કૈક કરી.'[344]

ટાંપાટૈયા –

'ઓશિયાળો આંગણિયે ઉભો, ટાંપા ટૈયા કરવાજી.'

બરકવું – 'એમ કરીને ઉચ્ચે સાદે, બોલ્યો બરકી બહુજી.'[345]

**નિષ્કુળાનંદનો શબ્દચમત્કાર :–** નિષ્કુળાનંદનો શબ્દવૈભવ તેમની સળંગ પદ્યરચનાઓના ખૂબ અપ્રચલિત અને નવીનતમ શબ્દપ્રયોગોમાં ઝળકે છે. એ પૈકી કેટલાંક ઉદાહરણો જોઈએ.

'આખુ' – (ઉંદર) – ઉંદર માટે 'મૂષક' (મૂષો) શબ્દ તો પ્રચલિત છે, પરંતુ 'આખૂ' સંસ્કૃત શબ્દ નોંધપાત્ર છે.

'જેમ આખુ અહિર કરંડ કાપે રે, જાગે વ્યાળ મરે મૂષો આપે રે.'[346]

અર્ભક–(સં. બાળક).

'થયો અર્ભક અસુર મટી રે, બન્યો કુબુદ્ધિ બાળક જેવો રે.'[347]

મેશ રે (કારણથી)

'શીત ઉષ્ણ મશકને દંશ રે, કચવાય નહિ કોય મેશ રે.'[348]

મશક એટલે મચ્છરનો દંશ સાથે 'મેશ રે' શબ્દ આપોઆપ ચાલ્યો આવે છે.

ગજપુર–હસ્તિનાપુર (દિલ્હી)–

---

૩૪૧ એજન–પ્રકાર ૨, કડી ૧૯, પાન–૨૭

૩૪૨ કલ્યાણનિર્ણય–નિર્ણય ૧૮, કડી ૨૬, પાન–૩૮૯.

૩૪૩ એજન. ,, કડી ૨૯, પાન–૩૮૯.

૩૪૪ 'ચોસઠપદી' પાન–૩૦૬.

૩૪૫ 'યમદંડ'–કડવું ૪, પાન–૪૦૮.

૩૪૬ એજન,–કડવું ૪, પાન–૪૦૮

૩૪૭ "ભક્તચિંતામણિ"–પ્રકરણ ૧૯, કડી ૩૨, પાન ૫૭

૩૪૮ એજન–પ્રકરણ–૧૯, કડી ૧૪, પાન–૫૫

"તેને મોકલ્યો ગજપુર ગામ રે."[349]

દાપ્ય (ભેટ)—

"પછી જાનને વળાવી ઘેર રે દિધી જાનીયે બહુ જ દાપ્ય રે."[350]

રુખ (ઝાડ)

'તે તો વૃક્ષ પડિયું છે ભાગી રે, જોઈ તેને સૌને બીક લાગી રે,
કહે આવું રુખ પડયું જિયાં રે, નોય બાળક કુશળ તિયાં રે.'[351]

અમદાવાદ માટે શ્રીનગર શબ્દ નોંધપાત્ર છે.

'પછી પ્રભુજી પધારિયા, શ્રીનગર સુંદર શ્યામ.'[352]

યમરાજ માટે કૃતાંત શબ્દ કવિએ વાપર્યો છે.

'દર્શ સ્પર્શ કર્યા જે જે જને, તે ન જાયે કૃતાંત ભવને.'[353]

'રાત–રેણી' શબ્દ નોંધપાત્ર છે.

'રેણિ રહી સુખ દઈ, નવલા નેહ વધારિયા.'[354]

પાણી માટે પાય શબ્દ કવિએ યોજ્યો છે.

'પૃથ્વી પાય પાવક પવન, દિગપાલ કાલ માયા ધન.'[355]

ઉપરના ઉદાહરણમાં પૃથ્વી, પાવક અને પવનના 'પ' વર્ણ વચ્ચે 'પાય' શબ્દ આપોઆપ ચાલ્યો આવે છે.

ભાઈસાહેબ માટેં પ્રયોજાયેલ 'સાહેર' શબ્દ ધ્યાન ખેંચે છે.

'કુપ દાદુર કુપનો, ભાઈ કુદી પામે પાર,
પણ સારે જાતાં સાહેરને, લાગે લગારેક વાર.'[356]

અનાજ માટે કર્ણ શબ્દ કવિએ વાપર્યો છે.

'એક વાર કર્ણ લેવા કાજે, ગયો સિંધ દેશ બેશિ ઝાઝે'[357]

કવિએ યોજેલ વૈદ્ય માટેનો રોગારી શબ્દ નોંધપાત્ર છે.

---

૩૪૯ એજન,–પ્રકરણ–૧૮, કડી ૫૮, પાન–૫૪

૩૫૦ એજન.–પ્રકરણ–૧૬, પાન–૪૬.

૩૫૧ એજન.–પ્રકરણ ૧૯, કડી ૪૮, પાન–૫૮,

૩૫૨ એજન.–પ્રકરણ ૮૨, કડી ૨, પાન–૨૪૩.

૩૫૩ એજન.–પ્રકરણ ૮૩, પાન–૨૪૯.

૩૫૪ એજન.–પ્રકરણ ૮૪, પાન–૨૫૧.

૩૫૫ એજન.–પ્રકરણ ૧૦૧, પાન–૩૦૯.

૩૫૬ એજન.–પ્રકરણ ૧૨૭, પાન–૪૦૪.

૩૫ એજન.–પ્રકરણ ૧૩૬, પાન–૪૨૯.

'એક દ્વિજ ભકત રામચંદ્ર, રુડો રેગારી'[358]

ઘાસની પૂળી માટે 'કોળી' શબ્દ કવિએ વાપર્યો છે–

'તુણ કોળી તે ઉપર ધરી, વળિ વેચવાને કામ.'[359]

શબ્દશકિત તો નિષ્કુળાનંદ સામે નાચે છે. ભાવની અભિવ્યક્તિમાં ભાષાના શબ્દો આપોઆપ ગૂંથાઇ જાય છે. અને ભાષાના પ્રવાહના વેગને વેગવંતો બનાવે છે.

નિષ્કુળાનંદનાં પદોમાં રાગવૈવિધ્ય પુષ્કળ પ્રમાણમાં જોવા મળે છે. એમણે યોજેલ રાગરાગિણીઓમાં ભાવ અને સંગીતનું સામંજસ્ય સધાયેલું છે. કવિએ ધોળ, ગરબી, પરજ, ઠુમરી, સારંગ, આશાવરી, સોરઠ, સામેરી, બિહાગ, સોલા, ધન્યાશ્રી, દિપચંદી હોરી, રામગ્રી, વસંત, ગોડી, મેવાડી, રેખતા, રામગરી, બીહાગડો, જકડી, કેદારો, મારુ વેળ અને જંગલો જેવા રાગ પ્રયોજ્યા છે. આ બધા દેશી રાગો, 'રાગની દેશી' અથવા માત્ર 'દેશી' તરીકે ઓળખાય છે.

નિષ્કુળાનંદે મુખ્યત્વે ગરબી, ધોળ અને પરજનો ઉપયોગ કર્યો છે. એમના રાગો ભાવાનુકૂળ છે. એમનાં પદોમાં ગેયતા છે. કેટલાંક ઉદાહરણો જોઈએ :

'માવજીની મીટે ચડીયા રે, હો આજ અમે માવજીની મીટે ચઢીયાં રે.'[360]

રાગ મેવાડીમાં આરંભાતા પદની ઉપરોકત પ્રથમ પંકિતમાં ઉતરાર્ધની ટેક તરીકે–

'મીટડીને બાણે મારી રે, મમળિ વાંલે મીટડીને મારી રે.'[361]

કયારેક પદની બીજી પંકિત ટેક બની છે :—

'હેતની વાતુ હેતની વાતુ હેતની વાતુ રે,
આવી કરો હેતની વાતુ; મેલી હવે મનની ધાતુ રે.'[332]

કયારેક પ્રથમ પંકિત ધ્રુવપદ બની છે :—

'મીઠાબોલા હો માવજી રે, મીઠું બોલી મન લીધું રાજ.'[363]

કયારેક પ્રથમ પંકિતના છેલ્લા શબ્દોથી શરૂ થાય છે–

---

૩૫૮ એજન. પ્રકરણ ૧૪૪, પાન–૪૫૩.
૩૫૯ ધીરજાખ્યાન–કડવું ૨૨, પાન–૨૪૦.
૩૬૦ કીર્તનસારસંગ્રહ ભાગ ૧, પાન–૫૪૯.
૩૬૧ એજન.–પાન–૫૫૦.
૩૬૨ એજન.–પાન–૫૬૧.
૩૬૩ એજન.–પાન–૫૬૩.

'ભેટજો ભેટજો ભેટજો રે, ભાવે ભરી ભૂધર મને ભેટજો,
મને રાખી હૈયાની હેટ જો રે, ભાવે.'[364]

પરજ અને ગરબી જેવા રાગો શૃંગારભાવને પોષે છે. નિષ્કુળાનંદે મોટા ભાગનાં પદો આ રાગમાં રચ્યાં છે. એમની 'સ્નેહગીતા', 'ભકિતનિધિ' અને 'હરિબળગીતા' જેવી સળંગ પદ્યરચનાઓમાં વિવિધ રાગો જોવા મળે છે.

રાગો ઉપરાંત કવિએ દોહાઓનો સફળતાથી ઉપયોગ કર્યો છે. 'કલ્યાણનિર્ણય' અને 'હરિસ્મૃતિ' જેવી સળંગ પદ્યકૃતિ દોહાથી રચાયેલી છે. કવિએ 'હરિવિચરણ'માં હિન્દી દોહાને પ્રયોજ્યા છે. એમની 'લગ્નશકુનાવલી', 'ચિહનચિંતામણિ', 'પુષ્પચિંતામણિ', 'ગુણગ્રાહક' અને 'મનગંજન' જેવી સળંગ પદ્યરચનાઓ દોહામાં સર્જાયેલી છે.

કવિએ વિવિધ ઢાળરચનાઓના પણ પ્રયોગ કરેલા જોવા મળે છે. છંદની બાબતમાં કવિએ 'ભકતચિંતામણિ' જેવી સળંગ પદ્યરચનામાં પૂર્વછાયો અને ચોપાઈને પસંદ કર્યા છે. 'યમદંડ'માં પણ પૂર્વછાયો અને ચોપાઈનો તેમણે સફળતાથી ઉપયોગ કર્યો છે. 'અરજી-વિનય'માં તેમણે છપ્પયછંદ, ઇન્દ્રવિજય છંદ અને છંદ મોતી દામનો ઉપયોગ કર્યો છે.

**અલંકારો** :– નિષ્કુળાનંદના ભાવનિરૂપણમાં સ્વાભાવિક રીતે અલંકારો આવી ગયા છે. કવિએ શબ્દાલંકાર અને અર્થાલંકાર બન્ને વાપર્યા છે, જે પદલાલિત્યને પોષે છે.

**શબ્દાનુપ્રાસ** – કવિએ શબ્દાનુપ્રાસ સારી પેઠે યોજ્યા છે :–

'લટત્રટ ત્રોડિ કંકણ ફોડી, જોડી આજ વિખંડીજી,
એવાતણ ઉપરિયું મારું, હું સુવાગણ્ય રંડીજી,
ભૂપર લોટે હૈયું કુટે, છૂટે કેશે નારીજી,
રહી ભૂખ અંતરમાં મોટી, ભોગતણી તે ભારીજી.'[365]

... .. ... ...

'આવ્યા રમતા ગમતા ગાતા મુખે વેણ મધુરી વાતા.'[366]

યમક અથવા ઝડઝમક કવિનાં પદોમાં વિપુલ પ્રમાણમાં મળી આવે છે :–

'આવી અંધીને રજની મળ રે, કરે ઝબકારા બહુ વિજળ રે,
થાય ગાજમાં ઘોર કડાકા રે, દિયે દામિની તેનાં ઝડકા રે.
વર્ષે મેઘ ન રહે નહિ મણા રે, ચાલ્યાં પૂર પૃથ્વી પર ઘણા રે,
ઝરે મેઘ મચી બહુ ઝડી રે, વાયુ વેગે વૃક્ષ ગયાં પડી રે.'[367]

---

૩૬૪ એજન. પાન–૫૫૬.
૩૬૫ યમદંડ – કડવું ૬, કડી ૩૮, પાન–૪૧૫.
૩૬૬ નિષ્કુળાનંદકાવ્ય – પાન–૩૧૫
૩૬૭ ભકતચિંતામણિ – પ્રકરણ ૧૯, કડી ૨૧ થી ૨૨, પાન–૫૬.

'અતિ કાળા ક્રોધવાળા, વળી વેષ જેના વિકરાળ છે,
જોર જટાળા લાંબી કોટાળા, કહીએ કેવા જાણે કાળ છે.
મુછ મરડે કાંડા કરડે, વળી બર્યા બરડે બાથ છે,
કૈંક ભુરા અતિ લંબુરા, પુરા પાંચ તે હાથ છે.
ખડગ ખાંડાં હાથ પબેડાં, સમશેર સાંગ્ય કરે ગ્રહિ,
બંદુક બરછી ખરી ખરચી, અસુર ભુર આવ્યા લઈ.'[368]

× × × ×

'હરતાં ફરતાં કામ કરતાં, કૃષ્ણ કૃષ્ણ કરે કામિની'[369]

× × × ×

'અંકિત લંકિત લાલ અંધી, પેની બની અતિ પાતળી,
ગુલ્ફ જંઘા જાનું જોતાં, ઉર ઉભય શોભે વળી.'[370]

× × × ×

'બાળી ઝાળી ટાળી કાયા સૌ કોઈ આવ્યાં વેરજી,
ઉતારીને મેલ્યો મનથી, કાંઈ ન પુછે પેરજી.'[371]

'જટા શ્વેત પટા વાળ કટા રે, કંથર ભર્થર ને કાન ફટા રે.'[372]

... ... ... ... ...

'જોગી જતિ તપસી સંન્યાસી રે, વનવાસી નિરાશી ઉદાસી રે,
ડાહ્યા ઘાણા ચતુર સુજાણ રે, કવિ કોવિદ નારીના વેચાણ રે.'[373]

... ... ... ...

'અંગે દિગંબર બાઘાંબર રે, મૃગાજિનને દિઠા ટાટાંબર રે.'[374]

**વર્ણસગાઇ :** કવિએ વર્ણસગાઇ અલંકાર પણ યોજેલ છે–

'વસંત ઋતુએ વસન વસંતિ રે, પે'ર્યા હોય અનુપમ અતિ રે.'[375]

ઉપરોકત પંકિતમાં 'વસન' શબ્દનો 'વ' વર્ણ નિરર્થક રીતે ન યોજાતાં વસ્ત્રના અર્થમાં ગોઠવાઈ જઈ વસંતોત્સવ માણવા વસંતને અનુકૂળ વસ્ત્રોના ભાવને સ્ફૂટ કરે છે. એક બીજું ઉદાહરણ :

---

૩૬૮ એજન. પ્રકરણ ૫૭, કડી ૩૧ થી ૩૩, પાન–૧૭૯.
૩૬૯ સ્નેહગીતા – કડવું ૩, કડી ૩, પાન–૬૯.
૩૭૦ ભકતચિંતામણિ – પ્રકરણ ૩૬, કડી ૨૦, પાન–૧૧૧.
૩૭૧ યમદંડ – કડવું ૬, કડી ૪૬, પાન–૪૧૬.
૩૭૨ કલ્યાણનિર્ણય નિર્ણય–નિર્ણય ૧૬, કડી ૨૦, પાન–૩૮૫.
૩૭૩ 'પુરુષોત્તમપ્રકાશ'–પ્રકાર ૭, પાન–૯.
૩૭૪ એજન. પ્રકાર ૧૫, પાન–૧૮.
૩૭૫ એજન. પ્રકાર ૧૭, પાન–૨૧.

'દરદે દીવાની ડોલુ', બોલતાં બેફામે બોલુ',
વેલાના જેવી છે ગતિ રે.'[376]

... ... ...

'ચૌદશે ચટકંતી ચાલશું', આવો લટકંતા લાલ,
મુખ તમારું મોહનજી, નીરખી થાઉં નિહાલ.'[377]

અહીં વર્ણમાધુર્ય પદાવલિને મધુરતા અર્પે છે.

... ... ...

'પ્રેમરસ પાગો પાતળિયા ઘોળી પીવો ઘટકે.'[378]

... ... ...

'નટવર નાગર રે નટનિ પેરયે નાચે,
ગાયે ગોવાલા રે રુદયમાં ઘણું રાચે.'[379]

... ... ...

'લાડિલા લાલ એવાં મ કરો લાડકડા,
નાથ નથિ હવે જો નાનકડા.'[380]

... ... ...

'જીરે ફુલાલા આવો ફૂલ્યા ફૂલમાં
હરિ હૈયે પેરીને રુડા હાર રે.'[381]

પ્રાસાનુપ્રાસ અલંકારોમાં વૈવિધ્ય જોવા મળે છે. એ પૈકી કેટલાંક ઉદાહરણો નોંધપાત્ર છે–

**અંત્યાનુપ્રાસ–**

શ્યામળો સનેહ બાંધ્યો, આવે છે અલબેલો રે,
રંગમાં રાતો ને વાંસળી વાતો, છોગાળા છેલ છબીલો રે."[382]

ઉપરોક્ત કડીમાં 'અલબેલો', 'છેલછબીલો' અંત્યાનુપ્રાસ સાચવી 'છોગાલા છેલછબીલો રે' જેવી શબ્દાવલિમાં 'છ'ની વર્ણસગાઈ યોજે છે. આમ, કેટલીક વખત એકથી વધારે અલંકારો પણ મળી આવે છે.

---

૩૭૬ કીર્તનસારસંગ્રહ ભાગ ૧, પાન–૫૨૨.

૩૭૭ એજન. પાન–૫૨૫.

૩૭૮ એજન. પાન–૫૭૪.

૩૭૯ નિષ્કુળાનંદકાવ્ય પાન–૨૯૨.

૩૮૦ એજન. પાન–૨૬૩.

૩૮૧ એજન. પાન–૮૦.

... ... ... ... ...

"જાઓ રે મેરે જૂઠડે વાલમ ન માનું બતિયાં,
ન માનું બતિયાં તેરે ઘટમેં ઘનિ ઘતિયાં.'[383]

ઉપરોક્ત કડીમાં 'બતિયાં' અને 'ઘતિયાં' જેવા અંત્યાનુપ્રાસ શબ્દો પદના કાવ્યત્વના ગુણને વધારે છે.

આંતરપ્રાસ–

'મીટડી તમારી વારી, કામણગારી રે વાલા
નયણનાં બાણ ઘટમાં ગરિયાં રે.
ઘાયલ થઇ રે, હું તો ન શકુ રઈ રે વાલા,
રોઇ રોઈ મેં રે આંખ્યે આંસુ ઝરિયાં રે.
નિષ્કુળાનંદની સ્વામી, અંતરજામી રે વાલા,
તમને જોઈને મારા નયણાં ઠરિયાં રે'[384]

એક બાજુ પ્રાસાનુપ્રાસ અલંકારો પદાવલિમાં રસબસ બની ગયા છે, તો બીજી બાજુ ભાવભર વિરહિણીની વ્યથિત મનોદશાને વ્યકત કરતી પદાવલિ પણ મળે છે–

'હું ઝંખિ પડિ છું રે ઝુરી ઝુરિને,
અલબેલા સુખ આપ્યું રે, આવે છે ફૂરિને.'[385]

અર્થાલંકારોમાં ઉપમા, ઉત્પ્રેક્ષા, રૂપક, દષ્ટાંત, પ્રતીપ અને અતિશયોક્તિ જેવા અલંકારોની કવિમાં છાકમછોળ ઊડી છે.

**ઉપમા :** કેટલાંક ઉદાહરણો જોઈએ.

ઈષ્ટદેવ સ્વામીનારાયણના સૌંદર્યને ઉપમાથી મઢી લઈ કવિ કહે છે–

'કર્યું કેસર તિલક ભાલ રે, વચ્ચે કુંકુમ ચંદ્રક લાલ રે,
શોભે અધર અરુણ પ્રવાલ રે, મૃગમદની ટિલકડિ છે ગાલ રે.

શરદઋતુ તણું જે કમળ રે, પરમ અરુણ અમળ રે,
તેની પાંખડિ સરખા શોભિત રે, અણિયાળાં લોચન ચોરે ચિત્ત રે,'[386]

અહીં કવિ શરદઋતુના કમળની પાંખડીઓ સાથે અણિયાળાં લોચનને સરખાવે છે.

કવિની ઉપમાઓ ભાવને અનુરૂપ છે. કૃષ્ણના વિયોગે –

---

૩૮૨ કીર્તનસારસંગ્રહ ભાગ–૧, પાન–૫૨૯.
૩૮૩ નિષ્કુળાનંદકાવ્ય પાન–૫૩૧.
૩૮૪ કીર્તનસારસંગ્રહ ભાગ ૧, પાન–૫૩૯.
૩૮૫ નિષ્કુળાનંદકાવ્ય, પાન–૫૮૮.
૩૮૬ પુરુષોત્તમપ્રકાશ – પ્રકાર ૩, કડી ૬–૭, પાન–૪.

'કૃષ્ણના વિષે રહ્યું મારું મન, રહેવું પ્રાસાદે લાગે છે મન,
ઝીણાં ઘાટાં અંગર છે જેહ, થયા સર્પ સમ મને તેહ.'[387]

કવિએ ક્યારેક ભાવને વ્યક્ત કરવા સચોટ ઉપમા વાપરી છે. સ્વામીનારાયણ સંપ્રદાયના એક સાધુ સચ્ચિદાનંદ દ્વારકા ગયેલા. એ સંત પાસે ત્યાંના પાખંડી પંડિતોને આપવા દ્રવ્ય ક્યાંથી હોય ? તેમની નીચતા અને દુષ્ટ સ્વભાવ વ્યક્ત કરવા કવિએ કાગડા સાથે તેમને સરખાવ્યા છે :–

'વાયસ સરખે વીંટીને લીધા, મોટા મુનિને નાવા ન દીધા.'[388]

કવિએ ઈષ્ટદેવના આગમનને સોહામણી ઉપમામાં વધાવી લીધું છે :–

'ચડી ગર્દ ઢંકાણો ગગન, જેમ ઘટા કાઢી ચડયો ઘન,
એ રીતે પ્રભુજી પધાર્યા, જનને મન મોદ વધાર્યા.'[389]
... ... ... ...
'જેમ ફુલ્યું કમળદળ વળી, તેમ શોભે છે સંતમંડળી,
ડોડો કમળ મધ્યે દયાળ, ફરતી પાંખડી શોભે મરાલ.
એમ ખેલે સખા સંગે નાથ, નિરખી જન થાય છે સનાથ.'[390]

**માલોપમા—**

"જળ વિના જેમ અકળાય મીન, સ્વાતિ વિના જેમ ચાતક દીન,
મેઘ વિના જેમ અકળાય મોર, ચન્દ્ર વિના અકળાય ચકોર.
એમ અતિ અકળાયા જન, પછી કરવા બેઠા ભજન,
છારી મૂરતિ અંતરમાંય, જપે નારાયણને જીભાય."[391]

**ઉત્પ્રેક્ષા**–નિષ્કુળાનંદના કલ્પનાઉન્મેષોનું આલેખન કરતી વખતે આપણે જોયું તેમ સુંદરતમ વિવિધ ઉત્પ્રેક્ષાઓ તેમના કવિતા–ધનમાં અનાયાસે મળે છે. કેટલાંક ઉદાહરણો જોઈએ–

"અતિ અતોલ થાય કિલોલ જાણું વન કરે છે વાતડી."[392]
... ... ... ... ...

---

૩૮૭ ભક્તચિંતામણિ – કડી ૪૦, પ્રકરણ ૪૨, પાન–૧૩૧.
૩૮૮ એજન. પ્રકરણ ૯૨. કડી ૨૨, પાન–૨૭૭.
૩૮૯ એજન. પ્રકરણ ૯૫, કડી ૩૦, પાન–૨૮૯
૩૯૦ એજન. પ્રકરણ ૯૮, કડી ૩૬, પાન–૨૯૯
૩૯૧ એજન. પ્રકરણ ૮૧, કડી ૧૮–૧૯, પાન–૨૪૧
૩૯૨ એજન. પ્રકરણ ૪, કડી ૨૨, પાન–૯.

'સુંદર રંગે અરૂણ ઓપે, વદન વાલ્યમ તણું,
જાણું કમળ ઉપરે ભ્રકુટિ ભંગ શોભ્યા ઘણું.'[393]

... ... ...

'ગુલાલ લાલ નાખે ઘણો, ઝળકે કરમાં કડાં વળી,
થાય સલાવા તેહના, જાણું ચમકે ઘનમાં વિજળી.'[394]

... ... ...

'એના ચરણની શોભા બહુ, અતિ ઓપે નખને આંગળી,
જાણું જળમાં કેરી, ફુલી રહી રાતી કળી.'[395]

મધ્યકાળના સાહિત્યમાં કેટલીકવાર તો ચીલાચાલુ ઉપમાઓ, ઉત્પ્રેક્ષાઓ અને રૂપક કવિઓ પ્રયોજતા હોય છે. નિષ્કુળાનંદમાં પણ આવા રૂઢ અલંકારો દેખાય છે, પરંતુ તેમની 'કલ્પનાસૃષ્ટિ'માં જોયું તેમ તેમણે ચમત્કૃતિભર્યા રમણીય અલંકારો પણ પ્રયોજ્યા છે. તેમની 'વર્ણનકળા'માં આવી ગયેલા કેટલાક અલંકારો અત્રે નમૂનાની દૃષ્ટિએ આપ્યા છે. જેમાં રૂપક અને દૃષ્ટાંત મુખ્યત્વે કવિએ પ્રયોજ્યા છે.

રૂપક :— સત્સંગ કરવા માટે કવિએ નીચેના રૂપકદ્વારા કેવી સરસ રીતે ભલામણ કરી છે–

'તમે અંતરની આંખ્યે ઓળખી, કરો સદગુરૂ સંતનો સંગ.'[396]

... ... ... ...

'પરદેશિ છે આ પ્રાણિ પરોણલો, તે રે રે ને કેટલુંક રેશેજી.'[397]

મીરાંએ કામળીમાં વૈરાગ્યના સ્વરૂપને જોયું છે. નિષ્કુળાનંદે કામળીને કળીયુગના મેલરૂપે કલ્પી છે.

'કલિમળ રૂપે કામળી, પુર્ણ હતું પાપ,
મહારાજે મોટી મહેર કરી, સબળ કાઢ્યો સંતાપ[398]

ગોપાંગનાઓના વિરહદર્દને સચોટ રીતે વ્યકત કરતું નીચેનું રૂપક આસ્વાદકોની આંખડી અશ્રુભીની કરી દે છે:

૩૯૩. એજન. પ્રકરણ ૮૦, કડી ૩૧, પાન–૨૩૯.
૩૯૪ એજન. પ્રકરણ ૭૪, કડી ૨૭, પાન–૨૨૩.
૩૯૫ એજન. પ્રકરણ ૩૬, કડી ૨૦, પાન–૧૧૧.
૩૯૬ 'નિષ્કુળાનંદકાવ્ય' પદ ૨, પાન–૪.
૩૯૭ એજન. પદ ૩, પાન–૫૧૭.
૩૯૮ એજન. પદ ૨, પાન–૧૩૧.

'પાવકની ઝાળે રે પંખી નવ પરજળે રે,
ચીને વનવેલીને વસમી રે વાર,
આગગને વિના રે આવી બની એહને યે.
શ્યામ ઘન વિના કોણ કરે સાર
પાન પરજળ્યાં રે, ડાળ્યો લાગી દાઝવા રે
હવે નથી રહેતું ધીરજ મન,
નિષ્કુળાનંદના રે પીયુજી પધારજો રે,
જો હોય જીવાડવાનું મન.'[399]

સ્વેષ્ટદેવ સહજાનંદનું માહાત્મ્યગાન ગાતાં કવિએ સહજાનંદજી માટે સુંદર રૂપક યોજી સંપ્રદાયના અન્ય કવિઓમાં અનેરી વિશિષ્ટતા પ્રાપ્ત કરી તેમણે પોતાના કવિપાસાંનું સુંદર ઉદાહરણ પૂરું પાડયું છે,

'સુરજ સહજાનંદજી રે, આપે થયા છો ઉદ્યોત,
પૂર્વની દિશાએ પ્રકાટ્યા રે, ખોટા મોટા તે કર્યા ખદ્યોત.
અષાઢી મેઘે આવી કર્યા રે, ઝાઝા બીજા ઝાકળ.
પૂર ચાલ્યાં પૃથ્વી પર રે, ધોયા ધરતીના મળ.
ગાજવીજને વરસવું રે, અગમ સુગમ કર્યું સોઈ.
સહુ જનને સુખ આપીયું રે, દુ:ખી રહયું નવ કોઈ.'[400]

ઉપમા કે ઉત્પ્રેક્ષાની જેમ રૂપકોમાં પણ કવિ કલ્પનાના ચમકારા ચમકે છે. ભાવને અનુકૂળ રૂપકયોજના કરી કવિ એક જગ્યાએ નયનબાણની અસર ગોપાંગનાઓ ઉપર નિરૂપી તેમની મનોદશાનો ખ્યાલ આપે છે: વૃંદાવન જતી ગોપીઓને રોકી લઇ નટખટ શ્યામ નેત્રકટાક્ષ કરે છે ત્યારે ગોપાંગનાઓ પીગળી જાય છે:–

'કરી કટાક્ષની સાન શામળિયે ભુલી શુદ્ધ ભાવે,
તન મન મારૂં મીણ કર્યું છે વેહ વળી જગાયો.'[401]

'મીણ' દ્વારા કવિએ કેવી ભાવોચિત વ્યંજના કરી છે!

... ... ...

'એમ પ્રીતપાવકે પંડ પ્રજળ્યું, વળી વિરહમાં વિલખ્યા કરે
પ્રેમદોરિયે બાંધી પ્રમદા, વાલમને વાંસે ફરે.'[402]

---

૩૯૯ 'કીર્તનસારસંગ્રહ' ભાગ ૧, પાન–૫૫૪.
૪૦૦ એજન. પાન–૫૩૩.
૪૦૧ એજન. પાન–૫૬૪.
૪૦૨ સ્નેહગીતા–કડવું ૬, કડી ૮, પાન–૭૧.

ઉપરના અવતરણમાં વર્ણસગાઈ પણ જોવા મળે છે.

મધ્યકાલીન કવિઓએ આત્માને હંસનું રૂપક આપ્યું છે. નિષ્કુળાનંદ પણ આ પરંપરાને અનુસરે છે :—

'હંસ ગયો હરિની સાથે, રહ્યું દેહ તેહ પડી પૃથવી
જેમ દોરી તુટી દારુકની, ચાલ્ય રહિત પુતળી હવી.'[403]

ક્યારેક પ્રકૃતિનાં તત્ત્વોને કવિએ રૂપકમાં વ્યક્ત કર્યાં છે. દા. ત.

'દાઝ્યા કુમતિ કુમોદની, જાણી હરિ અર્ક ઉદય થયો.'
(ભક્તચિંતામણિ, પ્ર. ૮૨, પાન–૨૪૩)

ક્વચિત ઘરગથ્થુ રૂપક પણ કવિમાં નજરે ચડેલ છે:—

'જેની વિષયકોઠામાં વૃત્તિ વળગી, અહંમમત રુપ બાધી આંબલી,
તેને ગોળ સારો કેમ લાગશે, કેમ કે'શે સાકરને ભલી.'[404]

ગોપીભાવે કવિ શ્યામ–મિલનની પ્રતીક્ષામાં પ્રેમમાં રસબસ બનવા શ્યામને પ્રાર્થતા એક મનોહર રૂપક સર્જી જાય છે :—

'હું તો જોઈ રહું છું આજ, વાલા તારી વાટડી,
વાલા નિષ્કુળાનંદના રાજ ખોલો હેત હાટડી.'[૪૦૫]

'હેતહાટડી' રૂપકમાં તાઝગી અનુભવાય છે.

**દૃષ્ટાંત અલંકાર –**

કવિએ પોતાની કૃત્તિઓમાં ઠેર ઠેર દૃષ્ટાંત અલંકારો જે પ્રયોજ્યા છે તેમાંના ઘણાખરા 'વર્ણનકલા' કે 'કૃતિપરિચય' પ્રકરણમાં આપણે જોયા છે અહીં કેટલાક ખાસ નમૂનારૂપે જોઈએ.

સહજાનંદે કૃષ્ણરૂપે પ્રેમવતીના ગર્ભમાં જન્મ લીધેલો. તે વખતની પ્રેમવતીના સૌંદર્ય અને તેજને કવિએ ભાવોચિત દૃષ્ટાંત દ્વારા વ્યક્ત કર્યાં છે:—

'જેમ સૂર્યને ઉગવે કરી રે, પૂર્વ દિશા રહી શોભા ધરી રે,
એમ શોભી રહ્યાં પ્રેમવતી રે, કૃષ્ણ પ્રવેશ કરીને અતિ રે.'[૪૦૬]

સંતોના સ્વભાવને સમજાવવા મધ્યકાલીન ભક્તકવિઓએ હંસનું દૃષ્ટાંત આપ્યું છે. અહીં નિષ્કુળાનંદે તીર્થસ્થાનના પંડાઓની લાલચુ અને દુષ્ટ મનોવૃત્તિને સચોટ રીતે વ્યક્ત કરવા અસરકારક દૃષ્ટાંત યોજ્યું છે :—

૪૦૩ એજન. કડવું ૧૬, કડી ૪, પાન–૭૩.
૪૦૪ 'સારસિદ્ધિ'–કડવું ૪, કડી ૩, પાન–૧૨૮.
૪૦૫ નિષ્કુળાનંદકાવ્ય–પદ ૧, પાન–૧૨૨.
૪૦૬ ભક્તચિંતામણિ – પ્ર. ૧૬, પાન–૪૪.

'માધ વદી એકમને દન, નાહયા વિપ્ર ગોમતી દઈ ધન;
દેખી પરદેશી ધાયા ગુગળી, જેમ પિંડે આવે કાક મળી.'[407]

કવિએ યોજેલ નારી સ્વભાવને વ્યકત કરતું એક દષ્ટાંત જોઈએ–

'જેમ મુષી ફુંકી ફુંકી ખાય, તેની પીડા તને ન જણાય,
તેમ નારી મીઠું મીઠું બોલી, ખાય નરનાં કલેજાં ફોલી.'[408]

કવચિત લોકોકિતઓદ્વારા દષ્ટાંત યોજી કવિ પોતાના કથનને સ્પષ્ટ કરે છે.–

'કુપ દાદુર કુપનો ભાઈ, કુદી પામે પાર,
પણ સરે જાતાં સાહેરને, લાગે લગારેક વાર.
તેમ સતસંગસાગર, ભર્યો છે ભરપુર,
તેને જે જન પાર લેવા, જાય તે મતિતુર.'[409]

કોઈ વાર રૂઢપ્રયોગદ્વારા દષ્ટાંત યો .લું નજરે ચડે છે.

દા. ત. :–'જેમ કાપે કોઈ બેઠાની ડાળ રે, પડે કૂપે મરે તતકાળ રે,
જેમ કરોળિયો કરે વિલાસ રે, પામે પોતાની જાળમાં નાશ રે.
એમ પોતાની માયામાં મુવો રે, આપ પાપે પાપી નાશ હુવો રે.'[૪૧૦]

ક્ષણભંગુર દેહને સમજાવવા કવિએ ગોજેલું રમણીય દૃષ્ટાંત તેમની ઉપદેશાત્મક દૃષ્ટિને અસરકારક રીતે સ્પષ્ટ કરી જાય છે –

'આ પંડ પડશે રે પ્રાણી જન મન જુવો આવી એંધાણી,
પળે પળે પલટે રે પોત, જેમ થાયે જાંખી દીપક જોત.'[૪૧૧]

'વચનવિધિ' કૃતિમાં પરમાત્માની વાણીને જીવનમાં અપનાવવાનો ધર્મ સમજતા કવિએ વચનોને પાળનારાઓની ઈશ્વર તરફથી જે રક્ષા થાય છે તે ભાવને કલ્પનાની ચમત્કૃતિ સર્જતાં દૃષ્ટાંતદ્વારા કવિએ વ્યકત કર્યો છે :–

'કર્યું ધ્વજ પટઘટ મન રે, વળે જેમ વાળે છે પવન રે,
એમ માને વાલાનું વચન રે, નહિ
જેમ નરમ નદી તટ રે, વારિ વેગે વળી જાય ઝટ રે,
તેને શીદને આવે સંકટ રે. નહિ'[૪૧૨]

---

૪૦૭ એજન. પ્ર. ૯૨, પાન–૨૭૭.
૪૦૮ એજન. પ્ર. ૧૦૬, પાન–૩૨૫.
૪૦૯ એજન. પ્ર. ૧૨૮, પાન–૪૦૪.
૪૧૦ એજન. પ્ર. ૧૯, પાન–૫૭.
૪૧૧ કીર્તનસારસંગ્રહ ભાગ ૨, પાન–૪૫૯.
૪૧૨ એજન. પાન–૪૫૧.

જ્યારે અખાએ ઘરગથ્થુ ઉપમાઓ યોજી છે ત્યારે નિષ્કુળાનંદે દષ્ટાંતો યોજ્યાં છે. તેમના અનુભવનું ફલક આ પ્રકારના તળપદા વાતાવરણને ખડું કરવામાં સફલ થયું છે. 'વચનવિધિ' જેવી કૃતિમાં ભક્તિના વિઘ્નકારક કુસંગને સ્પષ્ટ કરવા કવિ દષ્ટાંત પ્રયોજે છે–

'વાવ્યો મોલ સારો ત્યાં લગી નથી ખવાણો ખડજમાં.
તેમ ભકતની ભલાઈ ત્યાં લગી, જ્યાં લગી ના'વ્યો વિમુખની વડજમાં.'[413]
'જેમ ખેડુ કોઈ ખેતરમાં, વણ તકે વાવવા જાય,
તે ઘેરે ન લાવે ભરી ગાડલાં, મર કરે કોટિ ઉપાય.
તેમ પ્રગટ પ્રમાણ પ્રભુને મૂકી, ચૂકી સમો થાય સાવધાન,
તે જાણે કમાણી કરશું, પણ સામું થયું જ્યાન.'[414]

ઉપરના ઘરગથ્થુ દષ્ટાંતમાં કવિએ પ્રકટ ભગવાનની ભક્તિનો મહિમા દર્શાવ્યો છે.

સામાન્ય રીતે મધ્યકાલીન કવિઓએ રૂઢ પ્રણાલી અનુસાર ભક્ત અને ભગવાન વચ્ચેનો સંબંધ ચંદ અને ચકોર, ચાતક અને મેઘ કે બપૈયો અને સ્વાતિબિંદુનાં દષ્ટાંતો દ્વારા સમજાવ્યો છે. આ પરંપરામાં કવિએ નવા દષ્ટાંતદ્વારા ઘરગથ્થુ વાતાવરણ સર્જ્યું છે—

'જેમ ઝખ ન રહે જળ વિના, રહે કીયે દાદુર કૂર્મ,
તેમ ભક્ત ન રહે હરિભક્તિ વિના, રહે ચિત્ત ચિંતવે જે ચર્મ.'[415]

દંભી ગુરુઓના સંગમાંથી બચવા કવિએ 'ધંતુરાના બીજ' અને 'મસાણના લાડુ' જેવાં દૃષ્ટાંતો આપ્યાં છે :–

'જાણો ધંતુરાના બીજે, ખાઈ સુખ શાનું લીજે રે, સા.
તેમ ખોટા ગુરુ કરતાં, પાર ના'વે ભવ ફરતાં રે, સા.
લાડુ મસાણને મધ્ય, નો'ય એલચીની ગંધ્ય રે, સા.
વેરી વીંછી વર વ્યાળા, કોઈ નો'ય જો સુખાળા રે, સા.
એવા પાપીને પરહરિયે, સંગ સ્વપ્ને ન કરિયે રે. સા.'[૪૧૬]

યોનિસંકટનું દુઃખ કવિએ ઘરગથ્થુ દૃષ્ટાંતોદ્વારા અંકિત કર્યું છે :–

૪૧૩ 'વચનવિધિ' કડવું ૧૭, પાન–૧૦૫.
૪૧૪ ભક્તિનિધિ કડવું ૨૪, પાન–૧૭૨.
૪૧૫ એજન. કડવું ૨૯, પાન–૧૭૫.
૪૧૬ 'કલ્યાણનિર્ણય' નિર્ણય ૧૮, પાન–૩૮૮.

'કનક તણો જેમ તાણે તાર, તેથી વસમો લેવો અવતાર,
જેમ પિલે ચિચુમાં શેરડી, તેથી કઠણ એહ ઘડી.
જેમ ભીડે સંકચે કપાસ, એથી તજવો કઠણ ગર્ભવાસ.'૪૧૭

'દાર્શનિક નિરૂપણની ચર્ચા કરતી વખતે જોયું છે તેમ જીવ અને શરીરનો સંબંધ 'યમદંડ'ના સાતમા કડવામાં ઘણ અને એરણ વચ્ચે ઘડાતા લોઢાના દૃષ્ટાંતદ્વારા કવિએ કહ્યો છે.

'વચનવિધિ' કૃતિમાં કુત્સંગીઓના સંગથી મુમુક્ષુ જે પોતાના રહ્યા સહ્યા સંસ્કારો ખોઈ બેસે છે તે ભાવ સમજાવવા કવિએ પ્રકૃતિનાં તત્ત્વોની પાર્શ્વભૂમિકામાં રમણીય દૃષ્ટાંત પ્રયોજ્યું છે :–

'જેમ રાહુ સંગે રાકેશ રવિનું, અતિ તમે થાય તેજ લીન,
તેમ હરિવિમુખના સંગથી, થાય મતિ અતિ મલિન.
પ્રાવૃટ્ ઋતુ અંત પરખિયે, જ્યારે ઉગે અગસ્ત્ય આકાશ,
જળ સંકોચાયે સ્થળથી, તેમ વિમુખથી મતિ નાશ.
જેમ વાયુના વેગે કરીને, વિખાઈ જાયે વળી વાદળાં,
તેમ વિમુખ વચનના વેગથી, જાય શુભ ગુણ આદિ ઘણાં.'૪૧૮

**અતિશયોક્તિ અલંકાર**– કવિએ અતિશયોક્તિ અલંકાર પણ યોજેલ છે. દા. ત.

'કરી નજર અતિ કરડી, થયાં લોચન લાલ વિશાળ,
ભ્રકુટિભ્રંગ ચડાવિયો, દેખી કંપવા લાગ્યો કાળ.
શશિ સુરજ ઝાંખા પડયાં, વળી ઉઠયો અજ અકળાઈ,
શિવ કહે સંહાર વળશે, આજ નથી રહેવાનું કાંઈ.
ઈંદ્ર સુરને ભય ઉપજ્યો, વળી દલે ડર્યા દિગપાળ
જોઈ કોય મહારાજનો, તેણે કંપ્યો પન્નગપાળ.'૪૧૯

... ...

'તેને મળ્યા કરી અતિ પ્રીત, તેણે થયાં પોતે રોમાંચિત,
આવ્યાં હર્ષનાં આંખ્યમાં આંસુ, જાણ્યું આવી મંડાણું ચોમાસું.'૪૨૦

કવિ પોતાના ઈષ્ટદેવ સહજાનંદના શૃંગારનું વર્ણન અતિશયોક્તિ અલંકારમાં કરે છે :

---

૪૧૭ યમદંડ – કડવું ૨, પાન–૪૦૩.
૪૧૮ 'વચનવિધિ' – કડવું ૧૮, પાન–૧૦૬.
૪૧૯ ભકતચિંતામણિ – પ્ર. ૫૭, પાન–૧૭૮.
૪૨૦ એજન. પ્ર. ૨૫, પાન–૭૬.

'હરિનાં અમૂલ્ય આભૂષણ જોઈ રે, સહ્યા સુર નર મુનિ મન મોઈ રે'
કરણે કુંડળ મકરાકાર રે, મહાતેજ તણો અંબાર રે.
નિરખિ લાજ પામ્યા વારમવાર રે, વસ્યા રવિ શશિ ગગન મોઝાર રે.'[421]

પ્રતીપ અલંકાર :-

પોતાના ઈષ્ટદેવ સહજાનંદના રૂપસૌંદર્ય આલેખનમાં આ અલંકાર ક્વચિત્ જોવા મળે છે.–

'ચાલે સુંદર ગજગતિ ચાલ રે, લાજે નિરખિને રાજ મરાલ રે.'[422]
... ... ...
'શોભા સાગર સુંદર શ્યામ રે, સારી પ્યારી છબી સુખધામ રે,
કોટિ કામદેવ દેખી લાજે રે, એવી છબી છબિલાની છાજે રે.'[423]

આ સિવાય અન્ય કોઈ ખાસ નોંધપાત્ર અલંકારો મળતા નથી.

અંતમાં આધ્યાત્મિક દૃષ્ટિ અને કલાદૃષ્ટિનો સુભગ સમન્વય સાચવતી નિષ્કુળાનંદની કવિતામાં વિવિધતા છે, વિપુલતા છે અને વિકાસપ્રદતા પણ જોવા મળે છે. વિષયની દૃષ્ટિએ ધર્મ, જ્ઞાન, ભકિત અને વૈરાગ્ય જે મોક્ષમાર્ગનાં ચતુષ્ટય સાધનો છે તેની પ્રતીતિ તેમની સળંગ પદ્યકૃતિઓ કરાવી આપે છે. લીલાસંકીર્તન પણ ગાયું છે. સ્વકીય અને પરકીય ભાવે પ્રેમલક્ષણાભકિતનું ગાન પણ ગુંજે છે. સ્વરૂપની દૃષ્ટિએ તેમણે પદ, પદમાળાઓ, ગીત, રૂપક, ચરિત્ર જેવાં સ્વરૂપો ખેડયાં છે. લયમાધુર્ય તેમનાં કેટલાંક પદોને ગેયતા અર્પે છે. ભાવપક્ષે કવિનાં કલ્પનાલોકના કાલ્પનિક ઉન્મેષો, વિવિધ ભાવસભર વર્ણનો, પ્રકૃતિપ્રેમી નિષ્કુળાનંદનાં પ્રકૃતિનાં સોહામણાં દૃશ્યો તેમ જ તેમની કવિતાસરિતામાંથી વહેતાં રસઝરણાં, સ્વકીય અને પરકીય ભાવે સંયોગ-શૃંગારનાં વિભિન્ન ભાવાવસ્થાનાં ઊર્મિસભર ચિત્રો તો કલાપક્ષે ભાવ અને વિષયને અનુકૂળ તેમની શૈલી, શબ્દશકિત, ભાષાગત શબ્દભંડોળમાં તેમણે યોજેલા વિશિષ્ટ શબ્દો, તળપદા વાતાવરણનો રણકો, છંદવૈવિધ્ય અને અલંકારોનો અનાયાસ પ્રયોગ–આ છે નિષ્કુળાનંદની કવિતાની સિદ્ધિઓ.

કોઈ પણ કવિમાં વિશેષતાઓની સાથે કેટલીક મર્યાદાઓ પણ જોવા મળે છે. મમ્મટે 'કાવ્યપ્રકાશ'માં આપેલા કાવ્યદોષોને આધારે નિષ્કુળાનંદની કવિતામાં પણ ક્વચિત

૪૨૧ 'પુરુષોત્તમપ્રકાશ'–પ્રકાર ૩, પાન–૩.
૪૨૨ 'પુરુષોત્તમપ્રકાશ'–પ્રકાર ૩, પાન–૩.
૪૨૩ ભકતચિંતામણિ–પ્ર. ૧૪, પાન–૩૮.

'ભકિતચિંતામણિ' કૃતિના પ્રકરણ ૧૧૧માં આવેલા
દોષ પામ્યું દષ્ટિગોચર થાય છે. 'ભકિતચિંતામણિ' કૃતિના પ્રકરણ ૧૧૧માં આવેલા નારીવર્ણનની 'કફ થુંક ને લાળની ખાડી, મુખે ઝરે તે મેઘ અપાડી' જેવી કડીમાં 'મેઘ અપાડો' શબ્દનો અનુચિત પ્રયોગ, 'યમદંડ'માં યમવર્ણન કરતી વખતે 'અતિકાળા ને બોલે છે કૂર, નયણાં દિસે છે ઉગમતો સૂર' જેવી પંકિતમાં ઊગતા સૂર્યની લાલાશથી કરેલી ઉત્પ્રેક્ષા સહૃદય આસ્વાદકોની રસવૃત્તિમાં જરૂર ઠેસ પહોંચાડે છે. ક્યારેક બરછટતા આવી ગઈ છે. 'નિષ્કુળાનંદકાવ્ય'ના પાન ૧૭૩માં સંપાદિત થયેલ વૈરાગ્યભાવના પ્રકટ કરાવતા 'ધાબળી' વિષયક પદની 'ધાબળી રાંડ ધુંધવી ઉઠી' જેવી પંકિતમાં 'રાંડ' શબ્દ-પ્રયોગ ભાવકોને કઠે છે. આ જ રીતે 'યમદંડ'માં યોજેલ 'હરામી' શબ્દ નિષ્કુળાનંદ જેવા સૌમ્ય ભકતકવિના મુખે શોભતો નથી. કવચિત દુર્બોધતા પણ અનુભવાય છે. 'યમદંડ'ના પાન ૪૫૧ ઉપર આપેલી 'બાંધી મહાપ્રભુએ મરથદરે, તેને ભાખે કુકર્મિક-વ્યાહરે,' જેવી પંકિતમાં 'ક્વ્યાહર'નો અર્થ સ્પષ્ટ થતો નથી. એ જ રીતે ઉકત કૃતિની પાન નં. ૪૪૬ ની 'કુરાંગ તે ક્વ્યાદની પેર, સદા વાવરે પ્રભુશું વેર' જેવી પંકિતનો 'ક્વ્યાદની' શબ્દપ્રયોગ અર્થબોધમાં દુર્ગમતા આણે છે.

નિષ્કુળાનંદની કવિતામાં કવચિત પુનરુકિતનો પણ દોષ નજરે ચડે છે. 'અંતરની આંખ' જેવું રૂપક ઘણીવાર પ્રયોજેલું જોવા મળે છે.

હવે 'ધીરજાખ્યાન' ની નીચેની પંકિતઓ જોઈએ :–

'એમ કહીં કષ્ટ ભોગવ્યાં, તેનો કહેતાં ન આવે પાર,
રાત દિવસ રડવડતાં, વળી વહી ગયાં વર્ષ બાર.'
(કડવું ૪૪, પાન–૨૬૧)

નળદમયંતીના વિયોગનું વર્ણન કરતા અહીં કવિએ ખોટી માહિતી આપી છે. 'મહાભારત' માં નળ દમયંતીનો વિયોગ ત્રણ વર્ષનો બતાવ્યો છે. જ્યારે કવિએ કાં તો અજ્ઞાનતામાં અને કાં તો પ્રાસ મેળવવામાં ત્રણની જગ્યાએ બાર વર્ષ લખ્યાં છે.

આમ, ક્યાંક ક્યાંક તેમની કવિતામાં કાવ્યદોષ દેખા દે છે, પરંતુ, તેમની કવિતાસિદ્ધિ આગળ તો તે ઢંકાઈ જાય છે અને મુકાબલે ગૌણ છે.

# પ્રકરણ – ૬

## ઉપસંહાર

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં સ્વામીનારાયણ સંપ્રદાયના કવિ નિષ્કુળાનંદ સામાન્યત: 'વૈરાગીકવિ' તરીકે પરિચિત છે. વાણી અને વર્તનમાં એકરૂપતા દાખવી જીવનમાં સાચા વૈરાગ્યનાં લક્ષણો ઉતારી જનાર આ સંતકવિએ વૈરાગ્યને વિધેયાત્મક સ્વરૂપે જોઈ માનવજીવનને આત્યંતિક કલ્યાણના એક પ્રબળ સાધન રૂપે સમજી મનુષ્ય-જન્મની દુર્લભતા ગાઈ છે. ક્રમિક વિકાસ સાધતી તેમની વૈરાગ્યભાવના તીવ્ર છે. મધ્યકાલીન અન્ય જ્ઞાનવૈરાગી મુખ્ય કવિઓ સાથે નિષ્કુળાનંદનાં જ્ઞાન વૈરાગ્યનાં પદોની તુલના કરતી વખતે જોયું તેમ આ કવિ ઉપદેશાત્મક પદ્ધતિએ અન્ય કવિઓથી નિરાળા તરી આવે છે. અખા કે ભોજાની જેમ કઠોરતા કે ઉગ્રતા તેમની ઉપદેશપ્રધાન વાણીમાં નજરે ન પડતાં એમાં સૌમ્યતા સાથે હિતેચ્છુ મિત્રભાવના દૃષ્ટિગોચર થાય છે. તેમના વૈરાગ્ય આલેખનની સૌથી મોટી વિશિષ્ટતા એ છે કે તેમણે 'ભક્તચિંતામણિ' કે 'યમદંડ' જેવી સળંગ પદ્યરચનાઓમાં સ્ત્રી–પુરુષોનાં એવાં ચિત્રો દોરી આપ્યાં છે જે વાંચતાં જ આપોઆપ વૈરાગ્યની ભાવના જાગી જાય છે. તેમની વૈરાગ્યભાવનાની બીજી વિશિષ્ટતા એ છે કે જ્ઞાન અને વૈરાગ્યની બાબતમાં તેઓનું કવિતાધન જેટલું ઊંચું છે તેટલું જીવન પણ ઉચ્ચ છે. સંપ્રદાયના અન્ય કવિઓના મુકાબલે આ સાધુકવિના જીવનમાં ધબકતા વૈરાગ્યને જોઈને ખુદ સ્વામીનારાયણ ભગવાને પણ 'વચનામૃત'માં તેમની વૈરાગ્યજીવનની પ્રશંસા કરી છે.

એક બાજુ જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યનાં પદો સર્જી જનાર નિષ્કુળાનંદે બીજી બાજુ નરસિંહ, મીરાં, પ્રેમસખી પ્રેમાનંદ કે દયારામની જેમ પ્રેમલક્ષણાત્મક ભક્તિગાન ગાઈ સ્વકીય અને પરકીય ભાવે પોતાના ઈષ્ટદેવ સહજાનંદ અને કૃષ્ણચન્દ્રને લઈને દ્વિમુખી પદ્ધતિએ એક સફળ ઊર્મિકવિને શોભે તે રીતે લીલાસંકીર્તન ગાયું છે. અને સંયોગ અને વિયોગ શૃંગારનાં વિભિન્ન ભાવાવસ્થાનાં ઊર્મિસભર ચિત્રો ખડાં કર્યાં છે. સંયોગશૃંગારમાં ગોપાંગનાઓની મુગ્ધાવસ્થા, લજ્જાળુતા, મિલનપ્રતીક્ષાની વિહ્વળતા, સ્વપ્નાવસ્થામાં શૃંગાર અને સંયોગાવસ્થાની મસ્તી આદિ વિવિધ પ્રેમાવસ્થાઓનું રસભર્યું આલેખન કરતા કવિએ વિરહવિભાવનામાં અભિલાષા, ચિંતા, સ્મરણ, રૂપગુણ-કથન, પ્રતીક્ષા, ઉદ્વેગ અને મૂર્છા જેવી ભિન્ન ભિન્ન વિરહ અવસ્થાઓનું ભાવસભર

નિરૂપણ કર્યું છે. વૈરાગ્યભાવનાની જેમ વિરહભાવનામાં પણ ક્રમિક વિકાસ નજરે પડે છે. 'સ્નેહગીતા' જેવી પ્રેમલક્ષણાત્મક ગીતા તેનું સુંદર દૃષ્ટાંત છે. હા, એક વાત સાચી કે તેમનું લીલાસંકીર્તન નરસિંહ, મીરાં, પ્રેમસખી પ્રેમાનંદ કે દયારામ જેટલું વિપુલ અને વૈવિધ્યપૂર્ણ તો નથી જ. તેમણે પનઘટલીલા, બાળલીલા, કુંજલીલા અને માનલીલા જેવી વૃંદાવનીય લીલાઓનાં વિવિધ દૃશ્યો ખડાં કર્યાં નથી. દયારામના જેવી પનઘટ પર રાધાકૃષ્ણનાં તોફાન, ચેડાં કે મેણાંટોણાંની રમઝટ આ કવિમાં જોવા નહીં મળે. તેમની ગોપી ધીંગામસ્તી કરતી નટખટ તો નથી, પરંતુ દીન છે. તેમની રાધા કૃષ્ણની ખબર લઈ નાખતી ગુમાની કે માનિની પણ નથી. તેનું કારણ તેઓએ કવેલી મર્યાદિત શૃંગારોચિત સામગ્રી છે.

નિષ્કુળાનંદ મુખ્યતઃ જ્ઞાન–વૈરાગ્ય પંરના કવિ છે. તેઓ કેવળ ભક્ત નથી, પણ માર્મિક–દાર્શનિક પણ છે. આપણે જોયું તેમ "હૃદયપ્રકાશ", "કલ્યાણનિર્ણય", "મનગંજન" અને "યમદંડ" જેવી તેમની સળંગ પદ્યરચનાઓ અને જ્ઞાનાત્મક પ્રકીર્ણ પદો તેમના દાર્શનિક પક્ષને વ્યક્ત કરે છે. તેમના દાર્શનિક નિરૂપણની વિશિષ્ટતા એ છે કે તેમણે પરબ્રહ્મ, બ્રહ્મ, ઈશ્વર, જીવ અને માયા જેવાં પાંચ અનાદિ તત્ત્વોના સ્વરૂપને સીધી અને સરળ ભાષામાં સમજાવી આત્યંતિક કલ્યાણની પરિભાષાને સ્પષ્ટ કરવા કલ્યાણ અને છેવટના કલ્યાણ વચ્ચેની સ્પષ્ટ રીતે ભેદરેખા પાડી આપી છે અને આત્યંતિક કલ્યાણના મહત્ત્વના ઉપાયોની ચર્ચા કરી છે. સૈદ્ધાંતિક ચર્ચા કરતી વખતે તેમણે અન્ય સંપ્રદાયો પ્રત્યેની સહિષ્ણુતા ઓછી થવા દીધી નથી. એટલું જ નહીં, તેમને મન સ્વામીનારાયણ ભગવાન સર્વેશ્વર હોવા છતાં "કલ્યાણનિર્ણય" જેવી સળંગ પદ્યરચનામાં ભગવાનના અવતારોને મુમુક્ષુઓ જે પરસ્પર નિંદે છે તેના ઉપર પણ વ્યંગ કર્યો છે. તેમ જ એક જ અવતારના સ્થાપક સેવક અને કાર્યભેદથી ઉપાસનાના ભેદ પાડનારાઓને તેમની આ મહાન ભૂલ સમજાવી છે, તો બીજી બાજુ વેદાંતી અને નિરાકારવાદીઓની ભ્રામક માન્યતાઓને રદિયો આપ્યો છે અને ચાર્વાક મતનું ખંડન કર્યું છે. તેમના તત્ત્વજ્ઞાનને સ્વામીનારાયણ સંપ્રદાયના આધારભૂત ગ્રંથોનો ટેકો છે. અખાની જેમ તેમના દાર્શનિક પક્ષમાં ઉગ્ર ખંડન મંડન કે તરોડમરોડ જોવા નહીં મળે. નિષ્કુળાનંદે "હરિબળગીતા", "ભક્તિનિધિ", "સારસિદ્ધિ" અને "વચનવિધિ" જેવી સળંગ પદ્યરચનાઓ અને પ્રભુભક્તિનાં ફુટકળ પદોદ્વારા ભક્તિનું સ્વરૂપ અને ભક્તિના વિવિધ ભેદો વગેરે સમજાવી ભક્તિયોગની ચર્ચા કરી છે. તેમની ભક્તિસાધનામાં ઈષ્ટ ને આરાધ્યદેવ સ્વામીનારાયણ કેન્દ્ર સ્થાને છે. માહાત્મ્યજ્ઞાને યુક્ત સ્નેહમય ભક્તિની જવાળાઓમાં રાતામાતા બનેલા કવિની ભક્તિ–બાનીમાં તેમના ઈષ્ટદેવની ખુમારીનો પડઘો પડયો છે. આ પ્રગાઢ પ્રેમભાવનામાં ગોપીઓની રસિકતા પણ ભળી છે. પોતાના ઈષ્ટદેવ સહજાનંદની રૂપાસક્તિથી આકર્ષાઈ તેમણે સંયોગશૃંગારની વિવિધ લીલાઓ

માણી છે અને દૈવીભાવ પણ અનુભવ્યો છે. તેમની ભકિતમાં પ્રેમ સાથે માહાત્મ્યજ્ઞાન પણ ભળ્યું છે. કારણ કે એમની ભકિત સંપ્રદાયને અભિમત ભકિત છે. રૂપાસકિતનો અલૌકિક આનંદ અનુભવતા કવિએ પોતાના ઈષ્ટદેવ સહજાનંદના શણગારનાં મોહક વર્ણનો વ્યકત કરતાં પદો રચી ચિત્રાત્મક શકિતનો પરિચય કરાવ્યો છે. એમનાં સ્તુતિ કે પ્રાર્થનાનાં પદોમાં ઐહિક સુખની યાચનાઓ નથી. કારણ કે તેમને મન પ્રગટ સ્વામીનારાયણ ભગવાનના દિવ્યાનંદની અલૌકિક મસ્તી જ સર્વોપરી હતી. નિષ્કામભકિત તેમને મન સારમાં સારતમ છે.

ધર્મ, જ્ઞાન અને વૈરાગ્ય એ ભકિતનાં અંગ છે. ધર્મનંદન પરમાત્માનાં જે વચનો છે તેનું જીવનમાં સાંગોપાંગ પાલન કરવું તે મનુષ્યમાત્રનો ધર્મ છે. મોક્ષના મુખ્ય ઉપાયરૂપ ભકિતમાં આ અંગની જો પુષ્ટિ થાય તો ભકિત સિધ્ધ થાય છે. શ્રુતિ અને સ્મૃતિમાં જે વચનો છે તે જ પરમાત્માનાં વચનો છે. "વચનવિધિ" જેવી સળંગ પદ્યરચનામાં આ મર્મને કવિએ પૌરાણિક રમણીય દૃષ્ટાંતોદ્વારા સમજાવેલ છે. ભગવાનના માહાત્મ્ય વિના તેમના પ્રત્યે સાચી પ્રીતિ જાગતી નથી, અને જ્યાં સુધી પ્રેમભાવના ઉત્પન્ન થતી નથી ત્યાં સુધી સંસારનો વ્યામોહ છૂટતો નથી. પરિણામસ્વરૂપ અંતર્ગત વૈરાગ્ય સ્ફુરતો નથી. અને ભકિતમાં પરિપકવતા આવતી નથી. પરમાત્માનું અગાધ માહાત્મ્ય જાણવું તે જ્ઞાન છે. જ્યાં સુધી ઈશ્વર સિવાય અન્યત્ર અપ્રીતિ થતી નથી ત્યાં સુધી ભકિતસાધના વ્યર્થ છે. બૃહદવૈરાગ્ય તેની પૂર્તિ છે. અને આ વૈરાગ્ય ત્યારે જ ધબકે છે જયારે પરમાત્માનું માહાત્મ્ય મુમુક્ષુ જાણી શકે છે. અને એ માહાત્મ્યજ્ઞાને યુકત ભકિત જ પરમાત્મા પ્રત્યે અગાધ સ્નેહ છલકાવી જાય છે. આમ, આત્યંતિક કલ્યાણમાં ધર્મ, ભકિત, જ્ઞાન અને વૈરાગ્ય એ ચતુષ્ટય સાધનોને એક બીજાની અપેક્ષા રહે છે. નિષ્કુળાનંદે આત્યંતિક કલ્યાણના આ રહસ્યને "સારસિધ્ધિ" જેવી સળંગ પદ્યરચનામાં સમજાવી દીધું છે. સંપ્રદાયના અન્ય કવિઓએ અલગ અલગ રીતે આ ચારેય અંગોને લગતાં પ્રકીર્ણ પદો તો રચ્યાં છે, પણ નિષ્કુળાનંદની જેમ એક સાથે આ ચારેય અંગોને લઈને સૈધ્ધાંતિક પર્યેષણા કરતી કોઈ સળંગ પદ્યકૃતિ સર્જી નથી.

કૃતિચર્ચા કરતી વખતે આપણે જોયું તેમ કવિની નાની મોટી ત્રેવીસ સળંગ પદ્યરચનાઓમાં 'ભકતચિંતામણિ' અને 'પુરુષોત્તમપ્રકાશ' જેવી લીલાપ્રધાન કૃતિઓ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના એક આભરણ સમાન છે. આશરે પરર પાન ધરાવતી તેમની શિરમોર જેવી 'ભકતચિંતામણિ' નિષ્કુળાનંદને વૈરાગી કવિની જગાએ એક ઊર્મિકવિ તરીકે દર્શાવી જાય છે. સ્વામીનારાયણ ભગવાનના જન્મથી પ્રારંભીને અંતર્ધાન સુધીની કડીબધ્ધ વિભિન્ન લીલાઓનું ગાન કવિએ જે ઉમંગ અને ઉલ્લાસભરી

ઊર્મિજન્ય બાનીમાં અહીં કર્યું છે તેવું એક જ કૃતિમાં સ્વામીનારાયણ સંપ્રદાયના અન્ય કવિઓમાં નજરે ચડતું નથી. આ નિષ્કુળાનંદની એક વિશિષ્ટતા છે. આમાં નિષ્કુળાનંદના જીવનોત્સવી જીવડાએ પરમાત્મા સ્વામીનારાયણ અને તેમના સખાઓ સાથે વસંત, ફાગ કે હોળીના ઉત્સવો આનંદભેર માણ્યા છે, અને જળક્રીડાઓ કરી છે. એમાં પ્રકૃતિસૌંદર્યનાં નયનરમ્ય ચિત્રો ઝળકી ઊઠયાં છે, તત્કાલીન સમયરંગને તેમણે ઝીલ્યો છે, સંપ્રદાયનું સ્વરૂપ અને સિદ્ધાંતો સરળ વાણીમાં ગૂંથી લીધાં છે અને ભાવવર્ણનોમાં કલ્પના-ઉન્મેષો ચમકી ઊઠયા છે.

મહાગુજરાતમાં થયેલાં સહજાનંદનાં લોકકલ્યાણનાં સંસ્કારકાર્યોને સંક્ષેપમાં વ્યકત કરતી 'પુરુષોત્તમપ્રકાશ' કૃતિ નિષ્કુળાનંદનું કવિત્વ પ્રકટ કરે છે. સંસ્કૃત શબ્દોથી કર્ણપ્રિય બનતી પદાવલિઓ સંસ્કૃત ભાષાની સૌરભ પ્રસરાવી જાય છે. સહજાનંદનાં વિવિધ શૃંગારનાં મનોહારી વર્ણનો તેમ જ કૃતિને અંતે રાગ ધોળમાં સર્જાયેલું પદ તેમની કવિપ્રતિભાનું જીવંત પ્રમાણ છે, તો 'મનગંજન' જેવી રૂપક કૃતિમાં તેમણે મન અને નિજમન દ્વારા સદ્ અને અસદ્ ચિત્તવૃત્તિઓ વચ્ચેના સંઘર્ષ અને માનસશાસ્ત્રના સિદ્ધાંતનું કુશળ નિરુપણ કરી સંપ્રદાયના અન્ય કવિઓમાં નવીનતા અર્પી છે. 'ધીર-જાખ્યાન' જેવી કૃતિ અન્ય ભકતો પ્રત્યેનો એમનો પ્રેમાદર અને એમની પૌરાણિક વિષયોની બહુશ્રુતતા દર્શાવે છે.

નિષ્કુળાનંદની સમગ્ર અક્ષરસાધનામાં સૌથી વધુ ધ્યાન ખેંચે છે તેમનો "શ્રીકૃષ્ણજન્મચરિત્રખંડ." સં. ૧૮૭૭માં નિષ્કુળાનંદે લખેલો પ્રસ્તુત ગદ્યગ્રંથ "બ્રહ્મવૈવર્તપુરાણ"ના કેટલાક અધ્યાયોનો ગદ્યાનુવાદ-સાર છે. સ્વામીનારાયણ સંપ્રદાયના અન્ય કોઈ પણ કવિએ સ્વતંત્ર રીતે ગદ્ય સર્જ્યું નથી. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના સ્વલ્પ ગદ્યમાં પ્રસ્તુત ગ્રંથ એ નિષ્કુળાનંદની મધ્યકાલીન ગુજરાતી સાહિત્યને એક અણમોલ ભેટ છે. તત્કાલીન ભાષાનાં લક્ષણો સાચવતો આ ગ્રંથ કવિ નિષ્કુળાનંદની ગદ્યશૈલીનો પરિચય કરાવી જાય છે. એમાંનાં ઉઘાડાં શૃંગારનાં વર્ણનો નોંધપાત્ર છે.

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં નિષ્કુળાનંદનું સમગ્રતયા મૂલ્યાંકન કરીએ તો નિષ્કુળાનંદની કવિતાનું સ્વરૂપ સ્વામીનારાયણ સંપ્રદાયને અભિમત આત્યંતિક કલ્યાણના આધારસ્તંભ ગણાતાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને માહાત્મ્યજ્ઞાનનયુકત પ્રેમલક્ષણા ભકિતથી વિકસેલું છે. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં નરસિંહ, મીરાં, પ્રેમસખી પ્રેમાનંદ કે દયારામ જેવા પ્રેમલક્ષણાભકિતના કવિઓએ શુદ્ધભકિતની કવિતા ગાઈ છે. આ પ્રવાહને નિષ્કુળાનંદે પ્રણાલી અનુસાર લીલાસંકીર્તનમાં મસ્ત બની સ્વકીય અને પરકીય એમ ઉભય ભાવે પ્રભુમિલનની મસ્તી અને વિરહના દર્દથી વેગવંતો રાખ્યો છે. તેમની ભકિતશૃંગાર કવિતામાં નરસિંહનો તનમનાટ, મીરાંનું લાડસોહામણું લાવણ્ય અને

કમનીયતા, રત્નાના મહિનાની વિરહનિભાવના અને દયારામનો ઉછળાટ જેવાં તત્ત્વો જોવા મળે છે. તેમ છતાં, એમાં નરસિંહ કે દયારામ જેવી પુરુષસહજ પ્રગલ્ભના કે મીરાં જેવી જીવનની વિષમતા નથી.

નરસિંહથી પ્રેમલક્ષણા ભક્તિની વહેતી ધારાની સાથે જ્ઞાનમાર્ગની ધારા પણ મંદ મંદ ગતિએ વહે છે. આ જ્ઞાનમાર્ગી કવિઓમાં નરસિંહ, "પ્રબોધપ્રકાશ"કાર ભીમ, ધનરાજ, નરહરિ, ગોપાળ, અખો, બુટિયો, ભાલણદાસ, પ્રીતમ, ધીરો, ભોજો કે "રસિક-વલ્લભ"કાર દયારામ જેવા કવિઓમાં નિષ્કુળાનંદ પણ પોતાનો ફાળો નોંધાવે છે. આ સર્વમાં નરસિંહે ભક્તિ અને જ્ઞાનનું સુભગ મિશ્રણ પદોમાં સાધી આપ્યું છે, તેમ નિષ્કુળાનંદે પણ પોતાની "સારસિધ્ધિ" જેવી સળંગ પદ્યરચનામાં જ્ઞાન અને ભક્તિને પરસ્પર પૂરક ગણ્યાં છે. તેમનામાં જો કે નરસિંહના "નિરખને ગગનમાં" જેવા જાણીતા પદ જેવી ભવ્યતા જોવા મળતી નથી. અખો વેદાંતી કવિ છે. તેની રચનાનો પ્રધાનરસ બ્રહ્મરસ છે. શાંકરમતનો કેવલાદ્વૈત વેદાન્ત સિધ્ધાંત તેની કવિતાનો મુખ્ય સૂર છે. જ્યારે નિષ્કુળાનંદને સાક્ષાત્ પરમાત્મા સ્વામીનારાયણની પ્રત્યક્ષ ભક્તિનો અલૌકિક આનંદ મળ્યો છે. ફલત: તેમનું દાર્શનિક નિરૂપણ ભાવની દૃષ્ટિએ અખાથી ભિન્ન છે. નિષ્કુળાનંદે તો સંપ્રદાયને અભિપ્રેત વિશિષ્ટાદ્વૈતનો સિધ્ધાંત પકડી પરબ્રહ્મ, બ્રહ્મ, ઈશ્વર, જીવ અને માયા જેવાં પાંચ અનાદિ તત્ત્વોનો અભેદ ગણી નિરાકારવાદીઓ કે વેદાંતીઓનો ઉધડો લીધો છે. અખાની જેમ નિષ્કુળાનંદે તત્ત્વજ્ઞાન સમજાવવા રંગીન કાચવાળા મંદિર કે નારીકુંજર ચીરનાં દૃષ્ટાંતો નથી આપ્યાં, પરંતુ પોતાનું ઘૂંટેલું તત્ત્વજ્ઞાન અખાની જેમ લાઘવ અને સરળતાથી તો રજૂ કરી દીધું છે.

દયારામે "રસિકવલ્લભ"માં આત્યંતિક કલ્યાણની ચર્ચા કરતી વખતે આત્યંતિક કલ્યાણનાં સ્વરૂપ અને તેની પ્રાપ્તિનાં સાધનોની પર્યેષણા વિશદતાથી કે સુરેખતાથી જેટલી નથી કરી તેટલી નિષ્કુળાનંદે કરી છે. આત્યંતિક કલ્યાણનો મર્મ સમજાવતાં નિષ્કુળાનંદે દયારામની જેમ અન્ય દેવ–દેવીઓને ઉતારી પાડયાં નથી. અન્ય ધર્મો પ્રત્યેની સહિષ્ણુતા નિષ્કુળાનંદના દાર્શનિક નિરૂપણની વિશિષ્ટતા છે. સ્વામીનારાયણ સંપ્રદાયના અન્ય કવિઓમાં નિષ્કુળાનંદના દાર્શનિક નિરૂપણનું પલ્લું ભારે છે, જે તેમની "સારસિધ્ધિ", "મનગંજન", "હૃદયપ્રકાશ" કે "યમદંડ" જેવી સળંગ પદ્યરચનાઓ કે શુષ્ક વેદાંતી-ઓની ખબર લઇ નાખતાં તેમનાં પ્રકીર્ણ પદોને આભારી છે.

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં વૈરાગ્ય અને ઉપદેશનું ગાણું તો લગભગ બધા જ કવિઓએ ગાયું છે. નરસિંહ પહેલાં પણ જૈન કવિઓના રાસાઓમાં છેવટે તો વૈરાગ્યનું ગાન ગાઇ ઉપશમ સંધાયો છે.

નિષ્કુળાનંદનું દૃષ્ટિબિન્દુ જૈન કવિઓથી ભિન્ન છે. તેમની ઉપાસના સાકાર છે. જૈન કવિઓની જેમ તેમણે પોતાની કૃતિઓમાં તો શૃંગાર અને ઉપશમ બન્નેનું આલેખન કર્યું નથી. નરસિંહનાં સંસાર પ્રત્યે વૈરાગ્ય ઉપજાવવા વૃધ્ધાવસ્થાનો હાઉ બતાવનારાં ચાર પદોની તુલનામાં નિષ્કુળાનંદે 'યમદંડ'માં આપેલું અસહાય વૃધ્ધ રોગીનું નોંધપાત્ર ચિત્ર વૈરાગ્ય નિષ્પન્ન કરવામાં વધુ પ્રાણવાન બની જાય છે. વસ્તુત: આ પ્રકારનાં વર્ણનો કે શબ્દચિત્રો યોજવાની કલા જ નિષ્કુળાનંદની આ પ્રકારની કવિતામાં કળશ ચઢાવે છે, જે વાંચતાં આપોઆપ વૈરાગ્ય પ્રગટે છે. અને આથી જ આ પંકિતના અન્ય મુખ્ય કવિઓમાં અખો, ભોજો, ધીરો, દેવાનંદ, મંજુકેશાનંદ ને દયારામ જેવાઓની આ વર્ગની રચનાઓ નિષ્કુળાનંદની પાસે ઝાંખી પડે છે. તેમનામાં ઉપદેશ કરતાં મિત્રભાવ વિશેષ છે. વસ્તુત: મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં પ્રેમલક્ષણા ભકિતનાં શિખરો નરસિંહ, મીરાં, પ્રેમસખી પ્રેમાનંદ, ઊર્મિકવિ બ્રહ્માનંદ કે દયારામ સર કરે છે. વેદાંતનાં શિખરો અખો સર કરે છે તો વૈરાગ્યનાં ઉચ્ચતમ શિખરો નિષ્કુળાનંદે સર કર્યાં છે.

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં નરસિંહથી પૌરાણિક આખ્યાનોનો જે પ્રવાહ વહે છે તેમાં ભાલણ, વિષ્ણુદાસ, નાકર ને પ્રેમાનંદની જેમ નિષ્કુળાનંદે કોઈ આખ્યાન લખ્યું નથી, કે શામળની જેમ કોઇ લોકવાર્તા લખી નથી, કે વલ્લભ મેવાડાની જેમ ગરબાઓ કે દયારામની જેમ સુંદર ગરબીઓ રચી નથી. આથી નિષ્કુળાનંદની કવિતામાં પ્રેમાનંદની પરલક્ષિતા, શામળની કથનકલા કે ગરબાગરબીમાં દેખાતું તાલબધ્ધ સંગીતમય સંઘનૃત્ય નજરે પડતું નથી.

સ્વામીનારાયણ સંપ્રદાયના અન્ય કવિઓના મુકાબલે નિષ્કુળાનંદને સળંગ પદ્યરચનાઓ લખવાની વધુ તક મળી છે. તેમની "ભકતચિંતામણિ" જેવી લાંબી સળંગ પદ્યરચનાઓમાં નગર, નદી, વન ને સ્રીપુરુષોનાં વિવિધ વર્ણનો પ્રશસ્ય છે. તેમાં કલ્પનાના ઉન્મેષો ઝળકે છે. તેનાં વનવર્ણન તો કયારેક પ્રેમાનંદ કે ભાલણને પણ આંબી જાય છે. પ્રકૃતિ સૌંદર્યમાં સજીવારોપણનો ભાવ દેખા દે છે. વિરહવિભાવના કે સંયોગશૃંગારને ઘટ્ટ બનાવવામાં વસંતનાં પદો ઝૂમી ઊઠયાં છે. સામાન્યત: નખશિખ વર્ણનો મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં અલ્પ છે. નિષ્કુળાનંદે સ્વેષ્ટદેવ સ્વામીનારાયણનાં નખશિખ વર્ણનો કરી આ દિશામાં મહત્ત્વનું પ્રદાન કર્યું છે. વસ્રાભૂષણો કે અલંકારોથી શોભતાં ઈષ્ટદેવ સહજાનંદ કે કૃષ્ણચંદ્રનાં તેણે કરેલ વર્ણનો મનોહારી છે. સામાન્યત: મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં સ્રી–પુરુષોનાં વર્ણનોમાં સૌંદર્યપ્રધાન દૃષ્ટિ છે. જ્યારે નિષ્કુળાનંદે નર–નારીમાં અંતર્ગત રહેલી કુરૂપતાને આબેહૂબ રીતે કવિતામાં મઢી લીધી છે. આ તેમની સ્વામીનારાયણ–સંપ્રદાયના જ કવિઓમાં નહીં, પરંતુ અન્ય કવિઓમાં પણ વ્યાવર્તક આગવી

લાક્ષણિકતા છે. વળી ગર્ભમાં રહેલા બાળકની અવસ્થાથી માંડી યોનિસંકટ, જન્મદુઃખ, બાલ્યાવસ્થાની મુગ્ધ સ્થિતિ, યુવાનીના મદમાં ઝૂમતા નશીલા યુવાનની ભાવચેષ્ટાઓ, વૃદ્ધાવસ્થાની દયનીય જુગુપ્સાપ્રેરક સ્થિતિ, મૃત્યુ વખતની કરુણ સ્થિતિ–આદિ વિભિન્ન ચિત્રાવલિ 'યમદંડ' જેવી કૃતિમાં ક્રમશઃ સર્જી જનાર નિષ્કુળાનંદ વર્ણનછટામાં નિરાળા તરી આવે છે. જેમાં માનવસ્વભાવનાં વિવિધ પાસાંનો પરિચય થાય છે. વર્ણનોમાં એમની મનોરમ કલ્પનાલીલા ક્વચિત્ ક્વચિત્ આસ્વાદવા મળે છે. સ્વામીનારાયણ ભગવાનનાં અલૌકિક કાર્યોનો મહિમા તો સ્વામીનારાયણ સંપ્રદાયના પ્રત્યેક કવિઓએ ગાયો છે, પરંતુ 'સૂરજ સહજાનંદજી રે આપે થયા છો ઉદ્યોત' જેવી પંક્તિથી આરંભાતા પદરાગ ધોળમાં જે રીતે નિષ્કુળાનંદે કલ્પનાકળશ ચઢાવ્યો છે તે રીતે આ કવિઓએ ચઢાવ્યો નથી. 'નવરસ નવ મૂર્તિ ધરી, આલિ અનુપમ હેત' જેવી પંક્તિથી આરંભાતા પદમાં કવિએ પોતાની નૂતન કલ્પનાથી લીલાપુરુષોત્તમ સહજાનંદના સૌંદર્યને નવરસોમાં છલકાવી દઈ આસ્વાદકના ચિત્તને ચોરી લીધું છે! તો 'કોયે એક ગરદાસ કેજો જઈ કૃષ્ણને' જેવી ધ્રુવપંક્તિથી આરંભાતા પદરાગ મંગલમાં ગોપાંગનાઓની વિરહવ્યથા ને મયૂરને મેઘની વ્યંજનાદ્વારા સચોટ રીતે દર્દીલી બનાવી છે. આ રીતે કલ્પના પણ ઝળકી ઊઠી છે.

'ભક્તચિંતામણિ' જેવી કૃતિમાં વાવાઝોડા જેવા પ્રકૃતિના રૌદ્ર સ્વરૂપને ખડું કરતા આ કવિએ પ્રકૃતિમાં સજીવારોપણની ભાવના પણ વ્યક્ત કરી છે. પ્રકૃતિને ચેતનવંતી કલ્પતા કવિએ કલ્લોલ કરતાં પક્ષીઓને પોતાના આનંદમાં ભાગ લેવા આસ્વાદકોને નિમંત્રણ દેતાં દર્શાવ્યાં છે. શૃંગારના ઉદ્દીપનભાવમાં પણ તેમની પ્રકૃતિ કામે લાગી ગઈ છે. વૃંદાવનનું સૌંદર્ય પ્રકૃતિપ્રેમી કવિએ સોહાવ્યું છે. ઋષિઓની જેમ પક્ષીઓને આનંદ અને ઉમંગથી કૃષ્ણની સ્તુતિગાન કરતાં કરી મૂક્યાં છે. અલંકારોમાં પણ પ્રકૃતિદર્શન છતું થાય છે. તેમનું પ્રકૃતિદર્શન સુરેખ અને સૂક્ષ્મનિરીક્ષણયુક્ત જીવંત છે. જેમાં વિવિધતા સાથે વિકાસપ્રદતા પણ છે. વનવર્ણનોમાં ભીષણતા સાથે સૌમ્યતા પણ છે. આમ પ્રકૃતિપ્રેમી નિષ્કુળાનંદે મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના પ્રકૃતિ નિરૂપણમાં પણ મહત્વનું પ્રદાન કર્યું છે.

કલાપક્ષે માધુર્ય, પ્રસાદ, ઓજસ્ અને ઔચિત્ય તેમની શૈલીનાં લક્ષણો છે. અભિધા, લક્ષણા કે વ્યંજનાથી તેમની શબ્દશક્તિ ઝળકી ઊઠી છે. અલબત્ત શૈલી કે શબ્દશક્તિ પ્રત્યે કવિની કોઈ નવીનતા નથી. કવિની ભાષાગત સમૃદ્ધિનો ખ્યાલ તેમનો શબ્દભંડાર આપે છે. વિવિધ શબ્દાવલી સર્જતા નિષ્કુળાનંદે જે વિશિષ્ટ શબ્દો આપ્યા છે તે તેમની વિશિષ્ટતા છે. ભાવને અનુરૂપ શબ્દપસંદગી આપોઆપ થઈ ગઈ હોય એવું એમની કૃતિઓ વાંચતા થયા. અલંકારોનો અનાયાસ પ્રયોગ એમની કવિતાને રમણીયતા પ્રદાન કરે છે. લોકબાની અને રૂઢપ્રયોગો એમની કવિતામાં તળપદું વાતાવરણ ખડું કરે છે.

આ બધું એક સાથે અવલોકતાં એમ લાગે છે કે નિષ્કુળાનંદ એક સફળ ઊર્મિકવિ છે. કવિતાનાં ઉત્તુંગ શિખરો તો કોઈ વિરલા જ સર કરી શકે, બાકી એ શૃંગોને પહોંચવા નિષ્કુળાનંદે પ્રયાસો તો કર્યા છે.

આ છે નિષ્કુળાનંદની કવિતા. એમાં પ્રત્યક્ષ પરમાત્મા સ્વામીનારાયણ સાથે માણેલી દિવ્ય લીલાઓના આનંદની મસ્તીની સ્વાનુભૂતિનો રણકો છે. નમ્રતા, ખુમારી, અનન્ય નિષ્ઠા અને સમર્પણની ભાવના છે. મિલનનો આનંદ અને વિયોગનું દર્દ છે. આત્માનુભૂત ભાવને પ્રકટાવતી તેમની કાવ્યબાનીમાં સ્વેષ્ટદેવ સહજાનંદ થકી પીધેલાં પ્રેરણાપીયૂષના ઘૂંટડાઓની તૃપ્તિ અને મસ્તી છે. વસ્તુતઃ તેમને મળેલા પરમાત્મા સ્વામીનારાયણની પ્રેરણાથી જન્મેલી અને વિકસેલી, કવિનાં વિવિધ ભાવસ્પંદનોને જગાવી જઈ છેવટે સ્વેષ્ટદેવની ભક્તિમાં પર્યવસાન પામી છે.

## પરિશિષ્ટ–૧

## (અ)

# નિષ્કુળાનંદનાં અપ્રકટ પદો[૧]

### વસંતનાં પદો (પદરાગ સામેરી)

(૧)

વસંત રે તેરે વાલા સંગ ખેલિયેરે, મેલિયે લોક તણી બાઈ લાજ,
  આવસર આવ્યોરે, અવસર આવે નહિરે,
  ચાલો વેલા સોધી લૈયે વ્રજરાજ. વસંત – ૧

ચુવાને ચંદનેરે ઘોલિભરો ગાગરાંરે, ભરો પિચકારી સારીસો રંગ.
  અબિર ગુલાલરે ભરો ઝોલી ભાંમનીરે,
  ચરચીયે અલબેલા તુંરે અંગ. વસંત – ૨

---

૧ નિષ્કુળાનંદનાં અપ્રકટ પદો "સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓ : એક અધ્યય" નામના ડૉ. એમ. સી. પંડયાના (વલ્લભ વિદ્યાનગર યુનિ. ૧૯૬૫ ઓક્ટોબર) થીસીસમાં પરિશિષ્ટ ૨ ના પાન નં. ૩૦૫થી માંડી પાન નં. ૩૪૨ સુધી આપ્યાં છે. પરંતુ એમાંનાં મોટા ભાગનાં પદો "નિષ્કુળાનંદકાવ્ય"માં (ઇ. સ. ૧૯૧૨. પ્રકાશક–લક્ષ્મણદાસ માવજી. જૈન હિતેચ્છુ પ્રેસ, રાજકોટ) છપાઈ ગયા છે. જે હજુ સુધી અપ્રકટ છે તે અત્રે આપ્યાં છે.

જમુનાની તિરે રે ઉભા અલબેલડા રે,
સંગ લઈએ સુંદર સખાનો રે સાથ,
આપણ સરવે રે સજ થાવો સુંદરી રે,
ઘેરી લઈએ નવલ નટવર નાથ વસંત – ૩

ફાગ લાગ આયો રે, રૂડો રમવા તણો રે,
આજ લાજ ત્યાગ કરો તતકાલ,
નિષ્કુળાનંદના રે નાથ સાથે રમીયે રે,
ગઈએ એને કહી ગાયોના ગોવાલ વસંત – ૪

(૨) (પદ – ૧)

જમુનાને તિરે રે લીધા ઘેરિ લાલને રે,
રંગભર રમે રસિયા સાથ,
અબિર ગુલાલ રે ઉડતાં અતિ ઘણો રે,
હેમ પિચકારી ભરી મારે હાથ...... જમના – ૧

હોરિ હોરિ બોલે રે, ડોલે દિવાના થઈ રે,
કોને કિને માને નહિ રે મરજાદ,
વલિ વલિ તાલિ રે પાડે ગાય ગાલિ રે,
રમે ભમે વલિને મેલે વાદ...... જમના – ૨

અંગોઅંગ ચેલિ રે ભેલી ગોવાલની રે,
અતિ ઓપે સુંદરી (ઘેલી) સુંદર શ્યામ,
ચંદન ખરબેરે વેટાઈ હેમ વેલીયું રે,
એમ ભજે ભુધર સંગે ભામ...... જમના – ૩

હરિ નહિ હરિ રે વારિ નરે વિનતા રે,
રંગ રમે માનીનિ મોહન સાથ,
નંદને જશોદા રે વારિકરે વેગલા રે,
નાહો હવે નિષ્કુળાનંદનો રે નાથ...... જમના – ૪

(૩) (પદ–૨)

હોલિ રમીને રે હસી હરિ હારિયા રે, નાવાને જમુનાજીના નિર,
ગોપી ગોવાલો રે જુથ જુજવાં થયાં રે
હરિ સંગે બહુ સખા બલવીર હોલિ – ૧

જમુનાનાં નિર રે નિરમલ નિરખી રે,
હરખીને રમવા લાગ્યા રાજ,
છબીલો જે ઘાટે રે જલ સખા સાથે રે,
તેમ સખા છાંટે વલિ વ્રજરાજ...... હોલિ. ૨

જલક્રિડા કરે રે જોર બહુ જણાવે રે,
સામા-સામા રમે થઇ સુરવીર, આવી, આવી રિતે આપે રે
આનંદ અતિ ઘણો રે,
નાઈ ધુઇ સુખે કર્યા શરીર...... હોરી – ૩

પિતાંબર પેરિ રે ચાલ્યા હરિ ચુપસુપે ઘેર આવ્યા
ગિરિધર ગોપી ગોવાલ, નિષ્કુળાનંદજીના નિરખી રે,
વ્રજજન કંઠે આરોપે વનમાલ. હોરિ – ૪

(૪) (પદ–૩)

વ્રજવાસી આવે રે લાગે પાયે લાલને રે,
માગે વલી ફગવા મોહન પાસ, અલબેલા.
આપો રે રીત છે એ રાજિ રે, આવ્યા હમે કરી તમારી આસ વ્રજ૦ ૧

હસી હરિ બોલ્યા રે માગો મુજ પાસ લે રે,
જો હોય વાલુ વાલિ વ્રજજન, વ્રજવાસી માગે રે,
આપો હરિ હમને રે, દયા કરી દયાલુ દરશન, વ્રજ૦ ૨

બહુનામી બોલે રે, સહુ જન સાંભળો રે,
તમારા તે પુન્ય ન આવે કહયા લાગ્ય,
સુરમુનિ ઇચ્છે રે નાવુ તેને સુપને રે, તેનો આવ્યો આજ તમારા ભાગ્ય. વ્રજ૦ ૩

દુર્લભ લાભ રે માગે મોટો માનજો રે, ખરૂં કહું ખોટું નહિ લગા રે,
નિષ્કુળાનંદનો રે નાથ એમ ઓચરયા રે,
સુણિ સહુ રાજી થયા નર નારય. વ્રજ૦ ૪

## (૫) પદ–રંગરાગ હોલિ

આજ હોલિ રમીયે હેલિ, સંજ થાવો સરવે સાહેલિ,
વલી ચાલોને વેલી, ખેલીયે હો... ... ... ૧

વેલી વેલી વાલાને મલીયે, સખી સરવે ટોળે મલીયે,
જઇ નંદ જશોદાને ફલીયે. ખેલી–૨

ફ્રીયે ફ્રીયે ગોવિંદને ખોલી, ઝાઝા રંગ સો રંગ ઝકોલિ,
વલિ અબીલ ગુલાલમાં રોલી. ખેલી—૩

ફ્રિ મલીયે મતવાલાને, નટવર તે નંદ લાલાને
નિષ્કુળાનંદના વાલાને. ખેલી—૪ પદ—૧

સખી લિયો રંગ ભરિ લોટે, ઘણા હાર ઘાલ્યા છે રે કોટે,
બહુ સારૂ બોલે છે પોતે, અલબેલો. ૧

એના હાથમાં છે પીચકારી, ભરી કરી સ્હયા છે ત્યારી,
વલિ મુખ હસે છે મોરારિ અલ. ૨

એને કરી સામગરી સારી આપણ ઉપર સ્હ્યો છે ત્યારી,
મેતો નજર કરી છે મોરારી અલ. ૩

સરવે ભેલો કર્યો છે સાથ, ગાલિ બગરી બોલે છે ગાથ,
જોને નિષ્કુળાનંદનો નાથ અલ. ૪ પદ—૨

હોલિ રમવા કરી છે હામ, સજ થઈ સુંદરી સામ,
ઘુણી ધુમ મચાવી છે ધામ, રંગ હોલિ હો – ૧

રમે વ્રજજન સંગ નંદલાલ, ચાલે પિચકારી ઉડે ગુલાલ,
તેણે અંબર થયો છે લાલ. રંગ હો. ૨

વાગે ઝાંઝ મૃદંગ અંગ, ઢોલ ત્રાંસી સરણાઈ સોર
વાજે તંબાલુ ઊડે છે રંગ રંગ હો. ૩

જુવે આકાશે અમર સાથ, જે જે જંના બોલી જોડે હાથ,
નિષ્કુળાનંદનો નાથ રંગ હો. ૪ પદ ૩

ધન્ય ધન્ય ફાગણના રે દંત રમે જીવન જુવતિ જંન,
ધન્ય ધન્ય એ વૃંદાવન. રંગ – હો. ૧

ધન્ય ધન્ય ગોપીની રે પ્રીતિ, જેણે જાણી રમવાની રીતિ,
એને અજીતને લીધા જીતિ. રંગ. ૨

ધન્ય ધન્ય એ ભોમિના ભાગ્ય, કાંઈ કહયામાં ન આવેલગારય.
જ્યાં રસિયા રસીયોજી ફાગ રંગ. ૩

ધન્ય ધન્ય સખી સરખા સરખી રમે છે હરિસું હરખી,
કહે નિષ્કુળાનંદ દિખી. રંગ. ૪ પદ—૪

વાલમને વિયોગે રે હો (૨) પાપિરીયાં કેમ પ્રાણ હો. ટેક.
શિયા સુખ સારું રે હો (૨) રિયો જીવડો અજાણ હો વા. ૧
જીવન વિના જીવવું રે હો (૨) તે તો થાવું હેરાંણ હો વા. ૨
ગિયા દિવસ સુખના રે હો (૨) દુખના ઉલટયા મેરામણ હો વા. ૩
નિષ્કુળાનંદ કે છે હો (૨) સુણો સર્વે સુજાન હો વા. ૪

પદ ૧

એક સમે અમે રે હો (૨) હતા સુખી સનાથ હો ટેક
રાત્ય દિવસ રેતાં રે હો (૨) અમે શ્યામને સાથ હો એક. ૧
હેતે પ્રિતે નિત્યે રે હો (૨) જમતાં હરિને હાથ હો એક. ૨
વાલ્ય પ્યેસું વલતા રે હો (૨) મલતા હરિ ભરિ બાથ હો એક. ૩
નિષ્કુળાનંદ કહે છે રે હો (૨) આજ રયાંરે અનાથ હો એક. ૪

કોને કેમ કરિયે રે હો (૨) ધરિયે હૈયે કેમે ધીરજ હો. ટેક
આપ્યા સુખ અમને રે હો (૨) તે તો સાલે છે શરિર હો. કોને. ૧
અવસરની એધાણિ રે હો (૨) તાણિ મારે છે તિર હો કોને. ૨
નથિ સુખ પળ રે હો (૨) દલ રે છંદ ગિર હો કોને. ૩
નિષ્કુળાનંદ કે છે રે હો (૨) રે છે તેણે નેણે નિર હો કોને. ૪

હવે જાસે મલશે રે હો (૨) ઘણે હેતે ઘનશ્યામ હો હવે. ટેક
તારે વાતુ મનનિ રે હો (૨) કેસું સુખો સુખધામ હો હવે. ૧
વાસે રિયાની વિપત્યુ રે હો (૨) સર્વે કંસું કરભાંમહો હવે. ૨
સુણિ સોચ કરી રે હોર હરિ પુરસે હાંમહો હવે. ૩
નિષ્કુળાનંદનું રે હો (૨) તારે સરસે કાંમહો હવે. ૪ પદ. ૪

## રાગ કલ્યાણ

કલ્યાણ કલ્યાણ સહુ કરે છે, કલ્યાણ પ્રગટને પાસે
માન અભિમાંન મનનું મુકી, રચે ચર્ણ નિવાસે ક. ૧
ગુરુ ગમ્ય વિન્યા ખાવાં ગોથાં, અન્ય દેવઉ પાસે,
જપ તપ તીરથ જોગ જગન કરી કરી મરવું કાસે ક. ૨
તુ મન મુખિ મૂરખ્ય તિરથ ચાલ્યો કુટુંબને કંકાશે
યે મન ટલે મેલ અંતરનો ભરિ ભોં ભટકાસે ક. ૩
એમ એમ અંતર પાડયું અવળ્યું, તે કેમ સવળું પાસે,
નિષ્કુળાનંદ કહે સહુ સુણજો એ સમજે, આ પદ પ્રકટ પ્રભુને મુકીને.
બીજે આસ્તા બાંધે છે તેને ઠબકો દેવાના છે સમું ભાસે ક. ૪

પદ – ૧

પ્રકટ વિન્યા તો સર્વે પાંપલ્યાં, ભામણે ભૂખના ભાગે.
ચૈતન્ય જડ પાસ લજાવે, પ્રગટ પ્રભુને જો ત્યાગે પ્ર. ૧
દંડવત કરે દેવલ દેખી, ઉભો રહે એક પગે
મુરખ્ય મન વિચારી જોને, તુને તારુ મન ઠગે પ્ર.૨
ત્રોડે તુલશી પુજે પથરા, વિપે ને વૈરાગે
કર જોડીને કરે વિનતિ, ધનદારા સુત માગે પ્ર. ૩
સદ્‌ગુરુ બાલ્યક સાચુ કેશે, ભાવે સુખ દુખ લાગે
નિષ્કુળાનંદ નથી એ નીંચા, જડથી ભાગ્ય ન જાગે. પ્ર૦ ૪

પ્રગટનિ પરતિત જ મુકી, પથ રે બાંધી પ્રીતિ
જોજો રે આ જાણે જગતનું, સુ સમજે છે રીતિ પ્ર૦ ૧
ખાંન પાંન ને માન વડાઈ, યાચે વાધી મન અતિ
ભોગ જોગે નર ઘર મુકી, થાવા ચાલ્યો પુંનિતિ પ્ર૦ ૨
ધાયો ઉજાયો ગયો ગોમતિ, નાયો કુટીલ કુમતિ
કાંમ, ક્રોધ મટ્યા નહિ મનમાં, જેમ ગધે ગંગા ગઈતિ. પ્ર૦ ૩
દેશ ફરી એ લેશ જલાવ્યો, આ ચાર્યુ ખોલી અનીતિ
નિષ્કુળાનંદ કહે રે સું ફાવ્યો, સુ લાવ્યો જશ જીતી. પ્ર૦ ૪ પદ—૩.

સું સમઝણ પાંગયો છે પ્રાણી, સું હું કરું વખાણ
પ્રગટની તો વાતો પૂછી, લહી બેઠો પાષાંણ સુ૦ ૧
સુતદારા પુરુષને પશુ, એ તો જોયે પ્રગટ પ્રમાણ
પ્રભુની તો પ્રતમા માંડી, કરવાને કલ્યાણ. સુ૦ ૨
જડ સેવતાં જડબુદ્ધિ થાયે, જાયે જનમ થાયે હાણ.
સાચુ કેતાં સત્રુ લાગે, વાગે વચન અંગ બાંણ સુ૦ ૩
પામરને પરમોદ જામિયો, જે પશુ વાત છે પ્રાણ—
નિષ્કુળાનંદ એ નર ખર સરખો, ઓ લખ્યો અંગ એંધાણ. સુ૦ ૪

સખી મારુ હઈડું હીસેંરે જોવાને જીવન મારુ ટેક
હઈડું હિંસે તનડું તરસે મળવા ઇચ્છે મન
લાડકડા અલબેલા ઉપરય વારુ મારુ તન મારુ ૧
પ્રિતમ મારા પ્રાણ પિયા સમ ન માન્યા મારાજ
નાથ નટવર નંદકુંવર તમસુ મારે કાજ મારું ૨

તમને જોવા કાજે મારું દાઝે અંતર ચિત
શાને માટે શાંમ અમસું આગ્યે કીધી પ્રીત મારું ૩

પ્રીત કીજે તો દરશન દીજે, લીજે ગ્રાહી હાથ
છાંડતાં કેમ છુટ સોહવે, નિષ્કુળાનંદના નાથ મારું ૪

પદ. ૧

કાંનને કેજો રે જે કોયે કાનને કેજો રે,
એક અમારી અર્જ કોયે કાનને કેજો રે ટેક

કાનને કેજો અર્જ અમારી, એટલી જે અરદાસ
મોહનનું મુખ જોયા વિન્યા, અંતર છે ઉદાસ કોયે. ૧

વાટડી જોતાં નયણે રોતાં સુતાં ના સુખ
તનમન તલફે તમ સારું, મોહન જોવા મુખ કોયે. ૨

સુતાં બેઠાં સાંભરે મુને વાલા તણો વિયોગ
ખાતાં પિતાં ખટકે હૃદે, આંસુ અમારા ભોગ કોયે. ૩

દરસન દાંન દિજિયે વાલા, લીજીયે સામળા સાર
નિષ્કુળાનંદના નાથની રખે સુફળ છે અવતાર કોયે. ૪

પદ. ૨

વેણ વજાડી રે વાલૈયે વેણ વજાડી રે
વશ્ય કરી વ્રજનારય વાલે વેણ વજાડી રે. ટેક
વેણ્ય વગાડી વ્રેહ જગાડી મારયાં મોહનાં બાંણ
તે દિનાં તમ સાથે અમે પ્રીતમ બાંધ્યા પ્રાણ. વાલ. ૧
વાસલીમાં વસીકરણ વાઈ, ગાઈ સુંણાઈ સાંમ
વ્રહેના વેવ્યા વ્યાકુળ કીધા, કાંઈ ન સુઝે કામ વાલે. ૨
લોકની લાજ ઘરના કાજ તાજ કરયાં તેહી વાર
વાંસલિ સુણી વનમાં આવ્યાં, તિયાં કરયો તિસકાર વાલે. ૩
કોયે વાતે કાનજી સાથે, જીતવા નહિ જોગ
નિષ્કુળાનંદના નાથનો મારે, વસમો છે વિયોગ વાલે. ૪

પદ – ૩

કેના ન થયા રે કાનજી કેના ન થયા રે, મે જોયા જીવનપ્રાંણ. ટેક
માતાપિતા મોસાલના તમે, સગા ન થીયા શાંમ
માસીને તો મારી માવે તે સુંપડીયું કામ, કાન. ૧
ઘણી વાલી જે ગોપીઉ, જેની પ્રીત તણો નહિ પાર
લહિ તેને લુંટાવીયું તેની, લાજ ન આવિ લગાર. કાન. ૨

જાદવ જાતિ નાતિ તમારી, માતિ જાણ્યું મન
શ્રાપ અપાવી કુલ કપાવ્યું, પછે થયા પરસન કાન. ૩
દલ દગાઈ કરે સગાઇ, લેવાયે ન આસે લેશ
નિષ્કુળાનંદના સ્વામી સાથે અમે કર્યો અદિશ કાન. ૪

(પદ. ૪)

## રાગ – સોરઠ

અલબેલા અપસુનાથી ઘોળી જાઉ ગ્રજય સચ્ચાં સુ કામ
અર્થ સારી લીયો આપણો રે, પછે ફરી ન પૂછો નાંમ
વસુદેવ દેવકી વચમું, ઘણું કષ્ટ સયું તમ કાજ
તેને બંધાવ્યા બેડીયે રે, તેની લેશ ન આવી લાજ.
ગોકુળ ઘેલી કરી તમે ગોપીઉં, તેલી પ્રીત કરી ભરપુર
અર્થ સર્યો જ્યારે આપણો રે, ત્યારે દરશન કીધાં દુરય.
પ્રીતની રીત શિખ્યા કોયે પેરયની, ચોરી લીયો જનનાં ચિત
તેનો વસ્ય તમારડે રે, તમે કેશુ ન રાખો પ્રીત.
ઘણા છલ ભર્યા છે છાતીયે, તમે મીઠુ બોલો છો મુખ
નિષ્કુળાનંદજીના નાથજી રે, સાચું કેતાં લાગશે દુ:ખ

## (બ) નિષ્કુળાનંદની અપ્રકટ ચાતુરીઓ[૧]

### ચાતુરી – ૧

લિલા વિહારીને હું તો લાગુ પાયેજી ॥
રમણ સિરોમણિ રસિક સિર રાયેજી ॥
રસમય મુરતિ શ્રુતિનેતિ ગાયેજી ॥
મહા અતિ મોટો છે જેનો મહિમાયેજી ॥ ૧... ઢાલ

---

૧ નિષ્કુળાનંદની અપ્રકટ ચાતુરીઓ કુલ ૨૪ છે. પ્રસ્તુત ચાતુરીઓ નિષ્કુળાનંદના શિષ્ય ધર્મપ્રકાશાનંદે સં. ૧૯૧૩ ના ચેતર સુદ એકમને દિવસે ગુરુવારે પોતાના હસ્તાક્ષરોમાં ધોલેરાના સ્વામીનારાયણ મંદિરમાં લખી છે. ૫૨૯ પાનાના આ ગુટકામાં ધર્મપ્રકાશાનંદે નિષ્કુળાનંદની પ્રકટ થયેલી પુરુષોત્તમપ્રકાશ, ધીરજાખ્યાન, હરિવિચરણ, યમદંડ, ચોસઠ પદી, ભક્તનિધિ, સારસિદ્ધિ વગેરે કૃતિઓ ઉતારી છે. કાળી શાહીથી બાલબોધ લિપિમાં મોટા અક્ષરે લખાયેલા આ ગુટકાની એક જ પ્રત છે, જે સ્વામીનારાયણ મંદિર વડતાલના આચાર્યશ્રી નરેન્દ્રપ્રસાદ મહારાજના અંગત પુસ્તકાલયમાં છે. પ્રસ્તુત ગુટકાનું મહત્ત્વ એ છે કે નિષ્કુળાનંદ સં. ૧૯૦૪માં ધામમાં ગયા, પણ આ ગુટકો સં. ૧૯૧૩માં લખાયો. એટલે ફક્ત ૯ વર્ષ દરમિયાનની ભાષા આ ગુટકામાં સચવાયેલી છે. નિષ્કુળાનંદના ગુટકામાં રહેલી કૃતિઓની મૂળ ભાષા અહીં જોવા મળે છે. પ્રસ્તુત ગુટકામાંથી નિષ્કુળાનંદની અપ્રકટ ૨૪ ચાતુરીઓ અત્રે રજૂ કરી છે.

મહિમા મોટો મહારાજનો તેને કોણ કહે ને કોણ કલે ॥
જે અલ્પમતિ જાય જાણવાને તેની સાંભળતામાં બુદ્ધિ ચળે ॥ ૨

જેમ કુંપ દાદુર દરિયાવનો ॥ દગદેપિ દલ ડગલી ખસે ॥
જેમ મહા મુકરંદ મધુપમાંણે ॥ તેનિ ગતિ ને ગિંગો કે મલેસે ॥ ૩

આપ મતિયે અનમાંન કરિ ॥ અને જાયે મરમને જાંણવા ॥
જે અતિ અગાધ્ય અપાર રસ છે ॥ તેને ઇચ્છે છે બુદ્ધિમાંઈ આણવા ॥ ૪

બુધ્ધિ પ્રકાસ પણ પ્રિછતાં ॥ પ્રજાપતિ પામ્યો નહિ પાંરને ॥
શુક નારદ સેવતાં રે ॥ જાણવાં અનેક રસ્ય અવતારને ॥ ૫

એક અલેખ અખંડ એવા ॥ અવતાર અવતારી એક છે ॥
જેમ ખેલખેલારિ ન હોય ન્યારો ॥ જે વિવેધ્યે વેષ અનેક છે ॥ ૬

વેશ ને વેસિ વચ્ચમાંહે ॥ અને અભેદ બુધ્ધિ જો આણિયે ॥
અતિ રસિક રસમયે મુરતિ રે તેસુ રસમહારસ જો માંણિ યે ॥ ૭

સર્વે રસ્યમાં સણગાર સિરોમણિ ॥ નથી નથી બિજો ઉપરાંત્યં ॥
મુને નિષ્કુળાનંદના નાથ મલિયા ॥ ને હરસ પિધો એકાંત્ય ॥ ૮

## ચાતુરી-૨

સખિ સાચું કરિ કહેતું સામલીયાનું સુખજી ॥
જેણે કરિટલિયું તારાં દલડાનું દુઃખજી રે ॥
ભામનિ ભાગિ તારિ ભેટતાં ભુખજી રે ॥
જુવતી જણાએ છે જોતાં તારું મુખજી ॥ ૧ ઢાલ

મુખ જોઇ મેં માનિયું ॥ તુને લાલ ચડિ છે લાલની ॥
નયણ તારાં જો નથિ નિરાસી ॥
જોઇ જુવતિ ગતિ ને ગાલનિ ॥ ૨

તારા પયેધર પરિણાંમ પામ્યા રે ॥
અને પિલ ય ગઇ તારાં પડતણિ ॥
આજ અંગ તારું અવલોકિયું રે ॥
તું નખ શિખ્યા શોભે છે અતિ ઘણિ ॥ ૩

અંગનો રંગ તારો ઉલટનો ॥
અને પલળ્યું છે પંડનું પોત ॥
સખિ વણકયે વરતાય છે રે ॥
આલિંગન અંકનું દ્યોત ॥ ૪

જોબન આવું છે જણાઇને ॥
તારું તન કરે છે જો તેજ ॥
કર ધરિ અવનિયે ઉઠ છ અબલા ॥
ઓલખાઈ આવે છે જો રાજ ॥ ૫

અંતરે નથી તું અણોસરિ ॥
મતવાલિ થઈ તું માણછ ઘણું ॥
તે તો સ્વામિ તણા સમાગમ વિણ્યા ॥
આવું તન ન હોયે સખિ તુંજ તણું ॥ ૬

અવેવ જોયા તારા અંગના ॥
ફરિ નયણ વયણ વલી વાતડી ॥
સાચું કહે સખિ સમ મારા ॥
કેવે રંગે રમી રુડિ રાતડી ॥ ૭

સહિ પેરયે તે સમાગમ કિધો રે ॥
જેણે ઉતર્યું મેણું અનાથનું ॥
સિહિ પેરયે સુખ લિધું તે સજની ॥
નિષ્કુલાનંદના નાથનું ॥ ૮

## ચાતુરી—૩

સુણજે સાહેલી તેં પુછિયું જે પ્રિતજી રે ॥
કહુું હવે તુજને તુંઝ એવ દઈ ચિતજી રે ॥
એ સુખ માંગેથિ કહું તુજને કંચિતજી રે ॥
પુરુ પરકાસતાં કેમ આવે પરતિતજી રે ॥ ૧ ઢાળ

પરતિત નાવે પિછયા પખિ ॥ અણડિઠે અટપટું એ ઘણું ॥
સાચું તે કેતાં સજનિ મારિ ॥ મન મોહ પામે મુનિજનતણું ॥
સકુમાર રસ્યમયે રસિયો ॥
જેણે નિરખતાં નયણાં ઠરે ॥
શોભા તે તેંનિ હું સઝે કઊ રે ॥
જેનિ મુરતિ જોતા મનને હરે ॥ ૩

સત્ય લોક સુધી રે સોધતાં ॥
એને ઉપમા તે કોની આપિયે ॥
નાથ ડિઠો રે નથિ સાંભળ્યો રે ॥
એવા અમાપને કેમ માપિયેં ॥ ૪

સર્વે રસનો એ રસ રસિયો ॥
અને સર્વે તેજનું એ તેજ છે ॥
સર્વે સુખનું એ સુખ સજનિ ॥
સર્વે રુપનું રુપ રાજ છે ॥ ૫

એહ સંગાથ્યે મારે એકતા ॥
અને આવિ મલે છે ઉછરંગે ॥
તેણેં કરિ કહુ તુજને રે ॥
આજ આનંદ છે મારે અંગે ॥ ૬

બઊં પેરયે બલવંત બલિયો ॥
સુખ આપવા સમૃધ છે ॥
મતવાલિ હસે તે માણસે રે ॥
પણ એકનો તો એહ અરધ છે ॥ ૭

ભેટતાં ભવ ભયે ભાંગે ॥
અને એહ વિતિ એની એ રિત છે ॥
એવા નિષ્કુળાનંદના નાથ સાથે ॥
બાઈ અમારે જો પ્રિત છે ॥ ૮

## ચાતુરી-૪

એ તો સખિ સુંણિયું તે કઊં મુને તેહજી રે ॥
એહમાં તો મુજને કાંઈ નથિ જો સંદેહજી ॥
પણ પુછું કેણિ પેરયે તે કરિયો સનેહજી રે ॥
સહિ પેરયે આપિયું તે સુખ સખિ એહજી રે ॥ ૧ ઢાળ

એહ સુખ સહિ પેરયેં દિધુ ॥
તે લિધું સે પેરયે સખિ ॥
કોણ સ્થલે ને કોણ પલે ॥
કહે વનભુવન કે તેહ પખિ ॥ ૨

સહિ પેરગે સખિ સેજય સજી રે ॥
સહિ પેરયે સજો સણગારને ॥
સહિ પેરયે અલબેલોજી આવિ ॥
કરયો તે વિવિધ્ય વિહાટને ॥ ૩

સહિ પેરયે સખિ લિધું રે ॥
અને સહિ પેરયે તે ભિડિ મુજને ॥
સહિ પેરયે તે સખિ ઉર પર લીધા ॥
માનુની કહે તે મુજને ॥ ૪

સહિ પેરયે સખિ સામલે ॥
આલિગન ચુંબન એહ લયું ॥
સહિ પેરયે સુખ ભોગવ્યું સજની ॥
જેણે સફલ તન તારૂં થયું ॥ ૫

સહિ પેરયે તે તો સજની ॥
અને રસિલાને રાજી કરો ॥
સહિ પેરયે ના સનેહસુરે ॥
તારા મનતણો મનોરથ સરો ॥ ૬

પુરણ થઈ તું પ્રેમદા ॥ અને રસરુપ રસિયાસુ રમિ ॥
ધન્ય ધન્ય ભાગ્ય તું માન્ય મોટું ॥
ગોવિંદ વરને તું ગમિ ॥ ૭

આજ સમોવડા સુંદરિ ॥
ત્રણ્ય લોકમાં તારિ નથિ ॥
નખસિખ સોભિતું સુંદરિ રે ॥
નિષ્કુલાનંદના નાથથિ ॥

## ચાતુરી–૫

સુણજે સાહેલી એ વાતનો વિચારજી રે ॥
આજ હું તો ગઈતિ મહાવન મોંઝારજી રે ॥
એ મારગે મુજને મલીયા મોરારજી રે ॥
સું કરું હું અબલા એ કિલી જે નાથ્યજી રે ॥ ૧ ઢાલ

નાચ્ય અબલા હું એકલી ॥
વળી એ પણ મલિયો એકલો ॥
અનેક પ્રકારે હું તો અંગ ઢાંકુ ॥
તોય છેડ ન મેલે છબિલો ॥ ૨

સખિ લોચનિયે લલચાવિયા ॥
મિઠું બોલી મદનસર મારિયાં ॥
વલી બાંહે ગ્રહિ બલવંત બલિયે ॥
બાઈ અમે વસ્ય એને થયાં ॥ ૩

ચરણે ચરણ આંટવ્યાં એણે ॥
વલી આવિ બાંધિ બાઇ બેલ્ય ॥
કાલાવાલા કરું ક્રોડરી રે ॥
મિઠડા તું મુજને મેલ રે ॥ ૪

બાઈ અનેક વિધ્યે વલી અમ તણું ॥
હરિ હું તો હરિ આગલ્યે રે ॥
પછે છોડિને નાખિને છેક ॥ ૫

એને ગમતું અમે કરું ॥
માંયે મારુ પણ મન માનીયું ॥
જેમ મસરિને મુખમાં મેલતાં ॥
મુખ ગુગા તણું જો ગલ્યું થયું ॥ ૬

સ્વાદ ઘણો પણ સુ કહે ॥
જેની વાચ અવાચ જો થૈ ગઈ ॥
મુકલાયે સરાયે મનમાં રે ॥
કહો કેમ સકે મુખથિ કહિ ॥ ૭

એમ સુખ સણગાર રસનું ॥
જે સાંમ સમાગમ સાથનું ॥
નથિ કેવાતુ એ સુખ સજનિ ॥
નિષ્કુલાનંદના નાથનું ॥ ૮

## ચાતુરી—૬

એ તો સખિ સર્વે ને ધર્મજી રે ॥
સાચું કેતાં તુજને સખિ થાયે છે સર્મજી રે ॥

મન ખોલી માહેલો નથિ કેતિ મુને. મર્મજી રે ॥
ભામનિ તું રાખછ. ભરજો ને મર્મજી રે ॥ ૧ ઢાળ

મરમ તારો ભાંગસે ॥ સહિ પેરયે સાંતિસ સુંદરિ ॥
છબિલાજીનું છેક છાનું કહે રાખિ સકિસ કેમ કરિ ॥ ૨

નથિ નર કોયેનિમત દેવા ॥
અલબેલ્યા વિના સખિ એકને ॥
પછે વાળજાવે સહુ જાણસે રે ॥
વણ કરે લેસે વિવેકને ॥ ૩

હવે સાચું કહેને તું સુંદરિ ॥
જેમ જ્યારથ હોયે જુવતિ ॥
હું તો પુછું છું હેતન રે ॥
નથિ કપટ મારે રુદિયે રતિ ॥ ૪

બાઈ મનનિ વાત મિત્રને આગલે ॥
અને સાચિ કેતાં સિત સાંતિયે ॥
નથિ. કરયો તે નેહ નબલો ॥
પરિબ્રહ્મ આવ્યા તારિ પાંતિયે ॥ ૫

આનંદ મગન મહિમાલ્યને ॥
અને સિંદ રહે છે સંકોચમાં ॥
ભર જોબનમાં છું તું જુવતિ રે ॥
નથિ નાચ્ય તું અપોચમાં ॥ ૬

જે જે કહે તે કરને સખિ રખે રસિયાનો રસ રોકતિ ॥
અલબેલાસું આનંદ લેતા ॥
ચતુરાં રખે તું ચુકતિ ॥ ૭

સરવે કારજય સાર જે સજનિ ॥
સાવધાન રેજે સમાસ રે ॥
નિષ્કુલાનંદના નાથ સાથે ॥
અલબેલી થઈ તું આચરે ॥ ૮

# ચાતુરી—૭

ભલું થયું ભામનિ વતાવ્યો વિવેકજી રે ॥
સાચો છે સનેહિ મારે અલબેલો એકજી રે ॥
મનક્રમ વચને મારે તેસું ટેકજી રે ॥
છબિલાજી વિન્યા બિજુ છાંડિયુ છે છેકજી રે ॥ ૧ ઢાલ

છેક છાંડિ પ્રિત માંડિ ॥ મન માન્યાસુ મન મલીયું ॥
કોયે કોટય ઉપાય કરે જો સજનિ ॥
તોરે વાલું હવે કાંયે વલિયું ॥ ૨

કરિં નથિ કાંયે પ્રિય પોચિ ॥
એ તો શિરસાટાની વાત છે ॥
પ્રિત પેલ્યાં મેં તો પરઠિયું રે ॥
જાણું જીવતણિ જેને ઘાત છે ॥ ૩

મરજીવા થઈને માણસું ॥
અને ત્રાસ ટાલિ જો તનનો ॥
આ શિરે સાથે મુને કયાં મળે રે ॥
મનોહર માંનેલ મનનો ॥ ૪

નખસિખ અંગ અમે અરપ્યું ॥
એણે અવિલોકયું મારા આપને ॥
સિતલ કરિ સખિ સામલે રે
વલિ ટાલિયા તનના તાપને ॥ ૫

નિસંક થઈ હું તો નાથ મલતાં ॥
અને સંક સરવે સંમિ ગયો ॥
સખિ મુખ જોતા મહારાજનું રે ॥
મુને ગિરિધર વર ગમિ ગયો ॥ ૬

નયણે નયણાં જોડિયાં રે ॥
અને પલ ન મલે પાપણ્ય તણિ ॥
અમે
પછે પુરણ પ્રિત બાંધિ ઘણિં ॥ ૭

પ્રાજ઼ સાથે પ્રાણ પરોવ્યો ॥
મેં તો અંતરે એને લિધો લખિ ॥
તે તો નિષ્કુલાનંદનો નાથ સજનિ ॥
ટાળ્યો કેમ ટલશે સખિ ॥ ૮

## ચાતુરી – ૮

ઈ તો સખિ માહેરે પ્રાણ પ્રતિપ્રાળજી ॥
દિનબંધુ સદાયે દિલનો દયાલજી રે ॥
તે તો નટવરનાગર સુખસાગર રસાલજી રે ॥
સુંદર સોભિત જેનાં નયણાં વિસાજી રે ॥ ૧ ઢાલ

વિસાલ નયણ્ય વિલોકતાં ॥ મારુું મન ચિત મોહિત થયું ॥
વલી સમાગમનું સુખ સજની ॥ કોને કઈ યે જાયે કયું ॥ ૨

પ્રથમ પિયુને પામતાં ॥ મારા અંતરનિ આંટી તજી ॥
માન મેલી હું તો મનનું રે ॥ ભાવે ભુધર વરને ભજી ॥ ૩

હાથ સાથે મે હાથ દિધો રે ॥ તન મલિયુ તેહને તને ॥
ચિત ચોટિયુ રે તેનાં ચિતસું રે ॥
મન મેલીયું તેહને મને ॥ ૪

ઉર સંગે ઉર એક કિધું રે ॥
અને ગાલે મલિયા ગાલસુ ॥
નાસિકા મહિ મલિ નાસિકા રે ॥
ભાલ મલિયું વલી ભાલસું ॥ ૫

અરસ્યપરસ્ય એહ સાથે રે ॥
અલબેલા શું અમે મલાં ॥
અંગોઅંગ કરિ અમે એકતારે ॥
ભુદર વર સંગે મલા ॥ ૬

પ્રેમ પ્રિતે ને રસ્ય રિતે રે ॥
રંગ રસિયાસું રમિ ઘણું ॥
ભુલિસુધસરિરનિ સુખ લેતાં ॥
ભાંન ન રયું મારા મન તણું ॥ ૭

સખિ હું પણ હારિ ગઈ રે ॥
સુંદર વરને સાથ જી ॥
સખિ ગભ્રગંજ નેણ મલ્યાં મુજને ॥
નિષ્કુલાનંદનો નાથજી ॥ ૯

## ચાતુરી—૯

સખિ રસિયા સુ રમતાં તે ન્યુન ન રહિજી રે ॥
મનકામના જો મારિ પુરણ થઈજી રે ॥
અંતર આનંદીયું તે મહાસુખ લઈજી રે ॥
તે સુખ મુખથી મે કેવાય નજિ રે ॥ ૧ ઢાલ

કેવાય નહિ મે મુખથિ ॥ જે સુખ ભોગવ્યું સજનિ રે ॥
કોડે કોડિલાસુ કિલાકરતા ॥ ઉગો અરકને રમી રજની ॥ ૨

દિપક જોત્ય ઝાંખિ પડિ ॥ દિનકરને જો દેખતાં ઈંદુ થયો અણસરો રે ॥
પ્રગટ પ્રભાત્ય પેખતાં ॥ ભુવન ભુવને ભામનિ ॥ ૩

ગોપિ ગોરસ રસ મથે ઘણું ॥ અંધકાર અગરનું ઉલિયું રે ॥
થઉ ટંકગનુ દોયા તણું ॥ નરનારિ જન જાગિયાં ॥ ૪

અનેક કરવા તે લાગા કાજને ॥ તોયે પ્રેમરસ પિયુશું પિતા ॥
લે શ ન લા વિ યા લા જ ને ॥ ૫

તોયે તન ત્રિપત ન થયું ॥ અને માનું નહિ મનમાંહેરું ॥
હું તો નહિ જાવા દિયું નાથ મારા ॥ નીરખીસ તન હરિ તાહેરું ॥ ૬

સાંતિ રાખું હું તો સ્વામિ મારા ॥ અને જન ન પામે કોઈ જાણવાં ॥
ગિરધર રાખું ગોપ્ય ઘરમાં ॥ મોહન મહાસુખ માણવાં ॥ ૭

એણે પેરયે સખિ આજની ॥ રજનિ રમિ હરિ સાથજી ॥
ભાવે કરિ રયા ભુવનમાં રે ॥ નિષ્કુલાનંદનો નાથજી ॥ ૮

## ચાતુરી-૧૦

કોટ મેન મનનું મોડવામાંનજી રે ॥
કિલારસ કરવા કાંઈ આવિયા કાનજી રે ॥
અલબેલો અલબેલાને દેવા અમિદાનજી રે ॥
એક હતું એકાંત્યનું અનુપ ઉદાનજી રે ॥ ૧ ઢાલ

દાનવૃંદાવન અતિ અનોગમ ॥ તિયાં વિવિધ્યના વૃક્ષ મોરિયાં ॥
તેનિ રાજી દિસે રસિયાં મણિ ॥ વલી સુગંધ ફુલે ફુલી રયાં ॥ ૨

તિયાં નવપલ્લવ અંકુર ઓપિત ॥ અને પગ઼તિ પરિપાતક તણિ રે ॥
અતિ સૌભાગ્ય ઘણું સોભતિ રે ॥ વલી વિવિધ્યની વેલિ ઘણિ ॥ ૩

તેએ મધ્યે મંડપ મનોહર ॥ નથિ કેવા મતિ એવડિ ॥
રુડાં રતન રુચ કે રચિયો રે ॥ માંયે મણિ ઘણિ જુગતે જડિ ॥ ૪

તિયાં વિચિત્ર રિતનિ વેદિયું ॥ માહે ઓરડિયું અતિસે અણિ ॥
વલિ વિધ્યાં વેસનાં વસન ॥ અને કોટ સાંમરગરિ કિલા તણિય ॥ ૫

તિયાં અગર ચંદ્રને ચર્ચિ હતિ ॥ અતિ સજ્જયયા સુંદર સોયામણિ ॥
તિયાં રત્ન સિંધાસણ રાજીત રુડું ॥ જીયાં બેઠિ છું તો સોભે ઘણિ ॥ ૬

સજ્યાએ બેસિને સાંમળે ॥ અતિ હેત સમે તે હસિ હેરિયું ॥
જારે વાંકે નેયણે મેં જોયું જુવતિ ॥ તારે અંતર મન એકતા થયું ॥ ૭

પછે સનેહ વાધ્યો પ્રાણ બાંધયો ॥ તારે અંગ અંબર અલગું કરું ॥
નિષ્કુળાનંદના નાથ સાથે ॥ મલતા મન મારૂં ઠરું ॥ ૮

## ચાતુરી – ૧૧

આજ રસિયાસું રમતાં રયો મારો રંગજી રે ॥
અલબેલો અમસું ॥ રમ્યા ઉછંગજી રે ॥
આલીગન એહસું મેં લિધું અંગોઅંગજી રે ॥
મારા ખોયેલા દિવસના વલા તેણે ખંગજી રે ॥ ૧ ઢાલ

ખંગ વલિયો ખોયા દિવસનો ॥ રસ બસ રમતા રાજયસું ॥
સર્વે પેઠયે સુખ આપિયું સજનિ ॥ વલી ઘણું કેવાનું કાજસું ॥ ૨

ચુંડિ રુડિ કર કંકણિ ॥ તેનો શબ્દ થાયે છે સોયાંમણો ॥
કટિ મેખલાને કોરે કરતાં ॥ ગિરધર વર રાજી ઘણો ॥ ૩

ને ઉરિ કે ઉરિ ઘુઘરિ ॥ તે તો ચમકે ધમકે અતિ ઘણિ ॥
પેરિ અંગોઠિને આરસિ રે ॥ બાયે બાજુબંધ શોભા ઘણિ ॥ ૪

ઉતારિ હાર ઉતારિયાં જે કોયે ખુંચે ખાંતિલાને ખેલતાં ॥
અણસોભતા અણગાર અંગથી ॥ વલી વિલ્યમ નકરિ મે મેલતાં ॥ ૫

કુસુમે સમારિ મે સેજડિ ॥ પેખ્યા હૈયે કુસુમના હારને ॥
બાજુ બંધ બેરખા કુસુમના ॥ સજા કુસુમના સંણગારને ॥ ૬

કઠણ નંગ અંગ સંગસિયું ॥ જે કોયે આલિંગનમાં અંતરાયે કરે ॥
તે તો કોરે કરસું મેં કંઠથિ રે ॥ રખે રોસ રસિયો મનથી ધરે ॥ ૭

સર્વે સુખ સમાજસું ॥ રંગે રમિયા રસિયા સાથ જી ॥
નિષ્કુળાનંદનો નાથ સજની ॥ નથી દુનિયામેં નાથ જી ॥

## ચાતુરી-૨૨

આજ રાજ રમિયા અમસું ઉલાસજી રે ॥
વઈ ગઈ રજનિ તે કરતાં વિલાસજી રે ॥
પ્રેમ કરિ હરિવર રયા અમ પાસજી ॥
રતિ એક રમતાં અંમથિ ઉદાસજી રે ॥ ૧ ઢાલ

ઉદાસ થયા તે મે ઓળખ્યા ॥ તેનું કારણ તે પણ કલીયું ॥
મારા કઠણ કુચ ખુંચ્યા ખરા રે ॥ જ્યારે અંગે અંગ એસું મલીયું ॥ ૨

કુસુમસમ જેનિ કોમલ કાયા ॥ અને કુંકમલોલયોલ લાડિલો ॥
કેસર રંગે અંગ ભીનો મધુર ॥ કરેં ક્રિડા રસબસ કોડિલો ॥ ૩

જેને સેજ્યો સુતાં સુમન ખુંચે ॥ એવું કોમલ તન છે તેહ તણું ॥
તેને ઝાઝિ જતને મેં જાલવ્યા રે જાણિ અંગ કઠણ આપણું ॥ ૪

અંગ થકિ અતિ કુચ કઠણ ॥ તે તો આલિંગનમાં આડાપડા ॥
સખિ સેજ તણું સુખ માણતા રે ॥ અલબેલાને અંગ નડા ॥ ૫

તેને કરિને તન ચોરિયું ॥ અને મોહન દુખાણા નથિ ॥
એહ સખિ અપરાધ અમારો ॥ કાંઈક દુખાણાં તે દનથી ॥ ૬

તેણે સોધ સોધિ સુંદરિ મનમાંમિસું મોહન મલ્યા ॥
એમ અમ ઉપરથિ મન ઉતારિ ॥ કોયે પ્રેમવંતિસું પ્રિતે પલ્યા ॥ ૭

સખિકિયા જાઉ હું કેમ કરું ॥ મારુ મન ધિરજ્ય નવ્ય ધરે ॥
નિષ્કુલાનંદનો નાથ વિન્યાં કહો કારજ્ય મારું કોણ કરે ॥ ૮

## ચાતુરી—૧૩

આજ મારું અંતર તે અતિ અકુલાયે જીરે ॥
એહ વિન્યા અધક્ષણ જુગ સમ જાયેજી રે ॥
રજનિ સજની વાલ્યા વિન્યા ન વીયાંયેજી રે ॥
અનંગનો જંગ અંગે કેમ જીનાયજી રે ॥ ૧ ઢાલ

જીતાયે નહિ અંગે જંગ અંગનો ॥
પિયુ વિન્યા પિડાયે પંડય ઘણું ॥
શ્યામ સુંદર વર વિન્યા સજનિ ॥
કોણે મારેજોસે નમેન તણું ॥ ૨

સખિ કોટ ઉપાયે કરતાં ॥
રાજ્ય વિના ન જીતાયે રતિપતિ ॥
ભવબ્રહ્માથિ નવ્ય ભાગિયો રે ॥
તો અન્ય જનની કોણ ગતિ ॥ ૩

સખિ અલબેલા વિન્યા અમને ॥
અંગે અનંગનો ભંગ કોણ કરે ॥
જો પિયુ પધારે મુજ પાસ લેતો ॥
તરત તનના તાપ હરે ॥ ૪

મારું અંતર રહે છે આલોચતું ॥
મનમોહન મલવા ચાયે છે ॥
મારા નયણ તરસે નાથ જોવા ॥
ચિંતે ચિત વણિધણિ થાય છે ॥ ૫

અંગોઅંગ એમ મારું ॥ હરિ ભેટવાં હૈયું હુલસે ॥
કેણે પેરયે કરિ આવે કાનજી રે ॥ કોય રસિલિયે રોકયું હસે ॥
મેલ્ય કયું માવ મુજ પાસે ॥ તારે પાયે લાગું હું પ્રેમદા ॥
શાંમ વિન્યા સુખ સિયું સજની ॥ મારું અંતર પામે છે આપદા ॥ ૭

સખિ દરદ મારા દલનું ॥ એહ વિન્યા અલગું કોણ કરે ॥
સખિ નિષ્કુલાનંદનો નાથ મલતાં ॥ મનચિંત તેમાં રુવે રે ॥ ૮

## ચાતુરી – ૧૪

આજ ગિરધર ગયા ગમતિને ઘેરયજી રે ॥
મોહનને મન માનાવિ મારિ મેયરજી રે ॥
અલબેલે અમસું કાંઈ વસાવિયું વેરજી રે ॥
ક્રિડા વિન્યા પિડા પંડ કરું કે પેરજયી રે ॥ ૧ ઢાલ

પેરય ન સુઝે કોયે પિયુજી વિન્યા ॥ કહી કેમ સમાવું કામને ॥
સખિ નથિ રેવાતું નાથ્ય વિન્યા ॥ કોયે સોધિને લાવો સામને ॥ ૨

સખિ પિયુ વિન્યા પંડ પરજલે ॥ વલી ગ્રહે વેહનિ વાધિ ઘણું ॥
તેનિ દાઝયે લાગું દલ દાઝવા રે ॥ વાધુ વિજોગ દુખ ના વાલાતણું ॥ ૩

જલ વિન્યા જેમ ઝખને ॥ અંગ આતુરતા અતિ ઘણિ ॥
રામ રાત્ય દિવસ રુદિયામિંતરી ॥ આલોચના મુને અહ તણિ ॥ ૪

નયણે ન આવે મુને નિંદરા ॥ સાલે સેજતણું સુખ સજનિ ॥
નાથ સાથે બાથ બિડાવિના ॥ કોને કેમ ગુમાવું હું રજનિ ॥ ૫

સખિ અજપે જપે નહિ આંખડિ ॥ અમે આસેભર્યા અતિ આકલ્યા ॥
તોય અલબેલોજી નવ્ય આવિચારે ॥ કોણ અપરાધ આવી મલ્યા ॥ ૬

સખિ મોરયથકિ મલી મુજને ॥ અતિ હેત કરિ હરિ હેલવિ ॥
આજ અમે મનથી ઉતર્યા રે ॥ નવલાને મલી નારિ નવિ ॥ ૭

બહુ સંગિસું બાઈ પ્રિત બાંધિ રે ॥ કેમ મન માન્યું થાયે માહેરું ॥
નિષ્કુળાનંદજીના નાથજી રે ॥ કઉ કપટ ન કર્યું મે તાહેરું ॥ ૮

## ચાતુરી–૧૫

હવે તજો રુદિયાનો રોસ મારાજજીરે ॥ અલબેલા આવિયે વેરય આજ જી રે ॥
તમ સારું સજીયો મે સુંદર સમાજજી રે ॥ સાંમ સંગે રંગે રમિ સારું મારું કાજજી રે ॥ ૧ ઢાલ

કાજ સારું આજ મારું ॥ અને લેસન લાવું હું લાજને ॥
વાલા મનમાંનિને મંદિર જાતાં ॥ રોકિ રાખિ સહું મારા રાજને ॥ ૨

આડિ ફરિ સ્તુતિ કરિ ॥ હાથ જોડી ઉભી રહુ આગલ્યે ॥
નહિ જાવા દિયુ નાથ મારા ॥ તન વિન્યા તંન મારુ બલે ॥ ૩

હુ તો ટલવલુ ટાવાં કરુ ॥ રેલ લાલ ગુલાલ લોચન કર્યાં ॥
તને નિરદયા થયા નાથજી રે ॥ મારિ આંખડિયે આંસુ ઝર્યા ॥ ૪

લુઇ લુઇ લોચન મારાં ॥ વલી વાલા કરુ વિનતિ ॥
મારે મંદિર આવો માવજી રે ॥ મોહનજી મારિ વતી ॥ ૫

આવા એકલ વેગ્યે અમસુ ॥ કેહો કેમ થયા કમલાપતિ ॥
મારા દિનપણાને દેખતા રે ॥ નવ છુટે રોંસ રાખ્યો અતિ ॥ ૬

આટિ ટાલો પ્રિત સંભાલો ॥ પિયુ પાલોબરદ પોતા તણુ ॥
તમે અનાથના વલિ નાથ છો રે ॥ ગિરધર વરસુ કિયે ઘણુ ॥ ૭

દિન જાણિ દયા આણિ ॥ મુજ ઉપર મેરચ કિજીયે ॥
નિષ્કુલાનંદના નાથજી આવો આલિંગન લિજીયે ॥ ૮

## ચાતુરી-૧૬

આવો અલબેલાજી અમારાં હો નાથજી રે ॥
પ્રાણ મારા બાંધિયાં પિયુ તમારે સાથજી રે ॥
મોહનજી માહેરિ તમે છો મિરાંથ્યજી રે ॥
લાજ આજ માહેરિછે હરિ તોરે હાથજી રે ॥ ૧ ઢાલ

હાથ તોરે લાજ મોરિ ॥ જેમ રાખિ ઘટે તેમ રાખિયે ॥
અમે અબલાને અલબેલડારે ॥ નેક નોધારાં નવ્ય નાખિયે ॥ ૨

વાલો પલે પડયા તે પાલજી ॥ કૈયે છે તમારા તે માટને ॥
તે ટાલ્યાં કેમ હવે ટલસુ રે ॥ જે લખિયા લેખ લિલાટને ॥ ૩

આજ મોરપે જે આવ્યાં આસરે ॥ તેને મેલ્યાં નથિ તમે માવજી ॥
નહિ કરી એવિ રિત નવલી રે ॥ ત્રિકમ કેમ સંકસો તજી ॥ ૪

જેવિ રિત હોયે મારા રાજની ॥ તેવી પાલજો પોતા તણિ ॥
સર એવા ગત્ય સુખ ખાંણ્યછો રે ॥ એવિ રિત ઘર નિછે વણિ ॥ ૫

તેહ નીબાવન નાથજી મારા ॥ નોધારાનાં ઉધાર રે હરિ ॥
એ બુદ તમારું બદલાતારે ॥ લાડિલા લાજ લાગસે ખરિ ॥ ૬

વિચારી જુવો મારા વાલ્યમા તમ વિન્યા ભુધર કેને ભજીયે ॥
અન્ય જીવન વડર્યે જીવતારે ॥ તેહથી તેહથિ તન મરતજીયે રે ॥ ૭

એવું શ્રવણે સુણતાં સાંમલો ॥ અતિ હેત સમે તે બોલ્યા હરિ ॥
નિષ્કુલાનંદનો નાથ કહે છે ॥ મારે સર્વે રસ તું સુંદરિ ॥ ૮

## ચાતુરી - ૧૭

મારે ભોવન પધારિયા ભુધર ધરિ ભાવજી રે ॥
અલબેલો આવિયા તે મેરય કરી માવજી રે ॥
મહાસુખ સોપવા છે જેને ચિત ચાવજી રે ॥
આલિગન લેવા અતિ અંગમાં ઉછાવજી રે ॥ ૧ ઢાલ

ઉઠાવભરયો અલબેલડો ॥ અને આનંદ દેવા ઇચ્છયા ઘણિ ॥
સાંભલ નારિ પ્રાણ પ્યારિ ॥ હું તો ભુવન તારે આવ્યો ભણિ ॥ ૨

તુજ સમાંન્ય માંન્ય સુંદરિ ॥ મુને વાલું નથિ કોયે વિનતા ॥
હું તો હારોવો હારયો છઉ હાથ તોરે ॥ વલી વેચાઉ તું વેચ્યતા ॥ ૩

તુજ સારું હું તન ધારું ॥ અને વિચરું વસુધા માયે વલી ॥
તુજ મુજ તણિ પ્રિતની રીતને ॥ અન્યજન સુ સકે કલી ॥ ૪

ભવ બ્રહ્મા મુજને ભજે છે ॥ હું તો ભજું છું તુજને ભામનિ ॥
તુંજ વિન્યા ત્રિલોકમાંયે ॥ નથિ કોયે મારે કામનિ ॥ ૫

મારાં પ્રાણ પ્રતિપાલ પ્રેમદા ॥ વલી આત્મનિ આધાર છો ॥
સર્વે સુખ લેવાનું ઠામ સજનિ ॥ વલી સર્વે રસમાં સાર છો ॥ ૬

તારે વસ થયો હું વિનતા ॥ તેણે લોક મુને લંપટ ગણે ॥
પણ પ્રિતે આ જીત તેજી તિયો રે ॥ હું તો બંધાણો કાચે તાંતણે ॥ ૭

હાથ જોડિ માનમોઉ ॥ વલી કર જોડિ હરિ કરગરે ॥
નિષ્કુળાનંદનો નાથ કહે છે ॥ હું તો અબલા છઉ તારે આસરે ॥ ૮

## ચાતુરી - ૧૮

મિઠા બોલા માવજી સુ઼ં મિઠુ઼ં મુખ બોલોજી રે ॥
હુદિયાનો કપટ કઉ કારેનવ્ય બોલોજી રે ॥
ભાવ ભલો દેખાડતાં ભુવર નવ્ય ભુલોજી રે ॥
પ્રિત કરિ પ્રાણ હરિ પછે ઉચ્ય ડોલોજી રે ॥

ઉચ્ય ડોલો દુ:ખ દેવા ॥ વ્રહે બાણ મારિ લલી વાલ્યમા ॥
આવા નીર બંધ નર નાથ મારા ॥ કહો કાં લખાંતા ભાલમાં ॥ ૨

ગાંઠનાસુ ઘરવાર માડવો ॥ અલમસ્ત લખાણા અંકમાં ॥
અંકુશ વિન્યા અલબેલડા રે ॥ સિદ કહો કે નીસંકમાં ॥ ૩

નથી રે કે તલ કોયે તમને ॥ મનમાંને તેમ માલો ઘણું ॥
અંગે અબલાંયે આવડું રે ॥ ભાગ્યું હતું સું ભુધર તુજ તણું ॥ ૪

કેમ કરિ કહો દિન કાટિયે ॥ જોતાં જોબન મારું જાયે છે ॥
પલેપલ પંડ પરજલે રે ॥ મનમાયે મનોરથ થાયે છે ॥ ૫

હું તો નરજોગ નારિ થઇ ॥ મારુ તન મન તપાસિયું ॥
મારે અંક લેવા અવસર આવ્યો ॥ તિયાં તમે વાલિનું ઘર વસાવિયું ॥ ૬

અમે પિયું વિન્યા કેમ પોસિયે ॥ મુને ઈચ્છયા રહિ એ વાતનિ ॥
અમે સર્વે સમાલિયાં સાચું માનું ॥ તમે રમત્ય રમ્યા વાતનિ ॥ ૭

જાઓ જાઓ હવે જાદવા ॥ મનમાનિને જો મંદિરિયે ॥
નિષ્કુલાનંદના હો નાથજી રે ॥ આવિ પ્રિત પેલી નવ કરિયે ॥ ૮

## ચાતુરી-૧૯

પ્રીત મારી તુજસુ છે એક અલબેલીજી રે
માનજે વચન મારૂ તારૂ માન મેલજી રે
સનેહે તુજ સાથ ગાથ સુંણજે સાહેલીજી રે
અવસરેર સિદ રાખ્યો ગટે નહિ ઘેલજી રે...૧ ઢાળ

ઘેલી ન ઘટે રેસ રાખ્યો સોક તજી ભજી લે ભામિની
તારૂ હેત હૈયાનું હું હેરવારે લઇ ગયા જુવતિ જાંમની. ૨

અધ ઘડી હું તો હળગો નથી રેતો તુઝથી સુરુપ સુંદરી
હેતે હતો હું સંગ સજની તે દેખીયો મુને દુરયે કરી. ૩

જેહ દેહ વિન્યા દેહી કેમ રહે વલી જલ વિન્યા જેવું મીન છે
તેમ તુજ વિન્યા તન મન મારૂ દુરય રયે ઘણું દીન છે ૪

ભોજન વિન્યા જેમ રસ ન રહે તેમજ મુજ ભુવન તન તાહેરૂ
જેમ મીનનું જીવન જળ જોને, તેમ જુવતિ જીવન તુ માહેરૂ ૫

તુજ સારૂ મારૂ તન ધારૂ કરૂ ક્રિડા અરથ એહ આરવા
જન જાણો રે એમ જુવતિ રે અવતાર અસુરને મારવા ૬

તારા સ્નેહની સાંકળે સાંકળો માપે પ લણો હું પ્રેમદા
મહામુનિને હું અગમ અતિ તે તો તારે સંગે ઠોલુસદા ૭

તુજ મુજ અંગ એક સબળ અળગ્યું ગણે તે ઉનમાન ૮

## ચાતુરી ૨૦

એવુ સુણી એક રસવિનતાયે વાણીજી રે
અંતર ઓગળી મળયું પાણી જેમ પાણી જેમ પાણીજી રે
નેનમાં મેનનુ ચિહન આપી એધાણીજી રે
રસિયા સુ રમવાને ઇચ્છયાં ઉર આણીજી રે... ૧ ઢાળ

ઇછયાં આણી રમવા રાણી વળી વાણી બોલે છે વિનતા
ધન્ય ધન્ય હો ધીર ગંભીર ચરૂવા હેતકારી હરિહરણ ચંતાં. ૨

મોટાને જો મોટપ્યની નથી ઉપમાએ કો આપવા
સતિ દષ્ટાંત સહુ સિમાણા અમાપને જાયે છે માપવા. ૩

અતિ અગાધ્ય અપાર એવા વળી વનિતા હેત વપુ ધરયું
દઈ દરસપરસ પંડયનું રે કોટ કોટનું કારજ્ય કજ્યરયુ. ૪

રસિક રસમયે મૂર્તિ, જેને દરસને હુકરી તથામીયે
સર્વ સુખનુ સદનસલેણા, તે પુરણ વડે પામીયે. ૫

રાજ મહારાજ અમસુ છો રમજો રાજી ઘણું
અંગોઅંગે આનંદ આપવારી, એવુ જાણુ છુ મનજીવન તણું, ૬

હવે સેજ સમારી સજકર
રૂડી રસિયા તમ સંગ રમવા.
શણગાર સારી હું તો સજ થઇ ગીરધર તમોને ગમવા... ૭

વિયોગને મેં વિસારી નવી પ્રીત કરી વળી નાવસુ
નિષ્કુળાનંદના નાથ સાથે ભેટીસ ભરી હું તો ભાવસુ. ૮

## ચાતુરી-૨૧

આજ અલબેલો ઘેરય આવિયા રે મુને ભુદરજી ઘણું ભાવીયા રે
આજ નવલા નેહ વધારીઆ રે, પ્રેમ કરી પીઉજી પધારીયા રે...... ૧

આવ્યા સુખ દેવાને જો સુખકારી રે વાલાની વાલ્યપ ઉપરયે જાઉ વારી રે
ઘણે ભાવે ભરયું હરિનું હૈયુ રે કરયું હેતે તે તો નવ્ય જાયે કયું રે... ૨

અતિ પ્રસન્ન મનમોહન તણું રે, રંગે રમવા રાજ્ય રાજી ઘણું રે
હેત કરી હરિયે ગ્રહો જાને રે હું તો જોઇ રહી મારા નાથને રે... ૩

થયા શામ સજસુખ આપવા રે મારા કઠણ બંધા કાપવા રે
દુરય કરયો કંચવો કાઢી નાખી રે કુચ રસ રયો તો ઢાંકી રાખી રે ૪

કોરે કરી ઓઢણી કબુધ્ધ તણી રે અવલો કયુ અંગજાણુ આજ જાણી રે
મારા અંગ અવેવને જોયા જારે રે રંગભર રમવાને રાયા તારે રે... ૫

લઈ આલિંગન ચુંબન લીધું રે પછે મોહને મનમાન્યુ કીધું રે
કાંઇ કોક કળામાં પ્રવેણ પુરા રે ઘણું છુતે સંગ્રામના હિરોરા રે ૬

રંગરમતા ન્યૂન ન રાખી રતિ રે જાણુ કો અનંગ અંગ અંગ ઉપરય પતિ રે
પુરણ પેચ દાવે દીસે બળિયા રે, છેલ છબીલોજી ઘણું છે છલિયા રે... ૭

દીસે કોમળ કઠણ ઘણું રે, જાણે વળી ઘડયાસુ વજ્રતણા રે
સ્વામી નિષ્કુળાનંદનો છે જો એવા રે... ૮

# ચાતુરી-૨૨

હું તો ખાંતિલા સંગે જોખાંત્ગે ખેલી રે આજ લાગે લેવા લોકલાજ મેલી રે,
મેં તો ઘુંઘટ પટ જો પરેરો કીધો રે, અલ્પગે અલબેલો ઉપરપટ લીધો રે. ૧

મે તો ભુજાં ભરી ભીડયા બાથે રે
ચોળી ચાંપ્યા રસિયો રૂદા સાથ રે
કોમળ કાન આવ્યા મારા અંકમાંગે રે
કોને કેમ કરી હરિ મેલ્યા જાય રે ૨

જાણું બાવના ચંદનને બાથે ભરયું રે
મારૂ તનમન તપતું તેહ ઠરયું રે
પરસુ પંડ શીતળ પાયણુ સરખુ રે
હું તો હરિ હૈયામાં ઘાલી હરખુ રે ૩

અંગોઅંગ મળી એકરસ થયું રે
જેમ જળ ઢળી જળમાંયે ગયું રે
અંગ એક ભાવ રહ્યો હોયે ભાવ્યે રે
રસી પીવા રસિલે રાખુ ખાંત રે ૪

એવુ અલબેલો નથ કરત જોયે રે
સુખ લેવા કેવા નથરેત કોઈ રે
નરનારી કીડા અરથે કાવે રે
જો ભિન્ન ભિન્ન ભોજન ભાવે રે ૫

જેમ બાલ્ય મુકર મુખ દેખી રમે રે
કરે પોતે લટકાં પોતાને પમે રે
એવી અકળ વસ્ને ઈચ્છા આવી રે
કરવા કીડા ભુદર નેમ ન ભાવી રે... ૬

એક અંગે અબળા થઈ સુખ લીધું રે
બીજે અંગે સબળ થઈ સુખ દીધું રે
એમ એક ખર તપણ જોયે જુવાં રે
રસ્યમહારસ્ય માણવા દોયે હેવા રે... ૭

સરવે રસમાં શણગાર રસ્ય રૂડો રે
બીજો કુચા સરખી લાગે કુડો રે
વસે રસીલા વરસુ રમ્યા રંગે રે
સદા નિષ્કુળાનંદના સ્વામી સંગે રે... ૮

## ચાતુરી – ૨૩

એ તો આશ્ચરય વાત જે અતિ ઘણી રે
એમાં આંચ ન ખુચેજો કોપે તણી રે
અલ્પમતિ જનને એતો નય જરે રે
જેમ રોગી મિષ્ટાંનને ખાતો મરે રે... ૧

દયા લગી અગમ એ છે અતિ ઘણું રે
પરિબ્રહ્મ પોતાતણું એક પેખે રે
આપ સરખી કાયા અહરિની લેખે રે... ૨

તેને એ રસ સુણતાં ચિત ચળે રે
જેમ ખાટો રસ્ય દેખી ટાઢ ગળે રે
તેને એહ વિન્યા બીંજુ સુણવુ સહિ રે
જેને પરિપુરણ પીછાયે નહિ રે... ૩

એ રસ્ય જાણે માણે હુક જેવા જોગી રે
એ રસ્ય પીવા ઇછે પરિજાત ભોગી રે
એ રસ્ય જે દેવે પીયો ભાવભારી રે
જેણે ગાયુ ગોવિંદગીત પીત કરી રે ૪

એ રસ્ય ગોપી જનેને લાગ્યો ગળો રે
એ રસ્ય ગોકુળ ગામમાં અઢળ ઢળયો રે
એ રસ્ય વૃંદાવનની વાટે વયો રે
એ રસ પ્રેમી જેને પ્રેમે લયો રે ૫

એ રસ ઈસ ઈછે ઉરમાં અતિ રે
એ રસ પીવાને ઈછે જો પરજાપતિ રે
એ રસ્ય મા રસ્ય મળવો છે જો માવા રે
એ મુક્ત ગતિ મારગ સાથો રે ૬

સવે એ સુખને વળગાં વળતાં રે
જેમ રંગ સજી કુકશ મળતાં રે
સીગંડય ચગરપે સાડ સોલે ઠામ રે
તેમ પ્રેમરસ્ય પ્રેમી ઉર જામે રે ૭

એ રસ પીધા વીન્યા નથ સુખ શાંતિ વળે
થાયે પુરણ પ્રેમ રસને પાંમી રે
એ રસ્ય રૂપ નિષ્કુલાનંદનો સ્વામી રે ૮

## ચાતુરી-૨૪

રે સુખમુખે કરી કેમ જાંયે કયુ રે
જે સુખદયા કરી દીનેનાથે દયુ રે
એ સુખ ભવ બ્રહ્માને ભલેરૂ ભાવે રે
એ સુખ શેસ સહસ્ર મુખે નિત ગાવે રે... ૧

એ સુખ વ્યાસને છે જો વલભ ઘણું રે
એ સુખ મળે મોયુમન શુકજી તણુ રે
એ સુખ સનકાદિક સરાયે સઈ રે
એ સુખ નારદ સાથે જોઈ છે કઈ રે... ૨

એ સુખ સરવે સુખ થકી છે જો સરે રે
એ સુખ ભવ દુખને હેલ્યાં માહરે રે
એ સુખ અંતરની આપદાને ટાળે રે
એ સુખ તનતણા વળી પાંતન વાળે રે... ૩

એ સુખ મળે ટળે અધીરજ અંગે રે
એ સુખ આવે આનંદ અંગે ઉમંગ રે
એ સુખ પામી પામીયે સેસેં સરવે રે
એ સુખ લેતા રહે નહિ કાપે કરવે રે... ૪

એ સુખ સામાન્ય અન્ય એક નહિ રે
જેમાં મનકામના સર્વે ટરે સહી રે
એ સુખ ઉપરય અન્ય સુખ નથી રે
સર્વે સારમાં સાર સુખ કહુસુ કથી રે... ૫

ધન્ય ભાગ્ય મારૂ એ સુખ મળિયું રે
જેને પ્રતાપે અજ્ઞાન તમે ટળિયું રે
આજ આનંદ અરક અંગે ઉઠયો રે
તેનો પ્રકાશ પંડયમાંહિ પ્રગટ થયો રે... ૬

હવે શોધ્યે રજની નથ મળે રંચ રે
પિયુ મને મળિયા છે પરપંચ રે
હું તો પુરણ થઈ એહ સુખ લેતા રે
તે તો નથી કેવાતુ મુખે કેતા રે... ૭

થઈ મગન લગન એ સુખસુ લાગી રે
તેણે અંગે અનંગથી આપદા ભાગી રે
મળયા સુખરૂપ સહજાનંદ સ્વામી રે
પુરણ નિષ્કુલાનંદ એ આનંદ પામી રે... ૮



# શ્રી કૃષ્ણ જન્મ ચરિત્ર ખંડ

## અધ્યાય - ૪

શ્રી નારદજી પૂછે ॥ હે નારાયણ કેણે પાર્થનાને કરયા એવાજે શ્રી કૃષ્ણ તે જે તે પૃથવી પ્રત્યે આવતા હવા ॥ અથવા કિએ કારણે કરીને જગતના સ્વામિ જે ભુમિને વિસે આવતા હવા ॥ તે વાર્તા હે દેવના જાણ તલ તે મધ્યે શ્રેષ્ઠ નારાયણ તમે કહો ॥ તારે નારાયણ કહે છે ॥ પૂર્વે વારાહ કલ્પને વિસે તે વંસુંધરા જે પૃથવી તે જે તે ભારે કરીને વ્યન થકી ॥ અને અતિશે શોકે કરીને વીણાંણી થકી શોકવાન હોતી હવી ॥ અને બ્રહ્માની શરણને પામતિ હવિ ॥ ૨ ॥ વલી તે ભૂમિ જે તે વસુરો તેણે અતિશે તપાવ્યા એવાજે દેવતા તેણે અહીત અતિ એવિ જે બ્રહ્માની સભા તે પ્રત્યે જાતિ હવિ તે દેવતા કેવા છે ॥ તો બ્રહ્માને પામ્યા છે મન જેના ॥ તે સભાને વિસે દેવતાના અને બ્રહ્મ તેજે કરીને અતિસે પ્રકાસવાન એવા જે બ્રહ્મા તેને દેખત જોવા ॥ તે બ્રહ્મા કેવા છે ॥ તો મોટા જે ઋષીના એણે વલિ મુનીના ઈસ તેણે ॥ વલિ સિધ્ધના ઈસ તેણે ॥ હર્ષે કરીને જાતા છે ॥ વલિ અતિસે મનને હરે એવુ જે ગંધર્વનું સંગીત તેને સાંભળતા છે ॥ વલિ પરબ્રહમ રુપ એવા જે શ્રીકૃષ્ણ નામે બે અક્ષર તેને જપતા છે ॥ અને ભકતીએ કરીને આનંદના આંસુએ પૂર્ણ છે ॥ અને રોમની પંગતીએ કરીને વ્યસ્ત છે શરિર જેનુ ॥ ૬ ॥ અને નારદજી તે ભુમિ જે તે ભકતીએ કરીને દેવતાએ સહિત ચાર મુખવાલા જે બ્રહમા તેને પ્રણામ કરીને ॥ દૈત્ય જે રાક્ષસ તેનું ભાર આવે દઈને જે કષ્ટ તેને જણાવતિ હવિ ॥ અને આંશુએ પૂર્ણ છે નેત્ર જેના એવિ અને રોમાવલિ કેતા ઊભા છે રુહાડાં જેના એવીતે ભુમિ જે તે બ્રહમાનિ સ્તુનિ કરતિ હવિ અને વલી રોતી હવી ॥ તારે જગતના ધાના જે બ્રહમા તે જે તે ભૂમિ પ્રત્યે બોલતાં હવા ॥

જે હે ભૂમિ તમે કેમ સ્તુતિ કરો છો ॥ વલિ સ્યા માટે રુવો છો ॥ અને હે કલ્યાણ રુપીણી તમારુ આવવું જે તે કેમ થીઉ ॥ તો તમે કહો ॥ અને તમારુ કલ્યાણ જે તે થાસે ॥ અને હે કલ્યાણિ કેતા સુપરુપ તમે અતિશે સ્થિર થાગો ॥ અને હું બેઠે છતે તમને ભય જે તે સું છે ॥ ૯ ॥ હે નારદજી બ્રહ્મા જે તેઇ રીતે પ્રથવીની આસવાના કરીને ॥ ઉતાવળ થકા દેવતાને પૂછતા હવા ॥ હે દેવતાગો પુષ્પાંક

તમારે આ મારા સમીપને વિસે કેમ આવવુ થીઉ ॥ ૧૦ ॥ તારે બ્રહ્મા તે પ્રત્યે બોલતા હવા ॥ હે પ્રભો સમરથ વસુધા જેસા ભૂમિ તે ભારે કરિને વીણાણી ॥ અને અમે પણ ચોર જે અસુર તેણે ગણ્યા દુઃખ દીધું ॥ ૧૧ ॥ હે બ્રહ્માજી તમે જગતના સૃજતલ છો ॥ માટે ઉતાવલા થકા અમારા દુખનાંનિ ટારણને કરો ॥ હે બ્રહ્માજી આ ભુમિને ગતિ તમે વૃત્તિમેં નિવૃત્તિ જે સુખ કરવાને કાજે જોગ છો ॥ ૧૨ ॥ હે પિતામહ સર્વના ગ્રાગ્રા ॥ એ ભારે કરીને આ પૃથવી જે તે પીડાં પામી છે ॥ અમે પણ તેજ દુઃખે કરીને પીડા પામ્યા છીએ ॥ તે માટે પૃથ્વીના ભારનું દુઃખ હરવુ કરો કેતા ઉનારો ॥ ૧૩ ॥ હે નારદજી દેવતાને વચનને સાંભલિને જગતના કર્તા જે બ્રહ્મા તે જે તે તે ભૂમિને પૂછતા હવા ॥ હે દીકરી તારો સગલો ભય જે તે દુર ગયા ॥ અને તુ મારા સમિપને વિસે સુખે ઉભી રે ॥ ૧૪ ॥ અને હે કમલના જેવા છે નેત્ર જેનાં એવી જેનાં ભારને તુ જે તે સેવાને કાજે અસમરથ છઉ ॥ હે ભલે કલ્યાણિ તે ભારને હૂં જે તે ટાલીસ ॥ અને નિત્યે તારું ભલુ જે કલ્યાણ જે તે થાસે ॥ ૧૫ ॥ હે નારદજી તે પૃથવી જે તે બ્રહ્માને પોતાનિ પીડાને કેતિ હવિ ॥ યેણે યેણે કરીને પીડા પામી છે તે સર્વે કતિ હવી ॥ તે પૃથવી કેવિ છે ॥ તો પ્રસન્ન છે વદન કેતાં મુખ અને નેત્ર જેનાં ॥ ૧૬ ॥ પૃથવી બ્રહ્માને કહે છે ॥ હે બાપ પોતાના મનની પીડાને કહું છું તે તમે સાંભલો ॥ અને પોતાના બંધુ જે સંબંધિ તે વિના બીજાને પોતાનુ વ્યસન જે કષ્ટ તે કેવાને કાજે યોગ નથી ॥ ૧૭ ॥ અને સ્રીની જાત જે તે નિશ્ચે નિંદા યોગ છે ॥ તો એ પણ સબલા જાણીને ॥ પોતાના બંધુ તેણે અને પિતા તેણે વલિ દીકરા તેણે નિરંતર રક્ષા કરવા યોગ છે ॥ ૧૮ ॥ હે જગતના બાપ બ્રહ્મા તમે તેણે પૂછી એવિ જે હું તે મુને કેવાને કાજે લાજ જે તે નથિ ॥ અને જેને ભારે કરીને હું જે તે પીડાયલી છઉ ॥ તેને હું તમને કહું તે તમે સાંભલો ॥૧૯॥ બ્રહ્માજી જે પુરુષ જે તે તે શ્રીકૃષ્ણની ભકિતસે કરીને રહિત છે ॥ વલિયે પુરૂષ જે તે ભગવાનનાં ભકતની નિંદાના કરવા વાલા છે તે પાપના કરતાલ છે તેના ભારને વહેતાને હું જે તે અસમરથ છઉ ॥૨૦॥ અને જે જીવ પોતાને ધર્મે અને આચારે રહિત છે ॥ અને પોતાને નિત્યકર્મે કરીને રહિત છે ॥ અને વેદને વિસે શ્રદ્ધા જે વિશ્વાસ તેણે હીન રહીત છે ॥ તેને ભારે કરીને હું જે તે પીડા પામી છઉ ॥૨૧॥ અને પિતાને માતાને અને ગુરુની જે સ્રીનું તેના પોષણ પાલનને જે નથી કરતા વલિપુત્રને પુત્રિની સ્રીને જે પાલન નથી કરતા ॥ તેના ભારનનાવેવાને વિસે હું જે તે સમરથ વલી ॥ હે બ્રહ્માજી જે પુરૂષ પોરાનાં બોલવાલા છે ॥ અને તપને સત્ય તેણે હીન છે ॥ અને સગલા દેવતાના નિંદાના કરતલ છે ॥ તેને ભારે કરીને હું જે તે પીડાને પામી છઉ ॥૨૩॥ અને વલી જે વાણી પોતાના મિત્રનો દ્રોહ કરે છે ॥ વલી કીધા ઉપગારને હણે છે ॥ અને ખોટી સાખને દેવરાવે છે ॥ અને વિશ્વાસની ઘાત કરે છે ॥ અને પારકી થાપણને

ઓલવે છે ॥ તેને ભારે કરીને હે બ્રહ્માજી હું પીડા પામુ છઉ ॥૨૪॥ અને કલ્યાણ રૂપ એવાં સૂક્ત જે વેદનાં વચન ॥ અને સામવેદની ઋચા ઋચાઉ તેને જે વેચે છે ॥

અને માહામંગલ કરી જે હરિનું નામ તેને જે પુરુષ વિક્રય કરે છે ॥ તેના ભારે કરીને હું બ્રહ્માજી પીડા પામી છઉ ॥૨૬॥ અને વલી જે પુરૂષ જીવુની ઘાત કરે છે ॥ અને પોતાના ગુરુનો દ્રોહ કેતાં ભુંડુ કરે છે ॥ અને જે પુરૂષ બ્રાહ્મણ થયી ગામોટ્ટુ કરે છે॥ વલિ લોભનો કરતલ છે ॥ અને વળિ મશાણોમાં શબ જે મડાં તેનો બલનલ છે ॥ અને એવા જીવુના ભારે કરીને હું પીડા પામતી છઉ ॥૨૫॥ અને જે જે મુર્ખા જે તે પુજાને યજ્ઞને અને ઉપવાસ જે વ્રત જે એકાદશી આદેંદઈ॥ અને બીજાને મત તેને હણી નાખે છે॥ તેને ભારે કરી બ્રહમાજી હું પીડા પામી છઉં ॥ અને જે પાપીયા જે તે ગાએને વિપ્રબ્રાહમને ॥ સુરદેવતાને ॥ અને વૈહસવ જે હરિ ભકિત તેને ॥ અને શ્રીહરિ જે પોતે ભગવાન તેને ॥ હરિની કથા તેને ॥ વલિ ભકિતને દ્વેષ કરે કેતાં નિંદા કરે તેને ભારે કરિને બ્રહમાજી હું જે તે પીડા પાંમિછ ॥ ૨૭ ॥ જેમ પ્રથમ શંખ આદિ દઈ અસુરરના ભારે કરીને ॥ હે બ્રહમાજી પીડા પામી હતિ ॥ તેમ હમણાં તે થકી પણ અધિક દૈત્ય ઉંગજા છે ॥ તેને ભારે કરિને હું પીડાને પાંમતિ છઉ ॥ ૨૮ ॥ હે બ્રહમાજી ઈ રીતે અનાથ એવિ જે હું તે મારું નિવેદન જે જણાવવું કેતાં દુઃખ તે સગલુ તમને કયું ॥ અને જે હું ભલે તમને સર્વે પ્રકારે માંનવા યોગ હતુ ॥ તો હે પ્રભો સમરથ મારા દુઃખનો પ્રતિકાર જે ટાલ્યાનો ઉપાય તેને તમે કરી ॥ ૨૯ ॥ હે નારદજી હરિ તે એમ અસુધા જેષ્ઠ પૃથ્વી તે જે તે કહીને ॥ વલિવારંવાર અતિશે રોતિ હવી ॥ અને કૃપા જે દયા તેના નિધિ કેતાં ભંડાર એવા જે બ્રહમા તે જે તે ॥ તે પૃથ્વીના રોદનને જોઈને ॥ તે પ્રથવી પ્રત્યે બોલતાં હવા ॥ ૩૦ ॥ હે પૃથવી તુને જે ચોરનો ભાર છે ॥ તે તારા ભારને ઉપાય થકિ હું જે તે ટાલિસ ॥ હે વસુંધરે કેતાં પૃથ્વી સગલાં કાર્ય જે તે ઉપાય થકી સિદ્ધ થએ છે ॥ ૩૧ ॥ ભૂમિ મારા સ્વામી જે શ્રીકૃષ્ણ ભગવાન તે કાલે કરીને તારા ભારના ઉતારવાને કહસે ॥ અને પૃથ્વી તારે ઉપર આધાર વિનાં જે મંત્રને લપસે ॥ અને મંગલકારી જે કુંભ ઘડો તેને આસન વિના તુ માથે મુકસે ॥ અને કુંકુમ જે ચંદન તેને રાપસે ॥ ૩૨ ॥ અને મધુનો કાષ્ટ જે લાકડા તેને પણ રાપસે ॥ અને ચંદનને વલિ જે પુરુષ આધાર પાત્ર બિના તુ માથે રાપસે અને કસ્તૂરી ને ॥ વલિ તર્થ નિમૂતિ ક્રાજે મારિ તેને ॥ વલિ ગેસુનાપાત્રને ॥ વલિ ખેદ જે ઢાલને ॥ અને સ્ફટિક જે ધોલુ મણી તેને ॥ અને પદ્મરાગ મણિ તેને ॥ અને ઈંદ્રની લમણિને ॥ વલિ સૂર્યમણિને ॥ વલિ રુદ્રાક્ષના પારાને ॥ વલિ શાલિગ્રામની મૂર્તિને વલી શંખને વલી તુલસીને ॥ અને પ્રતિમાનુ જલ જે ચરણામૃતને ॥ ૩૪ ॥ વલિ નિર્માલ્ય જે ભગવાનના ચડેલ પુરુપને ॥ વલિ નીલાવર્ણવાલા મણિને ॥ તેમજ ગાંઠેયુકત એવિ જનોઈને ॥ વલિ દર્પણ કેતાં અરીસાને ॥ વલિ શ્વેત કેત્તાં ઉજલાં ચામરને ॥ ૩૫ ॥ વલી ગોરો-

ચન કેતાં ગોપી ચંદનને ॥ વલિ મોતીને ॥ અને છીપને ॥ તેમજ વલિ માણિકને ॥ વલિ પુરાણસંહિતા જે પુરાણનિપોથી તેને ॥ અને અડિનને ॥ વલિ કપરુને તેમજ અનાસને ॥ ૩૬ ॥ વલિ રજત જે રુપુ અને કાંચન્ન જે સોનું ॥ અને તેમજ આભિલાને ॥ અને વલિ બીજા રત્ન માત્રને ॥ અને તીર્થના જલને ॥ અને ગાએના ઘીહીને ॥ અને ગોમય જ દૂધ દહી તેને ॥ ૩૬ ॥ હે સુંદર ભૂમિપે મૂઢ જે તે તારે વિસે એટલિ વસ્તુને સ્થાપન કરસે કેતાં આસન વિન્યાં રાવસે ॥ તે મનુસ્ય જે તે કાલસૂત્રનામે નરકને વિસે વરસુના દસ હજાર લગે નિશ્ચે અતિશે દુખને ભોગવસે ॥ ૩૮ ॥ હે નારદજી બ્રહ્મા પૃથવીને આસાવાસના કરીને દેવતાએ સહિત ॥ અને તે પૃથવીસહિત ॥ જગતના મસ્તલ એવા બ્રહ્મા જે તે શંકર જે શિવ તેનું સ્થાનક એવો જે કૈલાશ પર્વત તે પ્રત્ય જાતા હવા ॥ ૩૯ ॥ અને વલિ વિધિ જે બ્રહ્મા તે જે તે અતિશે મનોહર એવુ જે તે આશ્રમ પ્રત્યે પામીને ॥ શંકર જે શિવ તેને દેખતા હવા ॥ તે શિવ કેવા ॥ તો ગંગાના કાઠાનો વિસેં અક્ષય નામે જે વટ તેના મૂલને વિસે વસતા છે કેતા એવા છેં ॥ તે શિવ કેવા છે ॥ તો વ્યાઘ્ર જે સિંહ તેનું ચર્મ જે છાલ તેનું છે પરિધાન કેતા વસ્ત્ર જેને ॥ અક્ષમાલા જે રુડા દ્રાક્ષની માલા તેનું છે ધરણૂં જેને અને પાંચ છે વકકેતાં મોઢાં જેનાં ॥ અને ત્રન છે લીન કેતાં તેનાં નેત્ર જેનાં ॥ અને વલિ તે શિવ જે તે અનેક પ્રકારના જે શિલ તેણે વિટાંણાં છે અને મોટા યોગિના ગણ જે સમૂહ તેણે સેવ્યા છે ॥ અને ચારે કોર અપ્સરાના નૃત્યને કાં એક હસવુ જેમ હોએ ॥ તેમ હર્ષે કરીને જોતા ॥ ૪૨ ॥ વલિ ગંધર્વના ગીત ને ખ્યાલ થકી અતિશે પણે સાંભલતા છે ॥ અને જોતાં એવા જે પાર્વતિ તેને પ્રીતિએં કરિતે કાં એક વાંકે નેત્ર કરિને જોતા છે ॥ ૪૩ ॥ અને શંકર જે શિવ તે જે તેને ॥ નમ્યાં છે કાંધ જેનાં એવાં જે દેવતાના સમૂહ તેણે પૃથવી તેણે સહિત જગતના ગુરુ એવા જે બ્રહમા તેને જોઈને ॥ ઉતાવલા થકા ઉઠતા હવા ॥ ૪૪ ॥ અને તે શિવ જે તે અતિશે પ્રીતિએ કરિને બ્રહમાને નમતા હવા ॥ એ જે તે બ્રહમા થકી આશિર્વાદને પામતા હવા ॥ અને તે સર્વ દેવતા જે તે ચંદ્ર છે શિખરને વિષે જેને એવા જે શંકરશિવ તેને પ્રણામ કરતા હવા ॥ ૪૫ ॥ અને ધરા જે ભૂમિ તે જે તે ભકિત કરીને શિવને પ્રણામ કરતિ હવિ ॥ અને હર જે શિવ તે જે તે આશિર્વાદને દેતા હવા ॥ અને પ્રજાપતિ એવા જે બ્રહમા જે શિવને વૃતાંત કેતા હવા હવે શિવ કેવા છે ॥ તો પાર્વતિના સ્વામિ છે ॥ ૪૬ ॥ ભકતને ઉપર અતિદયા વાળા એવા શંકર જે શિવ તે જે તે ॥ તે વાર્તા બ્રહમાના મુખ થકિ સાંભલિને ॥ અને ભકતના કષ્ટને સાંભલીને ॥ પાર્વતી અને પરમેશ્વર શિવ તે જે તે અતિસે દુઃખે કરિને પીડાવાન હોતા હવા ॥ અને વિધિ જે બ્રહમા તે જે તે ॥ તે બેને બોધ જે જ્ઞાન તેને દેતા હવા ॥ તેવા એ બ્રહમા અને મહેશ જે શિવ તે જે તે ॥ સુર દેવતા તેના સમૂહને અને વસુંધરા જે પૃથવી તેને અતિઘણેકરીને આસવાસના કરીને ગૃહ પ્રત્યે

ચલવતા હવા ॥ તેવા એ પછિ દેવતાના મંદિર પ્રત્યે આવિને તે ધર્મ દેવતાએ સહીત વિચાર કરીને ॥ હરિ જે શ્રી ભગવાન તેનું ગૃહ જે પરમધામ વૈકુંઠ લોક તે પ્રત્યે આવતા હવા ॥

તે વૈકુંઠ કેવું છે તો જરા જે વૃદ્ધપણુ અને મૃત્યુ જે કાલ તેનું હરનલ છે ॥ અને સર્વ લોક થકી પર કેતાં શ્રેષ્ઠ છે ॥ ૫૦ ॥ વલિ તે વૈકુંઠ કેવું છે ॥ તો વાયુ તે અતિશે ઘટયુ છે ॥ વલિ સંગલાં બ્રહ્માંડ થકી ઉપર છે ॥ અને સર્વ થકી ઉત્તમ છે ॥ અને તે બ્રહ્મ થકિ ક્રોડ જોજન ઉંચુ છે ॥ અને સનાતન કેતા એ અનાદિ કાલે છે ॥ ૫૧ ॥ વલિ તે વૈકુઠ લોક કેવું છે તો કવિ તેને વર્ણવવામાં આવતુ નથી ॥ અને વિચિત્ર કેતાં નાંના પ્રકારનાં જે રત્ન તેણે કરિને નિર્મલ કેતાં મલરહિત છે ॥ અને પદ્મરાગ જેમા એક ॥ અને ઈંદ્રનીલમણિ તેણે કરીને રાજમાર્ગને વિસે અતિસે શોભાયે માન છે ॥ તે મનના સરખો છે વેગે જેનો એવા સર્વે જન દેવતાઓ જે તે ॥ અતિસે મનને હરે એવું જે વૈકુઠ લોક તેને પામતા ॥ હવા અને હરિનો અંતપુર જે દરબાર તે પ્રત્યે પામીને ॥ શ્રી હરિ જે ભગવાન વિષ્ણુ તેને દેખતા હવા ॥ ૫૩ ॥ અને રત્નના અલંકાર જે ઘરેણાં તેણે કરી શોભામાન છે ॥ અને રત્ને યુકત છે કે પુર કેતાં બાજુબંધને વલય કેતાં કડાં જેનાં ॥ અને રત્નનાં જે નુપુર જે ઝાંઝર તેણે ભૂષિત છે ॥ ૫૪ ॥ વલી રત્નના કુંડલનુ જે બે તેણે કરી ગાલને વિસે વિસેષે શોભતા છે ॥ અને પીતાંબરના વસ્ત્રે ઢંકાણા છે ॥ અને વનની માલાએ કરિને વિષે શોભતા છે ॥ ૫૫ ॥ અને વલિ શાંત કેતાં લક્ષવાન છે ॥ અને સરસ્વતી જે દેવી તેને મનોહર છે ॥ વલિ લક્ષ્મી તેણે ઘસ્યાં છે ચરણ કમલ જેનાં ॥ અને કોટી એવો કંદર્પ જે કામદેવ તેનિ લીલા સમાન છે આભાકાંતિ જેનિ ॥ અને હસવું છે મોઢું જેનું ॥ અને ચાર ભુજા છે જેની ॥ ૫૬ ॥ અને વલિ સુનંદને નંદને કુમુદને એજે એજે પાર્ષદ તેણે સમિપે સેવ્યા છે ॥ અને ચંદને સુક્ષિતકેતા ભરયા છે સર્વે અંગ જેનાં ॥ અને રુડે રત્ને જડિત એવો જે મુકુટ તેણે ઉજાલા છે ॥ ૫૭ ॥ વલિ તે વૈકુંઠનાથ પરમ આનંદરુપી છે ॥ અને ભકતને વિસે અનુગ્રહ જે દયા તે વિસે અતિશે ઉતાવલા છે ॥ અને હે મુને નારદજી ॥ બ્રહ્માદિક દેવતા જે તે ભકતને કરીને તે ભગવાનને પ્રણામ કરતા હવા ॥ ૫૮ ॥ અને ભકિતએ કરિને નમ્યા છે દેહને કંધર કેતા કોટુ જેનિ એવા તે દેવતા જે તે પરમ આનંદને ભારે કરીને પીડાતા થકા ॥ રોમાંચિત છે શરિર જેનાં એવા થકા પરમભકિતએ સ્તુતિ કરતા હવા ॥૫૯॥ તેમાં બ્રહ્મા બોલે છે ॥ કમલા જે લક્ષ્મી તેના કાંત કેતાં પતિ અને શાંત વલી સર્વના સ્વામિ ॥ અને અવિનાશી એવા જે તમે ॥ ત તમને હું જે તે નમુ છઉ ॥ અને અમે બ્રહ્માદિક દેવતા જે તે જેનિ કલાના ભેદ છે જે તે છે ॥ અને કલાની અંશ કલાએ કરીને બીજા દેવતા જે તે કીધા છે ॥૬૦॥ અને મનુ જે ચૌદ અને મુનિંદ્ર જે મોટા યોગિ ॥ અને મનુષ્ય જેમાં નવા અને ચર

કેતાં ગતિના કરતલ બીજા જાણી ॥ અને અચર કેતાં સ્થાવર પર્વતાદિક જીવ તે જે તમારી કલાને કલાનો જે અંશ તેણે કરીને હે નિરંજન કેતાં ઉપાધિએ રહીત તે સર્વે તમ થકિ થિયાં છે ॥ હવે શિવ બોલે છે ॥ ભગવાન તમે અક્ષરરૂપ છો અને રામ છો ॥ અન્યત્રરૂપ છો ॥ અને ઈશ્વર સમરથ છો ॥ અને અનાદિ છો ॥ અને સર્વના આદિ છો ॥ વલિ આનંદરૂપી છો ॥ અને સર્વરૂપી છો ॥ અને અણીમા આધે દઈને ॥ જે અઠસિધ્ધિઉ તેના કારણ છો ॥ અને સિધ્ધિના કરતલ છો ॥ અને સિદ્ધિના રૂપ છો ॥ તો તમને સ્તુતિ કરવાને કાજે કોણ સમરથ છે ॥૬૩॥ હવે વલિ ધર્મદેવતા બોલે છે ॥ બાપ અતિશે આને વર્ણવા જોગ જે જે વસ્તુ તે વેદને વિસે નિરૂપણ કીધી છે ॥ અને વેદને વિસે જે વસ્તુ વચનને પાર કહી છે ॥ તેને કેવાને કાજે વલી કોણ સમરથ જે તે હોસે છે ॥૬૪॥ પે તમાર ગુણ રૂપ જે તે સંભાવનામાં આવતુ નથિ ॥ તમે તો નિરંજન કેવા ઉપાધિરહિત છો ॥ અને તે ઉપાધિ થકિ ન્યારી છે સ્તુતિ જેની ॥ એવા નિર્ગુણ જે તમો તે તમને હુ જે તે સ્તુતિ કરૂં ॥૬૫॥ હે નારદજી બ્રહ્માદિક દેવતાનુ એ છ શ્લોકે કરીને કર્યુ જે સ્તોત્ર તેના પાઠને કરીને મનુષ્ય જે તે દુ:ખ થકિ મુકાએ છે ॥ વલી પોતાની વાંછિત વસ્તુને પામે છે ॥ ૬૬ ॥ હવે દેવતા વચનને સાંભલિને ॥ અને સ્તોત્રને પણ સાંભલીને હરિ પોતે જે તે બ્રહ્માદિક દેવતા પ્રત્યે બોલતા હવા હે દેવતાયો તમે ગોલોક પ્રત્યે જાવો ॥ અને હુ પણ પછે તમે કેડે ॥ પ્રિયા જે લક્ષ્મી તેણે સહીત આવુ છઉ ॥ ૬૭ ॥ અને તે બે જે નર ને નારાયણ ઋષિ તે દો કેતાં બે જણાં શ્વેત દિપને વિસે નિવાસ કરીને રીયા છે તે બે જણ પણ ગોલોક પ્રત્યે આવસે ॥ અને તેમ સરસ્વતિ પણ આવસે ॥ ૬૮ ॥

અને વલી મારિ માયા જે અનંત કેતા અપાર છે ॥ અને સર્વગણના અધિપતિ જે તે સ્વામી કાર્તિક છે ॥ તે પણ સાવિત્રી જે વેદની માતા તેણે સહિત પાછલ થકી નિશ્ચે આવસે ॥ ૬૯ ॥

તે ગોલકને વિસે હુ બે ભુજ વાલો શ્રીકૃષ્ણ જે તે ગોપીએ સહિત વલિ રાધાએ સહિત છઉ ॥ અને તે ગોલોકની વિસે લક્ષ્મીએ યુક્ત એવો હુ જે તે સુનંદાદિક જે મારા પાર્ષદ તેણે વિટાણો થકી આવિશ ॥ ૭૦ ॥ અને કૃષ્ણ એવો જે હુ વલી નારાયણ રુપે શ્વેત દીપનો નિવાસનો કરનાર છઉ ॥ અને એ બ્રહ્માદિક સર્વે દેવતા જે તે મારી જ કલા કયા છે ॥૭૧॥ અને મારી કલાને તેનિ કલાના અંશનિ કલાને કરીને ॥ સુર જે દેવતા અને અસુર જે દાનવ અને નરાદિક જે મનુષ્ય માત્ર તે સર્વે તયા છે ॥ માટે તમે સર્વે ગોલોક પ્રત્યે જાયો અને કર્તાની સિધ્ધિ જે તે થાસે ॥ ૭૨ ॥ અને અમે સર્વના મનવાંછિતની સિધ્ધિને અર્થે પાછલ થકી આવસુ ॥ હરિ તે એમ સભાના મધ્યે ને વિસે પોતે કહીને વિરામ પામતા હવા ॥ ૭૩ ॥ તે દેવતા સર્વે જે તે નારાયણે કર્યો જે મંત્ર તેને જપતા થકી તે

મંત્રના પ્રતાપ થકી તે ભગવાનને પ્રણામ કરીને અચ્યુત એક જે ગોલોક તે પ્રત્યે પામતા હવા ॥૭૪॥ તે ગોલોક કેવી રીતનું છે ॥ તો વિચિત્ર કેતા નાના પ્રકારનું છે અને જે પરમ-ધામરૂપ છે તે જરા ને મૃત્યુનો હરતલ છે॥ અને પરકેતાં શ્રેષ્ઠ છે॥ અને વૈકુંઠ થકી પચાસ ક્રોડ યોજનને છેટે ઉંચુ પામવા લાએક છે ॥૭૫॥ અને તે ગોલોક વાયુ તેણે ધર્યુ છે॥ અને ભગવાનની પોતાની ઈચ્છાએ કરીને॥ રહ્યુ છે॥ અને તે અનિર્વચનીય કેતાં કેવામાં આવે નહિ॥ એવુ જે ગોલોક તે પ્રત્યે ગમન જે જાવુ તેને વિષે સન્મુખ છે ॥૭૬॥ તે મનના સરવા છે વેગ જેનાં એવા સર્વે દેવતા જે તે વિરજાના ત્રીજે કાંઠા તે પ્રત્યે પામતા હવા તે દેવતા જે તે સરિત્ જે વિરજા તેના કાંઠાને જોઈને ॥ અતિશે વિસ્મયને પાંમતા હવા ॥૭૭॥ વલિ તે ગોલોક કેવું છે॥ શુદ્ધ એવુ સ્ફટિક મણિ તે સમાન છે કાંતિ જેની ॥ અને અતિસે વિસ્તારવાન છે॥ અને મનને હરિ લે છે॥ અને મુકતા જે મોતી અને માણિકમ જેમાં એક અને પરમ શ્રેષ્ઠ એવા મણિ અને રત્નાકર જે રત્નની ખાણું તેને યુકત છે ॥૭૮॥ વલી તે ગોલોક કેવુ છે તો બ્રહ્મ કેતાં શ્યાંમમણિ શુક્લ કેતાં ઉજવલ મણિને હરિત્ કેતાં નીલમણિ અને રકતમણિ તેની રાજિ જે પંકિત તેણે અતિશે શોભતુ છે ॥ અને પરવાલાના અંકુરે કરીને અદ્ભુત છે॥ અને કયાં એક કયાં અતિશે મનનને હરતલ છે ॥૭૯॥ અને પરમ અચ્યુત અમૂલ્ય એવાં જે રૂડાં રત્ન તેની આકરપણ તેની રાજિ જે પંકિત તેણે કરીને અતિસે શોભતુ છે ॥ અને વિધિ જે બ્રહ્મા તેને પણ અણયોવા યોગ છે ॥

આશ્ચર્ય વસ્તુનો તો નિધિ કેતાં ભંડાર છે ॥ અનેક લીલાની વસ્તુયે કરીને યુકત છે ॥ એવુ ગોલોક છે ॥૮૦॥ હે મુને હે નારદજી કો એક ઠેકાણાને વિષે પદ્મરાગ જેમા એક અને ઈંદ્રનીલ જે નીલમણિ તેનિ ગોલોકને વિષે ખાણુ છે ॥ અને વલિ કયાં એક તો મરકત મણિની આકાર જે ખાણુ તેણે સયુકત છે ॥૮૧॥ અને કયાંક તો સ્યંતક મણિની ખાણું છે ॥ અને કો એક ઠેકાણુને વિષે રચક જે દિશ તેની ખાંણું છે ॥૮૨॥ અને કયાં એક તો રત્નની ખાણું છે ॥ કો એક ઠેકાણે તે વિસે કૌસીક મણિની ખાંણું છે ॥ અને મુલે મોંઘા એવા જે પીલા વર્ણવામાં મણિ તેની શ્રેણી જે પંગતિ તેની ખાંણેયુકત છે ॥ ૮૨ ॥

અને કયાંએક તો અનિર્વચનિ કેતા કયામાનાવે એમાં જે મણિ તેનું સમૂહ છે ॥ અને પરકેતા સર્વની શ્રેષ્ઠ છે ॥ ૮૩ ॥ અને કો એક ઠેકાણેના વિસે મનોહર એવા જે ક્રિડાના સ્થાનકો તેણે અતિસે ઉત્તમ છે ॥ વલી તે પરમ આશ્ચર્યકારી એવી જે તે વિરજા નદીનો કાંઠા તેને ઈશ્વર સમરથ એવા જે બ્રહ્માદિક દેવતા તે જે તે જોઈને તે કાઠાં પાંમતા હવા ॥ ૮૪ ॥ અને પર્વતમાં શ્રેષ્ઠ એવો જે સુંદર શતશ્રૃંગ નામે પર્વત તેને દેખતા હવા ॥ તે પર્વત કેવો છે॥ તો પારિજાતના જે વૃક્ષ તેનાં વનની પંકિતએ કરીને અતિશે શોભતો છે ॥ ૮૫ ॥

વલિ તે પર્વત જે તે કલ્પવૃક્ષે કરીને ચારે દિશે વિંટાણો છે॥ કોડ જોજન નો ઉચો છે ॥ વલિ અને ચાલિસ ક્રોડ યોજન તો લાંબો વિસ્તારવાન છે॥ ૮૬॥ અને તે પર્વતનો શિખર્જે તે પચાશ ક્રોડ જોજનમાં વિસ્તારવાન છે॥ એજ પર્વતના સિખરને વિસે ધડને આકારે રાસક્રીડાનું મંડલ છે ॥ ૮૭ ॥ તે દશ યોજનમાં વિસ્તારવાન છે॥ અને વર્તુલકાર કેતાં ઘોલ છે॥ અને ઉત્તમ છે॥ અને પુષ્પના ઉધ્યાન જે વન તેને હજારે કરીને યુકત છે ॥ ૮૮ ॥ તે વન કેવુ છે ॥ તો પુષ્પ રહિત છે અને સુગંધી સહિત છે ॥ અને અતિશે ધાટ એવા જે ભમરાના સમૂહ તેણે સંયુકત છે॥ અને સુરત જે કામક્રીડા તેનાં દ્રવ્ય જે પદારથ તેણે સંયુકત એવા જે ભમરાના સમૂહ તેણ સંયુકત છે॥ અને સુરત જે કામક્રીડા તેના દ્રવ્ય જે પદારથ તેણે સંયુકત કરવા જે સંભોગનાં મંદિર તેણે કરીને શોભાયમાન છે ॥ ૮૯ ॥

અને રત્નના મંડપનિ કોત જે ક્રોડ તેનું જે સહસ્ત્ર હજારુ તેણે સંયુકત છે ॥ તે મંડપ કેવો છે॥ તો રત્નનાં સોપાન જે પગથિયં તેણે યુકત છે॥ અને રુડા રત્નના છે કલસ જેને વિસે॥ વલિ રાસ ક્રીડાનું મંડલ કેવું છે॥ તો શોભાયમાન એવા જે નીલમણિના સ્તંભ તેણે કરીને શોભતો છે॥ વલિ સિદુરના વર્ણસમાન એવાં જે મણિ તેણે કરીને ચારે કોરે જડયો છે ॥ ૯૧ ॥ અને વલી મનને હરિ લે એવાં જે કંઠ નીલમણિ તેણે કરીને મધ્યભાગને વિસે કેતાં વચમાં શોભાયમાને છે ॥ અનેક મણીના જે ભેદ તેણે કરી વિસેષે શોભતું છે ॥ ૯૨ ॥ વળિ કમાડે સંયુકત એવાં જે બાર બારણાં તેણે કરીલેલ વિશેષે શોભતા છે॥ અને સુંદર ગુથવે કરીને યુકત એવો જે આંબાના પત્રના તોરણ તેણે યુકત છે ॥ ૯૩ ॥ અને વલી ચારે દિશે કેલના સ્તંભના જે સમૂહ તેણે કરીને સંયુકત છે ॥ અને ઉજવલ એવાં ધાન્ય જે ચોપા અને પત્રને લાજ જે શાલી ॥ અને ફલને દવાજેઠો અને અંદર જે જવારા તેડનો યુકત છે ॥૯૪॥ વલિ તે રાસ મંડલનું સ્થાનક કેવું છે ॥ તો ચંદન અને અગર અને કસ્તુરીને કુંકમ તેના જે ગારા તેણે ખરડું છે ॥ હે મુને નારદજી ॥ વલિ કોટાંનો કોટ જે ગોપાલની કન્યાઉ તેણે સમૂહે કરીને વિટાણુ છે ॥ ૯૫ ॥ વલી તે રાસનુ મંડલ કેવુ છે ॥ સ્રીઉના સમૂહ તેણે રક્ષાને કીધુ છે ॥ તે સ્રીના સમુહ તે કેવાં છે ॥ રત્નના અલંકારનાં જે ઘરેણાં તેને સંયુકત છે ॥ અને રત્નનિ જે માલાંઉ તેણે કરી વિસેષે શોભતાં છે ॥ અને વલિ રત્ને જડિત એવાં જે કંકણ કડાં અને કેયૂર બાજુબંધ અને રત્નજડીત એવાં નપૂર જે ઝાંઝર તેણે કરીને ભૂષિત કેતાં શોભાયમાન છે ॥ ૯૬ ॥ વલિ તે સ્રીના સમૂહ કેવા છે ॥ તો રત્ને જડીત એવા જે કુંડલનાં યુગ્મ કેતાં બે તેણે કરીને ગાલને વિશેષે શોભતાં છે ॥ વલિ રત્નયુકત એવી અંગુલિ જે વીટીઉં તે અતિ સુંદર છે ॥ અને વલિ હાથની જે આંગલીઉ તેણે વિશેષે સોભતાં છે ॥ ૯૭ ॥ વલી રત્ને જડીત એવા જે ગેસુના નાગપાસ તેણે શોભતાં છે ॥ અને વિસેષે સોભતી છે પડની આંગલી જેની ॥ અને રત્નના જે આભુષણ તેણે ભૂષિત છે॥ કેતાં સોભાયેમાન છે ॥ વળિ સ્રીના સમૂહ કેવા છે ॥ તો રુડા જેણ રત્ન અને મુકુટ તેણે

કરીને ઉજ્વલ કેતાં પ્રકાસવાન છે ॥ વલિ અને ગજમોકતીના જે અલંકાર તેણે કરીને નાસીકા મધ્યને વિસે શોભનો છે ॥ વલી સિંદુરની બિંદુ જે ટીબકિઉ તેણે સહીન અલકજે મોવાલાની લટુ તેને હેવે જે કપીલ તેણે કરીને ઉજવલ કેતાં દીપતો છે ॥ ૯૯ ॥ વલિ સ્રીનો સમૂહ કેવો છે ॥ તો સુંદર ચંપાના વર્ણસમાંન છે કાંતિ જે જેનિ અને ચંદન ઉજ્વલ જે ગારો તેણે પટડાંણો છે ॥ પીનાંબર વસ્ત્રે કરીને ઢંકાણા છે અંગ જેનાં ॥ બિંબસમાન અધર જે હોઠ તેણે કરીને અતિસે મનને હરિ લે તેવો છે ॥ ૧૦૦ ॥ વલી તે સ્રીનો સમૂહ કેવો છે તો ॥ શરદઋતુએ જેવુ નભનો ચંદ્રમા તેની કાંતિને ચોરે એવુ મુખ તેણે કરી દીપર્તો છે ॥ વલી શરદઋતુમા ફૂલ્યા એવાં જે પદ્મ તેની શોભાને મુકાવતા છે લોચન કેતાં નેત્ર જેનાં ॥ ૧ ॥ વલી તે સ્રીનો સમૂહ કેવો છે ॥ તો કસ્તુરીની પત્રિકા જેવી તેણે યુકત એવી ઝીણી રેખાએ આંકયાં જે આંક એ તેણે દીપતો છે ॥ અને અતિસે ફુલી એવિ જે માલતિની માલા તેને સમૂહે કરીને ॥ શોભતો છે કબર જો ચોટલો તેણે શોભાનીમાનજી છે ॥ અને મધુ જે સુગંધ તેમાં લોભાણા એવા જે ભમરા તેના રસે સહીન જે શબ્દ તેણે કરીને આકલોને માદોમાં ભરાતો છે ॥ વલિ તે બાઈનું ટોલું કેહેવુ છે ॥ તો સુંદર ગમન જે ચાલવુ અને નેત્ર જે દૃષ્ટિ તેણે કરીન ગજ જે હસ્તી અને ખંજન જે પંતી તેને ગંજતો છે॥ કેતાં અપમાન કરતો છે વક્ર એવો ભ્રકુટીનો જે ભંગ તેણે સહિત જે સુંદર કાં એક હસવું તેણે સંયુક્ત છે ॥ વલી તે સ્રીનો સમૂહ કેવો છે તો પાકાં એવાં જે દાડમનાં બિજ તેની જે પંગતી તે સંમાન જે દાંતની પંગતિ તેણે વિસેપે શોભતો છે ॥ ૪ ॥ અને ખગેંદ્ર જે પોપટ તેનાં જે ચાંચ તેનિ શોભાએ યુકત એવી જે ઉંચી નાસીકા તેણે શોભતો છે અને ગજેંદ્ર મોટા હાથી તેના જે કઠોર કુંભ તે સમાન સ્તનનો ભાર તેણે કરીને નમ્યો છે નહી જાંણી એસુ એવો સ્રીનો સમૂહ ॥૫॥ અને વલી નિતંબ જે સાથોલને કઠિન એવો જે શ્રોણી કટીનો પાછલો ભાગ અને કઠોર જે સ્તનનો ભાર તેને ભારે કરીને યુકત છે ॥ વલિ કંદ્રપ્ય જે કામદેવ તેના શર જે બાંણ તેની ચેષ્ટા જે લીલા તેણે કરીને સિથલ થીયા છે માનસ કેતાં મન જેનાં ॥૬॥ વલી તેનાં સમોહ કેવાં છે ॥ તો દર્પણ જે આરીસો તેણે કરીને ॥ પૂર્ણ માસીના ચંદ્ર સમાન જે મુખ તેની જે સુંદરતા તેને જોવાનો છે રાજીપો જેને અને રાધિકાંના ચરણરૂપ અંભોજ જેના કમલ તેની એવાને વિસે આસકત કેતાં બંધાણાં છે મન જેનાં ॥૭॥ એવા જે સુંદરીના સમૂહયુથ તેણે રાધાજીની આજ્ઞાએ કરીને જે રાસનું મંડલ જે તે રક્ષાને કીધુ છે ॥ અને તે સ્થાનક જે તે જે તે જલક્રીડાંના સરોવર જે તલાવ તેને લાખે કરીને વીંટાએલ છે ॥૮॥ વલિ શ્રેષ્ઠ કેતાં ઉજલાં રકત કેનાં રાતા અને લોહિત કેતા અતિશે શોભા જેવાં જે પદ્મ તેનિ પંગતીએ કરીને સદાકાલ સંકુલ છે કેનાં ભરયુ છે ॥૯॥ વલિ અતિશે ફૂલ્યાં એવાં જે પુષ્પના ઉદ્યાન વન તેને હજારે કરીને સંયુકત છે ॥ અને કોટાંન કોટે જે કુંજ અને કુટીર ઓરડીઉ તેણે યુકત છે ॥ તે કુંજ અને કુટીર જે ગૃહ તે પુષ્પની જે શય્યાનુ તેણે

સંયુકત છે ॥૧૦॥ અને ભોગના દ્રવ્ય જે પદારથ તેણે કર્પૂર કેતાં કપૂરે સહીત જે તાંબુલ અને વસ્ત્ર તેણે સંયુકત છે ॥ અને ચારે કોર રત્નના છે દીપક જેનો અનેક જે ચામરનેઆરીસા જેનો૧૧॥અને અતિશે શોભાયમાન નાના પ્રકારની જે પુષ્પની માલા તેણે કરીને હે નારદજી તેં રાસનુ મંડલ જે છે શોભતુ છે ॥ તે રસ રાસમંડલને જોઇને તે બ્રહ્માદિક દેવતા જે પર્વત થકી વારે જાતે હવા ॥૧૨॥ તેવા એ તે થકી જુદુ એવુ ॥ એ સુંદર મનને હરિ લે એવુ વનવૃંદાવનના તે તેને દેખતા હવા ॥ તે વૃંદાવન કેવુ છે ॥ તો રાધા અને માધવ જે શ્રી કૃષ્ણ તેને અતિશે વલ્લભ છે ॥ ૧૩ ॥ અને વૃંદાવન જે તે રાધાને શ્રી કૃષ્ણનું ક્રીડા સ્થાનક છે ॥ અને કલ્પવૃક્ષના સમૂહ તેણે અવિત કેતા યોગ છે॥ વલિ તે વૃંદાવન જે તે પિરજા નદીનો તીર જે કાંઠો તેને જલે કરીને ભીના એવા જે વાયુ તેણે કંપાવ્યું છે ॥ ૧૪ ॥

અને વલિ કસ્તૂરીએ યુકત છે પત્ર જેનાં એવા જે કમલ તેણે વલિ સુગંધવાલા જે પુષ્પ તેણે આંતસે સુગંધવાન કીધુ ॥ અને નવાં એવાં પલ્લવ જે નવાં અકુર તેણે સંયુકત છે॥ અને પરપુષ્ટ જે કોકિલા તેના રુત જે શબ્દ તેનુ છે શ્રાવણ જેને વિસે ॥ ૧૫ ॥ વલિ તે વૃંદાવન કેવુ છે ॥ તો એક સ્થાનકને વિસે ક્રીડામા જે કદંબના વૃક્ષ તેને સમુહે કરીને ॥ અતિશે મનોહર છે॥ વલિ મદારના વૃક્ષ વલી ચંપાના વૃક્ષ॥ અને ચંદનનાં વૃક્ષ તેણે તેમજ સંયુકત છે ॥ ૧૬ ॥ અને સુગંધી એવાં જે પુષ્પ તેને ગંધે કરીને અતિશે સુંગંધવાન કીધુ છે ॥ અને આંબાના જે વૃક્ષ અને વંગરાગના જે વૃક્ષ અને તેમજ પનસ જે અનાસના વૃક્ષ તેને નાલિઅરનાં જે વૃક્ષ ॥ તેને સમૂહે કરીને વૃંદાવન જે તે સંયુકત છે ॥ અને જંબુના જે વૃક્ષ વલી બોરડીના જે વૃક્ષ વલી વિશેષ થકિ જે ખજુરના જે વૃક્ષ તેણે યુકત છે ॥ ૧૮ ॥ અને ગુવાકના જે વૃક્ષ ॥ અને આમલનાં જે વૃક્ષ ॥ વલિ હે નારદજી જંબીરના જે વૃક્ષ ॥ અને કેલના જે વૃક્ષ ॥ અને શ્રીફલ જે નાલિઅરના વૃક્ષ અને દાડિમના જે વૃક્ષ તેર્ના મનોહર ॥ અને અતિ પાકાં એવાં જે ફલ તેણે યુકત એવા જે સમૂહ તેણતે વૃંદાવન જે તે શોભાયમાન છે ॥ અને પિપલ જે પીપરીને પીપલના વૃક્ષ અને શાલ જે સરસડાના વૃક્ષ તેણે શોભતું છે ॥૨૦॥ અને નીમ જેમ લીબડાનાં વૃક્ષ ॥ વલી શામલીના જે વૃક્ષ અને નિંતડીના જે વૃક્ષ અને અન્ય કેતાં બીજા જે વૃક્ષના ભેદ તેના શોભાયમાંન જે સંકુલ-ધારઈ તે સદાકાલ વૃંદાવન જે તે ભરયુ છે ॥૨૧॥ અને વલી ચારેકોરે કલ્પવૃક્ષના જે સમૂહ તેણે કરી અતિશે શોભતું છે ॥ અને મલ્લિ નામે વેલ ॥ માલતી નામેં વલ્લી કુંદને કેતકીને માધવી તેની જે વેલુ ॥ તે એ વકલીના જે સમૂહ તેણે કરીને વલિયુ થિકા જે પર્વત નિવેસુ તેણે કરિને તે વૃંદાવન જે તે યુકત છે ॥ અને હે મુને નારદજી ॥ અતિસે સુંદર જે પચાસ કોડ જુજના ગૃહ તેણે યુકત છે ॥ અને રત્ન-

સમાંન પ્રકાશવાંન એવા જે દીવાં તેણે યુક્ત છે ॥ અને ધૂપે કરી સુગંધવાન કિંવા એવા જે શૃંગારનાં પદારથ તે યુકત છે ॥ અને સુગંધના વાયુ તેણે વાયુ છે ॥ અને ચંદનને યુકત એવી પુષ્પાનિ જે શય્યા તેણે અને માલાના થલ જે સમૂહ તેણે યુક્ત છે ॥ અને પુષ્પ સમાં લોલાંણા એવા જે ભમરા તેને મનોહર શબ્દે કરિને અંતિસે શબ્દાયમાન છે ॥૨૫॥ અને તે વૃંદાવન જે તે રત્નને ઘરેણે યુકત શોભાએમાંન એવાં તે ગોપિકાનાં ટોલાં તેણે વિટાણૂં છે ॥ વલિ પચાસ ક્રોડ જે ગોપીઊ તેણે રાધાજીની આજ્ઞાએ કરીને તે વૃંદાવન જે તે રત્નને તે રક્ષાને કરયુ છે ॥૨૬॥ અને તે વૃંદાવન ને વિસે બિજા બર્ત્રીસ વન જે તે અંતિસે ॥ રમણીક ને મનના હરતલ છે ॥ અને તે વૃંદાવન થકિ જૂદૂ ઉત્તામ મનુષ્યે રહિત સ્થાનક છે ॥ ૨૭॥ હે મુને નારદજી અતિસે પાકાં ને મીઠાં અને સ્વાદે યુકત એવાં જે ફલ તેણે યુકત વૃંદાવન જે તે છે ॥ વ્રજે ગાએના વાડા અને ગાઈનું પોતે ને સમૂહે કરયા સંયુકત છે ॥ ૨૮ ॥ અને સુગંધવાન વલી ફુલે યુકત એવા જે પુષ્પનાં વન તેને હજારે કહીને સર્યું છે ॥ એને મધ જેવુ પુષ્પરસ તેમાં લોભાણા એવા જે ભમરા તેને સમૂહે કરિને સંયુક્ત છે ॥૨૯॥ અને પચાસ ક્રોડ જે ગોવાલિયાના વિલાસ વિસેષે શોભવુ છે ॥ તે ગોપાલ કેવા છે ॥ તો શ્રીકૃષ્ણ સમાન છે રુપ જેનાં ॥ વલિ રુડે રત્ને જડયા એવાં શ્રેષ્ઠ જે ઘરેણા તેણે યુકત છે ॥ ૩૦ ॥ એવાં વૃંદાવનને સમરથ એવા જે દેવતા ને જે તે જોઈને ॥ મનોહર એવુ જે ગોલોક તે પ્રત્યે જાતા હવા ॥ તે ગોલોક કેવુ છે ॥ તો ચારે કોરે ઘોલ છે આકાશ જેનો ॥ અને ક્રોડ યોજનમાં છે જે વિસ્તાર જેનો ॥૩૧॥ વલિ રત્નનો આકાર જે ઘઠ તેણે સંયુકત છે ॥ હે નારદજી તે ગોલોંક ચાર બારણે યુક્ત છે ॥ વલિ ગોપિઉના સમૂહે કરીને યુકત છે ॥ અને દ્વારપાલ જે ડોલીયા તેણે યુકત છે ॥૩૨॥ અને રત્નને જડીત એવાં જે આશ્રમ તેણે યુકત છે॥ અને ગોપિના ભકતને ચાકર એવા જે ગોવાલિયા તેની પચાસ ક્રોડે કરીને તે ગોલોક યુકત છે ॥૩૩॥ અને હરિના ભકત એવા જે ગોવાલિયાના સમૂહ તેના જેઓ ક્રોડ આશ્રમ તેણે યુ ત છે ॥ તે આશ્રમ કેવાં છે । એક એકથી અધિક છે રચનાઉ જેને વિસે ॥ એ આશ્રમ જે તે રુડાં રાને કરીને રચ્યા છે ॥૩૪॥ અને ભકતના આશ્રમ થકિ જઈ રીતના શોભાએ અધિકા એવા જે પાર્ષદના આશ્રમ તેની દશક્રોડે કરીને તે ગોલોકયુકત છે ॥ તે આશ્રમ કેવાં છે ॥ તો અતિ મોંઘે મૂલે જે રત્નો તેણે રચ્યાં છે ॥૩૫॥ અને શ્રીકૃષ્ણના રુપને ધરિ રીહા એવા જે મેંટા પાર્ષદ તેના જે કોટાનુકોટ આશ્રમ તેણે યુકત છે ॥ તે આશ્રમ કેવા છે તો રુડે રત્ને કરીને વિસેષે રચ્યાં છે॥૩૫॥ વલી તે રાધિકાનાં શુધ્ધભકત એવી જે ગોપીઉ તેના શ્રેષ્ઠ એવાં જે આશ્રમ તેણે કરીને યુકત છે ॥ તે આશ્રમ કેવાં છે ॥ તો બત્રીસ ૩૨ ક્રોડ છે માન જેનુ ॥ અને શ્રેષ્ઠ રત્ને રચ્યાં એવાં છે પદારથ જેને વિસે ॥૩૬॥ વલિ તે જે ગોપીઉ અને તે ગોપીઉનિ જે દાસિઉ તેના અતિસે મનોહર જે ભવન કેતાં ગૃહ તેનિ જે દશક્રોડ તેણે કરિને શોભતુ છે ॥ તે ઘર કેવાં છે ॥ તો મણિ અને રત્નાદિક

તેણે રચ્યું છે ॥૩૯॥ હે નારદજી જગતના ઈશ્વર એવા જે દેવના તે અંગતણું એવુ જે ગોલોક તેને જોઈને ॥ કેટલે છેટે હર્ષ કરીને જાતા હવા ॥ જે તે સ્થાનકને વિસે મનોહર એવો જે અક્ષયવડ તેને દેખતા હવા ॥ ને તે સ્થાનકને વિસે તે વટ પાચ જોજન માં તે વિસ્તારવાન છે ॥ હું નારદજી અને દસ જોજનનો ઉંચો છે ॥ અને તે વટ રાતાં પાકાં જે ફુલ તેણે વ્યાપ્ત છે ॥ અને રત્નનિ વેદિ જે ઓટિઉ તેણે શોભાયમાન છે ॥ અને વટના મૂલને વિસે શ્રી કહરાણમાન છે સ્વરુપ જેનાં એવાં બાલક જે ગોવાલીઆ તેને તે દેવતા જે તે દેવતા હવા ॥૪૦॥ તે બાલક કેવાં છે ॥ પીતાંબર વસ્ત્રને ઓપ્યાં છે ॥ અને ચંદને લિપ્ત છે સર્વ અંગ જેનાં ॥ વલિ રતને જડિત એવાં ભૂષણ જે ધરેલાં ॥ તેણે કરીને વિસેપે શોભતાં છે ॥ અને દેવતાના ઈશના સ્વામિ જે બ્રહ્માદિક તે જે તે ॥ હરિના પાર્ષદને દેખતા હવા ॥ અને તે થકી કાં એક છેટે અતિસે મનોહર કેતાં શ્રેષ્ઠ એવો જે રાજમાર્ગ... એ તેને દેખતા હવા ॥૪૨॥ તે મારગ કેવો છે ॥ તો સિંદુરને આકારે એવા જે મણિ તેણે કરી ચારે દિશે રચ્યો મુને નારદજી ॥ વલિ ઈન્દ્રનીલ જે મણિ તેનિ વેદીઉ અને પદ્મરાગ જે માણક તેણે અને હીરક જે હીરા તેણે અને રુપક જે તેજવંત બીજામણિ તેણે રચે છે ॥૪૩॥ વલિ તેમાએ કરચીઉ એવી વેદિ જે ઓટઉં તેણે યુક્ત છે ॥ અને વારેકોરે છે રત્નના મંડપ જેને ॥ અને ચંદન જે સુકડને ॥ અગર વલિ કસ્તુરે ને કુંકુમ તેના જે ગારા તેણે ચર્ચિત કેતાં વ્યસ્ત છે ॥૪૪॥ વલિ દધિ દહી તેણે પૂર્ણ એવિ માજ જે અસિ અને ફલ અને પુષ્પ અને દુર્વા જેવો અંકુર જે જવારા તેણે વ્યાયા છે ॥ અને ઝીણાં સૂત્રને કાંડે યુક્ત એવા જે ચંદનનાં નવાં અંકુર તેણે યુક્ત છે ॥૪૫॥ અને માયા જે તે કુંકુમે રંગ્યા એવા જે વેલનના સ્તંભ તેને સમૂહ કરીને વિસેજે શોભતો છે ॥ અને રુડે રત્નેયુક્ત જે મંગલકારી ધન તેણે યુક્ત છે ॥ અને ફલને વૃક્ષનિ ડાલુ તેણે સંયુક્ત છે ॥૪૬॥ અને વલિ તે માર્ગ જે સિંદુર અને કુંકમ તે લિંપ્યા એવા વૃક્ષ તેણે કરીને ચારે દિશે શોભતો છે ॥૪૭॥ વલિ ક્રીડાને વિસે આસકત કે તે પ્રીતવંત એવાં જે ગોપિકાના સમૂહ તેણે વીયણ્યો છે ॥ અને અતિ મોઘા મૂલનાં એવાં જે રત્ન તેણે કરીને યુક્ત છે. અને રત્નનાં જે સોપાન તે પગથિયાં તેણે રચ્યાં છે ॥૪૮॥ અને અગ્નિએ વોળાએ એવા જે મનોહર વસ્ત્ર તેણે શોભતા છે ॥ અને ઉજ્વલ એવા જે ચામર અને દર્પણ જે આરિસા તેણે શોભતાં છે ॥ અને નાના પ્રકારનાં રત્નની જે શય્યાઉ તેણે અને પુષ્પને માલા તે બીજી જાતના ફુલ તેણે શોભતાં છે ॥૪૯॥ અને સોલધ્ધાર જે બાર તેણે સંયુક્ત છે ॥ અને ધ્વારપાલ તેણે સ્તાને કીધાં છે ॥ અને ચારેકોર પરિખા જે ખાઇ જેણે યુક્ત છે ॥ અને જે ગઢ તે વિટાણા છે ॥૫૦॥ અને ચંદનવલિ અગરને કસ્તુરીને કુંકુમ તેને ગારે કરીને ચર્ચા છે એટલા મનોહર દેશણાને જોઈને જે દેવતા જે તે ચાલવાને હોના હવા ॥૫૧॥ તે દેવતા જે ઉતાવલા થકા કાએક દૂર છે છેટે જાતા હવા ॥ તે વાર પછી હે નારદજી રાસની ઇશ્વરી અધિષ્ઠાતા એવા જે રાધિકા તેના આશ્રમને દેખતા હવા ॥૫૨॥ તે

આશ્રમ કેવું છે ॥ તો ગોપીનું જે શ્રેષ્ઠ તેણે ચિન કેતા વ્યાપ્ત અને રાધાજી કેતા છે ॥ સર્વ દેવતાને માનવા યોગ્ય છે ॥ અને અંતસે શ્રેષ્ઠ છે ॥ અને શ્રીકૃષ્ણ તે પ્રાણ થકી અધિક છે ॥ તે આશ્રમ કેવું છે ॥ તો મનોહર એવા દ્રવ્ય જે પદારથ તેણે અતિશે સુંદર છે ॥૫૩॥ વલિ તે આશ્રમ સર્વને અનિર્વચનીય છે ॥ કેતા કયામા આવવું નથિ ॥ વલિ પંડિત જે કવિ તેણે નિરરાણ ખાતુ નથિ ॥ તે આશ્રમ અતિ સુંદર છે ॥ ને વોલ છે આકાર જેનો છજે ડાંવ્યુતિને બારણાંરૂ તે છે ॥ પ્રમાણ જેનું ॥૫૪॥ વલિ તે આશ્રમ જે તે શો મંદિરે સંયુક્ત છે ॥ અને રત્નને તેજે કરીને પ્રકાશવાન છે ॥ વલિ અતિ મોંઘા એવા જે રત્નસારમાં શ્રેષ્ઠ રત્ન તેને વિશે પેર્યુ છે અને પર કેતા શ્રેષ્ઠ છે ॥ અને કલ્પવૃક્ષે કરી અતિશે વિટાણું છે ॥ અને પુષ્પના ઉદ્યાન જે બાગવાડિઉ તેના જે રાત તેના બિચમા છે ॥૫૭॥ અને હે મુને નારદજી વલિ નાનાં પ્રકારનાં અને અંતસે ધોલ એવાં જે રત્નનાં ચિત્રામણ તેણે સંયુક્ત છે ॥ ને પ્રધાન કેતાં મુખ્યજે બારણાં સાત તે થકિ અનુક્રમે કેતાં એકને પાસે હે નારદજી બારે દિસે જે સોલ બારણાં તેણે તે આશ્રમ યુક્ત છે અને તે સ્થાનકને દેવતા જે તે ધનુષ ઉંચો એવો પ્રાકાર જે ગઢ તેને જોઈએ ॥ અતિશે વિસ્મયને પાંમતા હવા ॥ તે ગઢ કેવો છે ॥ તો રુડે રત્નેયુક્ત એવા જે નાનાં કલસ તેના અતિ મનોહર એવા જે સમૂહ તેણે કરી અતિશે દીપનો છે ॥ અને વલિ તે જે કરીને મનોહર છે ॥૬૦॥ તેવા તે આશ્રમને પ્રદક્ષિણા કેટલેક છેટે ॥ હર્ષે કરીને જાતા હવા ॥ અને આગલ જાતા એવા જે તે દેવતા તેને તે આશ્રમ વાંસે રેતુ હવુ ॥૬૧॥ પછે ગોપના અને ગોપિનાં ઘર કેતાં બીજા જે આશ્રમ તેને હે મુને નારદજી તે દેવતા દેખતા હવા ॥ તે આશ્રમ કેવાં છે અતિ મૂલવાલાં જે રત્ન તેણે રચ્યાં છે ॥ અને સો કોટિ જે ક્રોડ તેણે કરીને વેમાનમાં આવતા છે ॥૬૨॥ અને ચારે કોરે ગોપીના આશ્રમ તે સર્વે જોઈને ગોપીઉના પણ વલિ બીજા જે અતિ મનોહર નવાં ને શ્રેષ્ઠને દેખતા હવા ॥૬૩॥ તે દેવ જે તે સગલા લોક ભેજ્જેઈને ॥ વલિ છેટે જાતા હવા ॥ અને તેવા એ જે ધોલ છે આકાર જેનો એવું મનોહર એવું વૃંદાવન છે તેને દેખતા હવા ॥ તેથિ બાર વિરજા નામે જે નદી તેને દેખતાં હવા તે વિરજાના અંતને પામતા હવા ॥ તેવા એ પછી શૂન્યને દેખતા હવા ॥ ૬૫ ॥ અને તે ગોલોક વાયુ તે આધારે છે ॥ અને રુડે રત્ને કરીને યુક્ત છે ॥ અને અચ્યુત કેતા આશ્ચર્યકારિ છે અને રાધિકાજીની આજ્ઞાના અનુબંધ જેઆગ્રહ થકી ઈશ્વર જે શ્રીકૃષ્ણ તેનિ ઈચ્છાએ કરીને વિશેષ રચ્યુ છે ॥ ૬૬ ॥ અને હજાર હજાર જે રુડા રત્ન તેણે કરીને યુકેત છે ॥ વલિ કેવલ મંગલને નિવાસ છે એવું ગોલોક ॥ વલી તે દેવતા જે તે તે ગોલોકને વિસે અતિમનોહર એવાં નૃત્યને દેખતા હવા ॥ ૬૭ ॥ અને રાધા અને શ્રીકૃષ્ણના ગુણે યુક્ત એવું ગોપીનો સુંદર જે ગાન તેને હે નારદજી દેવતા જે તે સાંભલીને જે મૂછાને પાંમતાં હવા ॥ તે ગાન કેવું છે તો અમૃતસમાંન છે ॥ ૬૮ ॥ તે દેવતા જે

તે ક્ષણ માત્રે કરીને ચેતતાને પામી ને શ્રીકૃષ્ણને વિસે છે મન જેનાં એવા થકા ઠેકાણાને ઠેકાણાની વિસે મનને હરે એવા પરમ આ ચયને દેખતા હવા ॥ ૬૯ ॥ અને નાના પ્રકારના વેસને કરતિઉ એવિ જે સગલીઉ ગોપીકા તેને પણ દેખતા હવા ॥ તે ગોપિકા કેવીઉ છે તો કો એકતો મૃદંગ જે પખાવજ તે તે છે હાથમા જેને એવિ ॥ અનેકો એકતો વિણા જે તંગી તે છે હાથમાં જેને એવિ અને પર કેતાં શ્રેષ્ઠ છે ॥ ૭૦ ॥ વલી કો એક તો ચમર છે હાથમાં જેને એવી ॥ વલીયંત્ર આદે દઈવા જંત્ર તે છે હાથમાં જેને એવી ॥ વલિ રત્નના નૂપૂર જે ઝાંઝર તેણે કરીને શબ્દને કરતિઉ છે ॥ ૭૧ ॥ વલિ રુડાં રત્નેયુકત એવિ ॥ કિંકણી જે ઘૂઘરી માલા તેના સમૂહને શબ્દે કરીને શબ્દને કરતી છે અને પર કેતા શ્રેષ્ઠ છે ॥ અને કોયેકો ગોપીઉ જે તે માથે છે કુંભ કેતાં ઘડો જેને અને નૃત્યના ભેદનો છે ॥ મનોરથ જેને એવિઉ ॥ ૭૨ ॥ અને કોયેક ગોપીઉ જે ને પુરુષને વિસે કરીને નાયક મોટી કેવાએ છે ॥ અને કોએક ગોપીઉ જે તે પુરુષનાં વેષવાલી માય એ નાયક કેવાએ છે ॥ અને કોએક તો શ્રીકૃષ્ણના વંસને ધરતિઉ છે ॥ ૭૩ ॥ અને કોએક ગોપીઉ જે તે સંયોગ વિસે પ્રીતવાન છે ॥ અને કોએક ગોપિઉ જે તે આલિંગનને વિસે પ્રીતવાન છે ॥ અને કોએક ગોપીઉ જે તે ક્રીડાને વિસે આસકત છે ॥ તે ગોપિઉને જગતના ઈશ્વર એવા દેવતા જે તે જોઈને હસવે સહિત હોતા હવા ॥ ૭૪ ॥ અને કાં એક દુર જાતા થકા ઘણાં આશ્રમુને દેખતા હવા વલિ રાધાજીની સખિનાં ગૃહ દેખતા હવા ॥ હે નારદજી તે સખિઉ કેવિઉ છે ॥ તો પ્રધાન કેતાં મોવડી છે ॥ ૭૫ ॥ અને પ્રધાન ગોપીઉ કેવિઉ છે ॥ તો રુપે કરીને ॥ વલિ ગુણે કરીને ॥ વેસે કરીને ॥ વલિ યૌવને કરીને ॥ વલિ સૌભાગ્યે કરીને ॥ તે ઠેકાણને વિસી તે રાધાજી સમાન છે ॥ ૭૬ ॥ અને યેને વિસે ત્રીસ સખિનુ જે તે ગોપિકા તે રાધિકાની પ્રધાન છે ॥ તેના વેસ તો કયામાં આવે નહિ એવો છે ॥ હે નારદજી તેના નામને મુખથકી તમે સાંભલો ॥ ૭૭ ॥ એક તો સુશીલાનામે ॥ બીજી શશીકલા નામે ॥ અને ત્રીજી યમુના નામે ॥ ચોથી માધવિનામે અને રત્ના નામે ॥ કદંબમાલા નામે ॥ વલિ કુંતિ નામે ॥ વલિ જાહ્નવી નામે ॥ વલિ સ્વયંપ્રભા નામે ॥૭૮॥ અને ચંદ્રમુખિ નામે ॥ અને પદ્મમુખિનામે ॥ અને સાવિત્રી નામે ॥ અને સુમુખિ નામે ॥ અને સુમુથી નામે ॥ અને મુંખાં નામે ॥ અને સુભા નામે ॥ અને પદ્મા નામે ॥ અને પરિજાતા નામે ॥ વલિ ગૌરી નામે સખિ ॥ વલિ સર્વમંગલ નામે ॥ વલિ સરસ્વતી નામે ॥ અને ગંગા નામે ॥ વલી અંબિકા નામે ॥ વલિ એમજનંદન નામે ॥ વલિ નંદના નામે ॥ એટલિ સખિઉ જે તે રુડી રત્ને કરીને યુકત છે ॥ અને સમાન સરખિઉ છે ॥ વલી રાધિકાજીને અતિશે વાલિઉ છે ॥ ૮૧ ॥ તે સખિઉ જે તે પોતાનાં કાંત જે તે સ્વામિ તેને અતિશે જોતીઉ છે ॥ તે કાંત ઘણી કેવા છે ॥ તો નાના પ્રકારના જે ચિત્ર જે રંગના વસ્ત્ર તેણે ચિતારાણા છે ॥ વલિ અતિશે મનને હરિલેતા છે ॥ અને અતિ મૂલવાલા એવા જે

રત્નના કલશ તેને સમૂહે કરીને મસ્તકને વિસે ઉજ્જવલ છે ॥ અને મણીએ સહીત એવા ભૂષણ જે ઘરેણાં તેને ભૂષિત કેતાં શોભાયમાંન છે ॥ ૮૨ ॥ અને વલી કેવા છે ॥ સોમણીમાં જે શ્રેષ્ઠ મણી તે સંયુકત છે ॥ એ લોક થકી ઉંચુ અને બ્રહ્માંડથી ભારે બીજૂ લોક કોએ ઉચૂ જે તે નથિ ॥ અને તેનિ ઉચો સગલુ સુન્યમય કેતાં સુનુ છે ॥ અને સાત જે રસાતલ પાતાલ તે થકી હેઠે પણ સૃષ્ટિ જે જગતની રચના તે પણ જે તે નથી જ ॥ ૮૩ ॥ તે પાતાલને હેઠે નારદજી એક જલને અંધકાર જે તે છે ॥ તે કોએવે જાવા જોગ નથિ ॥ અને જોવાએ પણ નહિ વલિ બ્રહ્માંડનો અંત પણ તે થકિ બાર છે ॥ હે નારદજી તે સગલાને મુથકી તમે સાંભલો ॥ એમ નારાયણ સ્વામિ શ્રીમુખે નારદજીને કેતા હવા ॥ ૮૫ ॥

ઈતિ તે શ્રી બ્રહ્મવૈવર્ત નામે મહાપુરાણને વિસે નારાયણ નારદના સંવાદને વિસે ॥ શ્રીકૃષ્ણજન્મ ખંડ નામે ખંડ ગ્રંથને વિસે ગોલોકનું વર્ણન કર્યુ એ નામે ચોથો અધ્યાય થિયો ॥

## અધ્યાય — ૧૫

શ્રી સહજાનંદ સ્વામિ જયતિ વલિ શ્રી નારાયણ નારદજીને કહે છે ॥ નારદજી બ્રહ્માના સ્તોત્રને રાધાજી જે તે સાંભલીને ॥ તે બ્રહ્મા પ્રત્યે બોલતા હવાં ॥ એ વિધાતા બ્રહ્માજી તમારાં મનમાં જે વાંછિત વર છે તે વરને તમે માંગો ॥ તારે રાધિકાના વચને સાંભલીને જગતના વિધિ જે બ્રહ્મા તે રાધાજી પ્રત્યે બોલતા હવા ॥ જે વરતો એ જે તમારા ને જણાના ચરણરુપ ને વિસે ॥ ભકિતને ॥ દાસપણુ તેને મુને દો ॥ ઇ રીતે વિધિ જે બ્રહ્મા તેણે કયે છે તે રાધાજી જે તે તત્કાલ હું તમને ભકિત પાસે ઇ રીતે કેતાં હવાં ॥ તારે જગતના પતિ વિધાતા બ્રહમા તે જે તે ભકિતએ કરીને પુન વલિ તે રાધાને નમતા હવા ॥ તે વારે બ્રહમાજી જે તે તે બે જણાંની મધ્યેને વિસે બીચમાં હુતાશન જે અગ્નિ તેને કરીને ॥ હરિ જે શ્રીકૃષ્ણભગવાન તેને સંભારીને વિધિ એવા જે બ્રહ્મા તે વિધિએ કરીને હવન જે હોમ તેને કરતાં હવા તારે શ્રીકૃષ્ણ જે તે શયન થકી ઉઠીને વન્હિ જે અગ્નિ તેના સમિપને વિસે વસતા હવા કેતાં બેઠાં ॥ અને બ્રહ્મા તેણે કહી એવી જે વિધિ તે વિધિએ કરીને પોતે શ્રીકૃષ્ણસ્વામી હોમ કરતા હતા ॥ વલી શ્રીકૃષ્ણ તે અગ્નિની પ્રદક્ષિણા કરાંવીને ॥ અને

અગ્નિને પ્રણામ કરાવીને ॥ તે વાર પછિ વિધિ જે બ્રહ્માજી તે જે તે ॥ તે શ્રીકૃષ્ણ-ને બેસારાવતા હવા અને તે રાધાજીના હાથને વિધિ જે બ્રહ્મા તે શ્રીકૃષ્ણના સ્વામીને ગૃહણ કરાવતા હવા ॥ વલી વેદમાં કયા જે સાત મંત્ર તેને માધવ શ્રીકૃષ્ણ તે પ્રત્યે વંચાવતા હવા ॥ અને વેદના જાણતલ એવા જે બ્રહ્મા તે રાધિકાજીના હાથને શ્રીહરીના હૃદયને વિસે રમાવતા હવા ॥ અને પ્રજાના પતિ જે બ્રહ્મા તે શ્રીકૃષ્ણ સ્વામીના હાથને રાધાજીના વાસાને વિસે રપાવતા હવા ॥

અને રાધિકાજીને ત્રન માત્ર વેદના ભણાવતા હવા ॥ એ બ્રહમા જે તે પારીજાત વૃક્ષના પ્રસન્ન જે પુષ્પ તેની જે ગોઠણ લગે આવી પડે ॥ એવી માલા તે શ્રીકૃષ્ણના ગલાને વિસે રાધાજીના ધ્વારા કરીને અતિ હર્ષે દેતા હવા નામ પેરાવતા હવા ॥ વલી કમલ થકી ઉપના એવા બ્રહમા જે તે શ્રીકૃષ્ણસ્વામિને પ્રણામ કરીને ॥ રાધાજીના ગલાને વિપે શ્રીહરી જે શ્રીકૃષ્ણસ્વામી તે હારે કરીને ॥ અતિશે મનોહર સુંદર એવી જે માલા તેને દેતા હવા પેરાવતા હવા ॥ વલિ કમલ થકી ઉપના એવા જે બ્રહમા તે શ્રીકૃષ્ણ સ્વામિને બેસારતા હવા ॥ અને તે શ્રીકૃષ્ણના વિસે ॥ કાં એક હસતાં એવાં અને શ્રીકૃષ્ણમાં છે ચિત્ત જેનું એવાં જે રાધાજી તેને બેસારતા હવા ॥ હે નારદજી તે વિધિ જે બ્રહમાજી તે જે તેમાય જે શ્રીકૃષ્ણ તેને પુરાંજલિ જે બે હાથ જોડવા એવાને કરીને કેતાં હાથ જોડાવીને ॥ અને રાધિકાજી ને પણ હાથ જોડાવિને વેદમાં કયા એવાં જે પાંચ મંત્ર તેને ભણાવતા હવા ॥ વલી વિધિ જે બ્રહમાજી જે તે વલી શ્રીકૃષ્ણને પ્રણામ કરીને ॥ રાધાજીને અર્પણ કરીને જેમ પિતાહોએ તે પોતાની કન્યાને દાન કરે તેમ ભક્તિએ કરીને વલી શ્રીહરિને આગલ ઉભા રેતા હવા ॥ એવા સમયને વિસે દેવતા જે તે આનંદ સહિત ઉભાં થીઆં છે રુહાંડા જેના એવા થકા દુંદુભિ જે મોટાં નગારાં તેને વગડાવતા હવા અને અનેક જે નાનાં નગારાં તેને વગાડતાં હવા અને મુરજ જે પખવાજ ધકડ આદેદઈને જેવા યંત્ર તેને વગાડતા હવા ॥ અને શ્રીકૃષ્ણ રાધાજીને જારે બ્રહમાજીએ પરણાવ્યાં ॥ તારે દેવાધિદેવ જે ઈંદ્ર તે પારિજા-તના જેવુ પુષ્પ તેની ફુલની વૃષ્ટિને કરતા હવા ॥ વલી ગંધર્વમાં મોટા ગંધર્વ જે તે ગાન કરતા હવા ॥ વલી અપ્સરાના સમૂહ જે તે નૃત્ય કરતા હવા ॥ વલી બ્રહ્માજી જે તે શ્રીહરિને પ્રસન્ન કરતા હવા ॥ અને કાં એ હસવે સહીત તે શ્રીકૃષ્ણ સ્વામી પ્રત્યે બોલતા હવા ॥ હે સ્વામિ તમારા બે જણનાં ચરણ કમલને વિસે મુને ભક્તિરુપ પરણવાચ્યા તેની દક્ષિણા જે ગોરને દેવા તે આપો ॥ એવાં બ્રહ્માજીના વચનને સાંભલીને તે બ્રહ્માને હરિ પોતે કેવા હવા ॥ હે બ્રહ્માજી મારા ચરણ-કમલને વિસે તમને અતિસે દઢ ભક્તિ જે તે હો ॥ ભદ્રાજી તમે પોતાના સ્થાંનક પ્રત્યે જાઓ તમારુ ભદ્ર જે કલ્યાણ તે થાસે તેમાં શંશય જાણજો માં ॥ હે વસુપુત્ર બ્રહ્માને તેણે તમને પ્રેર્યુ જે સૃષ્ટિરુપ કર્મ તેને મારી આજ્ઞાએ કરીને તમે કરો ॥ ઈ કયા

નારાયણ શ્રીનારદજીને કહે છે ॥ હે મુને નારદજી જગતના વિધાતા સહજતજ એવા બ્રહ્મા જે તે ઈશ્વર સમરથ એવા જે શ્રીકૃષ્ણ સ્વામિ તેનાં વચનને સાંભળીને ॥ રાધાજીને પ્રણામ કરીને વલિ શ્રીકૃષ્ણ સ્વામિને પ્રણામ કરીને ॥ હવે કરીને પોતાનુ આલય જે સત્યલોક તે પ્રત્યે જાતા હવા ॥ હવે નારદજી તે બ્રહ્માજી પોતાના સ્થાનક પ્રત્યે ગીયેછતે ॥ તે દેવી જે રાધાજી ને કાં એક હસવે સહીત થકા વાંકે નેત્રે કરીને શ્રીહરિ જે કૃષ્ણસ્વામી તેનો જે મુખ તેને દેખતાં હવાં ॥ અને પુલક જે રોમાવલી તેણે યુકત છે સર્વ અંગ જેનું ॥ એવા અને કાંમને બાણે કરીને અતિશે પીડાંએ થકાં ભકિતએ કરીને શ્રીહરિ જે શ્રીકૃષ્ણ તેને પ્રણામ કરીને હરિ જે શ્રીકૃષ્ણ તેનુ શયન જે શય્યા તે પ્રત્યે પામતાં હવાં ॥ અને રાધાજીની સખીઉ જે તે ચંદન અને અગર તેનો પંકજે... વલી કસ્તુરીને કુંકુમે યુકત એવું ચંદન તેને શ્રીકૃષ્ણ અને રાધાજીના [લલાટને વિસે દેતી હવીઉ અને બાંકીરીઉ જે ચંદન તે પોતાના હૃદયને વિસે દેતીઉ છે ॥ વલી જે સખિઉ જે તે સુધા જે અમૃત તેણે ભરયુ એવું અતિશે મનોહર જે રત્નજડીત પાત્ર તેને રાધાજી પ્રતિય દેતિ હવીઉ ॥ અને રાધાજી જે તે ભકિતએ કરીને મેં પાત્ર હરિને અર્થે દેતાં હવાં ॥ અને જગતિ જે ભૂમિ તેનાપતિ કેતાં સ્વામિ એવા જે શ્રીકૃષ્ણ તે અમૃતનાં પાત્રને ભોગ કરતા હવા ॥ વલી વર કેતા શ્રેષ્ઠ ॥ અને રમ્ય કેતા મનોહર અને કર્પૂર આદિ દઈ જે સુગંધ તેણે રુડી રીતે વાસેલ એવુ જે તાંબુલ પાનની બીડી તેનેં તે રાધાજી જે તે શ્રીકૃષ્ણને અર્થે દેતા હવા ॥ અને હરિ જે શ્રીકૃષ્ણ તેણે અમૃતના રસ સમાન તાંબુલ જે તે રાધાજીને પોતે દેતા હવા ॥ અને શ્રી રાધાજી જે તે તે શ્રીકૃષ્ણ સ્વામિ તેણે દીધુ એવુ જે તાંબુલ તેને શ્રીહરિને આગલ પાંતાંહવાં ॥ અને શ્રીકૃષ્ણ જે તે પોતે આવ્યુ ॥ એવુ જે તાંબુલ તેને હર્ષે કરીને રાધિકાને અર્થે દેતા હવા ॥ તે હરિએ દીધી જે પોતાની ચાવેલ બીડી તેને રાધાજી જે તે પરમ ભકિતએ કરીને ખાતાં હવાં ॥ અને તે શ્રીકૃષ્ણના સુખરુપ કમલને પીતાં હવાં ॥ અને રાધાજી તેણે ચાવ્યુ એવુ જે તાંબુલ તેને મધુસુદન જે શ્રીકૃષ્ણભગવાન તે જે યાચતા હવા ॥ તારે રાધાજી જે તે હસતાં હવાં અને તાંબુલનું ચર્વિત જે પીક તેને શ્રીકૃષ્ણને દેતા હવા ॥ અને તે રાધા તેણે હર્ષે કરીને એમ કહ્યુ તે જે તે માહારાજ હુતો કોએ નહી દઉ ॥ તારે માધવ જે શ્રીકૃષ્ણ ભગવાન તે જે તે ચંદન અને અગર વલી કસ્તુરી અને કુંકુમ તેનો ગારો એવુ જે ઉત્તમ તેને પોતે રાધિકાજીના સર્વ અંગને વિસે દેતા હવા ॥ અને જે શ્રીકૃષ્ણ ભગવાનને કામદેવ જે તે નિરંતર ધ્યાન કરે છે ॥ અને જેનાં ચરણકમલને આસરિને કામદેવ તારી હોછે ॥ ઈઈ હે શ્રીકૃષ્ણભગવાન પોતે સંતોપના કારણ થકી રાધાજીને વસ કામદેવે કરીને હોતી હવા ॥ મુને નારદજી ભગવાનના સેવક તેના સેવક તેણે સર્વે ક્ષણમાત્રનાં જિત્યાં છે તે પોતાની ઈચ્છામય એવા જે ભગવાન તે જે તે પોતાના રુપાલ થકી તે કામદેવ તેણે જિત્યા છે વલિ શ્રીકૃષ્ણ જે તે તે રાધાજીને હાથને વિસે ધારીને પોતાના હૃદયને વિસે રાાતા હવા ॥ અને રાધાજીના વસ્ત્રને શિથિલ કરતાં

આધાં કરતાં હવાં ॥ અને ચાર પ્રકારના ચુંવનને કરતા હવા ॥ અને સંભોગને યુધે કરીને કટી મેખલાની ઘૂઘરીઉ જે તે વિછિન્ન કેતાં ત્રૂટીન હોતી હવીઉ ॥ વલી તે ભગવાન ચૂંબને કરીને રાધાજીના ઓઠનો રંગ ટાલતા હવા ॥ અને બપના મલવે કરીને પત્રક જેપીલ તેને ટાલતા હવા ॥ અને શૃંગાર જે સંભોગ તેણે કરીને જે શયાપાસ તે ચોટો તે છૂડતા હવા અને મુને હે નારદજી સિંદુરનુ જે તીલક તેને પણ ટાલી નાસતા હવા ॥ અને રાધાજીનો શખીનો ગણ જે સમૂહ તે બારણે ઊભો રેતો હવા ॥ ને પોતે વલી ભગવાન તે વિપરિતાદિ ॥ જે અવલી ભોગની કીડા તેણે કરીને શૃંગારરસને ભોગવતા હવા ॥ અને તે રાધાજી જે તે નવા અમાગમ થકિ ॥ પુલક જે રોમાવલિ તેણે અંકિત કેતા ચિન્હેયુકત છે ॥ સર્વ અંગ જેનુ એવાં હોતાં હવાં ॥ સર્વે રુહાડા ઉચા થાતાં હવાં ॥ અને તે રાધાજી જે તે મૂર્છા જે પરવસણ તેને પામતાં હવાં ॥ અને રાત્રિને દિવસને તે રાધાજી ન જાણતાં હવાં ॥ અને ભગવાંનને પ્રત્યે જે મુખ ઓઠ તેણે કરી પોતાના મુખ ઓઠને ભેલાં કરતા હવા ॥ વલી અંગ જે હાથ ને પગ તેણે કરી પોતાના અંગ મેલાં કરતા હવા ॥ વલી રસમા સ્તનના જાણત એવા જે શ્રીકૃષ્ણ સ્વામી જે તે આઠ પ્રકારના શૃંગારને કરતા હવા ॥ અને વલી કાંએક હસતાં એવાં જે રાધાજી અને વક્ર કેતાં વંક છે લોચન કેતાં નેત્ર છે જેનાં એવાં જે રાધાજી તે વલી પોતાની આગલ તાણીને પોતાના જે નખ અને દાંત તેણે ચિન્હે કરિને ઘવાણુ છે સગલુ અંગ જેનુ એવીને કરતા હવા ॥ અને તે શૃંગારભોગને વિસે કંકણ જે કડા વલી કિંકણી જે કટી મેખલાની ઘૂઘરીઉ તેના વલી મંજીર જે ઝાંઝર તેના મનોહર સુંદર એવા શબ્દ જે તે સ્થાનકને વિસે શૃંગારના સંગ્રામ થકી ઉપજે એવો શબ્દ જે તે હોતો હવો વલિ હરિ જે શ્રીકૃષ્ણ તે જે તે રાધાજીને પોતા આગલ તાણીને વસ્ત્ર રહિત કરતા હવા ॥ વલિ સંભોગ જે કામક્રીડા તેણે રુષ્ટ રાજી થીયા એવા જે શ્રીકૃષ્ણ ભગવાનને રાધાજીને કૌતુકપણા થકી નિર્જન મનુષ્ય રહીત તેને ઠેકાણેને વિસે કેશ જે ચોટલો અને પેરવાના જે વસ્ત્ર તેને છોડી નાપતા હવા ॥ તે શ્રીકૃષ્ણ કેવા છે ॥ કામશાસ્ત્રને વિસે વિશારદ કેતાં ચતુર ડાયા છે ॥ અને રાધાજી જે તે ॥ ચૂડાવેસા જે મસ્તકનું વસ્ત્ર અને અશ્રુક જે બીજાં વસ્ત્ર તેણે કરીને હીન કેતા રહીત ને જે શ્રીકૃષ્ણને કરતાં હવાં ॥ તે કાજે તેમાં કોએ કોએ થકી હીન કેતાં ઓછો નથી ॥ તે એ જે શ્રીકૃષ્ણને રાધાજી તે કાર્યે જે સંભોગ કીયા તેને વિસે અતિશે વિશારદ કેતાં ચતુર છે ॥૫૫॥ વલી માધવ જે શ્રીકૃષ્ણને જે તે રાધાજીના હાથ થકી રત્નનો દર્પણ જે આરીસો તેને જે ગ્રાહ કેતાં ગ્રહણ કરતા હવા ॥ અને રાધિકાજી જે તે માધવ શ્રીકૃષ્ણ તેના હાથ થકી બલે કરીને મુખને ગ્રહણ કરતાં હવાં ॥૫૬॥ વલી માધવ જે શ્રીકૃષ્ણસ્વાંમિ જે રસે કરીને ॥ રાધાજીના ચિતનું જે હરણ તેને કરતા હવા ॥ અને શ્રી રાધિકાજી પણ જે તે ॥ રાસે કરીને ॥ માધવ જે શ્રીકૃષ્ણ તેનાં પણ મનને હરવાં હવાં ॥૫૭॥ હે

મોટા મુનિ નારદજી વલી કામદેવનો ॥ પુષ્પ તે નિપુન પામે [illegible]
અને વક્ર છે લોચન કેતાં નેત્ર જેનાં એવાં રાધાજી જે તે પ્રીતીએ [illegible]
વાલા એવા જે શ્રીકૃષ્ણ તેને અર્થે મુરલીને દેતાં હવાં ॥૫૮॥ તારે શ્રીકૃ[illegible]
તે દર્પણ આરીસો તેને દેતાં હતાં ॥ અને અતિ ઉજ્જ્વલુ એવુ ક્રીડાને અર્થે [illegible]
તેને પણ દેતા હવા ॥ અને પોતાને ક્રીડાને અર્થે પણ કમલને હાથમાં કરતાં હવાં ॥
કબરી જે કેશ તેને વિશે મનોહર એવુ જે સિંદૂરનું તિલક તેને જે દેતાં હવાં ॥૫૯॥
અને નાના પ્રકારની પિલ કરતાં હવાં ॥ એવી રીતનો રાધાજીના વેશન કરી જે તે કરતા
હવા ॥ એવા વેશને વિસ્વકર્મા જે દેવતાનો સિલપિ તે કસુ મિતે પણ નથિ જાણતો ॥
તો બીજાનું જે સખીઉ તેને વિસેસહી વાર્તા કહી કેતાં જાંણે નહી ॥ ૬૦ ॥ અને
જેવારે રાધાજી જે તે શ્રીકૃષ્ણનાં વેસને કરવાને કાંજે તત્પર સાવધાન થાતા હવાં ॥
તે વારે તે શ્રીકૃષ્ણ સ્વાંમી જે તે ॥ કૈશોર જે તે પનર વરસની અવસ્થાને ત્યાગ
કરીને શિશૂ જે બાલક તેને રુપે હોતો હવા ॥ તારે રાધાનુ જે તે બાલક એવા જે
શ્રીકૃષ્ણસ્વામી તેને દેખતા હવાં ॥ તે બાલકરુપે સ્વામિ કેવા છે રુદંતિ કેતાં રોતા છે ॥
અને જાંણીએ ભુખે કરીને પિડાતા છે ॥ જેવા પ્રથમનંદજીએ પોતાને દીધા તેવા જ
બીકૃષ્ણ ॥ અને અચ્યુત કેતાં અવિનાશી તેને દેખતાં હવા ॥ ૬૨ ॥ તે વારે સતિ
રાધાજી તે અતિશે ઉવાછિ એવુ જે હૃદય તેણે કરીને નિશાસાને મૂકતાં હવાં ॥ અને
ઈયાં ત્યાં ચારે દીસામાં તે યૌવને રુપે વિયોગે કરીને આતુર આકુલા છે ॥ ૬૩ ॥
અને વલી તે શ્રીકૃષ્ણ સ્વાંમિનો ઉદ્દેશ કરીને કેતાં જણાવવા માટે ॥ જે વક્રોક્તિ મર્મનાં
વચન તેને કેતાં હવાં ॥ એ માયાના સ્વામિન્ મુસરપિ જે કિંકરી જે દાસી તે પ્રત્યે
માયાને કાટને તમે કેમ કરો છો ॥ ૬૪ ॥ તો રાધા ઈ રીતે એમ કહીને ॥ મૂર્છા
પડી જાતાં હવાં ॥ વલી અતિશે રોતાં હવાં ॥ અને સ્થાનકને વિસે શ્રીકૃષ્ણસ્વામી પણ
જે તે રોતા હવા ॥ અને ત્યારે અશરીરણી કેતાં આકાશવાંણી હોતી હવી ॥ ૬૯ ॥
તેણે એમ કહ્યુ જે રાધાજી તમે કેમ રુહો છો ॥ અને શ્રીકૃષ્ણના ચરણ કમલને
સમરણ કરો ॥ ને જ્યાં લગે રાસનું મંડલ થાસે ॥ ત્યાં સુધી રાત્રીને વિસેં
શ્રીકૃષ્ણસ્વામિ ઈયાં આવશે ॥ તમે હરિ શ્રીકૃષ્ણને સાંભલીને રાત્રીએ વિસે નિત્યે
પ્રીતિને કરસો ॥ અને હમણા છાયા જે તમારો પ્રતિબિંબ તેને કરિને તમે પોતે
પોતાંના ઘરુને વિસે આવો અને રૂહો મા ॥ ૬૭ ॥ હમણા માયાના સ્વામી
એવા જે શ્રી કૃષ્ણરુપે સહજાનંદ રુપે પ્રગટ છે તેવા બાલક રુપને પ્રાણનાં
પતિને ખોલામાં કરીને શોકનો ત્યાગ કરો અને પોતાના વર પ્રત્યે જાયો ॥ ઈ રીતે હે
નારદજી સુંદરી જે રાધાજી તે આકાશવાંણી તેણે પ્રતિ બોધ જે જ્ઞાન સમઝણ તેને
પમાડતા હવાં ॥ ૬૮ ॥ એવી રીતનાં જે વચન તેને રાધાજી સાંભલીને તે બાલક જે
શ્રીકૃષ્ણ સ્વામી તેને ખોલામાં તેડીને રત્નનો મંડપે કરી શોભાયમાંન એવુ જે પુષ્પનું
ઉદ્યાન વન તેને દેખતાં હવાં ॥ ૬૯ ॥ વલી તેવા રાધાજી તૂર્ણા કેતાં તત્મલ વૃંદાવન

ઘરિ નંદજીનાં મંદિર પ્રત્યે પામતાં હવાં ॥ તે હે નારદજી રાધાદેવી જે તે મનના સરખો છે વેગ જેનો એવાં તે એમ મટકાંનો અર્ધમાત્રે કરીને નંદના ઘર પ્રત્યે પામ્યાં ॥૭૦॥ વલી તે રાધા જે તે કેવાં છે ॥ તો મેઘે ભીનાં છે મનોહર વસુવાતે પોતાનાં વસ્ત્ર જેનાં ॥ અને રાતાં છે લોચન કેતાં નેત્ર જેનાં ॥ અને તે રાધાજી જે તે યશોદાને કાજે બાલકરૂપ જે શ્રીકૃષ્ણ સ્વામી તેને દેવાને કાજે તત્પર થકાં તે યશોદાજી પ્રત્યે બોલતાં હવાં ॥૭૧॥ હે યશોદાજી અતિશે સ્થૂલ પુષ્ટ એવા જે તમારા શિશુ બાલક જેવા શ્રી કૃષ્ણ તેતો સહેજ છે ॥ અને ભુખમાં તો અતિશે આતુર આકલા છે તેને તમે ગ્રહણ કરો ॥ અને મુને તો બાઇ ગોકુલને વિસે તમારા સ્વામી જે નંદજી તેણે દીધા અને હું તો તમારા પુત્ર સારુ અતિ પોતાના જે કષ્ટ તેને પાંમી હતી તે કહીને યશોદાને બાલક દેતા હવા ॥૭૨॥ અને વલી મારાં વસ્ત્ર વૃષ્ટિમાં ભીંજણા અને મેઘ કરીને ઢંકાણો એવો અતિશે દુર્દિનો જે દિવસ છે વાટમાં પાણીના છાબા ભરયાં છે અતિશે ચલાવતાં નહી એવા માર્ગમાં યશોદાજી હું તો તેડવાને કાજે અસમરથ હોતી હવી ॥૭૩॥ હે કલ્યાણી આપ તમે બાલકને ગૃહણ કરો ॥ અને સ્તનપાંન કઇને પ્રબોધયે કેતાં જગાઓ ॥ અને મુને તો ઘરમુકે ઘણી વાર થઈ છે ॥ તે માટે મારા ઘર પ્રત્યે જાઉ છઉ ને હે સતિપતિવ્રતા તમે તમારે સુખે રહો એમ રાધાજી યશોદાને કેતાં હવા ॥૭૪॥ હે નારદજી ઈ રીતે કહીને બાલક જે શ્રીકૃષ્ણ સ્વામી તેને દઈને ॥ સતિ જે રાધાજી તે પોતાને ઘર પ્રત્યે જાતા હવાં અને યશોદા જે તે બાલકને પમાડીને તેડીને સ્તનપાંનને દેતાં હવાં ॥ અને ચુંબન જ બાકિ દેતાં હવાં ॥૭૫॥ અને બારણીયાં તે રાધાજી પોતાના ઘરનાં કર્મને વિસે વલગાવતાં હવા ॥ અને રાત્રને વિશે નિત્યે તે હરિ જ શ્રીકૃષ્ણ તે સંઘાતે તે વૃંદાવનને વિસે રતિ જે ક્રીડા તેને કરતા હવાં ॥૭૬॥ હે વત્સ બહ્માપુત્ર નારદજી ઈ રીતે એમસુ ભજે શ્રીકૃષ્ણનું ચરિત્ર તે તમને કયુ ॥ તે સુખનુ દેતલ છે ॥ અને મોક્ષનું દેતલ છે ॥ અને પુણ્યનાં પવિત્ર છે ॥ અને વલી અમર કેતાં બીજુ જ શ્રીકૃષ્ણનું ચરિત્ર તે તુને કહુ ॥૭૭॥

ઇ રીતે શ્રીબહ્મવૈવર્ત મહાપુરાણને વિસેં શ્રીકૃષ્ણજન્મ ખંડ નામે ગ્રંથને વિસે રાધા અને શ્રીકૃષ્ણ તેનો વિવાહનો નવો સમાગમ મલવુ તેની વાર્તા કહી અને નામે પનરમો અધ્યાય થીયો ॥



# પરિશિષ્ટ—૨

## નિષ્કુળાનંદના જીવનની મહત્ત્વની આનુપૂર્વી

| | | |
|---|---|---|
| (૧) | પૂર્વાશ્રમનું નામ અને જાતિ | લાલજી સુતાર |
| (૨) | જન્મસ્થાન અને સંવત | શેખપાટ સં. ૧૮૨૨ |
| (૩) | માધવજી નામનો પ્રથમ પુત્ર | સં. ૧૮૫૬ |
| (૪) | કાનજી નામનો દ્વિતીય પુત્ર | સં. ૧૮૫૯ |
| (૫) | દીક્ષાસ્થાન અને સંવત | આધોઈ સં. ૧૮૬૦ |
| (૬) | પ્રથમ કૃતિ "યમદંડ" | સં. ૧૮૬૦ |
| (૭) | અંતિમ કૃતિ "ભક્તનિધિ" | સં. ૧૯૦૨ |
| (૮) | દેહોત્સર્ગસ્થાન અને સંવત | ધોલેરા. સં. ૧૯૦૪ |



# પરિશિષ્ટ — ૩

## નિષ્કુળાનંદના નવીનતમ વિશિષ્ટ શબ્દો

| શબ્દ | કૃતિનું નામ | પૃષ્ઠ સંખ્યા |
|---|---|---|
| અજિન (ચામડું) | હરિબળ ગીતા | ૨૦૩ |
| અલેખધર (અનંત) | ભક્તચિંતામણિ | ૧૩ |
| અરત્રક (રૂધિર) | એજન | ૬ |
| આખુ (ઉંદર) | એજન | ૫૭ |
| કણું (અનાજ) | એજન | ૪૨૯ |
| કર ભામીને (હાથ જોડીને) | એજન | ૨૫૦ |
| કરવાલ (તરવાર) | એજન | ૨૫૦ |
| ઠંડાણ (ઘોડો) | એજન | ૨૩૫ |
| કોળી (ઘાસની પૂળી) | ધીરજાખ્યાન | ૨૪૭ |
| ખેરી (બકરી) | વચનવિધિ | ૧૨૦ |
| ગોધૂમ (ઘઉં) | ધીરજાખ્યાન | ૨૪૭ |
| જોખો (નુકસાન) | સારસિદ્ધિ | ૧૪૮ |
| દાત્ય (ભેટ) | ભક્તચિંતામણિ | ૨૯ |
| પરવરે (જાય) | એજન | ૨૫૦ |
| પોત (વહાણ) | એજન | ૩૨૫ |
| બેડી (ખરીદી) | એજન | ૪૨૯ |
| મશક (મચ્છર) | એજન | ૫૪ |
| મિરાત્ર (સંપત્તિ) | એજન | ૫૯ |
| મેશરે (કારણથી) | એજન | ૫૪ |
| રુખ (ઝાડ) | એજન | ૫૮ |
| રેણિ (રાત) | એજન | ૨૫૧ |
| રોગારિ (વૈદ્ય) | એજન | ૪૫૩ |
| વિગ્રહ (દેહ) | પુરુષોત્તમપ્રકાશ | ૩ |
| વેજું (નિશાન) | ભક્તચિંતામણિ | ૩૦૦ |
| ષંઢ (નપુંસક) | વચનવિધિ | ૧૦૧ |

# પરિશિષ્ટ—૪

## સંદર્ભગ્રંથોની યાદી


| | ગ્રંથ | લેખક |
|---|---|---|
| ૧ | અખાના છપ્પા | સં. ઉમાશંકર જોષી |
| ૨ | અક્ષરાનંદ સ્વામીની વાતો | સં. બ્રહ્મચારી ગદાધરાનંદ |
| ૩ | આત્યંતિક કલ્યાણ | સ્વામી નંદકિશોરદાસજી |
| ૪ | આધારાનંદ સ્વામીની વાતો | પ્ર. સત્સંગ સાહિત્ય કાર્યાલય રાજકોટ. |
| ૫ | કવિચરિત ભાગ ૧–૨ | કે. કા. શાસ્ત્રી |
| ૬ | કાદમ્બરી (પદ્યાનુવાદ) | ભાલણ |
| ૭ | કીર્તનસાર સંગ્રહ ભાગ ૧–૨ | સં. હરિજીવનદાસ શાસ્ત્રી |
| ૮ | ગુજરાત—એક સાંસ્કૃતિ વ્યકિત અને આદિવચનો | ક. મા. મુનશી |
| ૯ | ગુજરાતી સાહિત્ય | અનંતરાય રાવળ |
| ૧૦ | ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો | ડૉ. મંજુલાલ મજમુદાર |
| ૧૧ | ગુણાતિતાનંદ સ્વામીની વાતો | પ્ર. સત્સંગ સાહિત્ય કાર્યાલય, રાજકોટ |
| ૧૨ | દયારામકૃત રસિકવલ્લભાદિ | સં. હરગોવિંદદાસ કાંટાવાળા અને નાથાશંકર |
| ૧૩ | દયારામ રસસુધા | સં. શં. છ. રાવળ |
| ૧૪ | દેવાનંદ કાવ્ય | સં. શાસ્ત્રી નારાયણસેવાદાસજી |
| ૧૫ | ધીરાભકતકૃત કવિતા | સં. હરગોવિંદદાસ કાંટાવાળા અને નાથાશંકર |
| ૧૬ | નરસિંહકૃત કાવ્ય સંગ્રહ | સં. ઈચ્છારામ દેસાઈ |
| ૧૭ | નવ યોગેશ્વરો | રાજકવિ માવદાનજી |
| ૧૮ | નળાખ્યાન | પ્રેમાનંદ |
| ૧૯ | નિર્ગુણદાસ સ્વામીની વાતો | પ્ર. સત્સંગવિજય ઓફિસ, જામનગર |
| ૨૦ | નિષ્કુળાનંદ કાવ્ય | પ્ર. શેઠ લક્ષ્મણદાસ માવજી |
| ૨૧ | નિષ્કુળાનંદ કાવ્યમ્ | સં. હરજીવનદાસ શાસ્ત્રી |
| ૨૨ | પરિષદ પ્રમુખોનાં ભાષણો | સં. સાહિત્ય પરિષદ |

| | ગ્રંથ | લેખક |
|---|---|---|
| ૨૩ | પ્રાચીન ગુજરાતી છંદો | રા. વિ. પાઠક |
| ૨૪ | પ્રેમાનંદ કાવ્ય ભાગ ૧–૨ | સં. ઈશ્વરદાસ દેસાઈ |
| ૨૫ | પ્રેમસખી પ્રેમાનંદ | ડૉ. હરિપ્રસાદ ઠક્કર |
| ૨૬ | બૃહત્કાવ્યદોહન ભાગ ૧ થી ૮ | સં. ઇચ્છારામ દેસાઈ |
| ૨૭ | બ્રહ્મસંહિતા | રાજકવિ માવદાનજી |
| ૨૮ | બ્રહ્માનંદ કાવ્ય | પ્ર. ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ |
| ૨૯ | ભક્તચિંતામણિ | સં. સ્વયંપ્રકાશદાસજી |
| ૩૦ | ભોજાભક્તકૃત કવિતા | સં. હરગોવિંદદાસ કાંટાવાળા અને નાથાશંકર |
| ૩૧ | મધ્યકાળના સાહિત્યપ્રકારો | ડૉ. ચંદ્રકાંત મહેતા |
| ૩૨ | મધ્યકાળનો સાહિત્યપ્રવાહ ખંડ–૫ | સં. ક. મા. મુનશી |
| ૩૩ | મીરાંનાં પદો | સં. ભૂપેન્દ્ર ત્રિવેદી |
| ૩૪ | મુક્તાનંદ કાવ્યમ્ | સં. હરજીવનદાસ શાસ્ત્રી |
| ૩૫ | મંજુકેશાનંદ કાવ્ય | સં. કૃષ્ણસ્વરૂપદાસ અને જ્ઞાનપ્રકાશદસ |
| ૩૬ | વચનામૃત (૨૭૩) | સં. સ્વયંપ્રકાશ શાસ્ત્રી |
| ૩૭ | વિવેચના | વિષ્ણુપ્રસાદ ત્રિવેદી |
| ૩૮ | વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ | દુર્ગાશંકર શાસ્ત્રી |
| ૩૯ | સત્સંગીજીવન પ્રકરણ ૧ થી ૫ | શતાનંદ મુનિ |
| ૪૦ | સહજાનંદ સ્વામી | કિશોરલાલ મશરૂવાળા |
| ૪૧ | સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓ (અપ્રકટ મહાનિબંધ) | ડૉ. મહેન્દ્ર પંડ્યા |
| ૪૨ | સ્વામી નિષ્કુળાનંદના કીર્તનનો ચોપડો (અપ્રકટ) | સ્વામીનારાયણ મંદિર, વડતાલ |
| ૪૩ | સ્વામી સહજાનંદ | મણિલાલ ભાલજા |
| ૪૪ | શિક્ષાપત્રી | સં. રમેશચંન્દ્ર પંડ્યા |
| ૪૫ | શિક્ષાપત્રી (સમશ્લોકી) | કવિ નાનાલાલ |

| ગ્રંથ | | લેખક |
|---|---|---|
| ૪૬ | શૈવધર્મનો સંક્ષિપ્ત ઈતિહાસ | દુર્ગાશંકર શાસ્ત્રી |
| ૪૭ | હરિલીલામૃત ભાગ ૧–૨ | આચાર્ય વિહારીલાલજી |
| ૪૮ | હરિલીલાષોડશકળાનો ઉપોદ્ઘાત | અંબાલાલ જાની |
| ૪૯ | શ્રીકૃષ્ણજન્મચરિત્રખંડ (ગદ્ય) (અપ્રગટ) | નિષ્કુળાનંદ |
| ૫૦ | શ્રીજીની પ્રસાદીના પત્રો | સં. માધવલાલ કોઠારી |

## હિન્દી

| | | |
|---|---|---|
| ૫૧ | રીતિકાલીન કવિતા એવં શૃંગારકાવ્ય-વિવેચન | રામેશ્વરપ્રસાદ ચતુર્વેદી |
| ૫૨ | હિન્દી સંત સાહિત્ય | ડૉ. ત્રિલોકીનારાયણ દીક્ષિત |

## અંગ્રેજી

| | | |
|---|---|---|
| ૫૩ | ગુજરાત એન્ડ ઈટસ લિટરેચર | ક. મા. મુનશી |

## સંસ્કૃત

| | | |
|---|---|---|
| ૫૪ | ભર્તૃહરિનું વૈરાગ્યશતક | ભર્તૃહરિ |

## સામયિકો

| | | |
|---|---|---|
| ૫૫ | બુદ્ધિપ્રકાશ | ઈ. સ. ૧૮૬૨ની ફાઈલો |

